લેકીકૃત.

# યૂરોપમાં બુદ્ધિસ્વાતંત્ર્યનો ઇતિહાસ.


અનુવાદ કરનાર,

દુર્ગાશંકર પ્રાણજીવન રાવળ, બી. એ.

સંસ્કૃત પ્રોફેસર, કેનેડિયન મિશન કોલેજ,—ઇંદોર.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, તરફથી

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.

આસિ. સેક્રેટરી—અમદાવાદ.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૬૮. ઈ. સ. ૧૯૧૧.

કીમત ~~બાર આના~~.


૨૫=૦૭

# ઉપોદ્ઘાત.

કાઠીઆવાડના તત્ત્વજ્ઞાની મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણીની યાદગીરી કાયમ રાખવા સારૂ જુનાગઢમાં એક સ્મારક ફંડ કરવામાં આવ્યું હતું. તે ફંડમાં ભરાએલા રૂ. ૨૦૦૦ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના ટ્રસ્ટમાં સન ૧૮૮૬ ની સાલમાં તે ફંડના સેક્રેટરીઓએ સોંપ્યા હતા, તેની સાડા ત્રણ ટકાની સરકારી પ્રોમીસરી નોટો સોસાઇટીએ લીધેલી છે. તેના વ્યાજમાંથી ન્યાય, મીમાંસા, વેદાંત વગેરે સંસ્કૃત પુસ્તકો ઉપરથી ભાષાન્તરરૂપે અથવા અસલ ગ્રંથો, તેમજ ઇંગ્રેજી પુસ્તકો ઉપરથી ન્યાય (લૉજિક), અર્થશાસ્ત્ર, રશાયણ શાસ્ત્ર, ખગોળ વગેરે વિષયો ઉપર પુસ્તકો લખાવવાનો ઉદ્દેશ છે. તે અન્વયે આજ સુધીમાં સદરહુ ફંડ ખાતેથી પારિતોષિક આપીને નીચેનાં પુસ્તકો રચાવી, "મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણી ગ્રંથમાળા." તરીકે ગુ૦ વ૦ સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છેઃ—

| | | |
|---|---|---|
| ૧. | દર્શન શાસ્ત્ર સંબંધી ચર્ચા. | ૦—૩—૦ |
| ૨. | પાતંજલ-યોગ દર્શન. | ૨—૦—૦ |
| ૩. | શ્રી બ્રહ્મસૂત્ર શાંકર ભાષ્યાનુવાદ, પ્રથમ ભાગ. | ૫—૦—૦ |
| ૪. | શ્રી બ્રહ્મસૂત્ર શાંકર ભાષ્યાનુવાદ, દ્વિતીય ભાગ. | ૫—૦—૦ |
| ૫. | યૂરોપમાં બુદ્ધિ સ્વાતંત્ર્ય. | ૦—૧૨—૦ |

અમદાવાદ તા ૨૨-૧૨-૧૧

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઑફિસ.

# યૂરોપમાં બુદ્ધિસ્વાતંત્ર્યનો પવન તેના ઉદય અને કાર્યનો ઇતિહાસ.

---

## ઉપોદ્‌ઘાત.

—××—

ઈ. સ ૧૮૬૫ ના જાન્યુઆરી માસમાં ઈંગ્લાંડના ઇતિહાસ કર્ત્તા વિલ્યમ હાર્ટપોલ લેકીએ 'યૂરોપમાં બુદ્ધિસ્વાતંત્ર્યનો ઇતિહાસ' બહાર પાડયો, ત્યારથી આજ સુધીમાં તે પુસ્તક ૧૮ વખત છપાયું છે, તથા યૂરોપની ઘણી ખરી ભાષાઓમાં તેના તરજુમા થયા છે; આવા ઉપયોગી પુસ્તકનો અનુવાદ પ્રસિદ્ધ કરવાનું કામ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ માથે લીધું, તે તેના નેતાઓને તથા ગુજરાતી વાઙ્મયને ઘણું શોભાપ્રદ છે, કેમકે આ ગ્રંથનો અનુવાદ હિંદુસ્તાનની બીજી કોઇ પણ ભાષામાં થયેલો જણાતો નથી.

યૂરોપીય પ્રજાઓના આધુનિક અને મધ્ય કાલીન વિચારો તથા રહેણી કરણીમાં ઘણોજ તફાવત નજરે પડે છે, તેનું કારણ મી. લેકીના શબ્દોમાં "બુદ્ધિસ્વાતંત્ર્યના પવનનો ફેલાવો" છે, એમ કહી શકાય. પાશ્ચાત્ય સંસ્કૃતિમાં જે જે પ્રજાઓ તથા વર્ગોનો સમાવેશ થાય છે, તે સર્વમાં આ 'પવન' પ્રસરેલો છે. 'બુદ્ધિસ્વાતંત્ર્ય' એ નામનો અમુક દલીલોથી ઘડી કહાડેલો કોઇ સિદ્ધાન્ત નથી, પણ તે માત્ર એક પ્રકારનું માનસિક વલણ છે, અને તેનું લક્ષણ એવું છે કે જાદુ અને ચમત્કારી બનાવો તરફ, દૈવી શક્તિ તથા દૃષ્ટિ ધરાવવા સંબંધી માનવીઓના ડોળ તરફ, તેમજ કહેવામાં આવતા દેવતાઇ અંતરાયો તરફ શ્રદ્ધા રાખવી નહીં. છેલ્લાં દશેક વર્ષ થયાં લંડનમાં સ્થપાએલ 'બુદ્ધિસ્વાતંત્ર્ય સાહિત્ય પ્રકાશક' મંડળે ઘણો વિચાર કરી નીચે પ્રમાણે 'બુદ્ધિસ્વાતંત્ર્યની' વ્યાખ્યા ગ્રહણ કીધી છે:—**"તમામ પ્રકારની સ્વચ્છંદ કલ્પના અથવા પ્રમાણોથી અબાધ્ય, અનુભવ ગમ્ય :તત્વદર્શન તથા નીતિદર્શન સ્થાપવાનો ઉદ્દેશ**

**ધરાવનારૂં, વિવેક શક્તિનું સંપૂર્ણ સામ્રાજ્ય સ્વીકારનારૂં માન-સિક વલણ,"** એ બુદ્ધિસ્વાતંત્ર્યની વ્યાખ્યા આપી શકાય. આ વલણ યૂરોપમાં ગોળ, ભૂસ્તર, શારીર વગેરે ભૌતિક શાસ્ત્રોના વિકાસથી ઘણુંજ વૃદ્ધિ પ છે, અને એશિયામાં પણ પાશ્ચાત્ય સંસર્ગના બળે તેનાં બીજ સર્વત્ર વેરાવા લાગ્યાં છે. આ બીજ પશ્ચિમ હિંદની સાહસિક અને વ્યાપારદક્ષ ગુર્જર ભૂમિમાં યોગ્ય પોષણ પામી તેને જલદી ફલવતી કરે, એવા હેતુથી આ અનુવાદ કરવામાં આવ્યો છે.

ગ્રંથ કર્તાની ભાષા ભારવિના ટીકાકાર મલ્લિનાથના શબ્દોમાં કહીએ તો 'નારિએળના ફળ સમાન ઉત્તમ અને મધુર, પણ સાર પૂર્ણ અને ગર્ભિત' છે. તેની વિવેચન–રીતિ શોધક અને ગંભીર હોવા છતાં એટલી બધી મનોહર અને સચોટ છે કે જન્મથી ઘડાઈ ગયેલા વજ્રલેપ જેવા સંસ્કારોને પણ તે પોતાના શાંત પણ પ્રબળ વહનમાં નિર્મૂળ કરી ખેંચી જાય છે. ઉષઃકાળનાં કિરણ ફૂટતાં જેમ અંધકારની સૃષ્ટિનો લોપ થાય છે, તેમ આ પુસ્તક વાંચતાં ભૂત પ્રેતાદિ વહેમો, દેવતાઈ ચમત્કારો વગેરે મગજમાંથી લય પામે છે; અને તેમ કરવામાં ગ્રંથકાર એક નવીજ વિ-વાદ શૈલીનો ઉપયોગ કરે છે. બીજા વિદ્વાનોની પેઠે અમુક બાબતના સત્યાસત્યનો નિર્ણય કરવા માટે બંને પક્ષની દલીલો રજુ કરી તેમાંના એક પક્ષનું આધિક્ય ઠરાવવા તે બિલકુલ શ્રમ લેતો નથી; પણ સિકંદર બાદશાહે ઇરાન જીતવાને પ્રસંગે 'ગોર્ડિઅનની ગૂઢ ગ્રંથિ' ઉકેલવાને બદલે જેમ કાપી નાંખી, તેમ તે ઉપરની હકીકતોનું અસંભવિતપણું એકદમ આપણને પ્રત્યક્ષ કરાવે છે. ટુંકામાં આખા ગ્રંથનો સાર નીચેના એકજ વાક્યની અંદર આવી જાય છે. **"ગમે તેવી સાચી અને સજજડ દલીલોથી મનુષ્યોના વિચાર બદલાતા નથી, અથવા તેમાં સુધારો થતો નથી, પણ વિચાર અને વર્તનમાં ફેરફાર થવાનું ખરૂં કારણ આસપાસની પરિસ્થિતિ છે."** હિંદુસ્તાનની વર્તમાન સ્થિતિ એક મહાન સંક્રાંતિ-કાળની છે; અને તેવે સમયે આ સૂત્રની ઉપયોગિતા ઘણી મોટી છે. આ સૂત્ર આપણા હાલના ઉત્સાહી સુધારકોએ તથા અન્ય દેશભક્તોએ મનન કરવા

જેવું છે. આપણે શાળાઓમાં યૂરોપનો ઇતિહાસ ભણીએ છીએ પણ તેમાંથી યૂરોપ વાસીઓના વિચારો કાળક્રમે કેવી રીતે અને ક્યાં કારણોથી બદલાતા ગયા, તે સંબંધી કાંઇ પણ જ્ઞાન મળતું નથી. આ સર્વ જ્ઞાન આ પુસ્તકમાંથી મળે છે. પણ તેમાં વર્ણવેલી હકીકતોપર વિશેષ અજવાળું પાડવા માટે યૂરોપના ઇતિહાસમાં બનેલા છેલ્લા ૧૯ સૈકાના મુખ્ય મુખ્ય બનાવોનું સ્થૂલ દર્શન કરવાની જરૂર છે.

ઇસુ ખ્રિસ્તના પહેલા સૈકામાં દૃષ્ટિ ફેંકતાં રોમન સામ્રાજ્યે જગતમાં કરેલા દિગ્વિજયનાં વિચિત્ર પરિણામો દેખાવા લાગે છે. જેઓને બેડીઓ પહેરાવી રાજધાનીમાં લાવવામાં આવ્યા હતા, તેઓજ છેવટે તેના સ્વામિ થઇ પડયા. યુદ્ધમાં ઘણી નિર્દયતા વાપરી અનેક પ્રજાઓપર તેણે જીત મેળવી, પણ આખરે વશ થયેલા પરદેશી લોકોની સંખ્યા એટલી બધી ઉભરાવા લાગી કે જાહેર પ્રજામતમાં મોટા મોટા અધિકાર ભોગવવામાં, રાજ્ય કારભાર ચલાવનારી સભામાં, અને છે-ટે રાજ્ય ગાદી બથાવી પાડવામાં તેઓ ફતેહમંદ નીવડયા. આવી રીતે અતિશય રાજ્ય લોભ અને દિગ્વિજયનાં ફળ બુરાં આવ્યાં. જે લોકોએ દુનિયાને વશ કરી અનેક પ્રજાઓની સ્વતંત્રતા છુંદી નાખી હતી, તેમનાજ પુત્રોની કેળવણી કેવળ ગુલામોના હાથમાં મુકાવાથી તેઓ હરેક પ્રકારે ભ્રષ્ટ થયા. આ યુવાનો મોટી ઉમરે પહોંચતાં ઘોડા, નાટકો અને ગુલામોની મરણતોલ કુસ્તી સિવાય બીજા કશામાં સમજતા નહીં. તેઓનાં માબાપ પણ અનીતિમાં ડૂબેલાં હતાં. દક્ષિણ ઇટલીનું વાતાવરણ જાણે અનીતિથી ભરપૂર થઈ ગયું હોય, એમ દીસતું હતું. રોમનો ઇતિહાસ લખનાર ગિબન જણાવે છે કે આ વેળા રોમન સલ્તનતમાં છ કરોડ ગુલામો હતા, અને તેમના ઉપર એટલો બધો જુલમ થતો કે એક ધણીનું ખૂન થતાં ૪૦૦ ગુલામોને ફાંસી ચડાવવામાં આવ્યા હતા ! આ સઘળું છતાં રોમમાં ધર્મ સંબંધી જુલમ બિલકુલ નહતો, તે આપણે યાદ રાખવું ઘટે છે.

પણ બીજા સૈકામાં જ્યારે યાહુદી પ્રજાએ બળવો કર્યો, ત્યારે રોમન સલ્તનતની ધર્મ ક્ષાંતિ અદૃશ્ય થઇ ગઈ. ત્રણ વર્ષ લગી હેડ્રિઅન બાદ્-

શાહે ભયંકર યુદ્ધ ચલાવી તેમનાં પાંચ લાખ માણસોને કાપી નાંખ્યાં, અને છેવટે તેમનું ભવ્ય દેવળ જમીનદોસ્ત કરી તે જગો પર હળ ફેરવ્યો. હવે જાણે પૃથ્વી પરથી યાહુદી પ્રજાનું નામ નિશાન પણ ચાલ્યું ગયું, અને રોમન સામ્રાજ્યની ફતેહનો ડંકો વાગ્યો! પણ ૧૮૦૦ વર્ષની આખરે આજે યાહુદી પ્રજા આખી દુનિયામાં સર્વત્ર પ્રસરેલી, સમૃદ્ધિમાન અને બલવતી માલમ પડે છે, જ્યારે તેનો નાશ કરનાર રોમન રાજ્ય અનેક સૈકા થયાં પોતેજ નાશ પામ્યું છે!!

ત્રીજા સૈકાની શરૂઆતમાં રોમન સલ્તનતની દરેક સરહદપર ગીધનાં ટોળાંની માફક ગૉથ, ફ્રેંક, ટ્યુટન, વેન્ડલ, હુણ–ઇત્યાદિ અનેક જંગલી જાતો જાણે શિકારપર તલપીને બેઠી હોય એવો દેખાવ પ્રત્યક્ષ થાય છે.

પણ છઠ્ઠો સૈકો ઉતરતાં તમામ યૂરોપ શૂન્યવત્ ભાસે છે. સીઝરોએ બંધાવેલી હવેલીઓમાં ગરોળી અને દેડકાં કરોળીઆ અને કીડીઓ સિવાય બીજું કોઇ પ્રાણી નજરે પડતું નથી. વખતે અહીં તહીં કોઇ કુંજ કે ઝરો દેખાય છે, પણ તેમાંથી પરીઓ અને હરણો તો ક્યારનાં ચાલ્યાં ગયાં લાગે છે; અને પક્ષીઓના કિલોલ અથવા કોઈ જંગલી પશુઓના નાદ સિવાય બીજો કાંઈ અવાજ સંભળાતો નથી.

ત્રણસો વર્ષની અંદર જંગલી લોકોએ રોમની આવી વિપરીત દશા કરી દીધી, અને ઓછામાં પૂરૂં હવે મરકીનો યુગ બેઠો. કોન્સ્ટેન્ટિનોપલમાં દરરોજ ૧૦,૦૦૦ માણસો મરણ પામતા. આવી રીતે આફ્રિકાને કિનારે તથા યૂરોપની અંદર ઈ. સ. ૫૪૨ થી ૫૯૪ સુધી પર વર્ષ મરકી ચાલી.

બીજી તરફથી બ્રિટનમાંથી રોમન લશ્કર ઘણા વખત પહેલાં ચાલ્યું ગયેલું હોવાથી, તથા લોકો પોતાના રક્ષણ વાસ્તે બીજાપર આધાર રાખતાં શીખેલા હોવાથી, ટ્યૂટન ચાંચીઆ અતિશય ક્રૂરતાથી તેઓનો સંહાર કરવા લાગ્યા હતા. દયાનો અંશ તો તેમનામાં હતો નહીં, અને યુદ્ધ તથા લૂટફાટ એતો તેમના પ્રાણ હતા. આવી રીતે બિચારી બ્રિટન પ્રજા લગભગ નાશ પામી.

અનેક સૈકા થયાં આ જંગલી જાતો ભટકતી હોવાથી સ્થાયી મુકામની કીમત હવે તેમને સમજાવા લાગી હતી. જ્યારે તેમણે સાંભળ્યું કે માત્ર થોડું યુદ્ધ કરવાથી કરોડો એકર રસાળ જમીન હાથમાં આવે તેમ છે, ત્યારે તેમનાં અસંખ્ય ટોળાં તીડની પેઠે યૂરોપ પર ઘૂમવા લાગ્યાં. રોમન પ્રજા જીર્ણ થઇ, નિર્વીર્ય બની મરણ પથારીએ પડેલી પ્રજા પણ આ લોકો તો જાણે કુદરતના ખોળામાંથી તાજા નીકળ્યા હોય, એવું હતું. વ્યક્તિનું સ્વાતંત્ર્ય એ તેમનું મુખ્ય લક્ષણ હતું. ગુલામગિરીમાં તેઓ સમજતા નહીં. દરેક કુટુંબ દરજ્જામાં સરખું હતું. જે કુટુંબનો નેતા વિશેષ બળવાન હોય, તેની સરદારી નીચે આખું ટોળું લડવા જતું. આ લોકો કુદરતને પૂજતા, અને કુદરતના કાયદા સિવાય બીજાં બંધનોને તેઓ આધીન ન હતા. રોમન સલ્તનતમાં તેઓનું આવવું કુદરતના બનાવોને મળતું લાગતું. વિશાળ પ્રદેશો પર આકાશી તોફાનોની પેઠે સપાટાબંધ તેઓ ફરી વળતા, અને તેમનો નાશ કરતા. પવનની પેઠે તેઓના સપાટા એકાએક અને ચોતરફ ફેલાઇ જતા. પણ જીર્ણ થયેલી પૃથ્વીમાં તેઓ સારાં બીજની માફક વેરાઇ ગયા, અને યૂરોપની હાલની ઉત્સાહી પ્રજાઓ તેમાંથી શી રીતે ઉત્પન્ન થઇ, તે છેલ્લાં ૧૨૦૦ વર્ષનો યૂરોપનો ઇતિહાસ બતાવી આપે છે.

યૂરોપમાં આ વખતે ખ્રિસ્તિ ધર્મ ઘણી જ અધમ દશાએ પહોંચ્યો હતો. અનેક વિકરાળ જાતોના હુમલા થયા છતાં, તેણે કાંઈ શીખામણ લીધી હોય એવું જણાતું ન હતું; તેથી છેવટે તેણે પોપને તમામ ઐહિક તથા પારલૌકિક સત્તા સોંપી દીધી, જેનાં પરિણામ આગળ જતાં બહુ ખરાબ નીવડયાં.

અત્યાર સુધી તો માત્ર શારીરિક બળનો વિરોધ યૂરોપમાં પ્રસરેલો દેખાતો હતો, પણ સાતમા સૈકાની અંદર અરબસ્તાનના ભટકતા લોકોમાંથી એક એવા પ્રકારનું ધાર્મિક બળ જાગ્રત થયું કે સો વર્ષ જેટલી ટુંકી મુદ્દતમાં એશિયા અને આફ્રિકા ખંડમાંથી રોમન રાજ્યના તમામ પ્રાંતો ચાલ્યા ગયા, ફ્રાન્સ અને સ્પેનમાં પણ તેની જ આણ વર્તી અને મધ્ય સમુદ્રના તમામ દ્વીપોને તથા ઈરાનના મોટા રાજ્યને ગળી જઇ છેવટે આટલાંટિકથી સિંધુ નદીના કિનારા સુધી તેના વિજય ઘોષ સંભળાવવા લાગ્યા.

હવેથી ધર્મ યુદ્ધોનો યુગ બેઠો. પૂર્વમાંથી વિકરાળ સિંહોની પેઠે મુસલમાનો નીકળવા લાગ્યા. તેમની સામે ટક્કર લેવી અશક્ય થઈ પડી. સેંકડો વર્ષ પર્યન્ત જે ઇરાનીઓએ ગ્રીક તથા રોમન રાજ્યોને હંફાવ્યાં હતાં, તેઓ નાહાવેન્દના મહા યુદ્ધમાં હારી બેઠા અને ઇરાનમાં ઇસ્લામ ધર્મ પ્રવર્તવા લાગ્યો (ઇ. સ. ૬૩૯). રોમન રાજ્યે થોડીવાર સુધી ટક્કર લીધી, પણ તે વ્યર્થ હતું. એશિયા માઇનોર, આફ્રિકા તથા સ્પેન ખ્રિસ્તિઓ પાસેથી ગયાં; સિકંદરે જેટલી દુનિયા જીતી, અથવા રોમન સામ્રાજ્યને જે મેળવતાં ૫૦૦ વર્ષ લાગ્યાં, તેટલી જ ભૂમિ મુસલમાનોએ પહેલાં ૧૦૦ વર્ષની અંદર પ્રાપ્ત કરી.

આમ પૂર્વ તરફ જ્યારે એક નવીન ધર્મ ઉદય પામતો હતો, ત્યારે પશ્ચિમ તરફ ગ્રેગરિ અને પૉલિનસ ઈંગ્લાંડનાં સપ્ત રાજ્યોમાં ખ્રિસ્તિ ધર્મ દાખલ કરવા શ્રમ કરી રહ્યા હતા. મહમદે કાબાહની ૩૬૫ મૂર્તિઓનો નાશ કર્યો, તે જ અરસામાં ઈંગ્લાંડમાં ખ્રિસ્તિ પાદરીઓએ ગૉડમન હામના દેવળની મૂર્ત્તિઓનો નાશ કર્યો.

આઠમા સૈકામાં ઇંગ્લાંડમાં રાજ્યકીય અંધાધુની એટલી બધી હતી કે માત્ર એક નોર્થમ્બ્રીઆ પ્રાંતમાં જ ૧૪ રાજાઓ બદલાયા, તેમાં ૬ નાં ખૂન થયાં, ૫ દેશનિકાલ થયા, બે સાધુ થઇ ગયા, અને માત્ર એક રાજ્ય કરતાં મરણ પામ્યો. આવી અવસ્થામાં ઈંગ્લાંડના ભવિષ્યના સુધારાનાં તથા સાહિત્યનાં બીજ રોપનાર કૉલમ્બા, કથબર્ક્ બીડ, કેડમન વગેરે ધર્મ ગુરૂઓ હતા. કેડમન માત્ર એક ગોવાળ હતો, પણ કહેવાય છે કે એકાએક ઇશ્વરી પ્રેરણા થવાથી તેણે બાઇબલનો ઇતિહાસ કવિતાનાં લખ્યો. બૉનિફેસ રાજ્યકુટુંબમાં જન્મીને જર્મનીમાં ધર્મ પ્રચાર કરવા ગયો, અને જેમ લ્યૂથરે આગળ જતાં પોપની પાપક્ષમાની ચિઠ્ઠીઓ બાળી પ્રોટેસ્ટંટ મત સ્થાપ્યો, તેમ તેણે હજારો વર્ષથી પવિત્ર ગણાતા થૉર દેવના એક વૃક્ષનું ખંડન કરી મૂર્તિપૂજકોમાં ખ્રિસ્તિ ધર્મ ફેલાવ્યો.

ઇ. સ. ૭૧૭ માં ૧,૨૦,૦૦૦ મુસલમાનોએ ૧૮૦૦ વહાણના કાફલા વડે ૧૩ માસ પર્યન્ત કોન્સ્ટેન્ટીનોપલને ઘેરો ઘાલ્યો, પણ છેવટે લીઓ બાદશાહે તેમને હરાવી પાછા કહાડયા.

ત્યાર પછી ૧૮ વર્ષે તેમના સરદાર તારિકે જીબ્રાલ્ટર લઇ સીરીસના યુદ્ધમાં સ્પેનના ગોથિક રાજા રોડરિકનો પરાભવ કર્યો, અને ત્યારથી ૬૦૦ વર્ષ સુધી તે દેશમાં ઇસ્લામની ધ્વજા ફરકતી રહી.

અહીંથી તેઓએ ફ્રાન્સ, આસ્ટ્રિઆ, ઇટલી વગેરે પર ઘણી વખત હુમલા કર્યા, પણ ડ્યૂક ચાર્લ્સ માર્ટેલે તેમને સજ્જડ હરાવ્યા, તેથી કરીને પશ્ચિમ યૂરોપ મુસલમાનોથી બચી જવા પામ્યો.

ખ્રિસ્તિ દુનિયા પર આવી વિપત્તિઓ પડવાથી લીઓ બાદશાહે ધાર્યું કે તમામ ખ્રિસ્તિઓ મૂર્તિપૂજકો થઇ ગયા છે, તેથી પરમેશ્વર તેમનાપર આ સર્વ વિપત્તિઓ મોકલે છે. માટે તેણે પોતાના રાજ્યમાં તમામ સ્થળે ઇસુની, મેરીની તથા સાધુઓની તમામ પ્રસિદ્ધ અને ચમત્કારી મૂર્તિઓ ભાંગવાનો હુકમ કર્યો. આથી કરીને પાદરીઓએ લોકોને ઉશ્કેરી ચોતરફ બંડ મચાવ્યાં.

નવમા સૈકામાં અબ્દુલ રહેમાન કોર્ડોવામાં સ્વતંત્ર ગાદી સ્થાપે છે; તેના રાજ્યમાં અકબરના જેવી ધર્મક્ષાંતિ હતી; તેથી તેની પ્રજા હુન્નર કળામાં બહુ આગળ વધી. તેણે બંધાવેલી કોર્ડોવાની મસ્જીદમાં જ્યારે ૪૭૦૦ દીવા પ્રકટાતા, ત્યારે તેની રોશની અપૂર્વ ભાસતી.

આ વેળા પૂર્વમાં બગદાદ નગરમાં હરૂન અલ રશીદ રાજ્ય કરી રહ્યો હતો. તેનો સાહિત્ય વિષેનો પ્રેમ જગત્પ્રસિદ્ધ છે. તેણે ગ્રીક, હીબ્રુ, ફારસી, અને અરબ્બી અનેક પુસ્તકોના તરજુમા કરાવ્યા, અને પોતાની આસપાસ વિદ્વાનોનું મંડળ એકઠું કર્યું.

ફ્રાન્સમાં શાર્લમેન અનેક દેશો જીતતો ફરે છે; એક જ દિવસે ૪૫૦૨ મનુષ્યોનાં મસ્તક છેદી સેકસની પ્રાંતનો કબજો મેળવે છે; ઇ. સ. ૭૭૩ માં પોપ એડ્રિઅન લોમ્બર્ડના રાજા સામે થવાને માટે તેની મદદ માગે છે, તેથી તે રોમમાં જઇ પહોંચે છે, અને પોપને તથા રોમ વાસીઓને તે ભયથી મુક્ત કરે છે; ત્યાર પછી તે સ્પેન જીતવા જાય છે, પણ તેમાં

હવેથી ધર્મ યુદ્ધોનો યુગ બેઠો. પૂર્વમાંથી વિકરાળ સિંહોની પેઠે મુસલમાનો નીકળવા લાગ્યા. તેમની સામે ટક્કર લેવી અશક્ય થઈ પડી. સેંકડો વર્ષ પર્યન્ત જે ઇરાનીઓએ ગ્રીક તથા રોમન રાજ્યોને હંફાવ્યાં હતાં, તેઓ નાહાવેન્દના મહા યુદ્ધમાં હારી બેઠા અને ઇરાનમાં ઇસ્લામ ધર્મ પ્રવર્તવા લાગ્યો (ઇ. સ. ૬૩૯). રોમન રાજ્યે થોડીવાર સુધી ટક્કર લીધી, પણ તે વ્યર્થ હતું. એશિયા માઇનોર, આફ્રિકા તથા સ્પેન ખ્રિસ્તિઓ પાસેથી ગયાં; સિકંદરે જેટલી દુનિયા જીતી, અથવા રોમન સામ્રાજ્યને જે મેળવતાં ૫૦૦ વર્ષ લાગ્યાં, તેટલી જ ભૂમિ મુસલમાનોએ પહેલાં ૧૦૦ વર્ષની અંદર પ્રાપ્ત કરી.

આમ પૂર્વ તરફ જ્યારે એક નવીન ધર્મ ઉદય પામતો હતો, ત્યારે પશ્ચિમ તરફ ગ્રેગરિ અને પૉલિનસ ઇંગ્લાંડનાં સપ્ત રાજ્યોમાં ખ્રિસ્તિ ધર્મ દાખલ કરવા શ્રમ કરી રહ્યા હતા. મહમદે કાબાહની ૩૬૫ મૂર્તિઓનો નાશ કર્યો, તે જ અરસામાં ઇંગ્લાંડમાં ખ્રિસ્તિ પાદરીઓએ ગૉડમન હામના દેવળની મૂર્ત્તિઓનો નાશ કર્યો.

આઠમા સૈકામાં ઇંગ્લાંડમાં રાજ્યકીય અંધાધુની એટલી બધી હતી કે માત્ર એક નોર્થમ્બ્રીઆ પ્રાંતમાં જ ૧૪ રાજાઓ બદલાયા, તેમાં ૬ નાં ખૂન થયાં, ૫ દેશનિકાલ થયા, બે સાધુ થઇ ગયા, અને માત્ર એક રાજ્ય કરતાં મરણ પામ્યો. આવી અવસ્થામાં ઇંગ્લાંડના ભવિષ્યના સુધારાનાં તથા સાહિત્યનાં બીજ રોપનાર કૉલમ્બા, કથબર્ક બીડ, કેડમન વગેરે ધર્મ ગુરૂઓ હતા. કેડમન માત્ર એક ગોવાળ હતો, પણ કહેવાય છે કે એકાએક ઇશ્વરી પ્રેરણા થવાથી તેણે બાઇબલનો ઇતિહાસ કવિતાનાં લખ્યો. બૉનિફેસ રાજ્યકુટુંબમાં જન્મીને જર્મનીમાં ધર્મ પ્રચાર કરવા ગયો, અને જેમ લ્યૂથરે આગળ જતાં પોપની પાપક્ષમાની ચિઠ્ઠીઓ બાળી પ્રોટેસ્ટંટ મત સ્થાપ્યો, તેમ તેણે હજારો વર્ષથી પવિત્ર ગણાતા થૉર દેવના ઓક વૃક્ષનું ખંડન કરી મૂર્તિપૂજકોમાં ખ્રિસ્તિ ધર્મ ફેલાવ્યો.

ઇ. સ. ૭૧૭ માં ૧,૨૦,૦૦૦ મુસલમાનોએ ૧૮૦૦ વહાણના કાફલા વડે ૧૩ માસ પર્યન્ત કોન્સ્ટેન્ટીનોપલને ઘેરો ઘાલ્યો, પણ છેવટે લીઓ બાદશાહે તેમને હરાવી પાછા કહાડયા.

ત્યાર પછી ૧૮ વર્ષે તેમના સરદાર તારિકે જીબ્રાલ્ટર લઇ સીરીસના યુદ્ધમાં સ્પેનના ગોથિક રાજા રોડરિકનો પરાભવ કર્યો, અને ત્યારથી ૬૦૦ વર્ષ સુધી તે દેશમાં ઇસ્લામની ધ્વજા ફરકતી રહી.

અહીંથી તેઓએ ફ્રાન્સ, આસ્ટ્રિઆ, ઇટલી વગેરે પર ઘણી વખત હુમલા કર્યા, પણ ડ્યૂક ચાર્લ્સ માર્ટેલે તેમને સજ્જડ હરાવ્યા, તેથી કરીને પશ્ચિમ યૂરોપ મુસલમાનોથી બચી જવા પામ્યો.

ખ્રિસ્તિ દુનિયા પર આવી વિપત્તિઓ પડવાથી લીઓ બાદશાહે ધાર્યું કે તમામ ખ્રિસ્તિઓ મૂર્તિપૂજકો થઇ ગયા છે, તેથી પરમેશ્વર તેમનાપર આ સર્વ વિપત્તિઓ મોકલે છે. માટે તેણે પોતાના રાજ્યમાં તમામ સ્થળે ઇસુની, મેરીની તથા સાધુઓની તમામ પ્રસિદ્ધ અને ચમત્કારી મૂર્તિઓ ભાંગવાનો હુકમ કર્યો. આથી કરીને પાદરીઓએ લોકોને ઉશ્કેરી ચોતરફ બંડ મચાવ્યાં.

નવમા સૈકામાં અબ્દુલ રહેમાન કોર્ડોવામાં સ્વતંત્ર ગાદી સ્થાપે છે; તેના રાજ્યમાં અકબરના જેવી ધર્મક્ષાંતિ હતી; તેથી તેની પ્રજા હુન્નર કળામાં બહુ આગળ વધી. તેણે બંધાવેલી કોર્ડોવાની મસ્જીદમાં જ્યારે ૪૭૦૦ દીવા પ્રકટાતા, ત્યારે તેની રોશની અપૂર્વ ભાસતી.

આ વેળા પૂર્વમાં બગદાદ નગરમાં હરૂન અલ રશીદ રાજ્ય કરી રહ્યો હતો. તેનો સાહિત્ય વિષેનો પ્રેમ જગત્પ્રસિદ્ધ છે. તેણે ગ્રીક, હીબ્રુ, ફારસી, અને અરબ્બી અનેક પુસ્તકોના તરજુમા કરાવ્યા, અને પોતાની આસપાસ વિદ્વાનોનું મંડળ એકઠું કર્યું.

ફ્રાન્સમાં શાર્લમેન અનેક દેશો જીતતો ફરે છે; એક જ દિવસે ૪૫૦૨ મનુષ્યોનાં મસ્તક છેદી સેકસની પ્રાંતનો કબજો મેળવે છે; ઇ. સ. ૭૭૩ માં પોપ એડ્રિઅન લોમ્બર્ડના રાજા સામે થવાને માટે તેની મદદ માગે છે, તેથી તે રોમમાં જઇ પહોંચે છે, અને પોપને તથા રોમ વાસીઓને તે ભયથી મુક્ત કરે છે; ત્યાર પછી તે સ્પેન જીતવા જાય છે, પણ તેમાં

નિષ્ફળ થાય છે. પશ્ચિમ યૂરોપમાં તેને મહાન્ ખ્રિસ્તિ સામ્રાજ્ય સ્થાપનાર ગણી શકાય.

એક દિવસ શાર્લમેન પોતાના મેહેલની બારીમાંથી સમુદ્ર કિનારે એક નાનો સરખો મછવો દેખી રડવા લાગે છે; તેના ઉમરાવો તેનું કારણ સમજતા નથી, ત્યારે તે કહે છે કે આ ચાંચીઆ લોકો મારી હયાતીમાં લૂટવાની હામ ધરે છે, તો મારા વંશજોના સમયમાં તેઓ શું નહીં કરે ?

દશમા સૈકામાં તેની આ ભવિષ્ય વાણી સાચી પડે છે. ડેન્સ અને નાર્થમેન (ઉત્તરના મનુષ્યો) બ્રિટન, ફ્રાન્સ તથા જર્મનીને કિનારે ફરી વળે છે, એટલું જ નહીં, પણ તેમના મછવા મધ્ય સમુદ્ર સુધી પહોંચી વળે છે. ઇંગ્લાંડના મહાન્ આલ્ફ્રેડને પણ તેમણે એટલો બધો પજવ્યો કે છેવટ તેમને અરધો દેશ આપી દેવાની તેણે ફરજ પડી, અને શાર્લમેનના વંશજોએ તેમને ફ્રાન્સનો એક અતિ રસાળ પ્રાંત આપી દીધો, જેનું નામ તેમણે નોર્મન્ડી પાડ્યું. આ લોકોનો ત્રાસ એટલો બધો હતો કે ફ્રાન્સના રાજા અને પ્રજાએ પ્રાર્થનામાં એક કલમ ઉમેરી કે "હે પ્રભુ ! અમને ઉત્તરના મનુષ્યોના ભયમાંથી છોડાવો !"

પૂર્વે યૂરોપમાં કાન્સ્ટેન્ટીનોપલ પર રૂશિયાના સ્લેવ લોકોએ હુમલા કરવા માંડ્યા.

ઈ. સ. ૯૨૧ માં શરૂ થયેલી જર્મન સલ્તનતપર તેથી પણ મોટો ભય આવી પડ્યો. અલમોસ નામનો તુરેનિયન સરદાર બે લાખ લોકોને લઇ હંગરીપર તુટી પડ્યો, અને ત્યાં ગાદી સ્થાપી. તેમના હુમલા પાછા હઠાવવાનું કામ જર્મનોને બહુ ભારે થઇ પડ્યું.

આ અરસામાં યૂરોપમાં સર્વત્ર પશુબળ અને તમોગુણ પ્રત્યક્ષ થતાં હતાં. ચોતરફ લૂટફાટ ને મારામાર ચાલી રહ્યાં હતાં. ટ્યૂટન લોકોમાં મૂળથીજ વ્યક્તિ સ્વાતંત્ર્ય હતું; પણ આવા સમયમાં સ્વતંત્રતા ઉલટી શાપરૂપ થઇ પડી. તેથી હજારો ખેડુતોએ સ્વતંત્ર રહેવા કરતાં કોઇ મોટા ઉમરાવના આશ્રય તળે પરતંત્ર રહેવાનું પસંદ કર્યું. આવી રીતે યૂરોપમાં સ્થળે સ્થળે ઉમરાવોના કિલ્લા ઉભા થયા, અને લોકો સ્વતંત્રતા ગુમાવી બેઠા;

અજ્ઞાનતું પણ આવા સમયમાં અતિશય પ્રબળ હતું, અને તેને પરિ-ામે શાર્લમેન તથા આલ્ફ્રેડના વખતનો પ્રકાશ બુઝાઈ જઈ, અત્યંત વહેમ અને દુર્ગુણનો પ્રસાર થયો. ભ્રષ્ટતાની સીમા ધર્માધ્યક્ષ પોપને આંગણે આવી હતી. પોપ બારમા જૉનના ઉપર લંપટતા, શિકાર, નિર્દયતા, સુરાપાન, દ્યૂત, ઇત્યાદિ તહોમત મુકાયાં—એ જ હકીકત તે જમાનાની રહેણી કરણીનો નમૂનો બતાવી આપે છે.

નૉર્મન્ડીમાં ગરીબ લોકો ઉપર જુલમ ગુજરવાથી તેઓએ અમીરો વિરૂદ્ધ છુપી સભાઓ ભરી, પણ અમીરોને તે માલમ પડી જવાથી તેમના તમામ અગ્રેસરોને પકડી, બાળી, આંખો ફોડી, તે ઉપર ઉકળતું સીસું રેડાવ્યું.

ઇ. સ. ૧૦૦૦ ની સાલ આવતાં એટલો બધો જુલમ વર્ત્યો કે લોકો કહે હવે પૃથ્વીનો પ્રલય આવ્યો. ફ્રાન્સ ઇંગ્લાંડ ઇટલી, ગ્રીસ અને પૂર્વમાં સર્વત્ર દુકાળ ફેલાયો. શ્રીમંત લોકો નિસ્તેજ અને ફીક્કા પડી ગયા; ગરીબ લોકો ઝાડનાં મૂળ ખાવા લાગ્યા. ગરીબ અને નબળાં માણસોને જીવતાં કાપી ખાવાની અનેક વાતો ચાલી. એક માણસ બજારમાં મનુષ્યનું માંસ વેચવા બેઠો, તથા બીજો એક કબરોમાંથી મુડદાં કહાડતો હતો; તે બંનેને બાળી મુકવામાં આવ્યા. આવા દુકાળ ઉપરા ઉપર પડયા. તેની જોડે પ્લેગ એટલા જુસ્સામાં ફાટી નીકળ્યો કે મુડદાંના ગંજ થઇ પડયા. તેમને કોઇ દાટનાર નહીં હોવાથી જથાબંધ વરૂઓ આવવા લાગ્યાં, અને મુએલાં ને તથા જીવતાંને પણ પકડી ખાવા લાગ્યાં.

· આ વખતે મુસલમાન દેશોમાં ખેતી, વ્યાપાર અને હુન્નર વધતાં જતાં હતાં. મોટાં મોટાં શહેરો વસાવવામાં આવ્યાં. ત્રીજા અબ્દુલ રહેમાનની ૫૦ વર્ષની કારકીર્દીમાં સ્પેનની સમૃદ્ધિ ચલકવા લાગી. ભાત, અંજીર અને શેરડીનાં વાવેતર દાખલ થયાં, તથા નહેરો ખોદાવવામાં આવી. સીરીઆ, મિસર અને કૉન્સ્ટેન્ટીનોપલની વખારો સ્પેનની કારીગિરીથી ઉભરાવા લાગી. આ વખતે કોર્ડોવામાં બે લાખ ઘર, ૬૦૦ મસજીદો, ૯૦૦ હમામ ખાનાં ૫૦ દવાખાનાં અને ૮૦ મદ્રેસા હતા. સેવિલ અને ગ્રેનેડામાં તેથી પણ વધારે કૉલેજો અને લાઇબ્રેરીઓ હતી. પશ્ચિમમાં મુસલમાનો આમ

શાંતિ પ્રિય થયા, ત્યારે પૂર્વમાં મહમદ ગિઝની હિંદુસ્તાનમાં લૂટફાટ ચલાવી રહ્યો હતો.

દક્ષિણમાં મુસલમાનો દશમા સૈકાના ખ્રિસ્તિઓને બુદ્ધિબળમાં હરાવી શકતા હતા, ત્યારે ઉત્તરમાંથી આવનારા દુસ્મનો શારીરિક બળમાં તેમજ મનોબળમાં જબરા હતા, લડાઇમાં તે ઘણા ક્રૂર હતા, પણ જીતેલા લોકો પાસે જે કાંઇ નવીન હોય, તે શીખી જતાં તેમને વાર લાગતી નહીં, અને ઉચ્ચતર સંસ્કૃતિને પોતે લાયક છે, એવું બતાવી આપતા. બસો વર્ષ લગી નોર્મન્ડીમાં રહેવાથી તેઓ ઘણા સુધરી ગયા હતા. ૧૦૪૨ માં ઇટલીમાં તેમણે નેપલ્સ, સિસિલી વગેરેમાં રાજ્ય સ્થાપ્યું, અને ૧૦૬૬ માં પ્રસિદ્ધ વિલિયમ ધી કોંકરરે ઇંગ્લાંડમાં રાજ્ય સ્થાપી તે દેશના રાજ્ય બંધારણાનાં તથા અર્વાચીન સુધારાનાં બીજ રોપ્યાં.

આવી રીતે જ્યારે એક નૉર્મન ચમારનો પૌત્ર ઇંગ્લાંડની ગાદી મેળવવા તૈયારી કરતો હતો, ત્યારે ટસ્કનીના એક સુતારનો પુત્ર અનેક સૈકાની ભ્રષ્ટતામાંથી રોમના મંદિરનો જીર્ણોદ્ધાર કરવાના મનોરથ બાંધતો હતો. પ્રયત્નના બળે છેવટે પોતે પોપ થયો, અને પોપની ગાદીને તમામ રાજ્યસત્તાથી મુક્ત કરી, એટલું જ નહીં, પણ તમામ રાજાઓને પોપની સત્તા તળે મુક્યા, અને પોપ પોતે રાજાઓનો પણ રાજા થયો.

પૂર્વમાં મુસલમાનોની સત્તા ફરી વધવા લાગી. સિનલૅકના યુદ્ધને આગલે વર્ષે તુર્ક લોકોએ પેલેસ્તાઇન જીતી લીધું, અને તે પછી થોડાં વર્ષે એક ગ્રીક સરદારે તુર્કોને એશિયા માઇનોર વેચી દીધો. આવી રીતે તુર્ક રાજ્ય કાળા સમુદ્રથી સીરીઆ સુધી અને કોસ્ટેન્ટીનોપલથી યુફ્રતીસ સુધી ફેલાયું.

આ સમયથી પશ્ચિમમાં ખ્રિસ્તિઓ મુસલમાનોની સામે થવા લાગ્યા, અને ૫ સૈકાની આખરે સ્પેનમાં ફરી ખ્રિસ્તિ રાજ્ય થયું.

આ ધર્મ વિરોધ માત્ર સ્પેનમાં જ નહીં, પણ આખા યૂરોપમાં પ્રસરવા લાગ્યો. પીટર નામના એક ફ્રેંચ સાધુએ છેવટે આખા યૂરોપને જાગ્રત કર્યો. ગામે ગામ ફરી જેરૂસલેમમાં યાત્રાળુઓપર પડતાં દુઃખો વિષે ભાષણો કરી લોકોને ઉશ્કેર્યા. ગરીબ માણસો જવાને પહેલા તૈયાર થયા.

આવી રીતે ચાર સવારીઓ એક પછી એક ગઈ, તેમાં અઢી લાખ મનુષ્યો અનેક સંકટો વેઠી મરણ પામ્યાં. આગળ જતાં આ ક્રૂશ યુદ્ધોને લીધે યૂરોપના લોકોના જ્ઞાનમાં વૃદ્ધિ થઈ, કેમકે તેઓ પૂર્વની સાહિત્ય પ્રેમી પ્રજાઓના સમાગમમાં આવ્યા.

૧૨ મા સૈકામાં ઉત્તર યૂરોપમાં ઉમરાવોનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું. ઇંગ્લાંડના સ્ટીવન જેવો એક નબળો રાજા થતાં નાના નાના હજારો અમીરો લોકોની અંદર ત્રાસ વર્તાવતા હતા. દક્ષિણ યૂરોપમાં શેહેરના લોકો એકઠા મળી દુશ્મનો સામે થતાં શીખ્યા હતા, પણ ફ્રાન્સ, જર્મની અને ઇંગ્લાંડના લોકો અનેક નાના નાના સરદારો અથવા રાજાઓ તળે રહી બહુ કંગાળ હાલત ભોગવતા હતા.

૧૩ મા સૈકાની શરૂઆતમાં યૂરોપનો નકશો ઘણો ગોટાળા ભરેલો લાગે છે. હાલની પેઠે તેમાં જુદી ભાષા, જુદી સરહદ, અને જુદોજ ઇતિહાસ ધરાવનારી સ્વતંત્ર પ્રજાઓ દેખાતી નથી. ઇંગ્લાંડમાં ફ્રેંચ ભાષા, ફ્રેંચ સંબંધ અને ફ્રેંચ સંબંધવાળા લોકો રાજ્ય કરે છે. ઇટલીમાં જર્મનોનું રાજ્ય છે. જર્મનીમાં પરસ્પર વિરૂદ્ધ સ્વાર્થવાળા લોકોના ઝગડા સદૈવ ચાલુ છે. આ સર્વ વ્યગ્રતાની અંદર તમામ ઐહિક અને આમુષ્મિક સત્તા ધારણ કરવાનો સતત યત્ન ત્રીજા ઇનિસંટ (૧૧૯૮) થી આઠમા બૉનિફેસ (૧૩૦૩) ના સમય સુધી કરવામાં આવ્યો. આખા તેરમા સૈકા દરમ્યાન પોપસત્તા પરાકાષ્ઠાએ પહોંચી. તેઓના અતિશય સત્તાના લોભથી યૂરોપના પ્રત્યેક દેશમાં જે વિરોધ ઉત્પન્ન થયો, તે વડે પ્રજાકીય ઐક્ય અને ઐહિક તથા ધાર્મિક સ્વાતંત્ર્યનાં મૂળ રોપાયાં. ફ્રાન્સ, કેસ્ટિલ, પોર્ટુગાલ, નવાર અને છેવટે ઇંગ્લાંડના રાજા જૉન પ્લૅન્ટેજીટને પોપની સત્તા માન્ય કરવી પડી. તેની નબળાઇનો પ્રસંગ જોઈ આ રાજા પાસે ઇંગ્લાંડના લોકોએ પ્રજા સ્વાતંત્ર્યના મહાન્ લેખમાં સહી કરાવી; ત્યારથી ઇંગ્લાંડના લોકોમાં સ્વાતંત્ર્યનો ઉદય થયો, અને તે દેશની લોક સત્તા કેવી પ્રબળ છે, તે વાતનો પોપને પણ કડવો અનુભવ થયો.

આ વખતે દક્ષિણ ફ્રાન્સમાં પોપે ભયંકર ખુનરેજી ચલાવવા માંડી.

તેનું કારણ એવું હતું કે અહીં વિધવિધ પ્રજાઓ—ગ્રીક, રોમન, ફીનીસ, બાસ્ક, ગૉલ, ગૉથ, ફ્રેંક, મૂર—વગેરે નિવાસ કરી રહી હતી. તેથી ધાર્મિક વિચારો બહુ સ્વતંત્ર થયા હતા, અને પાદરીઓની મતાંધતાને બહુ અવકાશ મળે તેમ ન હતું. આવી સ્થિતિ પોપથી સાંખી શકાઈ નહીં, તેથી તેણે તુલૂઝના હાકેમ છઠ્ઠા રેમંડને બહિષ્કૃત કીધો. કમનસીબે ત્યાંના એક શહેરીએ પોપના એક અધિકારીને ઠાર કર્યો, એટલે પોપના ગુસ્સાનો પાર રહ્યો નહીં. તેણે દેશોદેશના રાજાઓને ફરમાવ્યું કે આ દુષ્ટ પ્રજાને કચરી નાંખો. કમમાં કમ ૫૦,૦૦૦ ક્રૂર યોદ્ધાઓ આ સુંદર ધરતીપર ચડી આવ્યા અને દશ વર્ષ લગી તમામ શહેરોનો નાશ કર્યો. પહેલાજ શહેરમાં ૨૦૦૦૦ મનુષ્યોને કાપી નાંખ્યાં. સ્ત્રીઓ કે બાળકોને પણ જીવતાં મુકયાં નહીં. દશ વર્ષ લગી લાગલાગટ ચાલેલી આ આલ્બા જેન્સીસની કતલમાં કેટલાં મનુષ્યોનો સંહાર થયો તે કહેવું અશકય છે. તે દુર્ભાગ્ય લોકોને એવા નિર્મૂળ કર્યા, કે તેમનો ચોક્કસ ધર્મ શો હતો, અથવા તેઓ કેવી જાતના લોકો હતા, તે કહેવું પણ અત્યારે મુશ્કેલ છે.

આ પોપનું ત્રીજું દુષ્ટ કૃત્ય ચોથું ક્રૂશ યુદ્ધ જણાવવા સંબંધી હતું. તેનાં તાત્કાલિક ફળ તરીકે અનેક જીવોનો સંહાર થયો, પણ અંતિમ પરિણામ તરીકે પૂર્વ દેશો જોડે વ્યાપારની વૃદ્ધિ થઇ. આ યોદ્ધાઓ કોન્સ્ટાન્ટીનોપલ જીતી ત્યાંથી અગણિત દ્રવ્ય યૂરોપમાં હરી લાવ્યા.

આ વખતે યૂરોપમાં ડૉમિનિક અને ફ્રાન્સિસના નવા પંથ સ્થાપાયા. ૧૪ મા સૈકામાં આ બંને પંથોએ ઘણા વિખ્યાત ઉપદેશકોને જન્મ આપ્યો.

હવેથી પોપને પોતાનાજ ખોદેલા ખાડામાં પડવાનો વખત આવે છે. જે પ્રાંતો માટે તેણે આલ્બી જેન્સીસની કતલ ચલાવી તેનેજ માટે ફ્રાન્સના રાજા સાથે તેને વિરોધ થાય છે, અને છેવટે અપમાન પામી ધર્મ સંસ્કાર વિના તે મરી જાય છે.

અંગ્રેજ ઉમરાવો પહેલા એડવર્ડ જેવા બળવાન રાજા સામે પોતાની ધૃષ્ટતા દાખવે છે. ફલૅન્ડર્સના નાગરિકો પોતાના ઉપરી અમીરો સામે થાય છે. સ્કૉટલાંડના તથા સ્વિટ્ઝર્લાંડના પહાડી લોકો પણ તેમજ કરી રહ્યા છે.

હવે ધર્મ ક્ષેત્રમાં સ્વતંત્રતા ઝળકી રહે છે. અને ફ્રાન્સનો નૅાગેરેટ તથા ફ્લોરેન્સનો મહાકવિ ડેન્ટી તેનાં ઉત્તમ ઉદાહરણો છે.

કાર્યક્ષેત્રમાં વૅાલેસ, બ્રૂસ અને વિલિયમ ટેલ જેવા લોક વીરો પેદા થાય છે. પહેલા બેનાં પરાક્રમોથી સ્કોટલાંડ સ્વતંત્ર થયું. વિલિયમ ટેલની બહાદુરી અને ચાલાકીથી સ્વિસ પ્રજા જર્મન રાજ્યની ધુંસરીથી મુક્ત થવા પામી.

૧૫ મા સૈકામાં રાજાઓ વ્યાપારીઓ ખલાસીઓ અને કારીગરોમાં નવીન શોધખોળની વૃત્તિ જાગ્રત થાય છે. હવે જુનો વખત બદલાઇ નવો જમાનો બેસે છે. જેવી ઇશ્વરી બક્ષિસ યૂરોપના લોકોને પ્રાપ્ત થાય છે, અને ઇ. સ. ૧૪૭૬ માં છાપવાની કળા કૅસટન તે વિલાયતમાં લાવે છે.

આ કળાની પહેલી અસર પ્રાચીન સાહિત્યના ફેલાવાપર થાય છે, અને ૧૪૫૩ માં કૅાન્સ્ટાન્ટીનોપલ તુર્ક લોકોને હાથ જવાથી તેને પુષ્ટિ મળે છે; કેમકે ત્યાંના અનેક વિદ્વાનો ઘણાં જુનાં હસ્તલિખિત પુસ્તકો લઇને યૂરોપના દરેક દેશમાં અને ખાસ કરીને ઇટલીમાં સંખ્યાબંધ ગયા, અને તેમણેજ યૂરોપમાં પ્રાચીન ગ્રીક સાહિત્યના પુનરૂજ્જીવનનો નવો યુગ આણ્યો.

આ સૈકામાં પોપની ગાદી દરેક પ્રકારના ગુન્હાથી ભ્રષ્ટ થઇ હતી. ફ્લોરેન્સ પણ જાણે વેશ્યાઓનીજ નગરી બની રહી હતી. પોપનો મહેલ જાણે પૃથ્વીપર પ્રત્યક્ષ નરક સમાન દીસતો હતો. આઠમો ઇનસંટ માંદો પડયો, ત્યારે તેનાં ભ્રષ્ટ, જર્જરિત ગાત્રોમાં કૌવત આવે એવા હેતુથી ત્રણ જુવાન છોકરાઓનું બળિદાન અપાયું। પણ તે સર્વે નિષ્ફળ ગયું।

આ વખતે ઇટાલીનો ભવિષ્યવેત્તા સેવોનેરોલા પેદા થયો. આસ પાસના દુરાચારથી તેને અતિશય ત્રાસ છુટયો, અને તે દૂર કરવાને તેણે ઘણાં વર્ષો સુધી અથાગ શ્રમ લીધો, પણ છેવટે પોપના કાવતરાથી તેને પકડીને બાળી દેવામાં આવ્યો.

૧૪૮૬ માં બાર્થો લોમ્યુડિઆઝ આફ્રિકાને દક્ષિણ કિનારે જઇ પહોંચે છે. તે પછી બાર વર્ષે વાસ્કોડીગામા હિંદનો રસ્તો ખોળી કહાડી યૂરોપીય વ્યાપારીઓને સમૃદ્ધિનાં દ્વાર ખુલ્લાં કરી આપે છે.

તેજ અરસામાં એટલે ઇ. સ. ૧૪૯૨ ના ઓક્ટોબરની ૧૧ મી તારીખે કોલંબસનું પશ્ચિમની ધરતી વિષેનું સ્વપ્ન ફળીભૂત થાય છે, અને ત્યાંના મૃગલાં જેવા ભોળા વતનીઓને જોઇ તેને પાર આનંદ થાય છે; પણ દ્રવ્ય લોભી યૂરોપીય પ્રજાઓને હાથે ભાવિમાં જે જુલમ થવાનો હતો, તેથી કુદરતી રીતે જાણે ઘડીએકમાં તેનો અંતરાત્મા ખિન્ન થઈ જાય છે. કેટલાંએક વર્ષને અંતે રાજ્ય ચલાવવામાં ભૂલો કરી ગુલામગિરીને ઉત્તેજન આપી, પોતાનેજ બેડીઓ સહિત સ્વદેશમાં આવવું પડે છે !

૧૬ મા સૈકાને ધર્મક્રાંતિનો યુગ કહી શકાય. માર્ટિન લ્યૂથરના અનુયાયીઓ તેનાથી પણ ઘણા મોટા વિદ્વાન હતા; તેમાં ઇરાસ્મસ, બ્યુસર, ઝિવંગલ, ટિન્ડેલ, કેલ્વિન, બીઝા વગેરે નામો સુપ્રસિદ્ધ છે.

ટિન્ડલ પહેલ વહેલોજ અંગ્રેજીમાં બાઇબલનો તરજુમો કરે છે. ધર્માચાર્યો તેની વિરૂદ્ધ દરેક યુક્તિ અજમાવે છે, અને તેનાં છાપેલાં પુસ્તકો બાળી છેવટે તેને ફાંસીએ ચડાવે છે !

આમ છતાં છાપેલાં બાઇબલનો પ્રસાર યૂરોપમાં એટલી ત્વરાથી થયો કે તમામ લોકો હવે બાઇબિલનીજ ભાષા બોલવા લાગ્યા. સાધારણ વાતચિતમાં પણ તેના જ શબ્દો આવતા હતા. લ્યુથરે આ પુસ્તક વીશ વર્ષની ઉમર થતા સુધી નજરે દીઠું ન હતું. હવેથી દરેક મનુષ્ય પોતાને માટે વિચાર કરતાં શીખ્યો અને તેનું પરિણામ એ થયું કે બાઇબલના શિક્ષણમાં અને પાદરીઓની રહેણી કરણીમાં જમીન આસમાનનું અંતર છે, એમ પોતાની મેળે જોતાં તમામ પ્રજા વર્ગ શીખ્યો. જ્યારે લ્યૂથરે રોમમાં જઈ નજરે ખાત્રી કરી કે પોપ જાતે ધર્મને એક પ્રકારનો વ્યાપાર સમજે છે, ત્યારે તેણે હરકોઈ રીતે તેની સત્તા તોડી પાડવાનો નિશ્ચય કર્યો. ઇ. સ. ૧૫૧૭ ના એક તહેવારને રોજ વિટનબર્ગના મંદિરના દ્વારપર તેણે પાપ ક્ષમાની ચિઠ્ઠીઓ વિરૂદ્ધ ૯૫ સવાલનું એક પત્રક ચોડયું. જર્મનીમાં સ્થળે સ્થળે તેનો પ્રતિઘોષ થયો, અને લ્યૂથરને સેકસનીના રાજાનો આશ્રય મળવાથી તેના વિરૂદ્ધ પોપના સર્વે પ્રયત્નો નિષ્ફળ ગયા.

વર્મ્સની રાજસભામાં અનેક રાજાઓ અને ધર્માધ્યક્ષોની સમક્ષ વિનયથી પણ દઢતાથી તેણે પોતાના શબ્દો પાછા ખેંચી લેવાની ના પાડી! આવી રીતે એક જ મનુષ્ય પોતાના અંતઃકરણને નામે મધ્ય યુગના ખ્રિસ્તિ ધર્મને મોટો ધક્કો પહોંચાડયો, અને નવીન પ્રોટેસ્ટંટ મત સ્થાપ્યો.

હવેથી પોપના સામ્રાજ્યની ચોતરફથી પડતી બેઠી. પણ તેમ થવા દેતા પહેલાં તેણે ' ઇસુનું મંડળ ' સ્થાપનાર ઇગ્નેસ્યસ લૉયોલા, મેક્સિકોનું રાજ્ય જીતી ખુનરેજી ચલાવનાર હર્નેન કોર્ટિસ, તથા પેરૂ દેશ પર અત્યંત જુલમ કરનાર પિઝેરો જેવી ઝનૂની શાગિર્દો ઉભા કરી, તથા સ્પેનમાં ' ધર્મ નિરીક્ષક સભા ' નામનું ઘોર મંડળ સ્થાપી યૂરોપમાં સેંકડો વર્ષ લગી ત્રાહિ ત્રાહિ પોકાર કરાવ્યો.

ઈ. સ. ૧૫૨૬ માં ઇટલીની સ્થિતિ દયા પાત્ર થઈ પડી. એક તરફથી પાખંડી જર્મનીમાંથી લ્યૂથર મતવાળા લશ્કરે, અને બીજી તરફથી સ્પેનથી સનાતન પક્ષવાળા લશ્કરે–બંનેએ રોમ જીતી, પોપને કેદ કરી જબરી લૂટ ચલાવી ફ્લોરેન્સમાં સેવોનેરોલાની ભવિષ્ય વાણી અક્ષરે અક્ષર સાચી પડી. પોપે સ્પેનના લશ્કર જોડે મળી જઇ ફ્લોરેન્સના મેડિસિ વંશનો નાશ કરાવ્યો આવી રીતે ઇટલીની પ્રજાકીય સ્વતંત્રતા લુપ્ત થઇ.

આ સૈકાના મધ્યમાં ઉમરાવો અને પાદરીઓના જુલમથી પીડાતી સ્વીડનની પ્રજાનો ઉદ્ધાર ગસ્ટેવસ વાસા નામના તે દેશના રાજાએ કરી, સ્વીડનમાં નવું જીવન આણ્યું, અને ધર્મક્રાંતિનાં પ્રથમ ફળનો આસ્વાદ સ્વપ્રજાને તેણે ચખાડ્યો.

થોડા વખત પછી લ્યૂથરના કરતાં પણ વિશેષ બળવાન અવાજ જીનીવામાંથી નીકળ્યો. તેણે પોપની સત્તાનાં મૂળ કાપી નાંખ્યાં. આ અવાજ કેલવિનનો હતો. ઇશ્વરની ક્ષમા મેળવવાને માટે પાદરીઓની બિલકુલ જરૂર નથી એમ તેણે જાહેર કર્યું. લ્યૂથર સંપ્રદાય જોડે તો વહેમ તથા રાજાઓની સત્તા કાંઇક અંશે નભી શકે તેવું હતું, પણ કેલવિનના સિદ્ધાંતો આગળ તેમનું કાંઇ ચાલે તેવું ન હતું. તેથી જ ફ્રેંચ ઉત્ક્રાંતિ પહેલાં કેલવિન મત સિવાયના બીજા દેશો સ્વતંત્ર થઇ શક્યા નહીં. તેના સિદ્ધાંત

પરથી કૉલિગ્નિ, વિલિયમ ઑફ ઑરેન્જ તથા જૉન નૉક્સ જેવા કાર્ય દક્ષ નરો ઉત્પન્ન થયા, અને જીનીવા નગર લોક સ્વાતંત્ર્યનું મધ્ય બિંદુ થયું

ફ્રાન્સ ને ઇટલીમાં ડૉમિનિક, મૅકિઆવેલી અને ઇગ્નેશ્યસ લૉયોલાનો ઝનૂની પક્ષ બળવત્તર થતો હતો. આવા શાગિર્દોની મદદથી પોપ પાંચમો પાયસ નવા સુધારકોનું નિકંદન કરાવવાના ઝેરી વિચારો રાજ કુટુંબમાં ફેલાવતો હતો. સ્પેનનો રાજા પણ તેમાં સામિલ હતો. ફ્રાન્સનો રાજા નવમો ચાર્લ્સ નબળો હતો. ઘડીમાં તે કૅથોલિકોના હાથમાં અને ઘડીમાં પ્રોટેસ્ટંટોની સત્તામાં આવી પડતો. છેવટે તેની મા કૅથેરાઇને જ્યારે જોયું કે કૉલિગ્ની નામે પ્રોટેસ્ટંટ નૌકાપતિની સત્તા વધતી જાય છે, ત્યારે તેણે તમામ પ્રોટેસ્ટંટોને ફસાવવા માટે નવારના હેન્રી ને પોતાની પુત્રી પરણાવવાનું કબુલ કરી લગ્નને મિષે તેમને બોલાવ્યા, અને ૧૫૭૨ ના ઑગસ્ટની ૨૪ મી તારીખે મધ્ય રાત્રિએ તમામ પરોણાઓનું ખુન કરવાનો ઘોર હુકમ રાજા પાસે કઢાવ્યો.

તે રવિવારની કાળ રાત્રિના વહાણાનો દેખાવ એવો ભયંકર હતો કે તે પછી ૨૧૧ વર્ષે જ્યારે વૈરનો સમય આવ્યો, ત્યાં લગી તેની બરોબરી કરે તેવો દેખાવ આખા યૂરોપમાં થયો નથી. રાત્રિના ભયંકર અમલમાં, શાંત અને ગાઢ અંધકારમાં આખા શહેરમાં ભયંકર અવાજો સંભળાયા કર્યા. કપાઈ જતાં સ્ત્રીઓ, પુરૂષો અને બચ્ચાંઓની ચીસોથી રમખાણ મચી રહ્યું. ખુનીઓ હાથમાં મસાલો અને ખંજરો લઈને પોતાનાં પિશાચી કૃત્યમાં એક પણ આદમીને બચાવ્યા સિવાય કાપણી કરી રહ્યા હતા. આખી રાત્રિ બંદૂકોના અવાજ, હૃદયવેધક ચીસો અને ખડખડાટ સિવાય કશું સંભળાતું ન હતું. જ્યારે પારિસમાં સૂર્યોદય થયો, ત્યારે આખું નગર મુડદાંથી ભરાઇ ગયેલું દેખાતું હતું. ઓછામાં ઓછા ૫૦૦૦૦ જીવો હતા ન હતા થઇ ગયા. આનો દાખલો પ્રાંતોમાં લેવાયો, અને કાપણી ચાલવા લાગી.

આ દુષ્ટ સમાચાર લાવનારને પોપે ૧૦૦૦ ક્રાઉનનું ઇનામ આપ્યું, અને ઇશ્વરનો જાહેર ઉપકાર માન્યો, પણ જીનીવા, ઈંગ્લાંડ અને જર્મનીસ્ટ્રૈચ દરબારના આ દુષ્ટ કૃત્ય સામે હાહાકાર થઇ રહ્યો.

હોલાંડમાં નવીન જુસ્સાને ચગદી નાંખવા સારૂ સ્પેનના રાજા બીજા ફિલિપે આલ્વા નામના પોતાના જેવા અતિક્રૂર સરદારને મોકલ્યો. તેણે એક મંત્રી સભા નીમી તેની મદદ વડે નવીન મતનું ઉચ્છેદન કરવા ધાર્યું, માટે તે સભાને રૂધિર—સભા કહેવામાં આવે છે. આ લોકોએ એકઠા થઇ અનેક નિર્દોષ મનુષ્યોને કતલ કર્યા. જેમણે સુધારા તરફ બિલકુલ વલણ નહીં બતાવેલું, પણ સુધારકો તરફ જરા તરા દયા બતાવી હોય, તેમને પણ પાખંડી ગણી કહાડ્યા. ફાંસી દેવાનું કાર્ય એટલી ઝડપથી ચાલતું કે હોલાંડ છોડતી વખતે આલ્વાએ પોતાને શાબાસી આપી કે મારી કારકીર્દીમાં ૧૮૦૦૦ માણસોને મેં માર્યાં છે !

અનેક વર્ષો પર્યંત બિચારા ઠંડા હોલાંડ વાસીઓ આ સર્વ જુલમ મુંગે મોઢે સહન કરી રહ્યા, પણ છેવટે ધર્મ અને સ્વાતંત્ર્યનાં સદ્ભાગ્યે ઓરેન્જનો રાજકુમાર વિલિયમ અસંખ્ય સંકટો વેઠી વિજયશાળી થયો. હોલાંડની પ્રજાએ તેને ઇશ્વરે મોકલેલો રક્ષક માન્યો. તેના ત્રણ ભાઇઓ લડાઇમાં મરણ પામ્યા, છતાં તેણે બહાદુરીથી લેડન સર કર્યું. સ્પેનના લશ્કરે તેને ઘેરો ઘાલ્યો. કમનસીબે શહેરમાં પૂરતો ખોરાક ભરવાનું પણ ભૂલી ગયા હતા. ફ્રાન્સનો સ્વાર્થી રાજા હેનરી ત્રીજો મદદ કરે તેમ ન હતું. ઇંગ્લાંડની રાણી ઇલિઝાબેથ ટુંકા મનની અને ક્રોધી હતી છેવટે આત્મ બળ પર આધાર રાખી, સમુદ્રના બંધ ૧૬ જગોએથી કાપી, લેડન શહેરને જળમય કરી નૌકાપતિ બૉઇઝોટની મદદથી ભુખે મરતા શહેરનો બચાવ કરવામાં આવ્યો, અને સ્પેનના રાજાને ઘેરો ઉઠાવી લેવાની ફરજ પડી. પોપ સંપ્રદાય અને સ્પેનના જુલમી રાજ્ય વિરૂદ્ધ લોક સ્વાતંત્ર્યનો આ સૌથી મોટો ઝગડો હતો, અને થોડાં વર્ષમાં હોલાંડનું પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન થયું. ઈ. સ. ૧૫૭૯.

આ સૈકામાં ઇંગ્લાંડમાં પ્રોટેસ્ટંટ મત ઘણો બળવાન અને લોક પ્રિય થાય છે. સાહિત્ય ક્ષેત્રમાં સ્પેન્સર, શેક્સપીઅર, બેન જોન્સન વગેરે અદ્વિતીય રત્નો ઉત્પન્ન થાય છે. સમુદ્ર પર્યટન અને વ્યાપારમાં અતિશય વૃદ્ધિ

પરથી કૉલિગ્નિ, વિલિયમ ઑફ્ ઑરેન્જ તથા જૉન નૉક્સ જેવા કાર્ય દક્ષ નરો ઉત્પન્ન થયા, અને જીનીવા નગર લોક સ્વાતંત્ર્યનું મધ્ય બિંદુ થયું

ફ્રાન્સ ને ઇટલીમાં ડૉમિનિક, મૅકિઆવેલી અને ઇગ્નેશ્યસ લૉયોલાનો ઝનૂની પક્ષ બળવત્તર થતો હતો. આવા શાગિર્દોની મદદથી પોપ પાંચમો પાયસ નવા સુધારકોનું નિકંદન કરાવવાના ઝેરી વિચારો રાજ કુટુંબમાં ફેલાવતો હતો. સ્પેનનો રાજા પણ તેમાં સામિલ હતો. ફ્રાન્સનો રાજા નવમો ચાર્લ્સ નબળો હતો. ઘડીમાં તે કેથોલિકોના હાથમાં અને ઘડીમાં પ્રોટેસ્ટંટોની સત્તામાં આવી પડતો. છેવટે તેની મા કેથેરાઇને જ્યારે જોયું કે કૉલિગ્ની નામે પ્રોટેસ્ટંટ નૌકાપતિની સત્તા વધતી જાય છે, ત્યારે તેણે તમામ પ્રોટેસ્ટંટોને ફસાવવા માટે નવારના હેન્રી ને પોતાની પુત્રી પરણાવવાનું કબુલ કરી લગ્નને મિષે તેમને બોલાવ્યા, અને ૧૫૭૨ ના ઓગસ્ટની ૨૪ મી તારીખે મધ્ય રાત્રિએ તમામ પરોણાઓનું ખુન કરવાનો ઘોર હુકમ રાજા પાસે કઢાવ્યો.

તે રવિવારની કાળ રાત્રિના વહાણાનો દેખાવ એવો ભયંકર હતો કે તે પછી ૨૧૧ વર્ષે જ્યારે વૈરનો સમય આવ્યો, ત્યાં લગી તેની બરોબરી કરે તેવો દેખાવ આખા યૂરોપમાં થયો નથી. રાત્રિના ભયંકર અમલમાં, શાંત અને ગાઢ અંધકારમાં આખા શહેરમાં ભયંકર અવાજો સંભળાયા કર્યા. કપાઈ જતાં સ્ત્રીઓ, પુરૂષો અને બચ્ચાંઓની ચીસોથી રમખાણ મચી રહ્યું. ખુનીઓ હાથમાં મસાલો અને ખંજરો લઈ ને પોતાનાં પિશાચી કૃત્યમાં એક પણ આદમીને બચાવ્યા સિવાય કાપણી કરી રહ્યા હતા. આખી રાત્રિ બંદૂકોના અવાજ, હૃદયવેધક ચીસો અને ખડખડાટ સિવાય કશું સંભળાતું ન હતું. જ્યારે પારિસમાં સૂર્યોદય થયો; ત્યારે આખું નગર મુડદાંથી ભરાઇ ગયેલું દેખાતું હતું. ઓછામાં ઓછા ૫૦૦૦૦ જીવો હતા ન હતા થઇ ગયા. આનો દાખલો પ્રાંતોમાં લેવાયો, અને કાપણી ચાલવા લાગી.

આ દુષ્ટ સમાચાર લાવનારને પોપે ૧૦૦૦ ક્રાઉનનું ઇનામ આપ્યું, અને ઇશ્વરનો જાહેર ઉપકાર માન્યો, પણ જીનીવા, ઈંગ્લાંડ અને જર્મની-ફ્રેંચ દરબારના આ દુષ્ટ કૃત્ય સામે હાહાકાર થઇ રહ્યો.

હોલાંડમાં નવીન જુસ્સાને ચગદી નાંખવા સારૂ સ્પેનના રાજા બીજા ફિલિપે આલ્વા નામના પોતાના જેવા અતિક્રૂર સરદારને મોકલ્યો. તેણે એક મંત્રી સભા નીમી તેની મદદ વડે નવીન મતનું ઉચ્છેદન કરવા ધાર્યું, માટે તે સભાને રૂધિર—સભા કહેવામાં આવે છે. આ લોકોએ એકઠા થઇ અનેક નિર્દોષ મનુષ્યોને કતલ કર્યા. જેમણે સુધારા તરફ બિલકુલ વલણ નહીં બતાવેલું, પણ સુધારકો તરફ જરા તરા દયા બતાવી હોય, તેમને પણ પાખંડી ગણી કહાડયા. ફાંસી દેવાનું કાર્ય એટલી ઝડપથી ચાલતું કે હોલાંડ છોડતી વખતે આલ્વાએ પોતાને શાબાસી આપી કે મારી કારકીર્દીમાં ૧૮૦૦૦ માણસોને મેં માર્યાં છે !

અનેક વર્ષો પર્યંત બિચારા ઠંડા હોલાંડ વાસીઓ આ સર્વ જુલમ મુંગે મોઢે સહન કરી રહ્યા, પણ છેવટે ધર્મ અને સ્વાતંત્ર્યનાં સદ્‌ભાગ્યે ઓરેન્જનો રાજકુમાર વિલિયમ અસંખ્ય સંકટો વેઠી વિજયશાળી થયો. હોલાંડની પ્રજાએ તેને ઇશ્વરે મોકલેલો રક્ષક માન્યો તેના ત્રણ ભાઇઓ લડાઇમાં મરણ પામ્યા, છતાં તેણે બહાદુરીથી લેડન સર કર્યું. સ્પેનના લશ્કરે તેને ઘેરો ઘાલ્યો. કમનસીબે શહેરમાં પૂરતો ખોરાક ભરવાનું પણ ભૂલી ગયા હતા. ફ્રાન્સનો સ્વાર્થી રાજા હેનરી ત્રીજો મદદ કરે તેમ ન હતું. ઇંગ્લાંડની રાણી ઇલિઝાબેથ ટુંકા મનની અને ક્રોધી હતી છેવટે આત્મ બળ પર આધાર રાખી, સમુદ્રના બંધ ૧૬ જગોએથી કાપી, લેડન શહેરને જળમય કરી નૌકાપતિ બાઇઝોટની મદદથી ભુખે મરતા શહેરનો બચાવ કરવામાં આવ્યો, અને સ્પેનના રાજાને ઘેરો ઉઠાવી લેવાની ફરજ પડી. પોપ સંપ્રદાય અને સ્પેનના જુલમી રાજ્ય વિરૂદ્ધ લોક સ્વાતંત્ર્યનો આ સૌથી મોટો ઝગડો હતો, અને થોડાં વર્ષમાં હોલાંડનું પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન થયું. ઈ. સ. ૧૫૭૯.

આ સૈકામાં ઇંગ્લાંડમાં પ્રોટેસ્ટંટ મત ઘણો બળવાન અને લોક પ્રિય થાય છે. સાહિત્ય ક્ષેત્રમાં સ્પેન્સર, શેક્સપીઅર, બેન જોન્સન વગેરે અદ્વિતીય રત્નો ઉત્પન્ન થાય છે. સમુદ્ર પર્યટન અને વ્યાપારમાં અતિશય વૃદ્ધિ

પણ આ સમયથી જ શરૂ થઈ. દરેક દેશને કિનારે અંગ્રેજોનાં વહાણો દેખાવા લાગ્યાં. ડ્રેકે સ્પેનનાં અનેક વહાણો લૂટી આખી દુનિયાની સફર કરી અને ઇલિઝાબેથે તેને 'નાઇટ' ની પદવી આપી.

આવી રીતે યૂરોપના ઇતિહાસમાં પ્રકાશનાં અનેક કિરણ ફેંકતા ૧૬ મા સૈકાનું દિગ્દર્શન સમાપ્ત થાય છે.

૧૭ મા સૈકાની શરૂઆતમાં જેઝિયટ પંથની મદદથી પોપ સત્તા ફરી જામે છે. સુધારાના પ્રથમ આવેશમાં જે લોકોએ નવા ધર્મને મદદ કરેલી, તેમાંના ઘણાએક પોલાંડ, જર્મની, ફ્રાન્સ વગેરે દેશોમાં ફરી કેથોલિક થઈ બેસે છે. જર્મનીના પ્રોટેસ્ટંટો તેમની સામે ઝગડો કરવા જતાં ૧૬૨૦ માં વેસબર્ગની લડાઈમાં હારે છે, અને બોહિમિયાનું રાજ્ય બાવેરીઆનો મેકિસમિલિઅન ખુંચવી લે છે, અને સ્થળે સ્થળે જેઝિયટોને તે નીમે છે. આવીજ રીતે ફ્રાન્સ, હોલાંડ, સ્વીટ્ઝર્લાંડ અને બીજા સર્વ સ્થળે પોપ સત્તા ફરીથી જામવાની આશા દેખાય છે.

પોપ અર્બન આઠમો પોતાના જુના મિત્ર ગેલિલીઓને બાઇબલ વિરૂદ્ધ તેના પાખંડી સિદ્ધાંતો માટે જવાબ આપવા રોમમાં બોલાવે છે. આ સિદ્ધાંતો અત્યાર સુધી યૂરોપમાં પ્રચલિત ટોલેમીના સિદ્ધાંતોથી ઉલટા હતા; તે એ કે પૃથ્વી વિશ્વનું મધ્યબિંદુ નથી, પણ સૂર્ય છે. સૂર્ય સ્થિર છે, પણ પૃથ્વીને દૈનિક તથા વાર્ષિક ગતિ છે. આવા સત્યાન્વેષી વળણને માટે ગેલિલીઓને કેદમાં જવું પડે છે! ખરેખર, જેઝિયટો પોપને કહેતા કે લ્યૂથર અને કેલ્વિનનાં ભાષણો તથા લખાણો કરતાં ગેલિલીઓના સિદ્ધાંતો કેથોલિક મતને વિશેષ ભયપ્રદ છે—અને તેમાં કાંઇ ખોટું નથી!

આ સૈકામાં વિજ્ઞાન ક્ષેત્રમાં અનેક નવી શોધ થાય છે, જેને પ્રતાપે યૂરોપ તેની વર્તમાન સમૃદ્ધિએ પહોંચવા સમર્થ થાય છે. જર્મનીમાં કેપ્લર નામે ખગોળ શાસ્ત્રી ત્રણ પ્રસિદ્ધ જ્યૌતિષિક સિદ્ધાંતો સ્થાપન કરે છે. લંડનનો એક વૈદ્ય વિલિયમ ગિલ્બર્ટ નામે પાર્થિવ ચુંબકાકર્ષણ અને વીજળી બંને એકજ બળનાં રૂપાંતરો છે, એમ સિદ્ધ કરે છે. વિલિયમ હાર્વી નામે દાક્તર રૂધિરાભિસરણ શોધી કહાડે છે, જેન્સન નામે હોલાંડ વાસી સૂક્ષ્મ

દર્શક યંત્ર શોધે છે. દૂરબીનની શોધ પણ તેજ દેશમાં થયેલી મનાય છે. ઉષ્ણતા માપવાનું તથા હવાનું દબાણ માંપવાનું યંત્ર તથા ગણિત શાસ્ત્રની અનેક નવી શોધો યૂરોપમાં થઇ રહી છે!

પણ નવીન વિજ્ઞાનશાસ્ત્રના ખરેખરા ધુરંધરો તો બેકન અને ડે-કાર્ટસને જ ગણવા જોઇએ. બેકન કહેતો કે ખરૂં જ્ઞાન મેળવવું હોય તો તમામ જુની માન્યતાઓ દૂર કરી **પ્રયોગ તથા અનુભવને** સ્થાન આપવું. ડેકાર્ટસે પોતે જેઝિવટ કેળવણી લીધા પછી તમામ ચોપડીઓ ફેંકી દીધી, અને કહ્યું કે મારા કાચા મગજમાં બાળપણમાં જે જે ઠસાવવામાં આવ્યું છે, તે સર્વ ભૂલી જઈ સ્વબુદ્ધિથી વિચાર અને ખાત્રી કરી જે સત્ય ઠરે, તેજ માનવું.

પોપને ફ્રાન્સની મદદ વડે ગાદી મળેલી હોઇ તે ફ્રેંચ પ્રધાન રિશેલ્યુના પક્ષમાં હતો, અને રિશેલ્યુનો વિચાર સ્પેન તથા આસ્ટ્રિઆનાં કેથોલિક રાજ્યોનું બળ તોડી પાડી ફ્રાન્સની સત્તા વધારવાનો હતો. આવી રીતે પોપ પંડે કેથોલિક ઉન્નતિનો શત્રુ થઇ પડ્યો. રિશેલ્યુ જર્મન પ્રોટેસ્ટંટોને ઉશ્કેરી ફર્ડિનાંડ સામે તેમને સહાય કરતો હતો. ફર્ડિનાંડે પોતાના પ્રસિદ્ધ સરદાર વોલેન્સ્ટીનને જર્મનીમાં લડવા મોકલ્યો. હવે જર્મન પ્રોટેસ્ટંટોનો નેતા સ્વીડન નરેશ ગસ્ટેવસ થયો. તેની ગણના વિલિયમ ઓફ ઓરેન્જ અને કોલિગ્નીની પંક્તિમાં કરવી ઘટે છે. ૧૬૩૦ ના જુનમાં ૧૫૦૦૦૦ નું લશ્કર લઇને તે જર્મનીમાં ઉતર્યો. તેને ભેટવા માટે ફર્ડિનાંડે ૩૦૦૦૦ નું લશ્કર આપી ટિલીને મોકલ્યો. આ સરદારે રસ્તામાં માગડિબર્ગ શહેર લૂટી ચાર દિવસ સુધી સખત કતલ ચલાવી ૩૦,૦૦૦ સ્ત્રીઓ તથા બચ્ચાંઓને માર્યાં. પછી ૧૬૩૧ ના સપ્ટેંબરની ૭ મી તારીખે લીપઝીક નજીક બંને લશ્કરનો ભેટો થયો. ભયંકર યુદ્ધને અંતે કેથોલિકો નાસી છુટયા, અને ટિલી માંડ બચવા પામ્યો. ત્યાર પછી ગસ્ટેવસ આખા જર્મનીમાં ફર્યો, અને સ્થળે સ્થળે કેથોલિકોના મોરચા તોડી પાડ્યા. પણ તેમની પેઠે તેણે મનુષ્યોની કતલ કદી પણ કરી નથી. ત્યાર પછી બીજું યુદ્ધ થયું, તેમાં ટિલી માર્યો ગયો.

હવે ફર્ડિનાંડે વોલેન્સ્ટીનને ફરીથી મોકલ્યો. ઇ. સ. ૧૬૩૨ ના નવેંબરની

છઠ્ઠી તારીખે લુટઝેન કને યુદ્ધ થયું તેમાં પ્રોટેસ્ટંટો જીત્યા, પણ છેલ્લી ઘડીએ ગસ્ટેવસ અચાનક માર્યો ગયો.

આવી રીતે જર્મનીમાં બે પક્ષો વચ્ચે ૩૦ વર્ષ ભયંકર ધર્મ યુદ્ધ ચાલ્યું, તેવું ૩૫ ઈંગ્લાંડમાં રાજ્ય સત્તા અને લોક સત્તાના વિરોધમાં દેખાયું. પહેલો જેમ્સ કહેતો કે રાજામાં દૈવી અંશ છે, તેથી તે કાયદાથી પણ ઉપર વટ થઇ શકે. તેના પુત્ર પહેલા ચાર્લ્સના વખતમાં રાજા પ્રજા વચ્ચેનો કલહ કેવો વધતો ગયો; અને તેને પરિણામે રાજાને ફાંસીએ લટકવું પડયું, તે સર્વ ઈંગ્લાંડના ઇતિહાસ વાચકોને સુવિદિત છે.

ફ્રાન્સમાં ૧૪ મો લુઇ પણ તેવાજ વિચારનો હતો. એક વેળા તે સખત માંદો પડયો, ત્યારે તેણે વિચાર્યું કે જો હું હ્યુજીનૉટ લોકોને વટલાવું તો પ્રભુ મારાપર પ્રસન્ન થાય। તેને પરિણામે બિચારા હ્યુજીનૉટસપર અનેક વર્ષો લગી જે જે જુલ્લમ થયા, તેનું વર્ણન માનુષી કલમથી થઇ શકે તેમ નથી. વળી ૧૬૬૦ માં જેન્સેનિસ્ટ નામે પ્રસિદ્ધ મંડળનો પણ નાશ કર્યો. ૧૬૮૫ માં નાંટ્સનો ધારો રદ કરી ફ્રાન્સમાંથી પ્રોટેસ્ટંટ ધર્મનું નિકંદન કહાડયું. લગભગ એકથી બે લાખ મનુષ્યો પોતાનો દેશ છોડી પરદેશ નાસી ગયા. ૯૦૦૦ ખલ્લાસીઓ, ૧૨૦૦૦ સિપાઇઓ, ૬૦૦ અમલદારો, અગણિત દ્રવ્ય અને ઉદ્યોગ હુન્નર એ સર્વ ફ્રાન્સની ભૂમિ તજી ચાલ્યાં ગયાં. વ્યાપારનો પ્રત્યેક વિભાગ નાશ પામ્યો, અને દેશનો ચોથો ભાગ ઉજડ થયો.

ફ્રાન્સમાં જે કૃત્ય રિશેલ્યુ, મેઝેરિન અને લુઈ બજાવે છે, તે ઈંગ્લાંડમાં જેમ્સ, ચાર્લ્સ પહેલો અને સ્ટ્રેફર્ડ તથા લૉડ બજાવે છે. મહાન્ કોન્ડે ક્રોમ્વેલનું કાર્ય કરે છે. પણ ક્રોમ્વેલ વિજય પામે છે, જ્યારે કોન્ડેનો પરાભવ થાય છે; તેથી ફ્રાન્સમાં પ્રજાપક્ષનું ઉચ્છેદન થયું, અને બીજા સો વર્ષ લગી રાજ્યસત્તા નિરંકુશ બને છે.

ઈંગ્લાંડમાં પ્રખ્યાત તત્ત્વવેત્તાઓ લૉક અને હૉબ્સના સિદ્ધાંતો પ્રચલિત થાય છે, અને હૉબ્સના સિદ્ધાંતો જો કે છેવટે નિરંકુશ રાજ્યની તરફેણમાં વળ્યા, તોપણ બંને કહેતા કે તમામ રાજસત્તાનું મૂળ લોકો છે.

બીજા ચાર્લ્સના વખતમાં ઈંગ્લાંડની રાજ કચેરી અનીતિની પરાકાષ્ઠાએ પહોંચે છે, અને તેના ભાઇ જેમ્સ બીજાના વખતમાં બને ધર્મોનો ઝગડો ફરી જામે છે. હવે લોકોએ સ્પષ્ટ રીતે જોયું કે આ રાજા તળે રહીશું, તો અનેક કેથોલિક રાજાઓ ગાદીપર બેસશે, અને સુધારાનું કામ તદ્દન માર્યું જશે. માટે તેમણે રાજ્ય વિરૂદ્ધ પ્રજા પક્ષનો ઝુંડો ઉઠાવ્યો. તેને પરિણામે રાજા પોતાનું રાજ્ય છોડી નાસી જાય છે, પ્રજાપક્ષનો સંપૂર્ણ વિજય થાય છે, અને પ્રોટેસ્ટંટ રાજકુમાર વિલિઅમને ગાદી મળે છે.

આ અરસામાં જર્મન બાદશાહ અને તેની આસ્ટ્રીઅન રૈયત વચ્ચે તકરાર થવાથી તે પ્રસંગનો લાભ લઇ તુર્ક લોકો વિએનાને ઘેરો ઘાલે છે. બાદશાહ અને તેનું કુટુંબ નાસી જાય છે, અને પોલાંડના રાજા જૉન સોબીએસ્કીની મદદ માગે છે. સોબીએસ્કી આવી પહોંચતાં એક દિવસના યુદ્ધ પછી તુર્ક લોકો નાસી જાય છે, અને વિએના શહેરને બચાવવાનું માન પોલાંડના રાજાને મળે છે.

ઇ સ. ૧૬૮૨ માં વિલિયમ પેન અમેરિકાના મૂળ રહેવાશી ઇંડિઅનો જોડે મળીને પેન્સીલવેનિઆ સંસ્થાન સ્થાપે છે. તે સલાહ એવી શુદ્ધ દાનત અને ન્યાયપર રચાયેલી હતી, કે તેને માટે વૉલ્ટેર કહે છે તેમ ‘ખ્રિસ્તી અને ઇંડિઅન પ્રજાઓ વચ્ચે થયેલી સલાહનો કદી ભંગ કરવામાં આવ્યો ન હોય, તેવી આ એકજ સલાહ છે.”

જે વર્ષમાં ગેલીલીઓનું મૃત્યુ થયું, તેજ વર્ષમાં ગણિતશાસ્ત્રી ન્યૂટનનો જન્મ થયો. તેના સિવાય ૧૭ મા સૈકાના અંતમાં હૂક, બૉઇલ, હેલી, રે, વિલકિન્સ, હેરિસન ઇત્યાદિ અનેક વૈજ્ઞાનિકો ઉત્પન્ન થયા. ‘ચલન કલન’ (differential calculus) અને ‘શૂન્ય વૃદ્ધિ’ (fluxions) ના શોધક ન્યૂટનની બરોબરી કરનાર લીબનીઝ જર્મનીમાં ઉત્પન્ન થયો. અને ફ્રાન્સમાં સ્ટીમ એન્જીન શોધનાર પૅપિન તથા હૉલાંડમાં બીરહાવ નામે વૈદ્ય ઉત્પન્ન થયા. ઇ. સ. ૧૬૬૨ માં રૉયલ સોસાઇટી ઈંગ્લાંડમાં સ્થપાઈ.

૧૮ મા સૈકાની શરૂઆતમાં સ્વીડનના પ્રખ્યાત વનસ્પતિ શાસ્ત્રી લીનીઅસનું પુસ્તક તથા ફ્રેંચ જન્તુ વિદ્યાશાસ્ત્રી બફનનું પુસ્તક સાથે જ બહાર

પડયાં. તેજ સમયે સ્કોટલાંડનો એક ગરીબ ભરવાડ ફરગ્યુસન જ્યોતિષ તથા વિજ્ઞાન શાસ્ત્ર ઉપર ઉત્તમ ભાષણો આપ્યે જતો હતો, અને છેવટે તેણે રૉયલ સોસાઇટીના સભાસદની માનવંત પદવી પ્રાપ્ત કરી.

લગભગ આજ સમયે અમેરિકાના ફિલાડેલ્ફીઆ નગરમાં બેન્જામિન ફ્રેંકલીન એક નાનું છાપખાનું શરૂ કરે છે. પછી વિજ્ઞાનશાસ્ત્રનો શોધ અને પ્રસાર કરવા માટે તે જન્ટો નામનું એક યુવક મંડળ સ્થાપે છે, અને ૧૫ મા વર્ષે પછી એક પુસ્તકાલય ખોલે છે. આ પુસ્તકાલય પર રૉયલ સોસાઈટીનો એક સભાસદ કૉલિન્સન વીજળી સંબંધી યૂરોપમાં થયેલા કેટલાક નાના નાના પ્રયોગો વિષે હકીકત લખી મોકલે છે (જેવા કે વીજળીથી નાનાં પક્ષીઓ મારવાનું, મદ્યસાર ( spirit ) સળગાવવાનું વગેરે ). હવેથી ફ્રેંકલીને પોતે આ અખતરા અજમાવવા માંડયા; તેને પરિણામે તેણે ઘણી નવીન શોધો કરી. તેમાં એક સૌથી અગત્યની અને ઉપયોગી શોધ વીજળીની ઋણ અને ધનાત્મક સ્થિતિ વિષેની છે. વળી ઉંચાં મકાનો, વહાણો વગેરેને લોઢાના સળીઆ વડે વીજળીના સપાટાથી મુક્ત કરવાની રીત પણ તેણે જ શોધી છે. જ્યારે તે ઇ.સ. ૧૭૫૭ માં લંડનમાં આવ્યો, ત્યારે તેણે જોસફ પ્રીસ્ટલી નામે ૩૦ પૌંડની વાર્ષિક આવક વાળા એક ગરીબ પાદરીને જોયો: તેને વિજ્ઞાન સંબંધી કેટલાંક પુસ્તકો આપ્યાં; તેથી તે પાદરીએ " વીજળીની વર્તમાન સ્થિતિ" વિષે એક ગ્રંથ લખ્યો, અને ૧૭૭૪ માં ઑક્સિજન વાયુની શોધ કરી ડૉક્ટર પ્રીસ્ટલી એવો મોટો ઇલકાબ મેળવ્યો.

આજ સમયમાં " સ્વર્ગીય રહસ્ય " ના કર્તા સ્વીડનબોર્ગનો યશ ઝળકી રહ્યો હતો. વળી " અનુદ્દભૂત ઉષ્મા " ના શોધક જોસફ બ્લૅક, વનસ્પતિ શાસ્ત્રી ડાર્વિન, વાયુરસાયન શોધક કૅવેન્ડિશ, વરાળના અસંખ્ય અદ્ભુત ઉપયોગ શોધનાર જેમ્સ વૉટ, ગૅલ્વૅનિક વીજળીનો ઉત્પાદક ગૅલ્વેનિક, અને ખગોળવેત્તા હર્શલ—આ સર્વ નરરત્નોને ફ્રેંકલીનની કાંઇક પ્રસાદી યુવાવસ્થામાં પ્રાપ્ત થયેલી હતી.

૧૮ મી સદીના મધ્યમાં સ્વાર્થ અને લોભની ખાતર પ્રશીઆના સમ્રાટ બીજા ફ્રેડરિકે પોતાના વચનનો ભંગ કરી મેરિયા થેરીઝાનો હક્ક છીનવી

લઈ આખા યૂરોપને યુદ્ધના લોહીમાં રસ બોળ કર્યો. આ વિગ્રહને "આસ્ટ્રિઆના વારસાનો વિગ્રહ" કહેવામાં આવે છે. કાર્લાઇલ કહે છે કે આ વિગ્રહમાં કુળ મળીને ૮૫૩૦૦૦ માણસો લડતાં મુઆં, તેમાં ફ્રેડરિકનાં પોતાનાં ૧,૮૦,૦૦૦ મુઆં. વળી પ્રશિઆની વસ્તીમાં પાંચ લાખનો ઘટાડો થયો, એટલે દર નવમાંથી એક માણસ નાશ પામ્યું. આ કાળમાં આખા યૂરોપમાં દુરાચાર પ્રવર્તતો હતો, તેથી કંટાળી જઇને ઇ. સ. ૧૭૩૦ માં જાન વેસ્લી અને તેના મિત્રોએ ધર્મને શુદ્ધતર કરવા માટે નવું મંડળ સ્થાપ્યું. વ્હીટફીલ્ડે પાશવ વૃત્તિ વાળા અધમ વર્ગોમાં બોધ આપવો શરૂ કર્યો. તે વખતે રીંછની, મરઘાની, આખલાની વગેરે લડાઇઓ જોવાનો લોકોમાં બહુ જ શોખ હતો. તે સર્વ દૂર કરવાને તેણે ઘણો કાળ શ્રમ કર્યો. આજ વખતે અમેરિકામાં જાનેથન એડવર્ડસ પણ તેવી જ મહેનત કરતો હતો.

આ સર્વનું પરિણામ મજુર વર્ગની દશા ઉચ્ચતર બનાવવાનું તથા ઔદાર્યને ઉત્તેજન આપવાનું થયું. જ્યારે મનુષ્ય સમજે છે કે મારા બંધુઓની કાળજી રાખવાની ફરજ ઇશ્વરે મારે શિર મુકેલી છે, ત્યારે ખરેખર તેનું આત્મગૌરવ અને સદાચરણ વૃદ્ધિ પામે છે. સિલ્સ ટોલ્ડ, જાન હાવર્ડ, જીન ફ્રેડરિક ઓબરલીન, અને જોન હીનરિચ પેસ્ટેલોઝી—આ સર્વ ૧૮ મી સદીના પરમાર્થી અને પરદુ:ખભંજન પુરૂષો હતા. હાવર્ડે યૂરોપના એકેએક દેશમાં ફરીને કેદીઓની ભયંકર સ્થિતિમાં ઘણા સુધારા કરાવ્યા, તે બીના યૂરોપના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે. હાવર્ડની પરમાર્થ વૃત્તિ જાણે લિસ્બનના ભયંકર વિનાશથી સતેજ થઈ. આ બનાવ ઇ. સ. ૧૭૫૫ ની પહેલી નવેંબરે બન્યો. ત્રણ સખત આંચકાથી તમામ ઘરો પડી ગયાં. હજારો માણસો દટાઈ ગયાં. ઘરમાંથી નાસીને જેઓ મેદાનમાં એકઠા થયા હતા, તેમના પર એકદમ સમુદ્રનાં પર્વત જેવડાં મોજાં ધસી આવ્યાં, અને તેમાં હજારો લોકો તણાઇ ગયા. રાત્રિ પડતાં એકાએક સો એક સ્થળે એકી વખતે આગ લાગી, તેના પ્રચંડ ભડકા ૬ દિવસ સુધી લાગલાગટ જારી રહ્યા. કુલ મળીને સાઠ હજાર મનુષ્યો મૃત્યુ પામ્યાં. ગરીબ અને તવંગર એક સરખા થઇ ગયા. જે કુટુંબો આગલી રાત્રે મોજ શોખ ભોગવતાં હતાં, તેમને સવારે અન્ન વસ્ત્ર પણ દુર્લભ થઇ પડયાં.

૧૮ મા સૈકાની છેલ્લી પચીશીમાં યૂરોપના તેમજ આખી દુનિયાના ઇતિહાસમાં સૌથી અગત્યના બે બનાવ બન્યા. અમેરિકાનાં ૪૪ સંસ્થાનો ઇંગ્લાંડથી સ્વતંત્ર થયાં; અને તેમનો દાખલો લઇને સેંકડો વર્ષો થયાં રીબાતી ફ્રેંચ રૈયત રાજાના, અમીરોના તથા ધર્માચાર્યોના જુલમથી સ્વતંત્ર થઇ.

૧૪ મા લુઇના નિરંકુશ રાજ્યમાં ફ્રાન્સનો ખજાનો ખાલી થઇ ગયો, વ્યાપાર હુન્નર પડી ભાંગ્યા, અને વસ્તી ભૂખે મરતી થઇ રહી. સર્વત્ર નિરંકુશ રાજાનો દાખલો લેતાં તેના અધિકારીઓ જલદી શીખી જાય છે. ફ્રાન્સમાં પણ તેમજ બન્યું. ગામેગામ અનેક જુલમી અધિકારીઓ સ્વાર્થની ખાતર પોતાની સત્તા તળે મુકાયેલા તમામ લોકોની મહેનત, અક્કલ અને દોલતના ધણી થઇ પડતા. વેરાઓનો પાર નહોતો. તમામ નીચલા વર્ગોનાં મ્હોડાં દુઃખમાં ને ચિંતામાં લેવાઇ ગયાં. સ્ત્રીઓ ૩૦ વર્ષની ઉમરે ૬૦ વર્ષ જેવી લાગતી. છોકરાં નિર્દય અને ચૌર્યવૃત્તિવાળાં થતાં. ટુંકામાં ફ્રાન્સમાંથી દયા જતી રહી, અને ગામડાં ઉજડ થઇ ગયાં. તેને પરિણામે શહેરોમાં ગીચ વસ્તી થઇ, તથા ગંદકીનો પાર રહ્યો નહીં. રાજદરબારમાં છ ચોક અનીતિનો અમલ વર્તતો હતો. ઘણા બાહોશ અમાત્યો રાખ્યા છતાં આમદાનીમાં ખોટ પૂરાઇ નહીં, તેથી છેવટે વસુલાત ખાતું નિરક્ષર જુગટીઆ અમલદારોના હાથમાં આવ્યું. તેઓ સરકારને ફોસલાવતા, અને રૈયતને લૂટતા.

આવે વખતે પાદરીઓ જો મધ્ય યુગના જેવા હત, તો અવશ્ય તેઓ રાજા રૈયત વચ્ચે સમાધાન કરાવી શકત, પણ હવે તેવી આશા ન હતી. તેઓ પંડે જ દુરાચરણ તથા અનીતિના એવા પંકાયેલા ઉપાસકો હતા કે વૉલ્ટેરે ખ્રિસ્તિ ધર્મથી તદ્દન વિરૂદ્ધ થઇ ગયો.

વિક્ટર કુઝાં કહે છે કે વૉલ્ટર ઇંગ્લાંડનો શિષ્ય હતો. ઇંગ્લાંડની પ્રસાદી મળ્યા પહેલાં તે વૉલ્ટર જ ન હતો. તેણે શેક્સપીયર, ન્યૂટન અને લૉકનાં પુસ્તકો ફ્રાન્સમાં ફેલાવ્યાં. ઇંગ્લાંડની રાજ્ય વ્યવસ્થાનો તે ચુસ્ત હિમાયતી હતો. તે કહે છે કે "અગ્રેજોની હિંમતને હું ચાહું છું! જે મનુષ્યો વિચાર અને કરણીમાં એક રૂપ છે, તેમને હું કેવો ચાહું છું!"

આવી રીતે ઇંગ્લાંડની રાજ્ય ક્રાંતિના દાર્શનિકો અને રાજ્ય તંત્રીઓ

ફ્રેંચક્રાંતિના શિક્ષકો બન્યા, અને ઈંગ્લાંડની સંસ્થાઓ તે જાણે ફ્રેંચ પ્રજાને પુસ્તક રૂપી થઇ પડી. હવે ઇંગ્લાંડના દાર્શનિકો અને તંત્રીઓને કોણ કોણે ઉત્પન્ન કીધા, એમ પુછીશું તો તેના જવાબમાં કેલ્વીન, લ્યૂથર, અંગ્રેજ પ્યુરીટનો, અને સ્કૉચ કૉવેંનેન્ટર્સ—એટલાં નામો બસ છે.

આ ઉપરાંત જેઝિવટ પંથને તોડી પાડનાર જેન્સેનિસ્ટ પંથ પણ ઘણે દરજ્જે બળવામાં સહાયભૂત હતો.

પણ તે સર્વ ઉપરાંત નેપોલિયન કહે છે તેમ, જીનીવાના કારીગરનો પુત્ર—જીન જૅકસ રૂસો—ન જન્મ્યો હોત, તો ૧૭૮૯ નો બળવો થાત નહીં. તેણે દ્રવ્યહીન, નિરાશા ભરેલી અને હૃદયદ્રાવક અવસ્થા વારંવાર દેખેલી અને વેઠેલી હોવાથી શ્રીમંતોના બાહ્ય દેખાવને વાસ્તે તેના મગજમાં અતિશય તિરસ્કાર ઉત્પન્ન થયો હતો. અસલની જંગલી સ્થિતિ—એજ તેને મન સુવર્ણ યુગ હતો. તે કહેતો કે "હુંશિયાર મગજ કરતાં શુદ્ધ હૃદય વધારે અગત્યનું છે."

આ સર્વ દૂરનાં કારણો ઉપરાંત ફ્રેંચ મહાક્રાંતિનું તાત્કાલિક કારણ અમેરિકન સ્વાતંત્ર્યનો વિગ્રહ અને તેની ફતેહમાં રહેલું હતું. ત્રીજા જ્યોર્જ રાજાની હઠીલાઇને લીધે અંગ્રેજોએ યુનાઇટેડ સ્ટેટસ જેવા વિસ્તીર્ણ અને રસાળ દેશનું રાજ્ય ખોયું. તે વિગ્રહ દરમ્યાન ફ્રેંચોએ ઇંગ્લાંડ પ્રતિ દ્વેષને લીધે અમેરિકનોને પુષ્કળ મદદ કરી હતી; અને બેન્જામીન ફ્રેંકલીન જ્યારે પારિસ આવ્યો, ત્યારે તેને અમેરિકાના પ્રતિનિધિ તરીકે ફ્રેંચ પ્રજાએ વધાવી લીધો.

૧૭૮૯ ના ઍપ્રિલની ૩૦ મી તારીખે જ્યૉર્જ વૉશિંગ્ટન સંયુક્ત સંસ્થાનોનો પહેલો પ્રમુખ થયો, ત્યાર પછી ચોથે દિવસે ૧૬ મા લુઇએ વર્સેલ્સમાં સ્ટેટસ જનરલ—અગર નૅશનલ ઍસેમ્બ્લી—નામની પ્રતિનિધિ સભાને બોલાવી; ત્યારથી ત્રણ માસની અંદર પારિસની રૈયતે બળવો કર્યો, અને નવ બુરજોવાળો બાસ્ટિલનો જબરદસ્ત કિલ્લો ફક્ત ૪ કલાકમાં સર કરી તુરંગ તોડી નાંખી. ત્યારથી પ્રજાવર્ગે પોતાના આગળના તમામ દુશ્મનો રાજા, અમીરો અને ઉચ્ચ વર્ગના તમામ લોકોનું નિકંદન કરવા

માંડયું. તેમાં ચાર વર્ષ પર્યન્ત એટલા બધા જુલમ થયા છે, કે તે યાદ કરતાં પણ કંપારો છુટે છે. સંત જસ્ટ નામનો એક બળવા ખોર પોતેજ કહે છે કે "નિર્મળતા ક્રૂરતાને જન્મ આપે છે. તદ્દન જંગલી લોકો પણ પોતાના દુશ્મનોનાં મસ્તક ભાલાની અણીપર લઈ જતા, અથવા તેમનાં લોહી પીતા, અગર તેમનાં હૃદય ખેંચી કાઢીને તે ખાતા હોય, એવું ક્યાંય મારા જોવા જાણવામાં આવ્યું નથી; આ સર્વ મેં પારિસમાં નજરે દીઠું; સ્વતંત્રતાની દેવીનો જય પોકારતા ઉચ્છૃંખલ લોકોને મનુષ્યના માંસના ટુકડાથી ખેલતા અને હર્ષની બુમો પાડતા મેં દીઠાં છે."

આ બળવાની અસર આખા યૂરોપમાં થઈ. દેશ દેશના કાયદામાં લોકમતને માન આપીને કાંઇને કાંઇ સુધારા થયા. ઈંગ્લાંડમાં તો પ્રથમથીજ સ્વતંત્રતા પોષાતી હતી, તેથી લોકસમૂહમાં બહુ ખળભળાટ થયો નહીં. પણ પાર્લામેન્ટમાં ઘણા પ્રકારની અવ્યવસ્થા ચાલતી હતી, તે દૂર કરવા માટે ઘણી લડતની આખરે ઇ. સ. ૧૮૩૨ માં સુધારાનું મોટું બિલ પસાર થયું.

લેકીકૃત "યૂરોપીય બુદ્ધિ સ્વાતંત્ર્યનો ઇતિહાસ" લગભગ અહીં આગળ પૂરો થાય છે, માટે આપણે પણ યૂરોપના મુખ્ય મુખ્ય ઐતિહાસિક બનાવોનું ઉપરનું સ્થૂલ દર્શન સમાપ્ત કરી હવે ગ્રંથના વિષયનું દિગ્દર્શન આરંભીએ.

ગ્રંથકર્તાએ પહેલા પ્રકરણમાં ભૂતપ્રેતાદિ વહેમોનું બારીક નિરૂપણ કરેલું છે. આજથી ત્રણસોએક વર્ષ પહેલાં તમામ યૂરોપિયન લોકો આ વહેમોને ખરા માનતા, અને તેને પરિણામે હજારો નિર્દોષ સ્ત્રીઓને ડાકણો ઠરાવી ધર્માચાર્યોના ફરમાનવડે અતિ નિર્દયતાથી જીવતી બાળી મૂકતા; કેમકે ખ્રિસ્તિ ધર્મ પ્રમાણે તે સર્વ સેતાનની મદદનીશ હતી; અને સેતાન તે ઇશ્વરનો દુશ્મન હોઇ આ જગતમાં અનેક પ્રાણીઓને સદૈવ ખોટે માર્ગે લઇ જાય છે. માટે તેમ બનતું અટકાવવું તે દરેક ધર્મનિષ્ઠ મનુષ્યની ફરજ છે, એવી લોકમાન્યતા હતી.

રોમન રાજ્યમાં મંત્ર તંત્ર જાણનારા ભુવાઓ વગેરેની સ્થિતિ હિંદુ-

સ્થાનના જેવી હતી. પણ ખ્રિસ્તિ ધર્મ ફેલાયા પછી તે લોકોની બુરી દશા બેઠી. યૂરોપમાં આ વહેમ ૧૫૦૦ વર્ષ સુધી ચાલ્યો. લ્યૂથરની ધર્મ સુધારણાથી તો તરતને માટે તે ઉલટો વૃદ્ધિ પામ્યો. ભ્રાંતિના માર્ગમાંથી નીકળતાં મનુષ્યના મનને કેટલી બધી વાર લાગે છે, તે આપણે લ્યૂથરના પોતાના જીવનમાં જ દેખીએ છીએ.

ટૂંકામાં આ ભ્રાંતિની ઉત્પત્તિ કોઇ આકસ્મિક સંજોગોથી અથવા શાસ્ત્રીય અજ્ઞાનથી થયેલી નથી, પણ જીવનના તમામ વ્યવહારોમાં સેતાનનાં કામ દેખવાના પ્રથમથી બંધાઇ ગયેલા ધાર્મિક વલણથી થયેલી છે; માટે જ્યારે આવી ધાર્મિક પદ્ધતિ શિથિલ થઇ, ત્યારે તજ્જન્ય વહેમ પણ શમી ગયો, અને પોપના તથા ધર્મ નિરીક્ષકોના ત્રાસદાયક કાનુનો તથા અસંખ્ય હત્યાઓ પણ આ નવીન અશ્રદ્ધા આગળ તદ્દન નિર્વીર્ય થતાં જણાયાં.

આ નવા બુદ્ધિસ્વાતંત્ર્યના અગ્રેસરોમાં મુખ્યત્વે મોન્ટેન, ગ્લેનવિલ, બેલ, ડેકાર્ટસ, વૉલ્ટેર, હોબ્સ અને બેકન હતા.

બીજા પ્રકરણમાં ધર્મસંસ્થાના પવિત્ર મનાતા ચમત્કારો વર્ણવેલા છે. ન્યૂટન જેવા વિદ્વાન માણસોનાં મન પણ આ વિષય તરફ શ્રદ્ધાથી જોતાં હતાં. જે ખ્રિસ્તિ ધર્મ ગુરૂઓ બીજા તમામ ધર્મના ચમત્કારોને હસી કહાડે છે, તેઓ પોતેજ પોતાના ધર્મમાં વર્ણવેલા તેવાજ ચમત્કારોને હજુ પણ સાચા માને છે.

વળી જેઓ સમકાલીન ચમત્કારોને માનતા નથી, તેઓજ તેવા પ્રકારના પૈરાણિક ચમત્કારો વિષે બહુ માનથી બોલશે; કેમકે તેઓના બાલપણના સંસ્કારોમાં તેવી વાતો ઓતપ્રોત થઈ ગયેલી હોવાથી તે સંબંધી તેમણે કદી પણ પુખ્ત અને નિષ્પક્ષ વિચાર કરેલો હોતો નથી. આ અંધશ્રદ્ધા તોડી પાડનારાઓમાં મુખ્યત્વે લૉક અને મિડલટન હતા. તેઓએ મળીને ખ્રિસ્તિ ધર્મનો પાયો ગણાતું વૈદિક તત્ત્વ નિરૂપયોગિ છે, એમ જણાવી તે કહાડી નાંખ્યું, અને માત્ર તેનું નૈતિક તત્ત્વ વિશેષ ઉપયોગિ હઇ તેજ ગ્રાહ્ય છે એમ સ્થાપિત કર્યું. આ પ્રકરણમાં ગ્રંથકારે બહુ

ઉત્તમ શબ્દોમાં નવા "બુદ્ધિસ્વાતંત્ર્યવાદ"નું વ્યાખ્યાન કરેલું છે.

ત્રીજા પ્રકરણમાં આ બુદ્ધિસ્વાતંત્ર્યવાદના ત્રણ સ્વરૂપો આ લેખમાં આવ્યાં છે. (૧) કળાશાસ્ત્ર સંબંધે (૨) વિજ્ઞાનશાસ્ત્ર સંબંધે અને (૩) નીતિશાસ્ત્ર સંબંધે.

(૧) સુધરેલા મનુષ્યમાં બુદ્ધિબળ, અવિરત અને શાંત વિચાર કરવાની શક્તિ, અદૃશ્ય વિષયપર મનને એકાગ્ર કરવાની દૃઢતા, ઇંદ્રિયોની કાલ્પનિક સૃષ્ટિમાંથી વિચારને મુક્ત કરવાનું બળ, ઇત્યાદિ, જે જોઇએ છીએ, તેમાંનું કાંઇ પણ જંગલી મનુષ્યમાં હોતું નથી. બાહ્ય મૂર્તિની મદદ વગર તેના મગજમાં કોઇ અધ્યાત્મિક ખ્યાલ ઉતરી શકતો નથી. માટે જ્યાં સુધી માનસિક સ્થિતિ બદલાતી નથી, ત્યાં સુધી મૂર્તિ પૂજા હરકોઇ પ્રકારે જન સમાજમાં રહેવાની. અને આમ હોવાથી ધર્મનો (અથવા ધર્મનાં કલ્પનામય અને સાક્ષાત્કાર થતાં અંગોનો) ખરો ઇતિહાસ આપણને કળા શાસ્ત્રના ઇતિહાસમાંથી મળી આવે છે. દરેક દેશમાં કળાશાસ્ત્રપર ધર્મની જબરી અસર થઇ છે. ખ્રિસ્તિ ધર્મ દાખલ થયા પછી લગભગ ૧૦૦૦ વર્ષ સુધી રોમન અને ગ્રીક લોકોમાં કાંઇ પણ શોક, વૈર કે દુઃખનાં ચિત્રો કહાડવાનો આગળનો પ્રતિબંધ હતો તેજ ચાલુ રહ્યો. ધર્મ ગુરૂઓ આની વિરૂદ્ધ હતા, પણ ચિત્રકળા એ લોકપ્રિય હુન્નર હોવાથી સામાન્ય લોકોનું વળણ બદલાય નહીં ત્યાં લગી પાદરીઓ નિરૂપાય હતા. પાછળથી ક્રમે કરીને ઇસુનાં, મરિયમનાં તથા ૧૪ મા સૈકાથી પરમેશ્વરનાં ચિત્રો પૂજાવા લાગ્યાં; અને સાધુઓ પણ તેવાજ પ્રકારનુ માન પામવા લાગ્યા. ટુંકામાં, હવે ખ્રિસ્તિ ધર્મમાં મૂર્તિ પૂજા દાખલ થઇ ચૂકી. કારણ કે યૂરોપની માનસિક સ્થિતિને તે આવશ્યક હતી. આથી કરીને કળાશાસ્ત્રની અવનતિ થઈ; કેમકે મૂર્તિ પૂજાથી રસ વૃત્તિ પોષાતી નથી. વળી, શારીર સૌંદર્ય વિષે ખ્રિસ્તિ ધર્મમાં બહુ હલકો વિચાર હતો. તેથી ગ્રીસ દેશની પેઠે ખ્રિસ્તિ દુનિયામાં ચિત્રકળાનો ઉત્કર્ષ થયો નહીં.

પણ સાહિત્યનું પુનરૂજ્જીવન થતાં ધર્મનો કાબુ કળાશાસ્ત્રપરથી જતો રહ્યો; ચિત્રકારનો મુખ્ય ઉદ્દેશ ગમે તે રીતે સૌંદર્ય ઉત્પન્ન કરવામાં

હવે આથી રહ્યો; એટલે હવેથી તેનું કામ શુદ્ધ સાંસારિક હતું, અને તેની પરીક્ષા પણ તેજ ધોરણે થવાની હતી. હવેથી કેળવાયેલા લોકો ચિત્રોમાં ધર્મભાવની આશા રાખતા બંધ પડયા, તેથીજ ટિશીયન અને માઇકેલ એન્જેલો જેવા મહાન ચિત્રકારો ઉત્પન્ન થયા.

આ ઉપરાંત વેનિસ નગરમાં કામોદ્દીપક બારીક રંગ મૂર્તિની શાખા સ્થપાઈ, તથા અસલના વખતનાં મૂર્તિ પૂજકોનાં ઘણાં સલાટકામો જડી આવ્યાં. તે બંને કારણોથી કળાશાસ્ત્ર પૂર્ણતાએ પહોંચ્યું.

(૨) બુદ્ધિસ્વાતંત્ર્યનું પોષક બીજું કારણ ભૌતિકશાસ્ત્રની પ્રગતિ છે. તેનાવડે સૃષ્ટિતંત્ર સંબંધે આપણા વિચારો તદ્દન બદલાઇ ગયા છે. પ્રથમ તો ધર્માધિકારીઓએ ખરી વૈજ્ઞાનિક રીતિથી કેવળ ઉલટાજ પ્રકારની વિચારરીતિ ખીલવવાના પ્રયત્ન કર્યા, અને ગેલીલીઓ તથા રોજર બેકન જેવાંને કેદમાં નંખાવ્યા. છેવટે વિદ્યાનું પુનરૂજ્જીવન થતાં ભૌતિકશાસ્ત્રનો જલદીથી ઉદ્ધાર થયો, અને મનુષ્યોના વિચારોમાં કેટલાક અગત્યના ફેરફાર થયા. તેમાંનો પ્રથમ તો સૃષ્ટિમાં મનુષ્યના સ્થાન સંબંધી હતો. જંગલી મનુષ્યોને સ્પષ્ટ ભાસે કે વિશ્વમાં આ દુનિયાજ મુખ્ય છે. આપણીજ દુનિયાની આસપાસ સૂર્યચંદ્ર દોડે છે. તારાઓ તો આપણા આકાશને શણગારવા માટે પ્રભુએ બનાવેલા ઝીણા દીવડા છે. ગ્રહણ, ધૂમકેતુ, ખરતા તારા, અને આકાશી તોફાન એ સર્વે મનુષ્યનેજ ઉદ્દેશીને થાય છે, માટે તેમાં ઇશ્વરી ગુસ્સો હોવો જોઇએ. વળી ખગોળશાસ્ત્ર જ્યોતિષશાસ્ત્ર જોડે સેળભેળ થયેલું હોવાથી ઉલટું તે વહેમનું પુષ્ટિકારક બન્યું. દરેક માણસ સમજે કે મારી જીંદગી બીજી દુનિયાઓ (ગ્રહો) ની સવારી જોડે સંકળાયેલી છે, તેના કરતાં વિશેષ અહંભાવ ક્યાં નજરે પડે છે? પણ છેવટે ખગોળ વિદ્યાની ફતેહ થઈ છે. તેણે આપણને સાબિત કરી આપ્યું છે કે અનંત વિશ્વમાં આપણી પૃથ્વીના કદનો તેમજ સ્થિતિનો કાંઇજ હિસાબ નથી.

વળી આ દુનિયા આદમથી જ શરૂ થઈ છે, એવો ખ્યાલ ભૂસ્તર વિદ્યાની શોધથી ચાલ્યો ગયો છે. તેમજ દુનિયામાં તમામ પાપ અને મૃત્યુ તથા રોગ–એ સર્વ આદમે કરેલ માત્ર એક આજ્ઞા ભંગનું પરિણામ છે, એવો વિચાર નિર્મૂળ થઇ ગયો મૃત્યુ એક કુદરતી નિયમ છે, એમ દરેક કેળવણી પામેલો મનુષ્ય સમજે છે; અને દૈવી અંતરાયની માન્યતાને સ્થાને નિયમિત કાયદાની માન્યતાનું ચક્ર પ્રવર્તવા લાગ્યું છે. જેવી રીતે જ્યોતિષ વિદ્યાથી ખગોળ વિદ્યાનું શાસ્ત્ર જુદું થયું, તેવી જ રીતે કીમીઆ વિદ્યાથી રસાયનશાસ્ત્ર જુદું થયું. એકીજ વખતે ઘણાં જુદાં જુદાં શાસ્ત્રોના અભ્યાસથી કુદરતનાં જુદાં જુદાં અંગો વહેમની જાળમાંથી મુક્ત થયાં છે.

( ૩ ) હવે બુદ્ધિના વિકાસથી નીતિનો વિકાસ શી રીતે થયો, તે વર્ણવવામાં આવ્યું છે. સાંઢની, રીંછની, તથા મરઘાની લડાઈ અને તેવા અનેક ક્રૂર વિનોદો એક કાળે યૂરોપમાં લોક પ્રિય હતા. બહુ પ્રસિદ્ધ ગુણવાન પુરૂષો પણ એક કાળે તેમાં આનંદ માનતા. ગુન્હેગારોની રીબામણી શિક્ષાઓ, યુદ્ધમાં પકડાયેલા શત્રુ જોડેનું વર્તન, ગુલામગિરી–આ સર્વના વૃત્તાંત પરથી સ્પષ્ટ થાય છે કે આપણા નીતિના ધોરણમાં બહુ અગત્યનો સુધારો થયો છે વળી ખ્રિસ્તિ દુનિયામાં સદાચરણના મુખ્ય હેતુ તરીકે નારકી શિક્ષાનો ઉગ્ર ભય જતો રહ્યો છે, અને તેને દયાને ન્યાય અન્યાયનું ભાન ઉત્પન્ન થયું છે.

ચોથા પ્રકરણના પ્રથમ ભાગમાં " ઇશ્વર પ્રેમ અને માનવ પ્રેમ " થી ભરેલા ઇસુના દયાળુ ધર્મમાં જુલમને શી રીતે અવકાશ મળ્યો, તેનાં કારણો શોધી કહાડવા યત્ન કરવામાં આવ્યા છે. લોકોને જીવતાં બાળી દેનારા, રીબાવનારા, લાંબા વિગ્રહો અને ધર્મ યુદ્ધો જગવનારા મુખ્યત્વે ધર્મ ગુરૂઓ હતા. જે પાદરીઓ પોતાનુ જીવન ઘણું ખરૂં ભક્તિમાં ગાળતા, અને જેમની ખાનગી ચાલ ચલણ વિષે તેમના શત્રુઓ પણ નિષ્કલંકતાનું સર્ટીફિકેટ આપે છે, તે જ પાદરીઓને હાથે આવાં ઘોર કૃત્યો કેમ થયાં, તે સમજાવતાં આ પ્રકરણમાં એવી રીતે ખુલાસો કરવામાં આવ્યો છે, કે અમુક પ્રકારનો સિદ્ધાંત જ્યારે મનમા રમમાણ થાય છે. ત્યારે સ્વધર્મ બાહ્ય તમામ

લોકોનાં દુઃખ તરફ તદ્દન બેદરકારી ઉત્પન્ન થાય છે. આ સિદ્ધાંત "નિરાસક્ત મોક્ષ" વિષે હતો, એટલે કે "ખ્રિસ્તિ સંસ્કાર પામ્યા વગરનાં તમામ બાળકો તથા તમામ પુખ્ત મનુષ્યો સદૈવ નરકના પ્રદીપ્ત અગ્નિમાં બળ્યા કરશે। વાસ્તે તેમને તેવી ત્રાસદાયક. અવધિ રહિત શિક્ષામાંથી બચાવવા માટે આ જગતમાં જેટલી શિક્ષા કરી તેને ખ્રિસ્તિ બનાવીએ, તેટલી તમામ તેના પારલૌકિક કલ્યાણ માટે સમજવી।"

આવા હડહડતા સિદ્ધાંતનાં ત્રણ જુદાં પરિણામ આવ્યાં. (૧) જરા પણ સંકોચ વગર ધર્માચાર્યો સ્વધર્મ વૃદ્ધિની ખાતર "પવિત્ર કપટો" કરતાં શીખ્યા. (૨) એક પ્રકારનો મૃષાવાદ જેમાં સામા પક્ષની ખરી હકીકત દાબી દેવામાં આવે છે, તેની વૃદ્ધિ થઇ, અને (૩) સત્યાન્વેષણની જીજ્ઞાસા નાશ પામી.

આ સર્વ અનિષ્ટ ફળો સામે લડત ચલાવનાર મહાન તત્ત્વચિંતકો બેકન, ડેકાર્ટસ અને લૉક હતા. તેમણે નૈસર્ગિક શાસ્ત્ર તથા આધ્યાત્મિક દર્શનોમાં, સમદૃષ્ટિ વિષે તથા સ્વતંત્ર તપાસ વિષે જે પ્રેમ દાખલ કીધો, તે તરત ધર્મ સાહિત્યમાં પ્રવેશ્યો; અને ધર્મ ભ્રાંતિ તે તદ્દન નિર્દોષ છે, એમ કહેવાની હિંમત ધરાવનારા આચાર્યો જન્મ પામ્યા. તેથી કરીને નાસ્તિકોને બાળી મુકવાના કાયદા રદ થયા, અને આંગ્લ ભૂમિ નાસ્તિક જનોનાં લોહીથી ખરડાતી બંધ થઇ.

હવે ચોથા પ્રકરણના બીજા ભાગમાં ઉપરના સિદ્ધાંતથી થયેલો ધર્મ સંબંધી જોર જુલમ વર્ણવવામાં આવ્યો છે. પોપે જાતે પ્રવર્તાવેલી આલ્બી જેન્સીસની કતલ; તથા બીજા એક પોતે જેને અનુમોદન આપેલું, એવી બાર્થોલોમ્યૂસની કતલ; સીરીઆને રૂધિર ક્ષેત્ર બનાવી મુકનારાં સૈકે સૈકે જાગતાં ક્રૂશ યુદ્ધો, તથા યૂરોપના અતિ સુંદર પ્રદેશોમાં લોહીનાં પૂર વહે વડાવનારા ધાર્મિક વિગ્રહો આ સર્વ કૃત્યો માત્ર ધર્મનાં જ પરિણામો હતાં ટુંકામાં રોમન કેથોલિક ધર્મે નિર્દોષ મનુષ્યોનું જેટલું લોહી જગતમાં રેલાવ્યું છે, તેટલું બીજા કોઇ ધર્મે હજી સુધી રેલાવ્યું નથી.

આ ઉપરથી એમ નથી સમજવાનું કે પ્રોટેસ્ટંટ મતવાળા જુલમ કરતા

વળી આ દુનિયા આદમથી જ શરૂ થઈ છે, એવો ખ્યાલ ભૂસ્તર વિદ્યાની શોધથી ચાલ્યો ગયો છે. તેમજ દુનિયામાં તમામ પાપ અને મૃત્યુ તથા રોગ—એ સર્વ આદમે કરેલ માત્ર એક આજ્ઞા ભંગનું પરિણામ છે, એવો વિચાર નિર્મૂળ થઇ ગયો મૃત્યુ એક કુદરતી નિયમ છે, એમ દરેક કેળવણી પામેલો મનુષ્ય સમજે છે; અને દૈવી અંતરાયની માન્યતાને સ્થાને નિયમિત કાયદાની માન્યતાનું ચક્ર પ્રવર્તવા લાગ્યું છે. જેવી રીતે જ્યોતિષ વિદ્યાથી ખગોળ વિદ્યાનું શાસ્ત્ર જુદું થયું, તેવી જ રીતે કીમીઆ વિદ્યાથી રસાયનશાસ્ત્ર જુદું થયું. એકીજ વખતે ઘણાં જુદાં જુદાં શાસ્ત્રોના અભ્યાસથી કુદરતનાં જુદાં જુદાં અંગો વહેમની જાળમાંથી મુક્ત થયાં છે.

( ૩ ) હવે બુદ્ધિના વિકાસથી નીતિનો વિકાસ શી રીતે થયો, તે વર્ણવવામાં આવ્યું છે. સાંઢની, રીંછની, તથા મરઘાની લડાઈ અને તેવા અનેક ક્રૂર વિનોદો એક કાળે યૂરોપમાં લોક પ્રિય હતા. બહુ પ્રસિદ્ધ ગુણવાન પુરૂષો પણ એક કાળે તેમાં આનંદ માનતા. ગુન્હેગારોની રીબામણી શિક્ષાઓ, યુદ્ધમાં પકડાયેલા શત્રુ જોડેનું વર્તન, ગુલામગિરી—આ સર્વના વૃત્તાંત પરથી સ્પષ્ટ થાય છે કે આપણા નીતિના ધોરણમાં બહુ અગત્યનો સુધારો થયો છે વળી ખ્રિસ્તિ દુનિયામાં સદાચરણના મુખ્ય હેતુ તરીકે નારકી શિક્ષાનો ઉગ્ર ભય જતો રહ્યો છે, અને તેને દયાને ન્યાય અન્યાય નું ભાન ઉત્પન્ન થયું છે.

ચોથા પ્રકરણના પ્રથમ ભાગમાં “ ઇશ્વર પ્રેમ અને માનવ પ્રેમ ” થી ભરેલા ઇસુના દયાળુ ધર્મમાં જુલમને શી રીતે અવકાશ મળ્યો, તેનાં કારણો શોધી કહાડવા યત્ન કરવામાં આવ્યા છે. લોકોને જીવતાં બાળી દેનારા, રીબાવનારા, લાંબા વિગ્રહો અને ધર્મ યુદ્ધો જગવનારા મુખ્યત્વે ધર્મ ગુરૂઓ હતા. જે પાદરીઓ પોતાનુ જીવન ઘણું ખરૂં ભક્તિમાં ગાળતા, અને જેમની ખાનગી ચાલ ચલણ વિષે તેમના શત્રુઓ પણ નિષ્કલંકતાનું સર્ટીફિકેટ આપે છે, તે જ પાદરીઓને હાથે આવાં ઘોર કૃત્યો કેમ થયાં, તે સમજાવતાં આ પ્રકરણમાં એવી રીતે ખુલાસો કરવામાં આવ્યો છે, કે અમુક પ્રકારનો સિદ્ધાંત જ્યારે મનમા રમમાણ થાય છે. ત્યારે સ્વધર્મ બાહ્ય તમામ

કેટલાંક કારણો હતાં; જેમાં પ્રથમ, મધ્યમ વર્ગોમાં થયેલો દોલતનો વધારો ગણી શકાય.

બીજું કાગળ તથા છાપવાની કળાના શોધથી થયેલો જ્ઞાનનો વધારો ગણી શકાય.

ત્રીજું કારણ બંદૂકના દારૂની શોધ છે; કારણ કે તે પહેલાં ઘોડેસ્વાર પાયદળ કરતાં વધારે બળવાન હતો, અને ઘોડેસ્વારનું ખર્ચ ઉઠાવવું માત્ર અમીર વર્ગોથી જ બની શકે તેવું હતું; પણ અગ્ન્યસ્ત્રોથી અમીર વર્ગોની કીંમત ઘટવા લાગી, અને બેયોનેટની શોધથી છેવટે યુદ્ધ કળામાં તદ્દન ફેરફાર થઈ ગયો.

પ્રજાઓના રાજકીય સ્વાતંત્ર્યને પુષ્ટ કરનારૂં છેવટનું કારણ અર્થશાસ્ત્રની પ્રગતિ હતું; તેથી કરીને વ્યાપાર કરનારી પ્રજાઓ વચ્ચે સુલેહ જળવાય તેમાંજ ફાયદો છે, તથા વ્યાપારની બાબતોમાં રાજ્યના વચ્ચે પડવાથી પ્રજાને નુકસાન થાય છે—એવી દૃઢ માન્યતા પેદા થઈ.

આવી રીતે રાજ્યમાં લોકસત્તાનું બળ વધવાથી પરસ્પર પ્રજાઓમાં સુલેહ વિશેષ જળવાય છે, તથા દેશની અંદર પણ ગરીબ વર્ગોના લાભ માટે ખાસ ધારા ઘડાય છે, અને ઉચ્ચ નીચ વર્ગો વચ્ચેનું અંતર ઘટતું જાય છે, તેમજ સર્વને રાજકીય સમાનતા પ્રાપ્ત થાય છે.

છઠ્ઠા પ્રકરણમાં ગ્રંથકાર જણાવે છે કે મહેનતના ઇતિહાસની અગત્ય જ્ઞાનના ઇતિહાસથી માત્ર બીજે નંબરે છે. જે પ્રમાણમાં ઉદ્યોગની કીંમત અંકાય છે, તે જ પ્રમાણમાં દેશની ભૌતિક સમૃદ્ધિ નક્કી થાય છે, તથા પ્રજામાં અમુક પ્રકારનું વર્તન બંધાય છે, અને પરિણામે વિચારો ઉપર જબરી અસર થયા વિના રહેતી નથી.

રોમમાં ગુલામગિરિનો રિવાજ હોવાથી શારીરિક શ્રમને માટે તમામ ઉચ્ચ વર્ગોમાં એક જાતનો તિરસ્કાર થયો હતો. આવી પ્રજામાં મધ્યમ વર્ગ હોતો નથી, અને લડાયક વૃત્તિ શ્રેષ્ઠતા ભોગવે છે. આવી પ્રજાનું આયુષ્ય કદાચ તેજસ્વી હોય, પણ તે અલ્પ નીવડે છે. ઉચ્ચ વર્ગો તમામ આળસુ અને શોખીન, થઈ જાય છે; તથા અનાથ ગુલામોનાં દુઃખના પાર

નહોતા. પ્રોટેસ્ટંટ દેશોમાં પાદરીઓનું જોર થોડું હોવાથી, જુલ્મ ઓછો થયો છે, પણ સિદ્ધાંત તો બંનેનો એક જ હતો.

પહેલા ચાર્લ્સના વખતમાં થયેલા મોટા બળવા સુધી ઈંગ્લાંડમાં ધર્મ સ્વાતંત્ર્યને માટે કોઇ સામાન્ય પ્રવૃત્તિ થએલી જણાતી નથી. તેપછી હેરિંગટન, મિલ્ટન અને જેરેમી ટેલર એ ત્રણ ધર્મક્ષાંતિના મોટા અગ્રેસરો થયા. ફ્રાન્સમાં ૧૬મી સદીને અંતે મોન્ટેન, ડેકાર્ટસ અને બેલ થયા. આ સર્વ વિદ્વાનોનાં લખાણોની અસર વડે ઉચ્ચતર યૂરોપીય વર્ગોમાં શુદ્ધ સત્યનો સત્યનો પ્રેમ રેડાયો, અને આપણે આશા રાખીશું કે જેવી રીતે પ્રાચીન ગ્રીક દાર્શનિકો શુદ્ધ સત્યના વલણને ઉત્તમોત્તમ સદ્ગુણ માનતા હતા, તેવી જ રીતે ખ્રિસ્તિ સમાજ પણ માનશે.

પાંચમા પ્રકરણમાં બુદ્ધિ સ્વાતંત્ર્યને લીધે રાજકીય સિદ્ધાંતો પર શી શી અસર થઇ, તે જણાવવામાં આવ્યું છે. યૂરોપમાં ખ્રિસ્તિ ધર્મ દાખલ થયા પહેલાં કેટલા એક સૈકા સુધી સ્વદેશાભિમાન એ મુખ્ય નૈતિક પ્રોત્સાહન હતું. પણ ખ્રિસ્તિ ધર્મની શરૂઆતથી તમામ કામોનો પ્રવાહ ધર્મવડે જ ચાલવા લાગ્યો. તમામ અન્ય લાભો ધાર્મિક લાભમાં ડુબવા લાગ્યા, અને રાજનીતિ પણ તેની ગુલામ બની ગઈ

છેવટે ધાર્મિક વલણથી તદ્દન અલગ રહેનારા કારીગર વર્ગોની જ્યારે વૃદ્ધિ થઈ, તથા નિર્ભય, નિર્બંધન તપાસ કરવાના વલણનું પુનરૂજ્જીવન થયું, અને પોપોના સ્પર્દ્ધાથી તથા નીતિભ્રષ્ટ મઠોથી ધર્મનો અંકુશ જ્યારે લોકોનાં મનપર ઓછો થયો, ત્યારે રાજાઓએ પણ તે અંકુશમાંથી નીકળી જવાનો લાભ લીધો, અને પરદેશી સત્તા સામે દેશભક્તો એ બંડ કર્યાં. વળી ધર્મ નિરીક્ષક સભાનાં જુલમી કાર્યોથી ઇટલી અને સ્પેનમાં સ્થળે સ્થળે બળવા થયા, અને પોપોની સત્તાને સ્થાને મુલ્કી સત્તાને લોકો પસંદ કરવા લાગ્યા. ખાસ મતાંધ સિદ્ધાંતોથી ભરેલાં મગજ વાળા વર્ગો એક સમયે યૂરોપીય રાજનીતિને દોરનારા હતા; હવે તેમની સંખ્યા જુજ, પરાભવ પામેલી, અને નિરાશ દેખાય છે. આ સર્વ બુદ્ધિ સ્વાતંત્ર્યના વધારાનું પરિણામ છે.

પણ તેમ થતા પહેલાં લોકોનાં હૃદયને સ્વતંત્રતા માટે કેળવનારાં બીજાં

ઔદ્યોગિક સામ્રાજ્ય અને ધાર્મિક સામ્રાજ્ય એ એક બીજાનાં કટ્ટાં વિરોધી છે, તે સ્પેનના ૧૬ મા સૈકાના ઇતિહાસ પરથી સ્પષ્ટ થાય છે. જે દેશમાં ધાર્મિક સત્તા ઓછી, ત્યાં જ ઉદ્યોગી વર્ગો વૃદ્ધિ પામે છે.

હવે ખરા આર્થિક સિદ્ધાંતો સર્વત્ર ફેલાયા, તેથી કરીને સોનું રૂપું તે ખરૂં દ્રવ્ય નથી, પણ લેવડ દેવડનું માત્ર એક સાધન છે, એવો વિચાર મજબુત થયો, અને ઉદ્યોગને હાનિ પહોંચાડનારા તમામ ક્લેશ દાયક વેરાઓ દૂર થયા.

ઉદ્યોગ એજ વિશ્વ સુલેહ જાળવવાનું ખરૂં સાધન છે, ધર્મ નહીં, એમ અહીં ગ્રંથકાર જણાવે છે. અર્થશાસ્ત્ર બતાવી આપે છે કે દરેક પ્રજાના લાભ બીજી પ્રજાઓની સંપત્તિના વધારામાં જ રહેલા છે; તેથી આવા સિદ્ધાંતની નીતિ વિષયક અસર બહુ ઊંડી થવા સંભવ છે.

છેવટે ભૌતિક સંસ્કૃતિના એકદેશીય વધારાથી થતાં કેટલાંક નુકસાન— જેવાં કે સ્વાત્માર્પણમાં ઘટાડો, કાલ્પનિક અને ધાર્મિક ઊર્મિઓનો કમભાવ; રાજનિષ્ઠા દાનશીલતા તથા તપોવૃત્તિનું પડી ભાંગવું, ઇગ્લાંડમા સ્પેન્સરના શિક્ષણ તરફ લોક પ્રિયતા; અને ફ્રાન્સમાં કોમ્ટે તથા રેનનનાં નાસ્તિક લખાણો વિષે લોકોની વધતી જતી પ્રીતિ—ઇત્યાદિ આધુનિક સુધારાનાં કેટલાંક અનિષ્ટ ફળો તરફ ગ્રંથકાર પોતાની દિલગીરી પ્રદર્શિત કરતાં ગ્રંથની સમાપ્તિ કરે છે,

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ** મને સોંપેલું કાર્ય જલદી પૂરૂં કરાવવામાં મારાં મુખ્ય સહાયક—પોતે ક્લિષ્ટ સ્થિતિમાં હોવા છતાં મધ્ય હિંદના સખત તાપના દિવસોમાં કલાકો સુધી બેસી રહી મારી ક્લિષ્ટ થતી જતી ભાષાને ઘર ગથ્થુ બનાવનાર તથા આ ગ્રંથની પ્રથમ પ્રત લખનાર મારાં પત્ની **લલિતાગૌરીનો** હું આભાર માનુ છું.

**દુર્ગાશંકર પ્રાણજીવન રાવળ.**

રહેતો નથી. આ વર્ગનો ઉદ્ધાર કરવાનું કામ પ્રારંભમાં ખ્રિસ્તિ ધર્મે ઉઠાવ્યું. વળી ધર્મ ગુરૂઓ પોતે જ ખેતી કરવામાં તથા અન્ય પ્રકારની શારીરિક મહેનતમાં ભાગ લેતા, તેથી કરીને મહેનત પ્રતિ લોકોનો તિરસ્કાર ઘટતો ગયો, અને ક્રૂશનાં યુદ્ધો પછી કારીગર વર્ગની ઉન્નતિનું દ્વાર ખુલ્લું થયું.

પણ કેવળ ખ્રિસ્તિ ધર્મથી જ ઉદ્યોગની ઉન્નતિ થાય, તે અશક્ય હતું; કેમકે તે ધર્મનું લક્ષ્ય ગરીબાઈપર હતું. માટે જ્યારે યૂરોપનાં મોટાં મોટાં શહેરોને રાજકીય કારણોથી સ્વતંત્રતા મળી, ત્યારે જ ઉદ્યોગને ખરેખરૂં ઉત્તેજન મળ્યું. વળી ગામે ગામ વ્યાપારી મંડળો બંધાયાં, તેથી વ્યાપાર એ એક જબરી સત્તા થઈ પડી, અને તેણે ધર્મની સત્તા તોડી પાડી યૂરોપને બેહદ સમૃદ્ધિ પ્રાપ્ત કરાવી.

ધર્મ અને વ્યાપાર વચ્ચે અણબનાવનું પહેલું કારણ વ્યાજ ખાવું વ્યાજબી છે કે નહીં, તે વિષે ઉત્પન્ન થયું. વ્યાજ ખાનારા મુખ્યત્વે યાહુદીઓ હતા. તે બિચારાઓને માથે તેર તેર સૈકા લગી જે વિટંબણાઓ પડી, તેનું વર્ણન ગ્રંથમાં વિસ્તાર પૂર્વક કરવામાં આવ્યું છે. આવાં કષ્ટોમાંથી પસાર થઇને યાહુદી પ્રજાએ યૂરોપનો વ્યાપાર ટકાવી રાખ્યો, તથા અજ્ઞાનગ્રસ્ત યૂરોપમાં જ્ઞાનના દીપ જ્વલંત રાખ્યો.

આવી રીતે મનુષ્ય જાતિની અનેક જરૂરીયાતો વધવાથી કારીગરોના ઉત્સાહમાં વૃદ્ધિ થાય છે, અને દિન પ્રતિદિન નવીન શોધને તથા હુન્નર કળાને અવકાશ મળે છે. ટુંકામાં પ્રજાની અંદર કોઇ નવીન સાહસ વૃત્તિ જાગે છે, અને તેથી ભૌતિક તથા માનસિક પ્રગતિનાં દ્વાર ખુલ્લાં થાય છે.

હવે દ્રવ્યના વધારાથી પ્રજાના શોખમાં કેવા ફેરફાર થાય છે, અને તેથી કરીને છેવટે બુદ્ધિપર કેટલી અસર થઇ શકે છે, તેના દાખલા તરીકે નાટકોનો ઇતિહાસ તપાસીએ, તો જણાશે કે લોકોનાં મન અસલની ગ્રામ્ય, સાદી, લડાયક, કલાહીન, જંગલી રસ વૃત્તિથી વિરક્ત થઇ અર્વાચીન સંસ્કૃતિની વૈભવ યુક્ત, સુધરેલી અને કલા પૂર્ણ રસ વૃત્તિમાં પ્રવેશ કરે છે. ૧૭ અને ૧૮ મા સૈકાના આચાર્યો નાટકના ખેલાડીઓ પ્રતિ જે તિરસ્કાર પ્રદર્શિત કરતા હતા, તે ૧૯ મા સૈકામાં તદ્દન અદૃશ્ય થયો છે.

એક વાત છે, પણ તેનું સામર્થ્ય ઝીલવું તે તદ્દન જુદીજ વાત છે.

ઉપર દર્શાવેલ શ્રદ્ધાના ધોરણથી તથા વિચારના ભાવ અને પ્રકૃતિથી યુગેયુગના અભિપ્રાયો ઘડાય છે, અને તે ધોરણની ઉત્પત્તિ બુદ્ધિના એકાદ વિભાગનાં સંચાલનોથી થતી નથી, પણ યુગનાં તમામ બુદ્ધિ વિષયક તથા સામાજીક વલણોના સંયોગથી થાય છે. અને તે ઘડવામાં સૌથી વિશેષ સહાય કરનારા તત્વચિંતકો છે. બેકન, દેકાર્ટ્સ (Descartes), અને લૉક જેવા પુરૂષોએજ પોતાના યુગનો પ્રવાહ અમુક દિશામાં વાળ્યો છે. તેઓએ મનનો અમુક આકાર તથા ભાવ ઘડયો છે. તેમણે વિચાર કરવાની નવી ટેવો. વાદવિવાદ કરવાની નવી રીત, તથા શોધખોળનાં નવાં વલણો દાખલ કીધાં છે. તેમણે ઉચ્ચતર સાહિત્યમાં જે બળ પ્રેર્યું, તે ત્યાંથી લૌકિક ગ્રંથકારોમાં પેઠું; અને તે મહાપુરૂષોનાં મગજની છાપ તેમના ગ્રંથોથી તદ્દન અજાણ્યા સંખ્યાબંધ લેખકોનાં લખાણોમાં દશ્યમાન થાય છે. આવી રીતે દાર્શનિક રીતિઓની સત્તા ઘણીજ પ્રબળ છે, તે વિષે બે મત નથી, પણ જનસમાજ નામનો ભાવ ઘડનારાં અનેક સંચાલનોમાંનું તે માત્ર એક છે.

દાખલા તરીકે ભૌતિક વિજ્ઞાનની અનેક શોધખોળવડે અનિયમિત અને અજ્ઞેય બનાવોનું ક્ષેત્ર ટુંકું થયું છે, અને નિયમનું ક્ષેત્ર વિસ્તાર પામ્યું છે, તથા જે બનાવો અગાઉ અસંબદ્ધ ભાસતા, તેમની વચ્ચેનો સંબંધ હવે સમજાવાથી જેમનો મનોભાવ બંધાય છે, તે વિજ્ઞાનના ક્ષેત્રની હદ ઓળંગી ઘણે દૂર સુધી પ્રસરી જાય છે.

વળી આપણી પૃથ્વી ભૌતિક વિશ્વનું કેન્દ્ર અને અક્ષ નથી, પણ ઘણોજ ક્ષુદ્ર ગ્રહ છે; અને વિશ્વમંડળમાં તેવું સ્થાન તદ્દન અલ્પ અને ગૌણ છે; તથા બીજા અનેક મોટા ગ્રહોની પેઠે જે સૂર્યની તે પ્રદક્ષિણા કરે છે, તે સૂર્યજ પોતે સૃષ્ટિનું અનંત-સૂક્ષ્મ બિંદુ છે—ઇત્યાદિ ખગોળ શાસ્ત્રની શોધથી આપણા ધર્મ સંબંધી અભિપ્રાયોમાં જબરો ફેરફાર થાય છે.

તેવીજ રીતે વ્યાપારી અથવા નાગરિક વલણની અંદર અમુક વિચાર ભાવ, અમુક વાદવિવાદની શૈલી, અમુક અમુક આકર્ષણો કે વિકર્ષણો જોવામાં

પ્રબળ દલીલો અથવા સમર્થ 'હિમાયતીઓ પર નહીં, પણ તે ગ્રહણ કરવાના જનસમાજના પૂર્વ વલણ ( predisposition ) પર હતો; તથા આ પૂર્વ વલણ તે જમાનાના માનસિક આદર્શનું પરિણામ હતું. જેમ જેમ મનુષ્યો ઉચ્ચતર સસ્કૃતિમાં પ્રવેશ કરતાં જાય છે, તેમ તેમ તેઓ પોતાના સંપ્રદાયને ઉત્કૃષ્ટ બનાવી તેમાં સુધારો કરે છે. પૂર્વે જે સ્થૂલ વિચારોનું તથા સ્થૂલ સિદ્ધાન્તોનું પ્રાબલ્ય હતું, તેમાંથી તેમની કલ્પના અજ્ઞાત રીતે મુક્ત થતી જાય છે, અને નવીન સંસ્કૃતિથી ઉત્પન્ન થયેલાં નીતિ અને બુદ્ધિ વિષયક ધોરણોને અનુકૂળ વહેલા મોડા તેમના અભિપ્રાયો થવા માંડે છે. આવી રીતે ધર્મક્રાંતિ પહેલાં કયારનાં ધર્મક્રાંતિનાં વલણો દેખાવા લાગ્યા હતાં. ગ્રીક સાહિત્યનું પુનરૂજ્જીવન, કલાશાસ્ત્રનો વિકાસ, સૂક્ષ્મતાર્કિકો ( schoolmen ) પ્રતિવિરોધ–ઇત્યાદિ કારણોને લીધે યૂરોપીય સમાજ એવી ઉન્નત સપાટીએ આવી પુગ્યો હતો, કે તેના કલ્યાણને વાસ્તે વધારે સંસ્કૃત અને ઓછા ધર્માંધ સંપ્રદાયની અતિશય જરૂર હતી. લ્યૂથર અને કૅલ્વિન તો ફક્ત તે જરૂરીઆતના પ્રતિનિધિ હતા, તથા તેને ચોક્કસ અને સાકાર રૂપમાં મૂકનારા હતા. દરેક જમાનાનાં બુદ્ધિ વિષયક સામાન્ય પ્રોત્સાહનોના દબાણથી પૂર્વ વલણ બંધાય છે, અને તે વલણથી છેવટે માન્યતાનાં અંગો ઘડાય છે. અને જો કે બધાં મનુષ્યો સરખીજ સહેલાઇથી તેને વશ થતાં નથી, પણ તમામ મોટા સમૂહો આખરે તેને વશ થાય છે. વિચારાત્મક અભિપ્રાયો બદલાયા, એટલે તેમના આધારભૂત પુરાવાની વૃદ્ધિ થઇ હશે એમ સમજવાનું નથી, પણ તેમના પ્રતિબિંબરૂપ મનોભાવ તથા વિચારભાવ બદલાયા છે એમ સમજવું. ચોક્કસ દલીલોને આવા પરિવર્તનનાં ચિન્હો કે બહાનાં લેખી શકાય, પણ કારણો તો ભાગ્યેજ કહી શકાય. તેમનો મુખ્ય ગુણ અનિવાર્ય પરિણામ જરા ઉતાવળે લાવવાનો છે. જેમને તે સંબોધાય છે, તેમના મનોભાવને અનુરૂપ હોવાથી તેમનું બળ અને સામર્થ્ય વધે છે. એક જમાનામાં જે દલીલો કાંઇ પણ અસર કરી શકતી નથી, તેજ બીજા જમાનામાં ઉત્સાહભેર વધાવી લેવામાં આવે છે, તેનું સ્વરૂપ સમજવું તે

એક વાત છે, પણ તેનું સામર્થ્ય ઝીલવું તે તદ્દન જુદીજ વાત છે.

ઉપર દર્શાવેલ શ્રદ્ધાના ધોરણથી તથા વિચારના ભાવ અને પ્રકૃતિથી યુગેયુગના અભિપ્રાયો ઘડાય છે, અને તે ધોરણની ઉત્પત્તિ બુદ્ધિના એકાદ વિભાગનાં સંચાલનોથી થતી નથી, પણ યુગનાં તમામ બુદ્ધિ વિષયક તથા સામાજીક વલણોના સંયોગથી થાય છે. અને તે ઘડવામાં સૌથી વિશેષ સહાય કરનારા તત્વચિંતકો છે. બેકન, દેકાર્ટ્સ (Descartes), અને લૉક જેવા પુરૂષોએજ પોતાના યુગનો પ્રવાહ અમુક દિશામાં વાળ્યો છે. તેઓએ મનનો અમુક આકાર તથા ભાવ ઘડયો છે. તેમણે વિચાર કરવાની નવી ટેવો. વાદવિવાદ કરવાની નવી રીત, તથા શોધખોળનાં નવાં વલણો દાખલ કીધાં છે. તેમણે ઉચ્ચતર સાહિત્યમાં જે બળ પ્રેર્યું, તે ત્યાંથી લૌકિક ગ્રંથકારોમાં પેઠું; અને તે મહાપુરૂષોનાં મગજની છાપ તેમના ગ્રંથોથી તદ્દન અજાણ્યા સંખ્યાબંધ લેખકોનાં લખાણોમાં દૃશ્યમાન થાય છે. આવી રીતે દાર્શનિક રીતિઓની સત્તા ઘણીજ પ્રબળ છે, તે વિષે બે મત નથી, પણ જનસમાજ નામનો ભાવ ઘડનારાં અનેક સંચાલનોમાંનું તે માત્ર એક છે.

દાખલા તરીકે ભૌતિક વિજ્ઞાનની અનેક શોધખોળવડે અનિયમિત અને અજ્ઞેય બનાવોનું ક્ષેત્ર ટુંકું થયું છે, અને નિયમનું ક્ષેત્ર વિસ્તાર પામ્યું છે, તથા જે બનાવો અગાઉ અસંબદ્ધ ભાસતા, તેમની વચ્ચેનો સંબંધ હવે સમજાવાથી જેમનો મનોભાવ બંધાય છે, તે વિજ્ઞાનના ક્ષેત્રની હદ ઓળંગી ઘણે દૂર સુધી પ્રસરી જાય છે.

વળી આપણી પૃથ્વી ભૌતિક વિશ્વનું કેન્દ્ર અને અક્ષ નથી, પણ ઘણોજ ક્ષુદ્ર ગ્રહ છે; અને વિશ્વમંડળમાં તેવું સ્થાન તદ્દન અલ્પ અને ગૌણ છે; તથા બીજા અનેક મોટા ગ્રહોની પેઠે જે સૂર્યની તે પ્રદક્ષિણા કરે છે, તે સૂર્યજ પોતે સૃષ્ટિનું અનંત–સૂક્ષ્મ બિંદુ છે—ઈત્યાદિ ખગોળ શાસ્ત્રની શોધથી આપણા ધર્મસંબંધી અભિપ્રાયોમાં જબરો ફેરફાર થાય છે.

તેવીજ રીતે વ્યાપારી અથવા નાગરિક વલણની અંદર અમુક વિચાર ભાવ, અમુક વાદવિવાદની શૈલી, અમુક અમુક આકર્ષણો કે વિકર્ષણો જોવામાં

આવે છે, જેનાવડે અમુક પ્રકારના અભિપ્રાયો અવશ્ય બંધાય છે. માટે આ વળણને ઉત્પન્ન કરનારા ધંધાને ઉત્તેજન આપવું તે, તે વલણ ને અનુકૂળ અભિપ્રાયોને ઉત્તેજન આપ્યા બરોબર છે. જ્યાં જ્યાં રેલગાડી નાંખશો, ત્યાં ત્યાં તમે અવશ્ય માનસિક પ્રોત્સાહનો પેદા કરશો. મનુષ્ય જાતના અભિપ્રાયોમાં લ્યૂથર અને વૉલ્ટેરના જેટલાજ ફેરફાર પરિણામે વૉટ અને સ્ટીવન્સન પણ કરશે, તેમાં સંદેહ નથી.

માટે જો ઉપરના વિચારોમાં સત્ય હોય તો ધર્માચાર્ય અને ધર્મવૃત્તાંત લખનારના કાર્ય પ્રદેશ તદન જુદા પડી રહે છે. અમુક સિદ્ધાંતો ખરા છે કે ખોટા, તેની આધાર ભૂત દલીલો તપાસી સત્યાસત્યનો નિર્ણય કરવામાં પહેલાનું ધ્યાન ચોંટેલું હોય છે; પણ બીજાનું ધ્યાન અમુક જમાનાની સાધારણ માનસિક દશામાં જે સિદ્ધાંતોનું ચલણ હોય છે, તેમની ચડતી પડતીનાં કારણો તપાસવામાં ગુંથાયેલું રહે છે. પહેલાનું કર્તવ્ય માનસિક બનાવોના માત્ર એકજ વિભાગમાં, તથા શુદ્ધ તાર્કિકના અભિપ્રાયો નક્કી કરનારા તર્કશાસ્ત્ર વિષયક સંબંધોમાં સમાઇ જાય છે; પણ બીજાને તો પ્રસ્તુત યુગનાં માનસિક પ્રોત્સાહનોનું વિશાળ અવલોકન કરવાનું, તથા અભિપ્રાયોના પર્યાય પર તર્કની દલીલો કરતાં ઘણીજ વધારે અસર કરનારા સાંગત્ય ( congruity ) ના સંબંધો ખોળી કહાડવાનું છે.

આ પુસ્તકમાં આપણે માત્ર બીજા દૃષ્ટિબિંદુ જોડે સંબંધ છે, છતાં તે બંનેનું સાહચર્ય સંભવિત હોવાથી તે વિષે અહીં થોડો વિચાર કરવાની જરૂર છે; કેમકે આ સવાલની અંદર ઇતિહાસનો એક મહા ગંભીર પ્રશ્ન આવી જાય છે,—તે એ કે સામાન્ય કારણોના મહાન્ પ્રવાહમાં વ્યક્તિની ઇચ્છા અને વ્યક્તિની બુદ્ધિ ( judgement ) કયો દરજ્જો ધરાવે છે.

લૉક કહેતો કે આપણી ઇચ્છા સ્વતંત્ર છે કે નહીં, એવો પ્રશ્ન કરવાને બદલે આપણે પોતે સ્વતંત્ર છીએ કે નહીં, એમ પુછવું; કારણ કે આપણી ઇચ્છા મુજબ વર્તવાની શક્તિ, એનુંજ નામ સ્વતંત્રતા—એવો આપણો ખ્યાલ છે. અથવા બીજા શબ્દોમાં કહીએ તો અમુક કૃત્ય કરતી વેળા આપણે ઇચ્છયું હોત તો જુદો માર્ગ પકડી શકત એવું જે ભાન

છે, તેનું નામ સ્વતંત્રતા. આપણી પૃથક્કૃતિને તેથી પણ આગળ વધારીને આપણે પુછીશું કે આપણી ઇચ્છા શાથી નક્કી થાય છે, તો જણાશે કે આપણાથી સાધ્ય થઇ શકે તેવાં સ્વતંત્રતાનાં ઉત્કૃષ્ટ તત્વો બે છે: પહેલું આપણી ઇચ્છાશક્તિ (અથવા મનોબળ) એ વાસનાઓથી તદ્દન જુદી જ શક્તિ છે; અને બીજું તે સુખ દુઃખ વચ્ચે દોલારૂઢ થતી માત્ર એક નિષ્ક્રિય વસ્ત નથી. આપણે જાણીએ છીએ કે અતિશય પ્રિય માર્ગને બદલે અતિશય અપ્રિય માર્ગ ગ્રહણ કરવો હોય તો તેમ કરવાની સત્તા આપણામાં રહેલી છે; વળી તેમ કરતાં આપણને દુઃખ ભરેલો સતત શ્રમ કરવો પડે છે; તથા તે શ્રમને જેટલો ઢીલો મૂકો, તેટલો આનંદ થાય તેમ જ વિશેષમાં એમ પણ જાણીએ છીએ કે ભવિષ્યના બદલાની જરા પણ આશા વગર માત્ર ન્યાય બુદ્ધિના હેતુથી જ સ્વાત્માર્પણનો માર્ગ ગ્રહણ કરવો શક્ય છે. વળી જેવી રીતે મનોબળ પર વાસનાઓ અસર કરી શકે છે, તેવી રીતે વાસનાઓ પર મનોબળની અસર થઇ શકે ખરી; અને મનોબળનો વારંવાર ઉપયોગ કીધાથી તેની કુદરતી શક્તિઓમાં વધારો થઇ શકે છે. ફરી ફરીને વાસનાઓને દાબી દેવાની દેવ પાડયાથી તેમનો વેગ ઘટાડી શકીએ છીએ; તથા મનની કવાયતવડે આપણી ઊર્મિઓનું તમામ પ્રમાણ ફેરવી શકાય છે; અને તે એટલે સુધી કે અમુક વર્ગની ઊર્મિઓને તૃપ્ત કરી વધારવી, તથા બીજી તમામનું દમન કરી પરાભવ કરવો, તે શક્ય છે.

અલબત્ત ઉપરના વિચારોથી ઇચ્છા—સ્વાતંત્ર્યના વિષયમાં રહેલી ગૂઢતાનો ખુલાસો થઇ શકતો નથી. દાખલા તરીકે આપણી ઇચ્છા કેવળ નિષ્કામપણે વર્તી શકે કે નહીં, અથવા તેના હેતુઓ જોડે તેને શા સંબંધ છે, અગર ગમે તેવા સંવૃદ્ધ મનોબળનો પરાભવ વખતે વાસનાઓ કરી શકે કે નહીં—ઇત્યાદિ પ્રશ્નોનો નિર્ણય તે વડે થઇ શકતો નથી. છતાં ઉપર દર્શાવેલા વિચારોથી મનુષ્ય સ્વાતંત્ર્યનો જે સિદ્ધાંત રચાય છે, તે આપણાથી પ્રાપ્ત થઇ શકે તેવો ઉંચામાં ઉંચો છે. એક તરફથી જેણે પોતાની ઇચ્છા મુજબ વર્તી શકવાની પોતાની સત્તાનો, તથા બીજી તરફથી સુખ દુઃખના શાસનમાંથી મુક્ત થઈ શકતા પોતાના મનોબળનો, તથા ઊર્મિ-

ઓનો પ્રવાહ ઘટાડી તેને વશ કરી શકતા આત્મબળનો (જેણે) સાક્ષાત્કાર કીધો છે, તે સ્વવશતાની હદ સુધી પહોંચ્યો છે, એમ કહી શકાય.

પ્રબળ વાસનાઓ સામે સત્ય હેતુની ખાતર આપણું મન ઝઘડો કરે, તે સદ્દગુણનો એક મુખ્ય પ્રકાર છે; અને આ બે પ્રોત્સાહનોના તારતમ્ય ઉપરથી દરેક વ્યક્તિની નૈતિક સ્થિતિનું માપ થઈ શકે છે. કોઇ વેળા આપણા મનની સ્વાભાવિક દૃઢતાને લીધે, અથવા તેના શત્રુની સ્વાભાવિક નિર્બળતાને લીધે, અથવા ઉપર વર્ણવેલી મનોનિગ્રહ કરવાની ટેવને લીધે અમુક વાસના એટલી બધી પરાજીત થાય છે કે કદી પણ તે મનને ક્ષોભ પમાડી શકતી નથી. પણ કોઇ વેળા કુદરતી કારણોથી, અથવા ઘણીવાર તો જેને વાસ્તે આપણે પંડે જ જવાબદાર છીએ તેવાં કારણોને લીધે બંને શક્તિઓ સમતોલ રહે છે, અને ઘડીમાં એક, તો ઘડીમાં બીજી પરાધીન બની જાય છે. આ બે સ્થિતિઓની મધ્યે બીજાં અનેક ચડતાં ઉતરતાં અંતરો છે; અને તેમને લીધે વાસનાઓને પ્રદીપ્ત કરનારાં જરા પણ કારણો ઉત્પન્ન થવાથી ઇચ્છા શક્તિનો ઘણીવાર પરાભવ થાય છે.

હવે સામાજીક નીતિનાં પત્રકોમાં વારંવાર દર્શાવાતા આંકડાઓને ઉપરના નિયમો સહેલાઇથી લાગુ પાડી શકાય છે. દાખલા તરીકે તે પત્રકો તૈયાર કરનારા જણાવે છે કે હવાની અમુક ઉષ્ણતામાં અમુક વિષય બળવાન હોય છે, એટલે તેવે સમયે અમુક દુર્ગુણ તરફ મનુષ્યો વધારે આકર્ષાય છે. આવી રીતે તે દર્શાવે છે કે વાયુ મંડળના ફેરફારોથીજ તે દુર્ગુણમાં વધઘટ થાય છે. વૃદ્ધિ પામતા તાપ પરિણામમાં તે દુર્ગુણ વૃદ્ધિ પામે છે; તે જારી રહે ત્યાં સુધી પોષણ પામે છે; અને ઘટવા લાગે ત્યારે ઘટી જાય છે. વરસો વરસ લગભગ તે જ આંકડા અને તે જ વધઘટ ફરી ફરીને નજરે પડે છે. છેક જુદી પ્રજાઓમાં પણ તપાસ કરતાં આ પુરાવો દૃઢતર થાય છે; અને તે એટલો બહોળો છે કે તેની મદદથી આપણે ભવિષ્યમાં શું થશે તે અમુક હદમાં અગાઉથી કહી શકીએ છીએ. શિયાળાનાં પૂરથી કે ઉનાળાના તાપથી ભરાતી અથવા સુકાતી નદીઓ;

જીવનને અનુકૂળ વસંત ઋતુમાં ઉત્પન્ન થતાં, અને પાનખર ઋતુમાં નાશ પામતાં અનેક જીવડાં; ફરી ફરીને આવતી ઋતુઓમાં ક્રમવાર સ્થિતિ બદલતી વનસ્પતિનો દેખાવ—આ સર્વેની અંદર જેટલે અંશે બાહ્ય વિકારોનું પ્રતિબિંબ તથા સત્તા દેખાય છે, તેટલે જ અંશે મનુષ્ય કૃતિઓના કેટલાક મહાન વિભાગોમાં પણ તે દેખાય છે.

ઉપરની હકીકત ગણનાત્મક કોષ્ટકોથી સિદ્ધ થાય છે, પણ તે પરથી અનુમાન શું કહાડવું ? અલબત્ત, એમ તો નહીં જ કે સ્વતંત્ર ઇચ્છા જેવી કાંઇ વસ્તુ નથી; પણ એવું અનુમાન વાજબી રીતે કરી શકાય કે ભિન્ન ભિન્ન સમયોમાં તે લગભગ સરખા જ ઉત્સાહથી વાપરવામાં આવે છે. જ્યાં સુધી વિરૂદ્ધ બળો એનાં એ રહે છે, ત્યાં સુધી વાસનાઓમાં થતી વધઘટના પ્રમાણમાં આપણાં કૃત્યો નક્કી થાય છે. આમાં કશું નવાઇ જેવું નથી. ખરેખર તેમ ન હોય; તોજ નવાઇ જેવું ગણાય. દાખલા તરીકે સદ્‌ગુણની સરેરાશ એની એ હોય, છતાં જુદે જુદે સમયે જો સરખી જ વાસનાઓથી તેટલી જ વિષયાધીનતા દેખાય નહીં, તો તે બહુ નવાઇ જેવું ગણાય. માટે દુર્ગુણના ઇતિહાસમાં ક્રમ અને અન્વય છે, અને તેનો માર્ગ નક્કી કરનારાં બળો મનુષ્યની સત્તાથી પર છે, એ હકીકત ખરી હોવાથી કાંઇ ઇચ્છા સ્વાતંત્ર્ય વાદને હાનિ પહોંચતી નથી, અને નીતિ શાસ્ત્રના સિદ્ધાન્તો જોડે ઇતિહાસકારનો છેવટ નિર્ણય સંપૂર્ણ રીતે ઘટાવી શકાય છે. આવો ચોક્કસ ક્રમ દેખી આપણે માત્ર એટલું જ અનુમાન કરીએ છીએ કે નૈતિક સ્થિતિમાં ફેરફારો બહુ જ ધીમે થાય છે; તથા કોઈ કોઇ સમય તો એવા હોય છે કે કુદરતી કારણોથી અમુક વાસનાઓ પ્રબળ થતાં, તેમની સામે ટક્કર લેવાનુ મનનું કર્તવ્ય બહુ જ કઠિન થઇ પડે છે; તથા બાહ્ય કારણો ધ્યાનમાં ન લઇએ તો દુર્ગુણનો ઇતિહાસ લખવાનો પ્રયત્ન ઘણો અપૂર્ણ રહે.

હવે આપણે તેથી જુદા પ્રકારના બનાવો તરફ નજર ફેંકીએ તો ધ્યાનપૂર્વક જોનારને ખાત્રી થશે કે પોતાના અભિપ્રાયો વિષે જેઓ બહુ જ દલીલો કર્યા કરે છે, તેમાંના પણ ઘણાખરા લોકોએ પોતાના અભિ-

પ્રાયે દલીલોથી કોઈ જુદી જ રીતે બાંધેલા હોય છે. ભલે તે વાતથી તેઓ પોતે તદ્દન અજાણ હોય, પણ તેમનામાં જુનાં સાહચર્યોનું બળ ઓછું હોતું નથી, એ નક્કી છે; અને જનસમુદાયનો મોટો ભાગ તો લાંબી દલીલોને અન્તે જે અભિપ્રાયો પોતાને બાલ્યાવસ્થામાં શીખવાયા હોય છે, તેમાં હા ભણીને અન્વેષણની સમાપ્તિ કરે છે, તેઓ પોતાની કેળવણીથી બંધાયેલા માનસિક ધોરણ વડે તમામ પ્રશ્નો વિષે અજાણ્યે વિચાર કરે છે. અગાઉથી બંધાઇ ગયેલા પોતાના અભિપ્રાયોને જેટલે દરજ્જે તેમની આગળ ધરવામાં આવતી હકીકતો કે દલીલો પુષ્ટિકારક હોય, તેટલે દરજ્જે તે તરફ તેઓ પોતાનું લક્ષ અને પ્રીતિ લગાડે છે; અને આવી રીતે તેઓ જલદીથી પોતાના મનને ખાત્રી આપે છે કે આપણા પરંપરાગત અભિપ્રાયો માટેની દલીલો અત્યંત સબળ છે, અને તેમનાથી વિરૂદ્ધ દલીલો કેવળ વિચાર રહિત છે.

વળી જેઓએ પોતાને શીખવવામાં આવેલા અભિપ્રાયોનો ત્યાગ કર્યો હોય છે, તેઓ પણ અનુચિત બળોને વશ ન જ હોય, એવો નિયમ નથી. દાખલા તરીકે દરેક મનુષ્યમાં, પોતાનું કાંઇક વિશેષપણું દેખાડવાનો પ્રેમ, બીજાના કરતાં વધારે બુદ્ધિમાન ગણાવાની તૃષ્ણા, રસવૃત્તિનું બંધાઈ ગયેલું વલણ, દુર્ગુણનું આકર્ષણ, મિત્રતાની અસર, પ્રતિભાશાળી મહાન્ પુરૂષો તરફ થતું લોહચુંબક જેવું આકર્ષણ—આ અને બીજાં અનેક અનુચિત બળોથી આપણા અભિપ્રાયો ઘડાય છે. યોગ્ય વિવેકના પાયાપર માન્યતાની ઇમારત બાંધનારા બહુ જુજ હોય છે; કેમકે જેઓ અન્વેષણ કરતા નથી, તેઓના મત અનુચિત બળો વડે બંધાય છે એટલું જ નહીં, પણ જેઓ તે કરે છે, તેઓની દલીલોને પણ તે બળોનો ઘેરો પટ બેસે છે. પણ આ ઉપરથી એવું અનુમાન કરવું કે અભિપ્રાયો ઘડવામાં તર્કશક્તિનો હાથ બિલકુલ નથી, તે ભૂલભરેલું છે. અલબત્ત કોઇ પણ મનુષ્યનું મન અશાસ્ત્રીય બળોથી છેકજ મુક્ત નથી: પણ સદ્ગુણને માર્ગે પ્રેરતા વાસનાઓ વિરૂદ્ધ ઇચ્છા શક્તિના ઝઘડાની માફક, સત્યને માર્ગે પ્રેરતા ઊર્મિઓ વિરૂદ્ધ વિવેક શક્તિના ઝઘડામાં પણ દરેક પ્રયત્નને અંતે અમુક

અશે ફતેહ તો મળે છે જ, અને તેમાં પ્રગતિની અનેક કળાઓનો આવિર્ભાવ થાય છે. માટે આ સર્વ જોતાં ખરૂં અનુમાન તો માત્ર એટલું જ થઈ શકે કે દલીલો કરવાની રીતિ, સાધારણ રીતે ધારીએ છીએ તેના કરતાં, ઘણી જ વધારે મુશ્કેલ છે; અને જેઓ પ્રચલિત અભિપ્રાયોનાં કારણો શોધી કહાડવા ઇચ્છે છે, તેઓને દલીલોના અધ્યયન કરતાં પૂર્વ વળણનું અધ્યયન ઘણું જ વધારે ઉપયોગી થઈ પડે તેમ છે.

દરેક જમાનાના અભિપ્રાયો મુખ્યત્વે સમાજની માનસિક સ્થિતિવડે બંધાય છે, અને અભિપ્રાયોમાં થતો દરેક મોટો ફેરફાર સામાન્ય કારણોનું પરિણામ છે–એ સિદ્ધાન્ત બતાવી આપે છે કે જનસમાજની અંદર રહેલું પૂર્વ વલણ ( bias ) તમામ મોટા જનસમૂહોપર અસર કરી છેવટે દરેક વિઘ્નનો પરાજય કરે છે. સંસ્કૃતિની વિષમતાઓ, ખાસ સંજોગોથી ઉત્પન્ન થતાં વિઘ્નકારી બળો, જુના રિવાજનું પ્રાબલ્ય, પ્રતિભાશાલી વ્યક્તિના પ્રયત્નો ઇત્યાદિ સર્વ નવરંગી ભિન્નતાઓને જન્મ આપે છે ખરાં; પણ બારીક દૃષ્ટિએ નિહાળતાં માલમ પડશે કે તે તો સર્વ એક આગળ વસતા પ્રવાહના માત્ર પરપોટા છે, અને તે પ્રવાહને લીધે તમામ ભિન્ન ભિન્ન સંપ્રદાયોમાં ધીમે ધીમે ચોક્કસ પ્રકારના ફેરફાર થતા જાય છે, તથા બુદ્ધિના તમામ વિભાગોમાં અમુક પ્રકારનાં વલણો વિશેષ બળવાન થતાં જાય છે. કોઈ છુટા છવાયા પુરૂષો ભલે આ પ્રવાહ સામે ટક્કર લે; અને તેમ કરવાની શક્તિ ધર્માચાર્યનું દૃઢ અને યોગ્ય વિશ્રામ સ્થાન છે; પણ આ પ્રયત્નો ઘણા નિર્બળ અને જવલ્લેજ બનતા હોવાથી સામાન્ય ગતિનો રોધ કરવામાં બિલકુલ ફાવી શકતા નથી.

પણ આ છેલ્લી પ્રતિજ્ઞામાં એક અગત્યનો અપવાદ પ્રતિભાશાળી પુરૂષોના સંબંધમાં છે. તેઓ એકી વખતે પ્રતિનિધિરૂપ અને ઉત્પાદક હોય છે. તેઓ પોતાના સમયનાં વલણોને એકત્ર કરનાર તથા તે વલણો દર્પણરૂપ હોય છે, તે ઉપરાંત વારંવાર તેમાં મોટા સુધારા વધારા પણ કરે છે, તેથી તેમના વિચારોને આધારે ભવિષ્યના એક પછી એક વિકાસ થવા પામે છે. માટે દરેક મહાન્ ચળવળમાં કેટલો હિસ્સો વ્યક્તિનો છે,

તથા કેટલો હિસ્સો સાધારણ કારણોનો છે, તે એક પક્ષની અતિશયોક્તિ કર્યા વગર શોધી કહાડવું તે ઇતિહાસકારનું એક અતિ ગહન કર્તવ્ય છે.

ધર્માચાર્ય અને ઇતિહાસકારના પ્રદેશ કઈ કઈ બાબતમાં જુદા છે, તે ઉપરના લખાણથી સ્પષ્ટ રીતે માલમ પડી આવશે. પણ તે બંનેની વચ્ચે કેટલીક સમાનતા છે, તે પણ કબુલ કરવું જોઇએ; કારણ કે અમુક માન્યતાને ઉત્પન્ન કરનારાં કારણો દર્શાવતાં તે માન્યતાની ખરી કીંમત કેટલી છે, તે ઉપર કાંઇક અજવાળું પડ્યા વિના રહેતું નથી. વળી કેટલાએક પ્રાચીન વસ્તુ શોધકો બંનેનું સંમેલન કરી ઇતિહાસકારના કરતાં ધર્માચાર્યનું ક્ષેત્ર તદન ગૌણ બનાવી મુકે છે. જેમણે જોયું હશે કે કોઈ વ્યક્તિના કે પ્રજાના અભિપ્રાયો ઘડવામાં દલીલો કેટલું થોડું કાર્ય બજાવે છે, તથા સંસ્કૃતિના વિકાસથી અભિપ્રાયો કેવા બદલાઇ જાય છે, અને જુદા જુદા યુગના વિવાદકો તો પોતાના સમયના ઊંડા ગુપ્ત પ્રવાહને જાહેરમાં લાવનાર માત્ર પૂતળાં છે—ઈત્યાદિ જેણે જોયું હશે તેને એકલી વિવેક શક્તિપરથી ભરોસો ઉઠી જશે, અને તેને દોરવા માટે સ્વભાવિક રીતે એકાદ ભોમિયો શોધશે. હાલના સમયનું વલણ ઐતિહાસિક વિકાસોમાં દેખાતા મનુષ્ય જાતના સમગ્ર જ્ઞાનને એવો ભોમિયો બનાવવાનું છે. બીજા શબ્દોમાં કહેતાં, શ્રદ્ધાના ક્રમાગત ફેરફારો કયા કયાં નિયમોને અનુસરીને થાય છે; કઈ કઇ દિશામાં, કયાં લક્ષ્યો તરફ માનવબુદ્ધિ સંસ્કૃતિના વધારા સાથે આગળ વધે છે; અસંસ્કૃત પ્રજાઓ અને યુગોની જોડે સરખાવતાં સુધરેલી પ્રજાઓ અને સુધરેલા યુગોનાં ખાસ લક્ષણો કયાં કયાં છે; તેમજ તદન નિરક્ષર લોકો જોડે સરખાવતાં સંપૂર્ણ કેળવાયેલા લોકોનાં ખાસ લક્ષણો શાં છે—આ સર્વ નક્કી કરવાના પ્રયત્નોવડે આધુનિક મુખ્ય વિચારકો જાણ્યે અજાણ્યે પોતાના અભિપ્રાયો બાંધે છે. આવી જાતની તર્ક પદ્ધતિના ત્રણ વિભાગ થઇ શકે. પહેલું તો, સંસ્કૃતિમાં બુદ્ધિ વિષયક સામાન્ય વલણો કયાં છે તે નક્કી કરવું; બીજું આવાં વલણોનો પરસ્પર સંબંધ તથા અન્યોન્યાશ્રય કેવો અને કેટલો છે તે જાણવું; અને ત્રીજું, તે વલણોને લીધે સુખ, સદ્ગુણ અને દયામાં વૃદ્ધિ થાય છે કે ઘટાડો, તે નક્કી કરવું.

આ ગ્રંથમાં મારો ઉદ્દેશ બુદ્ધિ સ્વાતંત્ર્યવાદનો ઇતિહાસ લખવાનો છેઃ બુદ્ધિસ્વાતંત્ર્યવાદ એટલે અમુક સિદ્ધાંતો કે વિવેચનો નહિં, પણ છેલ્લા ત્રણ સૈકાથી યુરોપમાં પ્રાધાન્ય ભોગવતું, વિચાર કરવામાં કે દલીલો કરવામાં અમુક પ્રકારનું બંધાઇ ગયેલું વલણ. હવે પછીના પાનામાં જ્યારે આપણે નીતિ અને બુદ્ધિ વિષયક વિકાસના ભિન્ન ભિન્ન પ્રકારો ઉપર તે વલણથી થયેલી અસર તપાસીશું, ત્યારે તેનું સ્વરૂપ આ લેખવામાં આવશે. અહીં તેને માટે એટલુંજ કહેવું બસ છે કે તેને પરિણામે તમામ પ્રસંગે વિવેક શક્તિનાં તથા અંતઃકરણનાં ફરમાનો અગ્રસ્થાને આવવાથી વૈધિક ધર્મ સિદ્ધાંતો કેવળ ગૌણપક્ષે રહી જાય છે, જેથી કરીને તે સિદ્ધાન્તોની અસર રહેણી કરણીપર બહુજ ઘટી જાય છે. તેને લીધે ઇતિહાસમાં તમામ પ્રકારના બનાવો દેવતાઇ કારણોથી નહીં, પણ કુદરતી કારણોથી બને છે, એમ માનવાને લોકો પ્રેરાય છે; ધર્મ સાહિત્યમાં તેને લીધે મનુષ્યો એમ માનવા લાગે છે કે ક્રમાગત સંપ્રદાયો તો માત્ર મનુષ્યનાં હૃદયમાં રોપાયેલી ધર્મ વૃત્તિના અભિલાષો તથા હાજતોનાં આ વિષ્કરણ છે; અને નીતિ શાસ્ત્રમાં તેને લીધે એવું માનવામાં આવે છે કે જેટલાં કર્તવ્યોને આપણે અંતરાત્મા કબુલ રાખે, તેટલાંજ ફક્ત માન્ય રાખવાં.

ભૂતકાળમાં બનેલી સ્પષ્ટ હકીકતોનો ઇતિહાસ લખવામાં જે મુશ્કેલીઓ નડે, તેનાથી કેવળ જુદાજ પ્રકારની મુશ્કેલીઓ એક માનસિક વલણનો ઇતિહાસ લખનારને નડે, તે દેખીતું છે. જે દૃષ્ટિબિંદુવડે સામા પક્ષની દલીલો પ્રબળ અને સચોટ લાગે છે, તથા જે વિચાર ભાવવડે તેના ભિન્ન ભિન્ન સિદ્ધાંતો સંભવિત, સુઘટિત, અને પરસ્પર અવિરૂદ્ધ લાગે છે, તેનો અમુક દરજ્જે સાક્ષાત્કાર કરતાં જે માણસને આવડતું નથી, તેણે કોઇ પણ મહાન્ સંપ્રદાયનું ખરૂં જ્ઞાન મેળવ્યું છે એમ કહી શકાય નહીં. છતાં હાલનાજ વખતનાં મોટાં મોટાં વાદયુદ્ધોમાં કેથોલિક અને પ્રોટેસ્ટંટોની તકરારોમાં પણ બહુ જુજ વિવાદકો સામા પક્ષના અભિપ્રાયોની ઉપર મુજબ કીંમત આંકવામાં ફતેહમંદ નીવડે છે; તો પછી જે માન્યતાના પ્રતિનિધિઓ પણ અત્યારે કોઈ અવશેષ નથી તેનું અવલોકન

કરવાનું, તથા જુદા જુદા જનસમૂહોમાં પ્રચલિત સંભાવ્યતાનાં જુદાં જુદાં માપની ગણના કરવાનું, તેમજ તેનાં કારણો તથા પરિવર્તનો ખોળી કહાડવાનું કામ જ્યારે આપણે માથે લઇએ છીએ, ત્યારે તે અત્યંત કઠિન થઈ પડે છે. આપણામાંથી ચિરકાળ થયાં નાશ પામેલા વહેમોને જન્મ આપનારી વિચાર સરણિ ફરીને ઘડવી; એક પછી એક જમાનામાં સાક્ષાત્કાર થતી માન્યતાનું ચોકઠું બેસાડી આપનારૂં, તથા દલીલો ના ગમે તેવા ઝઘડા કરતાં અગર ધર્મના ગમે તેવા પરિવર્તન કરતાં પણ વધારે બળવાન, એવું કલ્પનાનું ગુપ્ત વલણ આઘા આઘા ભૂતકાળના અંધકારમાંથી ખોળી કહાડવું; અમુક સમયના વિચારોરો, જે સાદૃશ્ય અથવા સાંગત્યના નિયમને આધારે એકત્ર થઈ એક રૂપ બને છે, તેને પકડી કહાડવા; અને પછી બતાવી આપવું કે વિજ્ઞાન શાસ્ત્રની શોધોથી અથવા તત્વજ્ઞાનમાં થયેલા મોટા ફેરફારથી, અગર ઔદ્યોગિક કે રાજકીય જીવનની અભિવૃદ્ધિથી આકર્ષણનાં નવાં કેન્દ્રો શી રીતે દાખલ થયાં, અને તેથી કરીને સાદૃશ્યનું બળ નવી દિશાઓમાં શી રીતે વહેવા લાગ્યું; તથા એક વખત સ્વાભાવિક રીતે અને જાણે કુદરતી પ્રેરણાથી જ જે નિર્ણયો તર્ક શક્તિએ બાંધ્યા છે એવું લાગતું, ત્યારથી માંડીને જ્યારે તે અસંબદ્ધ અને હસવાપાત્ર ગણાવા લાગ્યા, તથા માનસિક વલણોનો તમામ પ્રવાહ બદલાઈ ગયો, ત્યાં સુધી ઉક્ત રીતિને પગલે પગલે ચાલવું:—આવું દુષ્કર કર્તવ્ય જે કોઈ લેખક બદલાતા અભિપ્રાયોના વર્ણનથી સંતોષ નહીં પામતાં તે ફેરફારના નિયમોપર કાંઇક અજવાળું પાડવા ઇચ્છેછે, તેના ઉપર આવી પડે છે.

પણ આવી અન્વેષણ પદ્ધતિમાં સૌથી મોટી મુશ્કેલી એ નડે છે કે શબ્દોમાં દર્શાવાતી અને સાક્ષાત્ થતી માન્યતામાં હમેશા ઘણો ફરક રહે છે. જ્યારે અમુક માન્યતા સમય વિરૂદ્ધ હોય છે, અને તેમાં સુધારો કરવો અશક્ય હોવાથી પ્રગતિને તે વિઘ્ન રૂપ થઈ પડે છે, ત્યારે છેવટે તેનો ખુલ્લો ઈન્કાર કરવામાં આવે છે; અને તેમાં વળી જો કોઇના સ્વાર્થ અથવા કોઇ અનંત સત્ય ભળેલ હશે તો અતિશય ક્ષોભને દુઃખ થશે. પણ ઘણી ખરી વેળા તો સંસ્કૃતિ પોતાથી વિરૂદ્ધ માન્યતાને વિસ્મૃતિને માર્ગે ચડાવી દે છે.

ટુંકામાં, તેના પ્રતિ બેદરકાર રહેવાથી તેનો નાશ થાય છે, વાદ વિવાદથી નહીં. દરેક જીવન્ત ધર્મને ઘેરી લેતા ઝાંખા સંધ્યા પ્રદેશમાં તેને દેશવટો દેવામાં આવે છેઃ તે પ્રદેશ મૃત્યુના નહીં, પણ મૃત્યુની છાયા ના ગણાય છે, અને તેમાં સર્વ અસ્પષ્ટ અને નિષ્ક્રિય ભાસે છે. વળી ઘણી વેળા ક્યારના નષ્ટ થઈ ગયેલા સંપ્રદાયોની લેખન શૈલી, વિધિઓ, ક્રિયમાણનાં પુસ્તકો તથા બાહ્ય સ્વરૂપો–ઇત્યાદિ સર્વનો સંયોગ આધુનિક સંસ્કૃતિથી જન્મેલા નવીન સંપ્રદાય જોડે થયેલો દેખાય છે. એવું કહેવામાં આવે છે કે અસલના ઇથિઓપિયન લોકો મૃત પૂર્વજોનાં ચિત્રો પોતાના શરીર પર ચીતરી રાખતા, જેથી કરીને મનમાં ખુશી થવાય કે હજુ તેઓ હયાત છે અને જીવતા છે. આવાં જ ચિત્રોને મળતાં ઉપરનાં પણ ગણી શકાય. માટે સદ્દરહુ ફેરફારની યોગ્ય કીંમત સમજવા સારૂ આ અભિપ્રાયોને આપણે કાર્યના રૂપમાં મૂકી જોવા; અને વિચારવું કે હવે જો તેમનો પૂર્ણ સાક્ષાત્કાર થતો હોય, તો પરિણામ શું આવે; તથા અત્યારે તે પરિણામ ખરેખરૂં કેટલું આવે છે. માટે ક્રમ વાર થયેલાં સંપ્રદાયોનું અન્વેષણ બસ નથી, પણ યુગે યુગનાં વર્તનનાં ધોરણોનું પણ અધ્યયન કરવું જરૂરનું છે.

આ પ્રસ્તાવનાની સમાપ્તિ કરતા પહેલાં બુદ્ધિસ્વાતંત્ર્યના વલણથી માન્યતાપર થયેલી અસર આલેખવામાં જે રીતિનો મેં ઉપયોગ કર્યો છે, તેનું વર્ણન કરવું બાકી રહે છે. પ્રથમ તો મેં દેવતાઈ ચમત્કારો વિષે ઘટતી જતી ભાવનાનો ઇતિહાસ તથા કારણો તપાસ્યાં છે, કેમકે તે સંસ્કૃતિનું અતિ સ્પષ્ટ પરિણામ છે. પણ તેમ કરતાં તરત માલમ પડે છે કે આ ચળવળનો અલગ વિચાર થઈ શકે તેમ નથી; કારણ કે દેવતાઈ ચમત્કારોના વલણની ઉત્પત્તિ તથા યોગ્ય ખુલાસો તો બુદ્ધિ વિકાશની સગુણવાદની સ્થિતિમાં અવશ્ય રહેતા વિશ્વતંત્રના ખ્યાલથી તથા પરમેશ્વરના સ્વરૂપ વિષેના ખ્યાલથી જ થઈ શકે છે. આ સ્થિતિના સ્વરૂપ સંબંધી કેટલોક અગત્યનો પુરાવો આપણને કલાના ઇતિહાસમાં મળે છે, કેમકે તે સમયે ધર્મસાક્ષાત્કારનું શુદ્ધ આવિષ્કરણ કલા શાસ્ત્રમાં દેખાય છે, અને વિશ્વતંત્ર સંબંધી આપણા અસલી વિચારો ઉપર ભૌતિક વિજ્ઞાનની ચડાઇનો વૃત્તાંત તેની

પડતીનો ઘણો સારો ખુલાસો કરી આપે છે. માનસિક ચળવળની જોડે આપણે તેની સહચારિણી નૈતિક ચળવળને પણ ધ્યાનમાં લેવી જોઇએ, કેમકે તેના પ્રતાપે ભય એ કર્તવ્યનો હેતુ ગણાતો મટી ગયો છે, વૈધિક શિક્ષણનું મહત્વ નાશ પામ્યું છે, અને હૃદયમાં વસતા અંતર્યામીનું સામ્રાજ્ય સ્થપાયું છે. આ પ્રગતિમાં ઘણાં અગત્યનાં પરિણામોનો સમાવેશ થાય છે, પણ સૌથી અગત્યનું જોરજુલમ ઘટવા વિષે છે, અને તે ઘટાડો ધર્મસાક્ષાત્કારમાં થયેલા ગંભીર ફેરફારની જોડે અત્યંત સંલગ્ન છે એવું બતાવી આપવા મેં યત્ન કીધો છે. છેવટે રાજનીતિનાં તથા ઉદ્યાગનાં મહાન્ ક્ષેત્રોમાં બુદ્ધિસ્વાતંત્ર્યના વલણથી થયેલાં કાર્યોનો તાજો પુરાવો એકઠો કરવા મેં પ્રયાસ કર્યો છે. પ્રથમ તો રાજકીય જીવનના દરેક વિભાગમાંથી ઐહિક પ્રવૃત્તિ શી રીતે પસાર થઈ, તથા પ્રજા પ્રભુત્વના વધારાથી ધાર્મિક વલણોપર અને ધાર્મિક વલણોથી પ્રજા પ્રભુત્વ પર શી અસર થઈ તે, તથા રાજકીય વ્યાપૃતિથી આપણા તમામ નિર્ણયોપર અસર કરનારા વિચારભાવ શી રીતે બંધાયા—તે સર્વ આ ગ્રંથમાં દર્શાવવા મેં પ્રયત્ન કર્યો છે. બીજું, યૂરોપમાં ઔદ્યોગિક વલણની ઉત્પત્તિ, ધર્મ સંસ્થા જોડે તેના ઝઘડા, તેણે કીધેલાં નીતિ અને બુદ્ધિ વિષયક ગંભીર પરિવર્તનો, તથા તેના આવિષ્કરણ રૂપ ગણાતા મહાન્ અર્થશાસ્ત્રનું વલણ—ઇત્યાદિ આલેખવામાં આવ્યાં છે.

હું સારી પેઠે સમજું છું કે ઉક્ત વિષયો સંબંધી આ ગ્રંથ ઘણો જ ઘણો જ ઝાંખો ચિતાર આપી શકશે; અને તેમનું યથાયોગ્ય વર્ણન કરવા માટે જોઇતી વિદ્વત્તા તથા શક્તિ ધરાવવાનો હું દાવો કરી શકતો નથી; પરંતુ કારણોની મહાન્ પરંપરામાં એકાદ ભુલી જવાયેલી કડી શોધી કહાડવામાં, અથવા માનવ શ્રદ્ધાના ઇતિહાસનાં કોઇ કોઇ ઝાંખાં પાનાં ઉપર પ્રકાશનું એકાદ કિરણ પાડવામાં હું ફતેહ પામ્યો હઇશ, તો મને સંતોષ થશે.

——XX——

# અનુક્રમણિકા.





—x—




# યૂરોપમાં બુદ્ધિસ્વાતંત્ર્ય.

## પ્રકરણ ૧ લું.

## અલૌકિક ચમત્કારો વિષે ઘટતી જતી ભાવના.

### જાદુ અને ડાકિનીપ્રયોગ.

યૂરોપમાં છેલ્લાં ૩૦૦ વર્ષમાં દૈવી ચમત્કારો વિષે લોકમતમાં જે ફેરફાર થયા છે, તેના કરતાં વધારે હેરત પમાડનાર અથવા કૌતુકમય જીજ્ઞાસા ઉત્પન્ન કરે તેવો બીજો કોઈ પણ ફેરફાર તે સમયના ઇતિહાસમાં ખરેખર માલમ પડતો નથી. વર્તમાન સમયના લગભગ તમામ સુશિક્ષિત લોકો પોતાની હયાતીમાં અદ્દ્ભુત બનાવ બનવાની હકીકત સાંભળતાં તદ્દન સંદેહયુક્ત મનથી તેને હસવા પાત્ર ગણી તેનાં પ્રમાણો તપાસવાનું કાર્ય નિરર્થક માને છે. પોતે અમુક બનાવનો સંતોષકારક ખુલાસો કરવા ભલે કેવળ અશક્ત હોય; પણ તેટલા સારૂ કોઇ એક દૈવી શક્તિને તે બનાવના કારણરૂપ માનવાનું તેમના ખ્યાલમાં પણ આવતું નથી; કેમકે તેઓ સમજે છે કે એવી કલ્પના કરવાથી યુક્તિપૂર્વક વિવાદની સીમાનું ઉલ્લંઘન થાય છે.

આટલું છતાં થોડા સૈકા પહેલાં તો જ્યારે જ્યારે કાંઇપણ ભ્રાંતિ ઉત્પન્ન થતી, ત્યારે તેના સમાધાન માટે આવી માન્યતા તરફ માણસોનાં મન તત્કાળ દોડી જતાં. તે વખતે સર્વ લોકો ચમત્કારી વૃત્તાંતને પૂરેપૂરો માનવા લાયક, સંભવિત અને સાધારણ ગણી તેને સ્વીકારતા. જેમાં કોઇ વખત દૈવી અન્તરાય દૃષ્ટિગોચર થયો ન હોય તેવું ગામ અથવા દેવળ ભાગ્યેજ હતું, દૈવી અને આસુરી શક્તિઓ વિજયને માટે ખુલ્લી રીતે ઝઘડો કરતી હોય એમ મનાતું. ઓલિયાના ચમત્કારો, અમાનુષી સત્તાથી થતો આરામ, વિસ્મયકારક નિર્ણયો, સ્વપ્નમય દેખાવો, ભાવિ કથનો અને હરેક પ્રકારનાં અદ્‌ભુત કાર્યો—આ સર્વથી જેમ દૈવી શક્તિની પ્રવૃત્તિ પ્રત્યક્ષ થતી હતી, તેમ તાંત્રિક પ્રયોગો, મંત્ર વિદ્યા, તથા તેને લગતાં તમામ પ્રકારનાં ઘોર કૃત્યોવડે આસુરી શક્તિની પ્રત્યક્ષતા સિદ્ધ થતી હતી.

આ પ્રકરણનો ઉદ્દેશ પિશાચ વિદ્યા, મંત્ર વિદ્યા અને ઇંદ્રજાળ, ઇત્યાદિ જુદે જુદે નામે ઓળખાતા અસંખ્ય અદ્‌ભુત ચમત્કારોનું નિરીક્ષણ કરવાનો છે. હું ધારૂં છું કે ભિન્ન ભિન્ન વિચારના ઇતિહાસમાં આ વિષયને યોગ્ય સ્થાન અપાયુંજ નથી; કારણ કે તે પ્રાચીન શોધ કરનાર પંડિતનો જ વિષય હોય એવી તેની સામાન્ય ગણના થઈ જવાથી જાણે તેનો સંબંધ માત્ર ભૂતકાળ સાથે હોય, ને ચાલુ વાદયુદ્ધોમાં તેનો કાંઇ અવાજ કે સંબંધ નજ હોય તેવી રીતે આ વિષય ગણાયો છે. તોપણ ૧૫૦૦ થી વધારે વર્ષો સુધી બધા લોકો માનતા કે બાઇબલમાં ઘણીજ સ્પષ્ટ રીતે આ ગુન્હાનું પ્રતિપાદન કરેલું છે; તેમજ જેથી શંકાનો સંભવ પણ ન રહે તેટલા વિવિધ પ્રકારના બહોળા પુરાવાથી તેનો પ્રચાર અવિચ્છિન્ન સિદ્ધ થાય છે. ધર્માચાર્યો પોતાનાં સજ્જડ, પ્રમાણભૂત આપ્તવાક્યો વડે તેનો તિરસ્કાર કરતા. તેના શાસન માટે લગભગ દરેક દેશના ધારા શાસ્ત્રીઓ કાયદા બાંધતા. જેમણે બારીક પુરાવો તારવી કહાડવામાં પોતાની જીંદગી ગુજારેલી, એવા નિપુણ ન્યાયાધિકારીઓ હજારો પ્રસંગે આ બાબતનું

અન્વેષણ કરી ગુન્હેગારોને સજા ફરમાવતા. હજારો અપરાધીઓ અત્યંત ક્રૂરતાથી રીબાઇ રીબાઇને લાંબે વખતે મૃત્યુવશ થતા, પણ કોઇને જરાએ લાગણી થતી નહીં. વળી ઘણે ભાગે તેઓ અજ્ઞાનમાં અને દારિદ્રમાં ડુબેલા હોવાથી સંપ્રદાય અથવા ધન તેમને મદદગાર થઈ શકતાં નહીં. સ્થિતિ, સ્વાર્થ તથા વર્તનમાં છેક જુદી પડી ગયેલી પ્રજાઓ પણ આ અનન્ય પ્રશ્ન સંબંધે તો એકમત હતી. જર્મનીના લગભગ એકે એક પ્રાંતમાં–અને ખાસ કરીને જે જે પ્રાંતોમાં ધર્મગુરૂઓની સત્તા પ્રબળ હતી, ત્યાંતો દારૂણ જુલમની હદ વળી જતી. ટ્રીવ્ઝમાં ૭૦૦૦ હતભાગ્ય મનુષ્યોને બાળી મુકયાનું કહેવાય છે; બૅમ્બર્ગમાં એકજ પાદરીએ ૬૦૦ જણને, તથા વુર્ટ્ઝબર્ગના ધર્માધિકારની અંદર માત્ર એક વર્ષની અંદર ૯૦૦ લોકોને બાળી મુક્યા હતા, એમ કહેવાય છે. ફ્રાન્સ દેશમાં અનેક પ્રતિનિધિ સભાઓએ આ બાબતપર શાસન મંજુર કર્યાં, અને તેને પરિણામે લોહીની નદીઓ ચાલી હતી. ધર્મ વિચારણ સભાના કેન્દ્રસ્થાન ટૂલૂઝમાં ભૂત પ્રયોગ કરવા માટે એક સપાટે ૪૦૦ માણસોનો જીવ લીધો, અને દૂએમાં માત્ર એક વર્ષમાં ૫૦ મનુષ્યોને યમપુરીમાં પહોંચતા કર્યા હતા. રેમી નામે નેન્સીનો ન્યાયાધીશ ફુલાઇને કહેતો કે મેં ૧૬ વર્ષમાં ૮૦૦ ડાકણોના પ્રાણ લીધા છે. એક જુના લેખકના સમર્થ શબ્દોમાં કહીએ તો પારિસમાં થોડા માસની અંદર જે વધ થયા તે ‘લગભગ અગણિત’ હતા. જે લોકો સ્પેનમાં નાસી છુટયા, તેઓને ત્યાંની ધર્મ વિચારણ સભાએ પકડીને બાળી દીધા. તે દેશમાં નાનાં નાનાં ગામોમાં પણ આ જુલમ પહોંચી વળ્યો હતો, અને ઉક્ત માન્યતા એટલા તો લોકરૂઢ થયેલી હતી કે છેક ૧૭૮૦ની સાલમાં એક તાંત્રિક પ્રયોગ કરનારને બાળી મુકવામાં આવ્યો હતો. પાખંડ મતનું ઉચ્છેદન કરવામાં જેટલા ઉત્સાહથી ટોર્કેમેડા મંડયો હતો, તેટલીજ ખંતથી પિશાચ વિદ્યાને નિર્મૂળ કરવામાં પણ તે લાગ્યો હતો, અને તેણે આ ગુન્હાની દારૂણતા વિષે એક પુસ્તક લખ્યું છે. આખા

આટલું છતાં થોડા સૈકા પહેલાં તો જ્યારે જ્યારે કાંઇપણ ભ્રાંતિ ઉત્પન્ન થતી, ત્યારે તેના સમાધાન માટે આવી માન્યતા તરફ માણસોનાં મન તત્કાળ દોડી જતાં. તે વખતે સર્વ લોકો ચમત્કારી વૃત્તાંતને પૂરેપૂરા માનવા લાયક, સંભવિત અને સાધારણ ગણી તેને સ્વીકારતા. જેમાં કોઇ વખત દૈવી અન્તરાય દૃષ્ટિગોચર થયો ન હોય તેવું ગામ અથવા દેવળ ભાગ્યેજ હતું, દૈવી અને આસુરી શક્તિઓ વિજયને માટે ખુલ્લી રીતે ઝઘડો કરતી હોય એમ મનાતું. ઓલિયાના ચમત્કારો, અમાનુષી સત્તાથી થતો આરામ, વિસ્મયકારક નિર્ણયો, સ્વપ્નમય દેખાવો, ભાવિ કથનો અને હરેક પ્રકારનાં અદ્‌ભુત કાર્યો—આ સર્વથી જેમ દૈવી શક્તિની પ્રવૃત્તિ પ્રત્યક્ષ થતી હતી, તેમ તાંત્રિક પ્રયોગો, મંત્ર વિદ્યા, તથા તેને લગતાં તમામ પ્રકારનાં ઘોર કૃત્યોવડે આસુરી શક્તિની પ્રત્યક્ષતા સિદ્ધ થતી હતી.

આ પ્રકરણનો ઉદ્દેશ પિશાચ વિદ્યા, મંત્ર વિદ્યા અને ઇંદ્રજાળ, ઇત્યાદિ જુદે જુદે નામે ઓળખાતા અસંખ્ય અદ્‌ભુત ચમત્કારોનું નિરીક્ષણ કરવાનો છે. હું ધારૂં છું કે ભિન્ન ભિન્ન વિચારના ઇતિહાસમાં આ વિષયને યોગ્ય સ્થાન અપાયુંજ નથી; કારણ કે તે પ્રાચીન શોધ કરનાર પંડિતનો જ વિષય હોય એવી તેની સામાન્ય ગણના થઈ જવાથી જાણે તેનો સંબંધ માત્ર ભૂતકાળ સાથે હોય, ને ચાલુ વાદયુદ્ધોમાં તેનો કાંઇ અવાજ કે સંબંધ નજ હોય તેવી રીતે આ વિષય ગણાયો છે. તોપણ ૧૫૦૦ થી વધારે વર્ષો સુધી બધા લોકો માનતા કે બાઇબલમાં ઘણીજ સ્પષ્ટ રીતે આ ગુન્હાનું પ્રતિપાદન કરેલું છે; તેમજ જેથી શંકાનો સંભવ પણ ન રહે તેટલા વિવિધ પ્રકારના બહોળા પુરાવાથી તેનો પ્રચાર અવિચ્છિન્ન સિદ્ધ થાય છે. ધર્માચાર્યો પોતાનાં સજ્જડ, પ્રમાણભૂત આપ્તવાક્યો વડે તેનો તિરસ્કાર કરતા. તેના શાસન માટે લગભગ દરેક દેશના ધારા શાસ્ત્રીઓ કાયદા બાંધતા. જેમણે બારીક પુરાવો તારવી કહાડવામાં પોતાની જીંદગી ગુજારેલી, એવા નિપુણ ન્યાયાધિકારીઓ હજારો પ્રસંગે આ બાબતનું

અન્વેષણ કરી ગુન્હેગારોને સજા ફરમાવતા. હજારો અપરાધીઓ અત્યંત ક્રૂરતાથી રીબાઇ રીબાઇને લાંબે વખતે મૃત્યુવશ થતા, પણ કોઇને જરાએ લાગણી થતી નહીં. વળી ઘણે ભાગે તેઓ અજ્ઞાનમાં અને દારિદ્રમાં ડુબેલા હોવાથી સંપ્રદાય અથવા ધન તેમને મદદગાર થઈ શકતાં નહીં. સ્થિતિ, સ્વાર્થ તથા વર્તનમાં છેક જુદી પડી ગયેલી પ્રજાઓ પણ આ અનન્ય પ્રશ્ન સંબંધે તો એકમત હતી. જર્મનીના લગભગ એકે એક પ્રાંતમાં–અને ખાસ કરીને જે જે પ્રાંતોમાં ધર્મગુરૂઓની સત્તા પ્રબળ હતી, ત્યાંતો દારૂણ જુલમની હદ વળી જતી. ટ્રીવ્ઝમાં ૭૦૦૦ હતભાગ્ય મનુષ્યોને બાળી મુકયાનું કહેવાય છે; બૅમ્બર્ગમાં એકજ પાદરીએ ૬૦૦ જણને, તથા વુર્ટ્ઝબર્ગના ધર્માધિકારની અંદર માત્ર એક વર્ષની અંદર ૯૦૦ લોકોને બાળી મુકયા હતા, એમ કહેવાય છે. ફ્રાન્સ દેશમાં અનેક પ્રતિનિધિ સભાઓએ આ બાબતપર શાસન મંજુર કર્યાં, અને તેને પરિણામે લોહીની નદીઓ ચાલી હતી. ધર્મ વિચારણ સભાના કેન્દ્રસ્થાન ટૂલૂઝમાં ભૂત પ્રયોગ કરવા માટે એક સપાટે ૪૦૦ માણસોનો જીવ લીધો, અને દૂએમાં માત્ર એક વર્ષમાં ૫૦ મનુષ્યોને યમપુરીમાં પહોંચતા કર્યાં હતા. રેમી નામે નેન્સીનો ન્યાયાધીશ ફુલાઇને કહેતો કે મેં ૧૬ વર્ષમાં ૮૦૦ ડાકણોના પ્રાણ લીધા છે. એક જુના લેખકના સમર્થ શબ્દોમાં કહીએ તો પારિસમાં થોડા માસની અંદર જે વધ થયા તે 'લગભગ અગણિત' હતા. જે લોકો સ્પેનમાં નાસી છુટયા, તેઓને ત્યાંની ધર્મ વિચારણ સભાએ પકડીને બાળી દીધા. તે દેશમાં નાનાં નાનાં ગામોમાં પણ આ જુલમ પહોંચી વળ્યો હતો, અને ઉક્ત માન્યતા એટલા તો લોકરૂઢ થયેલી હતી કે છેક ૧૭૮૦ની સાલમાં એક તાંત્રિક પ્રયોગ કરનારને બાળી મુકવામાં આવ્યો હતો. પાંખંડ મતનું ઉચ્છેદન કરવામાં જેટલા ઉત્સાહથી ટોર્કેમેડા મંડયો હતો, તેટલીજ ખંતથી પિશાચ વિદ્યાને નિર્મૂળ કરવામાં પણ તે લાગ્યો હતો, અને તેણે આ ગુન્હાની દારૂણતા વિષે એક પુસ્તક લખ્યું છે. આખા

સોળમા સૈકામાં તથા ૧૭ મા સૈકાના મોટા ભાગમાં ફ્લાંડર્સમાં વંત્રીઓપર સખત જુલમ પ્રવર્તતો હતો, અને અપરાધીઓને શોધી કહાડવામાં દરેક પ્રકારની યાતના અજમાવવામાં આવતી હતી. ઇટલીના કોમો પ્રાંતમાં એકજ વર્ષમાં ૧૦૦૦ માણસોનો ઘાત કર્યો હતો, અને તે દેશના બીજા ભાગોમાં ધર્મ પરીક્ષકોના ત્રાસથી છેવટે બળવો થયો. સ્વિટ્‌ઝર્લાંડ અને સેવૉયની ખીણોમાં તેવાંજ કર્મો દૃષ્ટિગોચર થયાં. જીનીવામાં તે વખતે ધર્માધ્યક્ષનું રાજ્ય હતું; તેણે ૩ માસમાં કહેવામાં આવતી ૫૦૦ ડાકણોનો વધ કર્યો; કોન્સ્ટન્સ અથવા રેવન્સ બર્ગમાં ૪૮ અને સેવૉયના નાના ગામ વૅલરીમાં ૮૦ વધ થયા હતા. ૧૬૭૦ માં સ્વીડનમાં ૭૦ મનુષ્યોને અપરાધી ઠરાવ્યા, અને તેમના મોટા ભાગને બાળી દીધો હતો. દેશેદેશમાં અનેક સૈકા પર્યન્ત જે દારૂણ જુલમ ભરજુસ્સામાં પ્રવર્તતો હતો, તેના આ તો બહુજ થોડા દાખલા છે. આ ગુન્હાનું ખરાપણું તથા અસ્તિત્વ સાબિત કરવા માટે રોમ સંપ્રદાયે અહર્નિશ પોતાની પૂર્ણ સત્તા વાપરી સિંહ ઘોષ કરવામાં કાંઈ મણા રાખી નહીં. પોતાનાં દરેક સાધન મારફત તે લોકો જાહેર કરતા કે ડાકણને બચાવવી તે પ્રભુનું છ ચોક અપમાન કરવા જેવું છે. આવી રીતે અસંખ્ય નિર્દોષ હતભાગીઓનાં ખૂનની ઘણી ખરી જવાબદારી તે લોકોને શિર છે. ૧૪૮૪ માં પોપ ઇનસંટ આઠમાએ એક ધાર્મિક ફરમાન કહાડી આ વિષયને કમકમાટી ભરેલું ઉત્તેજન આપ્યું, તથા તેણેજ આ વિષય ઉપર પ્રમાણ ગ્રંથ લખનાર અને દર વર્ષે સેંકડો આદમીને બાળી મુકનાર સ્પ્રેન્જર નામના ધર્મ નિરીક્ષકને અધિકારપર નીમ્યો. ૧૫૦૪માં બીજા જુલિઅસે તથા ૧૫૨૩ માં છઠ્ઠા એડ્રિયને તેવાંજ ફરમાનો પ્રકટ કર્યાં હતાં. સંખ્યાબંધ પ્રાંતિક સભાઓ તંત્ર વિદ્યાનું અસ્તિત્વ જાહેર કરી તેમાં ભાગ લેનારને શાપ દઈ બહિષ્કૃત કરતી હતી. ધર્મ સંસ્થાઓએ પણ જાદુગરો અને ભુવાઓઓનો બહિષ્કાર કરી પોતાના ક્રિયમાણ ગ્રન્થોમાં ભૂત કાઢવાના મંત્રો દાખલ કર્યાં હતા. ટુંકામાં ડાકણોને

બાળી મુકવા માટે જે જે ગ્રન્થો લખાતા તથા ધર્મમંદિરો અને ન્યાયમંદિરો તરફથી જે જે શાસનો થતાં તેમજ ડાકણોની હયાતી સંબધે જે શિક્ષણ અપાતું હતું–તે સર્વમાં ધર્માચાર્યોનોજ મુખ્ય હાથ હતો.

રોમ સંપ્રદાયવાળા તથા લ્યૂથરના અનુયાયીઓ બંને કટ્ટા વિરોધી છતાં આ વિષય સંબંધે તો એકમત હતા. ભૂત પ્રેતાદિનાં કૃત્યો વિષે લ્યૂથરે પોતે જે અત્યંત શ્રદ્ધા દર્શાવી, તે તેનો જમાનો ધ્યાનમાં લેતાં નવાઈ ઉપજાવે તેવી હતી. ડાકણો માટે તે ખુલ્લા શબ્દોમાં કહેતો કે ‘આ વંત્રીઓપર મને તલમાત્ર દયા નથી; તે સર્વને હું ભસ્મ કરી દેવા ઇચ્છું છું.’ ઇંગ્લાંડમાં ધર્મ સુધારણાનાં પગલાં થતાં વેંતજ આ વહેમ પૂર જોસમાં ફાટી નીકળ્યો; અને છેવટે તે કમ થતો ગયો, તેનું કારણ (પાદરીઓના મત પ્રમાણે) લોકોની ધર્મ વિષે વધતી જતી અનાસ્થા સિવાય બીજું કાંઇજ નહતું. બીજા બધા દેશો કરતાં સ્કોટલાંડમાં સુધારાવાળા ધર્માચાર્યોનું વધારે પ્રબળ હોવાથી ડાકણોની તપાસ ચલાવવાનું કામ તેઓનાજ હાથમાં હતું, તેથી ત્યાં થયેલો જુલમ વધારે દારૂણ હતો. આ અત્યાચારનો જબરો હિમાયતી ઇંગ્લાંડની ધર્મશાખાનો પાદરી ગ્લૅનવિલ કરીને હતો, તથા સૌથી વધારે વગવાળો બૅક્સટર નામે અતિ સુધારક શાખા (Puritanism) નો અગ્રેસર ગણાતો પુરૂષ હતો. નવી દુનિયામાં આ શાખાનો પ્રવેશ થતાં તે વહેમ પણ જોડે પેઠો, અને તેને પરિણામે મૅસેચુસેટસમાં થયેલી ક્રૂર શિક્ષાઓ અમેરિકાના ઇતિહાસનાં કાળાં કર્મોમાં ગણાય છે. અઢારમા સૈકાનો મોટામાં મોટો ધર્મસુધારક વેસ્લી આ વહેમના સાંપ્રત પ્રતિપાદકોમાંનો એક હતો.

એક વખત દુનિયામાં જે હકીકતો સર્વ માન્ય અને સુદૃઢ લેખાતી હતી–દાખલા તરીકે સાવરણી (સં. સંમાર્જની) ઉપર સવારી કરતી જોવામાં આવેલી ઘરડી સ્ત્રીની અથવા વરુનું રૂપ લઇને પડોશીઓનાં મેંઢાં ફાડી ખાતાં સાબિત થઈ ચુકેલી ડોશીની વાર્તા—આવી આવી હકીકતો

શા માટે અત્યારે તદ્દન અવિશ્વસનીય ગણાય છે એમ આપણે પુછીશું, તો ઘણા ખરા માણસો આ પ્રશ્નનો નિર્ણયકારક ઉત્તર આપી શકશે નહીં. તે નહીં માનવાનું કારણ એવું નથી કે એક વખત આપણે પુરાવો તપાસી ગયા, પણ આપણને તે અપૂર્ણ માલમ પડયો; કેમકે અમુક બાબતમાં પ્રથમથીજ અનાસ્થા હોવા છતાં ઘણી વેળા આપણે તે વિષે ઉંડો તપાસ કરવા ઉતરી પડીએ છીએ. ખરૂં કારણ એ છે કે આવી વાતો સાંભળતાંજ તે આપણને એટલી બધી હસવા પાત્ર જણાય છે કે તેના ઉપર ગંભીર વિચાર કરવાનું આપણને ગમતું નથી. આમ છતાં એક સમય એવો હતો કે જ્યારે તે સર્વમાં કશું હસવા પાત્ર કે અસંભવિત લાગતું નહીં, અને ઉપર જણાવેલાં ફક્ત બે કારણોને લીધે સેંકડો મનુષ્યોના પ્રાણ લેવામાં આવતા હતા.

લોકમતમાં આટલો મોટો ફેરફાર થવા માટે નીચે લખેલાં એમાંનું એક કારણ હોવું જોઇએ. પહેલું, કદાચ કોઈ પ્રસિદ્ધ શાસ્ત્રાર્થ થયો હોય, અને તેમાં તમામ પક્ષને સંતોષ થાય તેવી રીતે અમુક મતની તરફેણમાં સત્ય પુરાવો અથવા સજજડ દલીલોની અધિક્તા ઠરાવી આ પ્રશ્નનો નિર્ણય લાવવામાં આવ્યો હોય, જેથી કરીને તે મતની યથાર્થતા એટલી બધી સ્પષ્ટ ઠરી ચુકી હોય કે તેનો આધારભૂત પુરાવો જાતે તપાસ્યા વિના પણ તમામ શિષ્ટ પુરૂષો તેનું ગ્રહણ કરી શકે. દાખલા તરીકે સાધારણ કેળવણી પામેલા માણસોની મંડળીમાં કોઈ પણ પૃથ્વીની ગતિ અથવા રૂધિરાભિસરણ નાકબુલ કરે તો તેના શબ્દો સૌના હાસ્યને પાત્ર થશે. જો કે એમ બનવા જોગ છે કે તે હસનારામાંના કેટલાક પોતેજ પહેલા સિદ્ધાન્તનું પ્રતિપાદન કરવા અથવા બીજાને માટે પૂરતાં કારણો આપવા અસમર્થ હશે, પણ તેઓને ખાત્રી છે કે અમુક અમુક ઐતિહાસિક પ્રસંગોપર તેજ પ્રશ્ન ઉપર મોટા વાદવિવાદ થયેલા છે, તથા અમુક લેખકોએ ચોક્કસ પ્રમાણો તથા પ્રયોગો બતાવ્યા છે, જેથી તમામ સાક્ષર મંડળે તે તે મતને નિર્ણયકારક સિદ્ધાન્તો તરીકે સ્વીકારેલા છે.

બીજું કારણ, જેને 'જમાનાનો પવન' કહેવામાં આવે છે, તે પણ હોઈ શકે. અમુક સૈકાના સાહિત્યમાં વ્યાપી રહેલાં સામાન્ય માનસિક વલણો પણ લોકમતમાં ઘણો ગંભીર ફેરફાર ઉત્પન્ન કરી શકે છે. તેમના વડે નવીન પ્રકારની વિચાર સરણિ બંધાય છે, અને તેથી કરીને અમુક બાબત સંભવિત છે કે નહીં તે સંબંધી માપતું પ્રમાણ બદલાઈ જાય છે. તેમનાથી નવાં આકર્ષણ તથા પરાકર્ષણ જન્મ પામે છે, અને છેવટે ઘણી પ્રબળ દલીલોથી જેટલી અસર થાય તેટલીજ ઉક્ત પ્રકારનાં વલણોને લીધે થવાથી પણ અમુક જુના મતને સર્વથા તજી દેવામાં આવે છે.

નિષ્પક્ષ રીતે આ પ્રશ્નનું અન્વેષણ કરનાર હરકોઇને ખાત્રી થશે કે ભૂત પ્રેતાદિમાં અશ્રદ્ધા થવાનું મૂળ કારણ આ બીજા પ્રકારની અસર છે. તે અશ્રદ્ધા અમુક તર્કનું, અથવા નવી શોધનું પરિણામ નથી, પણ યૂરોપમાં પ્રસરેલી નવીન વિચાર સરણિના ધીમા અને દુર્લક્ષ્ય, પણ સતત અને ગંભીર પ્રવાહનું પરિણામ છે. આ પ્રમાણે તે અનાસ્થાનાં મૂળ સુધારાની પ્રગતિ તથા તે વડે લોકમતમાં થતા ફેરફારમાં રહેલાં છે. આવા પ્રકારની માન્યતાને નિર્મૂળ કરવામાં શી શી નવા દલીલો મળી આવી એમ પુછીશું તો આપણને ખાત્રી થશે કે આવો મોટો ફેરફાર જોતાં તે ઘણી ક્ષુલ્લક હતી. રીબાવી રીબાવીને કરાવેલી અસંતોષકારક કબુલતો, પ્રસંગોપાત નજરે પડતી જૂઠી ફરિયાદો, તથા ફરિયાદીઓનો દ્વેષભાવ–ઇત્યાદિકતો મધ્ય યુગના ગાઢ અંધકાર સમયે પણ કહી શકાય તેવું હતું. પુસ્તકોના તથા જ્ઞાનના વધારાથી આ પ્રત્યક્ષ પ્રમાણોમાં કાંઈ ઉમેરો થઈ શકે તેવું નહતું. જો તે પ્રશ્નનો આધાર ફક્ત પુરાવા ઉપરજ હોત, તો જે સમયમાં તંત્રવિદ્યાના પુષ્કળ પુરાવા હતા, અને જ્યારે તે પ્રશ્ન તરફ તમામ વર્ગના લોકો તથા તમામ પંક્તિના સાક્ષરોનું ધ્યાન ખેંચાતું હતું, તે સમયમાં હયાતી ભોગવનારા પુરૂષો ખરેખર આપણા જેટલીજ સૂક્ષ્મતાથી તેની તુલના કરી શક્યા હોત. આવી ફરિયાદોનું બંધ થવું તે ધાર્મિક અનાસ્થાનું કારણ નહીં, પણ

**કાર્ય** હતું. ૧૭ મા સૈકામાં ભૂત પ્રેતાદિ સર્વ જૂઠું છે એમ કહેવું તે ધાર્મિક અનાસ્થાનું મુખ્ય લક્ષણ ગણાવા લાગ્યું. પ્રથમ તો જે લોકો પ્રકટ રીતે નિરીશ્વરવાદી હતા, તેઓમાંજ ફક્ત તે અશ્રદ્ધા પેઠેલી હતી, પણ ધીમે ધીમે તે વિસ્તૃત થતી ગઈ, અને પાદરીઓનો મોટો ભાગ બાદ કરતાં બાકીના સર્વ કેળવાયેલા લોકોમાં તે પેઠી. પણ આ ફેલાવો કોઈ વ્યવસાયી પ્રવર્તકોથી કરવામાં આવેલો નથી. કોઈ મોટા ગ્રંથ અથવા પ્રસિદ્ધ ગ્રંથકાર સાથે તેનું નામ જોડાયેલું નથી. વાદ યુદ્ધમાં એક પક્ષની હાર અને બીજાની જીતનું તે પરિણામ નથી. ઉલટું તાંત્રિક સાહિત્યમાં સૌથી સ્પષ્ટ રીતે જાણવામાં આવેલી બાબત એ છે કે, આ પ્રવાહ શાંત, ચર્ચારહિત તથા અજ્ઞાત હતો; તેમજ ધીમે ધીમે તેવી હકીકતોની મૂર્ખાઈ જોઈ તેપરથી લોકોની શ્રદ્ધા ઉઠતી ગઈ; અને જેઓને ધર્મની અસર થોડી થવા સંભવ હતો, તેઓમાં પ્રથમ, ત્યાર પછી તમામ કેળવાયેલા સંસારી જનોમાં, અને છેવટે ધર્માચાર્યોમાં આ નવીન વિચાર પ્રણાલીએ પ્રવેશ કર્યો.

જે ધર્મ ઘણે અંશે ઉગ્ર પ્રકારના બંધારણપર રચાયેલો હોય છે, અને જે મનુષ્ય સૃષ્ટિનાં દુઃખ તથા પિશાચ વર્ગની શક્તિનાં ભયાનક ચિત્રો આપે છે, તેનો જ્યારે અત્યંત સાક્ષાત્કાર થાય છે, ત્યારે તેમાંથી ભૂતવિદ્યા અથવા જાદુ વિષે માન્યતા અવશ્ય જન્મ પામે છે. તેના શિક્ષણવડે ઉત્પન્ન થતા ત્રાસને લીધે અનેક જણનાં મગજ બહેર મારી જાય છે. અમાનુષી શક્તિવાળાં તથા અખૂટ ઇર્ષ્યાવાળાં આસુરી પ્રાણીઓનાં ભયંકર ચિત્રો નિરંતર મગજમાં ભમ્યા કરે છે. વળી વૃદ્ધાવસ્થાથી અથવા શોક કે માંદગીથી ઉત્પન્ન થતા ચિત્ત ભ્રમમાં તે જોડાઈ જાય છે, અને કુદરતના ત્રાસજનક તથા અવ્યક્ત ઉત્પાતોમાં તે સ્પષ્ટ રીતે માલમ પડે છે.

જે અરસામાં શ્રદ્ધા કેવળ કલ્પનાજન્ય હોય છે, તે વખતે આસુરી વિદ્યાના વિચારની શી રીતે ઉત્પત્તિ થઈ, તે ઉપરની હકીકતથી સ્પષ્ટ થશે.

કાળ ક્રમે જેમ જેમ તેવાં મલિન પ્રાણીઓની હયાતી વિષે હૃદયમાં સાક્ષાત્કાર થતો જશે, તેમ તેમ તર્ક શક્તિ ઉપર પણ તેની જબરી અસર થયા વિના રહેશે નહીં. ૧૬ મી અને ૧૭ મી સદીમાં જે વિચારપદ્ધતિનું સામ્રાજ્ય હતું, તેનાથી હાલના જમાનામાં આપણે એટલા બધા આગળ વધી ગયા છીએ, અને પિશાચ વિદ્યા એ કેવળ ઢોંગ છે, એવી આપણને એટલી બધી ખાત્રી થઈ ગઈ છે કે તેના અસલના પ્રતિપાદકોની સ્થિતિમાં આપણે પોતે ઉતરવું હોય તો કલ્પના શક્તિને બહુ દોડાવવી પડે છે. એટલું છતાં જો આ વિષયની તપાસ આપણે સમદૃષ્ટિથી કરીએ તો એવાજ નિર્ણયપર આવીશું કે પિશાચ વિદ્યા ખરી છે એવો ઐતિહાસિક પુરાવો ઘણો વિસ્તૃત અને વિવિધ પ્રકારનો છે. અને તેના અસંભવિતપણા વિષે પ્રથમથી જ આપણી આસ્થા ઉઠી ગઈ ન હોત, તથા વર્તમાન પ્રગતિની અસરથી તે કેવી રીતે ધીમે ધીમે નાબુદ થઈ તે આપણે જાણતા ન હોત તો તેનો તિરસ્કાર કરવાને આપણને કશું વાજબી કારણ મળી શકત નહીં. તેની હિમાયત કરનારામાંના કેટલાએક તો નામાંકિત વિદ્વાન પુરૂષો હતા, અને તેઓ કહેતા કે તમામ ઇતિહાસમાં આનાથી વધારે પ્રમાણ યુક્ત કોઇ પણ વૃત્તાંત નથી, અને તેનો ઇનકાર કરવાથી દૈવી બનાવોનો બધો ઐતિહાસિક પુરાવો નિર્મૂળ થશે. આપણે જોયું કે યૂરોપખંડના લગભગ દરેક દેશમાં તે સમયના ઘણા બાહોશ ન્યાયાધીશો અને ધર્માધિકારીઓ જેમાં બિરાજતા હતા, એવી અનેક ન્યાયની કચેરીઓમાં આવા હજારો કેસની બારીક તપાસ થતી હતી. વળી જે સ્થળે અને સમયે આ ગુન્હા બનેલા, તેજ સ્થળે અને તેજ સમયે સંખ્યાબંધ સોગન ઉપર લીધેલા સાક્ષીઓની મદદ વડે કામ ચલાવવામાં આવતું હતું. તેમજ આરોપીઓને ગુન્હેગાર ઠરાવવાની ન્યાયાધીશોની બદ દાનત હોય તેવું કાંઈ પણ કારણ હતું નહીં. ઉલટું ગુન્હો સાબિત થતાં ભયંકર મૃત્યુની શિક્ષા મળવાની હોવાથી તેમને પોતાની સત્તા સાવધતાથી તથા પૂર્ણ વિચાર કરીને વાપર-

વાને પૂરતું કારણ હતું. ઘણા સૈકા લગી નિરંતર લોકમત આ વિષયની તરફેણમાં જીગર પૂર્વક વળેલો હતો; અને જો કે તંત્રવિદ્યાનાં અંગો સંબંધે કોઈક મતભેદ હતો ખરો, પણ તેના અસ્તિત્વ સંબંધે તો ઘણા સમય લગી જરા પણ સંદેહ હતો નહીં. એકવિષયોન્માદ, ધૂર્તતા, કાકતાલીય ન્યાય અથવા નેત્રભ્રાંતિથી બનેલા કેટલાએક દાખલા હતા, એમ કહી શકાય, પણ જ્યારે આપણે સરકારી દફતરોમાં સોગનપૂર્વક નોંધાવવામાં આવેલી સંખ્યાબંધ અજાયબ પ્રતિજ્ઞાઓ તરફ નજર કરીએ છીએ, ત્યારે તે પરથી અસંભવિત ન લાગે તેવું સયુક્તિક પ્રમાણ બાંધવું મુશ્કેલ થઈ પડે છે. ચાલુ જમાનામાં આવી અશક્ય બાબત વિષે આટલો બધો વજનદાર પુરાવો એકઠો થવા પામે જ નહીં એમ કહી શકાય; પણ જે વખતે તંત્ર વિદ્યા-ભર જુસ્સામાં ચાલતી હતી તે વેળા લોકો ઘણા ભોળા હતા, અને તેજ કારણથી આ અંધશ્રદ્ધા જન્મ પામી હતી; છતાં તેટલા વાસ્તે તમામ વ્યાવહારિક બાબતોમાં એવા લોકોની સાક્ષી આપણે ભ્રમમૂલક ગણી કહાડતા નથી. આપણે તંત્ર વિદ્યાને જો સંભવિત માનતા હોત, તો હાલ આપણી પાસે જે પુરાવો છે તેનો સોમો ભાગ પણ તેના ખરાપણા વિષે આપણને ખાત્રી કરાવી શકત. કદાચ તે સ્વાભાવિક પણ ઘણી અસંભવિત બાબત હોત તો તેને અશ્રદ્ધેય લેખવાની આપણી ઇચ્છા જથાબંધ પુરાવાને લીધે પુરેપુરી દબાઈ જાત.

પણ વંત્રીઓની વાતો આપણે કેટલે દરજ્જે સાચી માનીએ છીએ, તેનો આધાર ઘણે ભાગે ભૂત પ્રેતાદિ આસુરી પ્રાણીઓ વિષે આપણી માન્યતા પર રહેલો છે. લોકોમાં જો એવી માન્યતા પ્રચલિત હશે કે રાક્ષસી બળવાળાં, સદૈવ જાગ્રત અને અતિ દુષ્ટ ભાવવાળાં પ્રાણીઓ અહર્નિશ દુનિયામાં ભમ્યા કરે છે, અને માનવી લોકને ફસાવવામાં તથા પીડા કરવામાં તે પોતાની તમામ શક્તિઓનો ઉપયોગ કરે છે—જો તેઓ એવું માનવાને તત્પર હશે કે અસલના વખતમાં ભૂતો મનુષ્યોનાં શારીરિક વર્તન

પર દોર ચલાવતાં, તથા અદ્ભુત ચમત્કારો કરતાં, અને ભવિષ્ય વાણી બોલતાં; જો આવા પ્રકારની વાતો લોકો માનતા હશે, અને વળી તે શ્રદ્ધા-હીન મનથી માત્ર રિવાજની ખાતર નહીં, પણ તદ્રૂપ બનેલાં હૃદયોમાં તેનો સ્ફુટ ભાસ થતો હોય, તેનું સત્ય મગજમાં તથા કલ્પનામાં તર્યા કરતું હોય, તેની અગત્યતાના પ્રમાણમાં મનુષ્યોના વિચારમાં તે અગ્રસ્થાને હોય, અને વિવેક શક્તિ પણ જ્યારે તેની જ દાસી બની રહી હોય—ત્યારે તેનું અસંભવિતપણું આપણને અગાઉથી બહુ થોડું લાગશે. માટે હવે આ પરથી સમજાશે કે જ્યારે મલિન સૃષ્ટિ વિષે કાંઈ પણ પુરાવાની મદદ વિના લોકોની માન્યતા ઘટવા લાગે છે, ત્યારે તેમ થવાનું કારણ લોકોના મગજમાં પૈશાચિક સાક્ષાત્કાર ઘટતો જતો હોવો જોઇએ.

ભૂત વિદ્યાનો હેવાલ બરાબર સમજાવવા માટે મારા ધારવા પ્રમાણે ઉપરની બે બાબતો બસ છે. વળી સુધારાની પ્રગતિ સૂચવવામાં તે કેટલે બધે અંશે સહાયભૂત છે, તે પણ જણાશે. તેનું વિસ્તારથી વર્ણન કરતાં અહીં ઘણી જગો રોકાય, માટે આ માન્યતાના સ્વરૂપની મુખ્ય મુખ્ય કળાઓનું યોગ્ય વર્ણન કરવું હું ઉચિત ધારૂં છું.

જંગલી અવસ્થામાં રહેનારાં મનુષ્યોમાં ભૂત વિદ્યાનું સત્ય સર્વ માન્ય હોય છે, અને તેની જોડે ખાસ પ્રકારની ક્રૂરતા પણ ઘણી વેળા નજરે પડે છે. આનું કારણ સ્પષ્ટ છે. સર્વત્ર ધર્મની ઉત્પત્તિ ભયમાંથી થાય છે. જંગલી મનુષ્યના મગજ ઉપર કુદરતના સામાન્ય અને સુખકારક બનાવો કરતાં ત્રાસજનક અને વિલક્ષણ લાગતા બનાવોથી ઘણી ઉંડી અસર થાય છે. મનુષ્ય હૃદયમાં ઉપકાર વૃત્તિ કરતાં ભયની વૃત્તિ વધારે પ્રબળ હોવાથી કુદરતનાં અતિ ઉત્કૃષ્ટ નિત્ય કાર્યોથી જેટલી અસર નથી થતી, તેટલી તેના બહુજ થોડા વ્યતિક્રમથી થઈ શકે છે. માટે જ્યારે તેના મગજ આગળ કુદરતના ભયપ્રદ દેખાવો ધરવામાં આવે છે, અગર જ્યારે કોઈ ભયંકર

મહા રોગ કે ઉત્પાત તેના મુલકને ઉજડ કરી નાંખે છે,
જંગલી મનુષ્ય તે તે કાર્યોમાં કોઈ અલૌકિક શક્તિનો હાથ દેખે
ગાઢ અંધકારમાં, પર્વતના રંધ્ર ભાગોમાં થતા વિકરાળ પડઘામાં,
ધાય તેવી ગુફાઓમાં; ધૂમકેતુના ભડભડ થતા પ્રકાશમાં અથવા ગ્ર
વિષાદમય છાયામાં; દુકાળના વિનાશકારી સપાટામાં, ધરતીકંપ અ
રોગથી થતા લાખોના સંહારમાં, અને વિચાર શક્તિમાં જેથી વિ
તેવા હરેક પ્રકારના રોગમાં—ટુંકામાં જે કાંઇ વિલક્ષણ, અનિષ્ટસૂચ
ભયજનક હોય છે, તે સર્વ માંહે દેખાતી અમાનુષી શક્તિ આગળ
ધ્રુજે છે, અને તેને નમે છે. કૂદરતની સંપૂર્ણ અસર થાય તેવી
તે મુકાયેલો હોવાથી, તેમજ તેના જુદા જુદા ભાગોને જોડનાર ક્રમ
વિષે તે તદન અજાણ હોવાથી પોતે જેને પિશાચી કહેવાતાં
પૃથક્ પૃથક્ કૃત્યો માને છે, તેમની ધાસ્તીમાં તે સદૈવ રહે છે.
પોતાની પાસેંજ હમેશાં રહે છે, એવું તેને લાગવાથી તેમની સાથે
કરવાને તથા બલિદાન વડે તેમને સંતોષવાને તે સ્વાભાવિક રીતે
તેના પર જો કોઈ મોટી આફત આવી પડે છે, અથવા કોઈ પ્ર
આવેશથી જ્યારે તેની વિચાર શક્તિ છવાઈ ગઈ હોય છે, ત્યારે
સત્તા પોતે પ્રાપ્ત કરવાને તે યત્ન કરશે; અને તેના ક્ષોભ પામેલા
લીધે જલદીથી તે એવું માનવા લાગશે કે મારી ઇચ્છા સફળ
તેનામાં ઇતર મનુષ્યો કરતાં અધિક શક્તિ અને તૃષ્ણા હશે.
માન્યતા વડે સત્તા મેળવવાનો બહુ સહેલો રસ્તો તેને મળી
પ્રાણીઓ જોડે હું સંવાદ કરૂં છું, અને તેમને કબજામાં
જણાવી પોતાની આસપાસના લોકોપર તે બેહદ સત્તા મેળવી
આવી વાતો સાચી માનવાને જે લોકોનાં મગજ
ની અંદર જરા ચાલાકી અથવા કુદરતના નિયમોનું જ્ઞાન
બહુ મદદગાર થઈ પડશે. કોઈ મોટા ઉપદ્રવને લીધે જે સામાન્ય

થયેલો હોય, તેને અમુક જાદુગરની તરફ રોષને રૂપે તે વાળી શકે છે, અને આવી રીતે પોતાને નાખુશ કરનાર ઉપર તે સજ્જડ વૈર લઈ શકે છે, તથા પોતાની મહત્તામાં વધારો કરે છે. જેઓ પોતાની ટેવ, આકૃતિ અથવા જ્ઞાન વડે સાધારણ લોકસમુદાયથી અળગા પડી રહે છે, તેમના ઉપર સ્વાભાવિક રીતે પૈશાચી સંબંધ ધરાવવાની શંકા આવે છે, તેમાં પણ જો કોઈ માનસિક વ્યાધિથી તે પીડિત હોય તો પૂરેપૂરી ખાત્રી થાય છે. આવી રીતે અજ્ઞાન, કલ્પના તથા પાખંડના સંમેલનથી ભૂત વિદ્યા વિષે માન્યતા જન્મ પામે છે, અને તેનો પ્રયોગ કરનાર તરફથી જેટલો ત્રાસ થાય છે, તેના પ્રમાણમાં તેના તરફ અત્યંત તિરસ્કાર પણ ઉત્પન્ન થાય છે.

વધારે સુધરેલી સ્થિતિમાં ડાકણોનો ભય સ્વાભાવિક રીતે કમ થશે, કારણ કે રહેણી કરણીની કૃત્રિમ ટેવોથી કલ્પનાને જગવનારાં સાધનો ઓછાં થાય છે, તથા જ્ઞાનની વૃદ્ધિ થવાથી કુદરતના કેટલાએક ભયપ્રદ બનાવો સમજાવા લાગે છે; તેમ છતાં પ્રાચીન ગ્રીસ અને રોમમાં દૈવી શક્તિથી મનુષ્યોપર આફત લાવી શકાય છે, એવી સાધારણ માન્યતા પ્રચલિત હતી; અને મહંત આગસ્ટાઇન આપણને ખાત્રી આપે છે કે સુખવાદીઓ ( Epicuriens ) સિવાયના તમામ તત્વચિંતકો ભૂતોનું અસ્તિત્વ કબુલ કરતા. રોમમાં તથા ગ્રીસમાં જાદુગરોને બાળી મુકવાના કાયદા થયા હતા, અને ડિમોસ્થનીઝના વખતમાં લેમિયા નામની ડાકણને બાળી દેવામાં આવી હતી. પ્લેટોના તત્વદર્શનમાં આધ્યાત્મિક વિષયનું પ્રાધાન્ય હોવાથી આ માન્યતાનો વિશેષ ફેલાવો થયો. વળી ખ્રિસ્તશક પહેલાં કે પછી જ્યારે જ્યારે તેના તત્વદર્શનને ઉચ્ચસ્થાન મળેલું જોઇએ છીએ, ત્યારે તેને પરિણામે તાંત્રિક વિદ્યાનો પણ વિકાસ થયેલો દેખાય છે. આ સિવાય, કુદરતી બનાવોનો શોધ કરવાનું ઉ[illegible] પૂર્વક વલણ પ્રાચીન સંસ્કૃતિમાં નજરે પડતું નથી, જેથી તે [illegible] બહુ થોડી શોધખોળ થઈ હતી. આમ છતાં તે દેશોમાં એકંદરે [illegible]

ઝનૂનનો ત્રાસ બિલકુલ ન હતો. જાદુગરને કદાચ શિક્ષા થતી તો એટલા વાસ્તે કે તે મનુષ્યોને નુકસાન કરતો, પણ ઈશ્વરનો અપરાધી છે, એટલા માટે નહીં. રોમમાં ખ્રિસ્તધર્મ દાખલ થયા પહેલાં ભવિષ્ય જાણવા માટે જ્યોતિર્વિદ્યા વગેરેપર પણ કોઇ કોઇ વખત જાદુનો આક્ષેપ થતો હતો. કારણ કે જોશીઓએ કહાડેલા બાદશાહની આયુષ્યના વર્તારાનો લાભ લઈ બળવાખોર લોકો ઉશ્કેરાતા અને બંડ કરતા. આવું થવાથી કોઈ કોઈ વખત તેમની સામે કાયદા ઘડવામાં આવેલા હતા. પણ આ ઉપરથી સમજવાનું નથી કે તેવી વિદ્યામાં કોઇપણ જાતનો નૈતિક દોષ ગણવામાં આવતો. ઉલટું દેવપૂજાના ઘણા વિધિઓમાં તે આવશ્યક હતી, અને કોઇ કોઇ બાદશાહો તો જાદુગરોને મોટો આશ્રય આપનારા હતા. ટુંકામાં, તેમાં ધાર્મિક પાપ લેખાતું નહીં.

ખ્રિસ્તિ ધર્મ પહેલાં રોમમાં જાદુગરોની આવી સ્થિતિ હતી, માટે ખ્રિસ્તિ બાદશાહોની રાજનીતિપર કેટલે અંશે તેની અસર થઈ તે આ સ્થળે જાણવાની જરૂર છે.

પ્રથમ જ્યારે રોમના રાજ્યમાં ઇસાઇઓ છુટા છવાયા હતા, ત્યારે તેઓ મૂર્તિ પૂજકોના કરતાં તદન જુદી દૃષ્ટિથી આ સવાલ તરફ જોતા હતા. અત્યંત ધાર્મિક આવેશને વશ થઈ તેઓ જાદુનાં સાંસારિક પાપો કરતાં ધાર્મિક પાપોને વધારે મોટા ગણતા હતા, અને રાજ્ય ભંગ કરતાં પણ ધર્મ ભંગ તેમને મન વધારે મોટો હતો. વળી ચોતરફ મૂર્તિપૂજકોથી વીંટાયેલા હોવાથી તેઓ સર્વત્ર સેતાનની હયાતી ભાળતા હતા, અને તેઓના પ્રત્યેક કામકાજમાં તેઓ જાદુ દેખતા હતા. ખ્રિસ્તિ ધર્મ નહીં સ્વીકારનારા લોકો માટે કાયમને વાસ્તે કમકમાટ ભરેલી શિક્ષાનો ખ્યાલ તેમનાં મગજમાં તરી રહેલો હતો. તેમને મન આખી દુનિયા બે ભાગમાં આવી રહેલી હતી; એક ઇશ્વરનું રાજ્ય, અને બીજું સેતાનનું. દુઃખ પામતી નાની ખ્રિસ્તિ મંડળીને વાસ્તે ઇશ્વરનું રાજ્ય લખેલું હતું; અને તેમને દુઃખ આપ-

નારા તમામને માટે બીજું હતું. તેમના ધર્મની જે કંઈ હાંસી થતી, તેમના શરીરને હરકત પહોંચાડવા જે કંઈ કાયદા થતા, તથા તેમની વૃદ્ધિ અટકાવવા જે કાર્યો થતાં, તે સર્વમાં તેઓ સેતાનનો પ્રત્યક્ષ હાથ છે એમ સમજતા હતા. તેઓની આસપાસ એક મહાન્ પુરાતન ધર્મ પ્રસરી રહેલો હતો. તેની ભવ્ય ક્રિયાઓ, તેની પરંપરાગત કથાઓ, તેના આચાર્યો અને તેના ચમત્કારો, એ સર્વનાં જનસમાજમાં ઉંડાં મૂળ હતાં, તેથી પોતાનો ધર્મ ફેલાવવાના કાર્યમાં તેમને મહાન્ અંતરાયરૂપ ગણુતા હતા. આ ધર્મમાં તેઓ સેતાનનું જ કાર્ય દેખતા હતા. વળી દરેક બનાવ કાંઈ ચમત્કારથીજ બનવો જોઇએ એમ માનવાનું વલણ પડી ગયેલું હોવાથી તે ધર્મની બધી અદ્‌ભુત વાતો સાચી મનાતી. વળી તેમ મનાવવામાં તેમને કાંઈ મુશ્કેલી નડે તેવું નહતું, કેમકે આખી દુનિયા મનુષ્યોને છેતરનારા રાક્ષસોથી ભરપૂર છે એવું તેઓ માનતા હતા. મિસરદેશના જાદુગરોથી માંડીને નવા કરારમાં વર્ણવેલા ભૂતાવિષ્ટ લોકોસુદ્ધાંત સર્વપર તેમની સત્તા નિરંતર અજમાવવામાં આવતી હતી. પ્રભુએ પસંદ કીધેલા દેશ (પૅલેસ્ટૈન) માં તેઓ માનવીઓને ફક્ત હેરાન કરી શક્તા, પણ રોમમાં તો તેઓનુંજ રાજ્ય હતું, અને દેવાંશી તરીકે પૂજાતા હતા.

'મૂર્તિપૂજકોમાં એવી માન્યતા પ્રચલિત હતી કે જગતનું ધર્મ બંધારણ સાચવવા માટે ઇશ્વરે કનિષ્ટ દેવોને સરજ્યા છે, અને તેમની મારફત પણ ઇશ્વરને પ્રસન્ન કરી શકાય, આવી રીતે એકેશ્વરવાદ અને અનેકેશ્વર વાદનો ઝઘડો શમી ગયો હતો. અનેક દેવની પૂજા કરવાનો રાજ્યનો ધર્મ ખરો અને કાયદેસર ગણાતો છતાં તે શુદ્ધ એકેશ્વરવાદથી વિરૂદ્ધ નહતો. કનિષ્ઠ દેવો વિષે ઇસાઇઓમાં પણ આવીજ જાતનો ખ્યાલ હતો, પણ તેઓ એમ કહેતા કે તે દેવો ઇશ્વરના દૂત નથી, પણ શત્રુઓ છેઃ માટે અવિશ્વાસીઓ (non-christians) માં ડેમન શબ્દનો અર્થ કનિષ્ઠ દેવ થતો, તે બદલીને વિશ્વાસી લોકોએ તેનો અર્થ દાનવ કરી દીધો.

આવો ખ્યાલ ખ્રિસ્તિ ધર્મની શરૂઆતથીજ હતો એમ જણાય છે. બીજા સૈકાનો લેખક ટરટયુલિઅન આપણને ખાત્રીથી કહે છે કે દુનિઆ મલિન પ્રાણીઓથી ભરપૂર છે: અને તેઓનું કાર્ય નાપાક લોકોના દરેક વિષયમાં પ્રત્યક્ષ દેખાય છે. જ્યારે સેતાને ઇશ્વર સામે બંડ કર્યું, ત્યારે કેટલાક દેવોએ સેતાનને મદદ કીધી, તેથી ઇશ્વરે સદાને માટે તેમને દોઝખના ખાડામાં ફેંકી દીધા. કેટલાક દેવદૂતો પ્રલયકાળ પૂર્વે મનુષ્યોની સ્ત્રીઓથી ફસાયા હતા, અને તે સ્ત્રીઓને શીન વણવાનું તથા તેથી વિશેષ પાપયુક્ત મુખ રંગવાનું કામ શીખવ્યું, માટે ઇશ્વરે તે સર્વને કાયમને માટે શિક્ષા કરી હતી. તેથી કરીને આ લોકો દરેક રીતે ઇશ્વરનાં કાર્યો નિષ્ફળ કરવા યત્ન કરતા હતા, અને જે પૂજા ઇશ્વરનેજ ઘટે છે, તે પૂજા પોતે સંપાદન કરવામાં બહુ મજા માનતા હતા. આવી રીતે ઇસાઇઓએ મૂર્તિપૂજકોના અનીતિમાન્ દેવો જેવા કે વીનસ, મર્ક્યુરી, માર્સ તથા પ્રેટો વગેરેને રાક્ષસ માન્યા, એટલુંજ નહીં, પણ પવિત્રમાં પવિત્ર નીતિમાન્ દેવોને પણ દાનવ પંક્તિમાં ખેંચી દીધા. જ્ઞાનની દેવી મિનર્વા, અદાગારિણી દેવીઓના, તેમજ દેવોનો દેવ જ્યુપિટર, સર્વ દેવો તરીકે ગણાવા લાગ્યાં. પ્રાચીન વીર પુરૂષો

વેળા તેણીએ અમુક ભૂત જોડે લગ્ન કરેલું છે, એ સાધારણ તહોમત ગણાતું. લ્યુથર તેની સચ્ચાઈ વિષે આપણને ખાત્રી આપે છે. સુંદર કેશવાળી સ્ત્રીઓને તે બહુ વળગતા; અને આવાં તહોમતથી હજારો સ્ત્રીઓને બાળી દેવામાં આવતી હતી.

આવાં વળગાડવાળાં મનુષ્યોને ખ્રિસ્તિ ભુવાઓ વારંવાર છોડાવતા, અને તે ભુવાઓની કબરો અસલની પ્રેતભૂમિમાંથી મળી આવે છે. જો કોઈ પણ ખ્રિસ્તિ પોતાના ધર્મમાં જરા પણ કસુર કરે તો ભૂતો પ્રત્યક્ષરૂપ ધારણ કરી તેને બીવડાવતાં. એક ખ્રિસ્તિ બાનુ એક વખત વગર વિચારે સ્વચ્છંદી બની નાટક જોવા ગઈ, તેથી ત્યાંજ તેને ભૂત વળગ્યું. ભુવાએ તે ભૂતની ધૃષ્ટતા વિષે તેની જોડે ઘણી ભીકર કરી, પણ તે પોતાના બચાવમાં બોલ્યું કે તે બાઇને મેં મારા પોતાનાજ ઘર ( નાટકશાળા ) માં પકડી છે. નાટકશાળામાં, ક્રીડાંગનમાં અથવા બજારમાં, સઘળી જાહેર ઉજાણીઓમાં—સર્વત્ર સેતાનની હાજરીનું ચિન્હ કાંઇને કાંઈ હોયજ. એક વખત એક ખ્રિસ્તિ સિપાઇએ ઉત્સવનો પુષ્પ મુગટ પહેરવાની ના પાડી, કેમકે તેવા મુગટ બૅકસ ( ઉત્સવના દેવ ) ને તથા વીનસને અર્પણ થતા હતા. માટે તે રિવાજને તાબે થવાના કરતાં સખત નશિઅત ખમવાનું તેણે પસંદ કર્યું. આ બનાવથી ઘણી ચર્ચા ઉભી થઈ, પણ ટરટયૂલિયને એક પુસ્તક લખી સાબિત કર્યું કે તે માણસે પોતાનો કઠિન ધર્મ બરોબર પાળ્યો છે. આ લેખક જણાવે છે કે એક બાઈ તેના ઓળખીતા કોઈ નાટકના ખેલાડીને મળવા ગઈ, તેથી આખી રાત તેને કફનની ચાદરનું સ્વપ્ન આવ્યું, અને તેમાં તે ખેલાડીના નામના ભણકારા થયા, અને તેને ત્યાં જવા માટે સખત ધમકી આપવામાં આવી. છઠ્ઠા સૈકામાં સંત ગ્રેગરી કહે છે કે એક મઠવાસિની બગીચામાં ફરતાં ક્રૂશનું ચિન્હ કર્યા વગર ઉતાવળી થઈ વનસ્પતિ ખાવા લાગી, તેથી તરતજ તે ભાજીમાં એક પ્રેતને ગળી ગઈ.

આવી માન્યતાથી શરૂઆતના ખ્રિસ્તિઓમાં કેટલો ત્રાસ ફેલાયો હશે, તેનો સહજ ખ્યાલ આવી શકશે. તેઓ ચોમેર અદ્‌ભુત વાતાવરણથી ઘેરાયેલા જણાતા હતા. દરેક કુંડની આગળ ચોકીદાર ભૂતો ઉભાં રહેતાં,

જીંદગીના તમામ વ્યવહારમાં તેઓ આડે આવતાં, અને બિચારા ખ્રિસ્તિઓ તેમના દ્વેષનાં ખાસ પાત્ર થઈ પડતા. આ બધું સર્વમાન્ય હોવા ઉપરાંત એટલા બધા જીગરથી મનાતું હતું કે હાલના વ્યાવહારિક જમાનામાં તેનો પૂરો ખ્યાલ આવવો પણ મુશ્કેલ છે. જે લોકોએ પોતાની આખી જીંદગીનો સંપૂર્ણ ઉત્સાહ ધર્મના કામમાં ગાળ્યો હોય છે, અને વિશેષમાં ધાર્મિક જુલમના અગ્નિકુંડમાં જેમની શ્રદ્ધા ઉદ્દામ બની ગઈ હોય છે, તે લોકોને ધાર્મિક ફરમાનોનો જેવો સાક્ષાત્કાર થાય છે, તેવો જ આ અનુભવ પણ જાદુ વિષે હતો. આ માન્યતાથી જાદુપર શી અસર થઈ તે જાણવા જોગ છે. સુધરેલા મૂર્તિપૂજકોમાં જાદુ એ માત્ર સાંસારિક અપરાધ હતો, અને રોમની સલ્તનતના છેલ્લા દિવસોમાં તે મુખ્યત્વે રાજકીય અપરાધ ગણાતો. વળી ચાલતા ધર્મ જોડે તેનો સંબંધ અનિશ્ચિત હતો, તથા તે ધર્મમાં એવા ઘણી જાદુઈ ક્રિયા આવી જતી, છતાં તેમાં કાંઈ પણ અનીતિ ભરેલું લાગતું નહી.

હવે તેથી ઉલટું ખ્રિસ્તિ ધર્મના પ્રારંભકાળમાં જાદુને કમકમાટી ભરેલું, સેતાનપ્રેરિત, અઘોર ધર્મલંઘન ગણવામાં આવતું, તથા તેમાં મૂર્તિપૂજકોની તમામ ધર્મક્રિયાનો સમાવેશ થઈ જતો. તેને પરિણામે ખ્રિસ્તિ આચાર્યો તે બાબત ખાસ લક્ષ આપી બોધ કરવા લાગ્યા, અને લોકોનાં મન વિશેષ ભરમાવી દીધાં.

પછી જ્યારે તે આચાર્યો પાસે રાજકીય સત્તા આવી, ત્યારે તેઓએ પ્રથમ ઉપદેશેલાં દયાનાં સૂત્રો બદલી નાંખ્યાં, અને થોડાં વર્ષોમાં યાહુદીઓ તથા પાખંડીઓ સામે અંકુશના ધારા ઘડી કહાડ્યા. કોન્સ્ટેન્ટાઈન બાદશાહે ખ્રિસ્તિ ધર્મ અંગીકાર કર્યા પછી તરતજ છુપા જાદુની સામે એક સખત કાયદો ઘડ્યો. તે એવી મતલબનો હતો કે જે કોઈ જોશી પોતાની ક્રિયાઓ કરવા માટે કોઈ શહેરીના ઘરમાં પેઠેલો માલમ પડે, તેને જીવતો બાળી દેવો, તેના યજમાનની મિલ્કત જપ્ત કરી દેવી, અને તેના પર તહોમત મુકનારને ઈનામ આપવું. આ બાદશાહમાં જુલમ કરવાની બહુ ખંત હતી નહીં, તેથી ઉપરના કાયદાનો અમલ કરવામાં તેણે કેટલીક નરમાશ વાપરી.

પણ તેના પુત્ર કોન્સ્ટન્ટેનિયસમાં વધારે મનોબળ હતું. તેથી જે જે જાદુની ક્રિયાઓ મૂર્તિપૂજકોની ક્રિયાઓને મળતી આવતી, તે બધી માટે ઘણા સખત ધારા કર્યા. એ ધારો કરતી વેળા તે કહે છે કે ઘણા લોકો આકાશમાં તોફાન ઉપજાવે છે, તથા આસુરી સહાય વડે પોતાના શત્રુને મારે છે, માટે હરેક રીતની સખ્તાઈથી જાદુનો નાશ કરવો જોઈએ. ભવિષ્ય કહેનારા તમામ પ્રકારના જોશી બાવાઓ પણ આજ પંક્તિમાં ગણાઈ ગયા, અને સખત તિરસ્કારનાં પાત્રો થઈ પડ્યા. જે મંત્ર શાસ્ત્રીઓ રોમમાં પકડાય, તેમને જંગલી પશુઓ આગળ ફેંકી દેવાનો, તથા પ્રાંતોમાં પકડાય તેને રીબાવીને શૂળીએ ચડાવવાનો હુકમ થયો. વળી જો તેઓ પોતાનો ગુન્હો નાકબુલ કરવાનો દુરાગ્રહ પકડી બેસે તો લોઢાના કાંટા વડે તેમનાં હાડકાંમાંથી માંસ ખેંચી કહાડવાનો હુકમ હતો. જે ક્રિયાઓ અત્યાર સુધી ચોમેર પ્રસરેલી હતી, તેનેજ માટે હવે ભયંકર શિક્ષાઓ થવા લાગી. તે કરવાનું જો કે મૂર્તિપૂજકોના ધર્મમાં ફરજીઆત ન હતું, તો પણ તે કરવાની છુટ એ તેનું મોટામાં મોટું સુખ હતું. એવું કહેવાય છે કે જુના કાયદાઓમાં ‘ માનવ જાતના શત્રુઓ ’ એવું ઉપનામ લોકોને ઉશ્કેરવા માટે ખ્રિસ્તિઓને લગાડવામાં આવતું, તે હવેથી આ રાજ્યની અંદર જાદુગરોને આપવામાં આવ્યું.

જાદુનો નાશ કરવા માટે ખ્રિસ્તિ બાદશાહોએ જે શ્રમ લેવા માંડ્યો, તે ખરેખર બહુ કઠણ હતો. તે સમયના રોમમાં જેટલી ક્રૂરતા હતી તે તમામ વાપરી જેટલા જેટલા કાયદા ઘડ્યા, તે સઘળા જાદુનો નાશ કરવા અસમર્થ નીવડ્યા. આ વહેમનું મૂળ સાધારણ લોકોનું ભોળપણ હતું. માટે કારણ દૂર થયા વિના કાર્યનો ધ્વંસ શી રીતે થઈ શકે? જ્યાં સુધી લોકો એવું માનતા હશે કે આપણે સહેલાઈથી ભવિષ્ય જાણી શકીશું, ત્યાં સુધી ખાત્રીથી સમજવું કે ગમે તે ઉપાયે છેવટે તેઓ ભયની અવગણના કરીને પોતાની જીજ્ઞાસા તૃપ્ત કરશે. જ્યાં લગી તેઓ એવું માનતા હશે કે થોડી સહેલી ક્રિયાઓ વડે આપણા શત્રુઓનો પરાજય કરી આપણી મનઃકામના પૂર્ણ કરી શકીશું, ત્યાં લગી તે ક્રિયાઓ કરતા તેએ બંધ પડશે નહીં,

જીંદગીના તમામ વ્યવહારમાં તેઓ આડે આવતાં, અને બિચારા ખ્રિસ્તિઓ તેમના દ્વેષનાં ખાસ પાત્ર થઈ પડતા. આ બધું સર્વમાન્ય હોવા ઉપરાંત એટલા બધા જીગરથી મનાતું હતું કે હાલના વ્યાવહારિક જમાનામાં તેનો પૂરો ખ્યાલ આવવો પણ મુશ્કેલ છે. જે લોકોએ પોતાની આખી જીંદગીનો સંપૂર્ણ ઉત્સાહ ધર્મના કામમાં ગાળ્યો હોય છે, અને વિશેષમાં ધાર્મિક જુલમના અગ્નિકુંડમાં જેમની શ્રદ્ધા ઉદ્દામ બની ગઈ હોય છે, તે લોકોને ધાર્મિક ફરમાનોનો જેવો સાક્ષાત્કાર થાય છે, તેવો જ આ અનુભવ પણ જાદુ વિષે હતો. આ માન્યતાથી જાદુપર શી અસર થઈ તે જાણવા જોગ છે. સુધરેલા મૂર્તિપૂજકોમાં જાદુ એ માત્ર સાંસારિક અપરાધ હતો, અને રોમની સલ્તનતના છેલ્લા દિવસોમાં તે મુખ્યત્વે રાજકીય અપરાધ ગણાતો. વળી ચાલતા ધર્મ જોડે તેનો સંબંધ અનિશ્ચિત હતો, તથા તે ધર્મમાં એવા ઘણી જાદુઈ ક્રિયા આવી જતી, છતાં તેમાં કાંઈ પણ અનીતિ ભરેલું લાગતું નહી.

હવે તેથી ઉલટું ખ્રિસ્તિ ધર્મના પ્રારંભકાળમાં જાદુને કમકમાટી ભરેલું, સેતાનપ્રેરિત, અઘોર ધર્મલંઘન ગણવામાં આવતું, તથા તેમાં મૂર્તિપૂજકોની તમામ ધર્મક્રિયાનો સમાવેશ થઈ જતો. તેને પરિણામે ખ્રિસ્તિ આચાર્યો તે બાબત ખાસ લક્ષ આપી બોધ કરવા લાગ્યા, અને લોકોનાં મન વિશેષ ભરમાવી દીધાં.

પછી જ્યારે તે આચાર્યો પાસે રાજકીય સત્તા આવી, ત્યારે તેઓએ પ્રથમ ઉપદેશેલાં દયાનાં સૂત્રો બદલી નાંખ્યાં, અને થોડાં વર્ષોમાં યાહુદીઓ તથા પાખંડીઓ સામે અંકુશના ધારા ઘડી કહાડ્યા. કોન્સ્ટેન્ટાઈન બાદશાહે ખ્રિસ્તિ ધર્મ અંગીકાર કર્યા પછી તરતજ છુપા જાદુની સામે એક સખત કાયદો ઘડ્યો. તે એવી મતલબનો હતો કે જે કોઈ જોશી પોતાની ક્રિયાઓ કરવા માટે કોઈ શહેરીના ઘરમાં પેઠેલો માલમ પડે, તેને જીવતો બાળી દેવો, તેના યજમાનની મિલ્કત જપ્ત કરી દેવી; અને તેના પર તહોમત મુકનારને ઈનામ આપવું. આ બાદશાહમાં જુલમ કરવાની બહુ ખંત હતી નહીં, તેથી ઉપરના કાયદાનો અમલ કરવામાં તેણે કેટલીક નરમાશ વાપરી.

ક્રોધની ધુમોથી ગાજી રહ્યું. કેટલાક કહેવા લાગ્યા કે આ ખ્રિસ્તિ જાદુગરને મારો; પણ બીજા ઘણાક આ બનાવથી એટલા તો વિસ્મિત થયા કે પોતાનો ધર્મ છોડી તરતજ તેમણે નવો ધર્મ સ્વીકાર્યો. કોન્સ્ટન્ટેનિઅસ પછીના બે રાજાઓ જુલિઅન તથા જોવિઅસના વખતમાં ત્રાસ કંઇક ઓછો હતો, પણ વેલેન્શીયનની કારકીર્દીમાં તે ફરી જાગ્રત થયો, અને તેણે હજુ ચાલતી અધર્મી પ્રાર્થનાઓ તથા મધ્ય રાત્રિના હવન તદ્દન બંધ કર્યા. ગ્રીસમાં આ ધારો ચાલ્યો નહીં, કેમકે તે ત્યાંના સ્થાપિત ધર્મની વિરૂદ્ધ હોવાથી ઘણો ખળભળાટ ઉઠયો. પણ રોમન સલ્તનતના બીજા પ્રાંતોમાં સ્થળે સ્થળે તેને લીધે દુઃખ અને ક્રૂરતાના ભયંકર દેખાવ નજરે પડતા હતા. પૂર્વ દેશોમાં જે કોઇ એરિઅસ મત ન સ્વીકારે, તેને સર્વેને એક સરખી રીતે દુઃખ આપવામાં વેલેન્સ મચી રહ્યો હતો. એમ કહેવાય છે કે તત્ત્વજ્ઞાની એવું નામજ મનુષ્યોને દેશનિકાલ કરાવવાને બસ હતું, અને નજીવા ગુન્હાની ખાતર મોતની સજા કરવામાં આવતી હતી. એક એક વિદ્વાન પુરૂષે પોતાની સ્ત્રીને ખાનગી પત્રમાં લખેલું કે તું બારણાને ફુલથી શણગારતાં કદી ચુકીશ નહીં, તેટલા માટે તેને ફાંસીપર ચડાવવામાં આવ્યો. એક બુઢી સ્ત્રીએ કોઇને તાવ આવતો હશે તેની વેદના શાંત કરવા માટે જાદુ ભરેલાં ગીત ગાયાં, માટે તેને મારી નાંખવામાં આવી. એક યુવાન માણસે સ્વરોનો ઉચ્ચાર કરતાં કરતાં વારા ફરતી પોતાના શરીરનો તથા એક આરસના સ્તંભનો સ્પર્શ કર્યો, તે એવી માન્યતાથી કે તેમ કરવાથી મરડો મટી શકશે. આવા અલ્પ વહેમની ખાતર તેના પ્રાણ લેવામાં આવ્યા.

આ જુલમી વૃત્તાંતોનું નિરૂપણ કરતાં બધો દોષ આપણે ધર્માચાર્યોને શર મુકવો વાજબી નથી, કેમકે કેટલાક રાજાઓ તેમજ સુબાઓ સ્વભાવથીજ નિર્દય હશે; તેમજ રાજકીય કારણો માટે પણ ખ્રિસ્તિ ધર્મના ઉદય પહેલાં આવી સજાઓ થયેલી. વળી કાયદાના શબ્દો વાંચીનેજ આપણે એકદમ મત બાંધી લેવો નહીં કે તેમાં લખવા મુજબ અક્ષરે અક્ષર વર્તન થયું હશે; કારણ કે કાયદાનો અમલ કરવાની શિથિલતા રોમના

એ ખાત્રીથી સમજવું. ભલે પછી ધર્મ ગુરૂઓ શાપ ફુંક્યા કરે, અને રાજ્યકર્તાઓ શિક્ષામાં વધારો કર્યાજ કરે; ટુંકામાં આ મનોરોગનું ખરૂં ઔષધ ત્રાસ નથી, પણ અશ્રદ્ધા છે. આ અશ્રદ્ધા ક્યાંય પણ દૃષ્ટિગોચર થતી ન હતી. જનસમુદાય ઘડીભર પણ જાદુની સત્યતા માટે પ્રશ્ન સરખો ઉઠાવતો નહીં. પ્રાચીન ધર્મના તમામ દાર્શનિકો નવીન પ્લેટોવાદમાં ગરકાવ થઈ ઇજીપ્તના ગૂઢાર્થ વિષયો, ભૂતોનું ધર્માધ્યક્ષપણું તથા માનવ સૃષ્ટિ જોડે તેમનો સંબંધ–ઇત્યાદિ વિષયો પર લાંબા ગ્રંથો લખતા હતા. અલબત, ખ્રિસ્તિ પાદરીઓ જાદુનો સખત તિરસ્કાર કરતા હતા, પણ તે મિથ્યા ભ્રાંતિ છે, એવો જરા પણ ખ્યાલ તેમના મગજમાં નહોતો. વળી આ ક્રિયાઓનો પ્રતિબંધ થયેલો હોવાથી તેમના જેવું મન મોહક કાંઈ પણ તત્ત્વ ખ્રિસ્તિ ધર્મમાં દાખલ ન થાય તો સાધારણ લોકો એકદમ નવો ધર્મ છોડી પાછા જુનો સ્વીકારવા લાગે, માટે ખ્રિસ્તિ ધર્મમાં પણ કુદરતી રીતે મના કરેલા જાદુને ટક્કર મારે તેવાં નવીન તત્વો મિશ્ર થઈ ગયાં, જેવાં કે મંત્રેલા પવિત્ર જળના અજબ ગુણ, ખ્રિસ્તિ ધર્મની અનેક ક્રિયાઓ, વગેરે.

સંત હિલેરિઅનના જીવન ચરિતમાં સંત જેરોમ લખે છે કે **इटेलिकस** નામનો કોઈ ખ્રિસ્તિ તે મહાત્મા પાસે આવ્યો, અને તેને વિનતિ કરી કે હું **गझा** ના નાપાક ન્યાયાધીશ જોડે ઘોડાની શરતોમાં ઉતરૂં છું, ત્યારે તે હર વખત જાદુ ક્રિયાથી અવશ્ય જીત પામે છે, અને મારા ઘોડા સ્તબ્ધ થઈ જાય છે, માટે ગમે તેમ કરીને આપ મને જળનો પ્યાલો મંત્રી આપો. તે સાધુ પ્રથમ તો પોતે શરતો જેવા સાંસારિક વિષયમાં ભાગ લેવાની વાતથી ચમક્યો, પણ ઘણી આજીજી પરથી છેવટે તેમ કરી આપ્યું. આખરે શરતનો ઠરાવેલો દિવસ આવી પહોંચ્યો. રથને જોડા જોડ ઉભા રાખ્યા, અને આખું ચક્કર પ્રેક્ષકોથી ઉભરાવા લાગ્યું. દોડવાની નિશાની થઈ કે તરત **इटेलिकसे** પોતાના ઘોડાપર મંત્રેલું જળ છાંટયું, એટલે તેના ઘોડા દેવતાઈ વેગથી નિશાનપર જઈ પહોંચ્યા, પણ તેના હરીફના ઘોડા બિચારા ઠોકર ખાવા લાગ્યા, અને જાણે કોઇ અદૃશ્ય હાથ તેમને મારતો હોય, તેમ સ્તબ્ધ થઇ ગયા. શરતનું ચક્કર આશ્ચર્ય, હર્ષ અથવા

ક્રોધની ધુમોથી ગાજી રહ્યું. કેટલાક કહેવા લાગ્યા કે આ ખ્રિસ્તિ જાદુગરને મારો; પણ બીજા ઘણાક આ બનાવથી એટલા તો વિસ્મિત થયા કે પોતાનો ધર્મ છોડી તરતજ તેમણે નવો ધર્મ સ્વીકાર્યો. કૉન્સ્ટન્ટેનિઅસ પછીના બે રાજાઓ જુલિઅન તથા જોવિઅસના વખતમાં ત્રાસ કંઇક ઓછો હતો, પણ વેલેન્શીયનની કારકીર્દીમાં તે ફરી જાગ્રત થયો, અને તેણે હજુ ચાલતી અધર્મી પ્રાર્થનાઓ તથા મધ્ય રાત્રિના હવન તદ્દન બંધ કર્યા. ગ્રીસમાં આ ધારો ચાલ્યો નહીં, કેમકે તે ત્યાંના સ્થાપિત ધર્મની વિરૂદ્ધ હોવાથી ઘણો ખળભળાટ ઉઠ્યો. પણ રોમન સલ્તનતના બીજા પ્રાંતોમાં સ્થળે સ્થળે તેને લીધે દુઃખ અને ક્રૂરતાના ભયંકર દેખાવ નજરે પડતા હતા. પૂર્વ દેશોમાં જે કોઇ એરિઅસ મત ન સ્વીકારે, તેને સર્વને એક સરખી રીતે દુઃખ આપવામાં વેલેન્સ મચી રહ્યો હતો. એમ કહેવાય છે કે તત્ત્વજ્ઞાની એવું નામજ મનુષ્યોને દેશનિકાલ કરાવવાને બસ હતું, અને નજીવા ગુન્હાની ખાતર મોતની સજા કરવામાં આવતી હતી. એક એક વિદ્વાન પુરૂષે પોતાની સ્ત્રીને ખાનગી પત્રમાં લખેલું કે તું બારણાને ફુલથી શણગારતાં કદી ચુકીશ નહીં, તેટલા માટે તેને ફાંસીપર ચડાવવામાં આવ્યો. એક બુઢી સ્ત્રીએ કોઇને તાવ આવતો હશે તેની વેદના શાંત કરવા માટે જાદુ ભરેલાં ગીત ગાયાં, માટે તેને મારી નાંખવામાં આવી. એક યુવાન માણસે સ્વરોનો ઉચ્ચાર કરતાં કરતાં વારા ફરતી પોતાના શરીરનો તથા એક આરસના સ્તંભનો સ્પર્શ કર્યો, તે એવી માન્યતાથી કે તેમ કરવાથી મરડો મટી શકશે. આવા અલ્પ વહેમની ખાતર તેના પ્રાણ લેવામાં આવ્યા.

આ જુલમી વૃત્તાંતોનું નિરૂપણ કરતાં બધો દોષ આપણે ધર્માચાર્યોને શર મુકવો વાજબી નથી, કેમકે કેટલાક રાજાઓ તેમજ સુબાઓ સ્વભાવથીજ નિર્દય હશે; તેમજ રાજકીય કારણો માટે પણ ખ્રિસ્તિ ધર્મના ઉદય પહેલાં આવી સજાઓ થયેલી. વળી કાયદાના શબ્દો વાંચીનેજ આપણે એકદમ મત બાંધો લેવો નહીં કે તેમાં લખવા મુજબ અક્ષરે અક્ષર વર્તન થયું હશે; કારણ કે કાયદાનો અમલ કરવાની શિથિલતા રોમના

એ ખાત્રીથી સમજવું. ભલે પછી ધર્મ ગુરૂઓ શાપ ફુંક્યા કરે, અને રાજ્યકર્તાઓ શિક્ષામાં વધારો કર્યાજ કરે; ટુંકામાં આ મનોરોગનું ખરૂં ઔષધ ત્રાસ નથી, પણ અશ્રદ્ધા છે. આ અશ્રદ્ધા ક્યાંય પણ દૃષ્ટિગોચર થતી ન હતી. જનસમુદાય ઘડીભર પણ જાદુની સત્યતા માટે પ્રશ્ન સરખો ઉઠાવતો નહીં. પ્રાચીન ધર્મના તમામ દાર્શનિકો નવીન પ્લેટોવાદમાં ગરકાવ થઈ ઇજિપ્તના ગૂઢાર્થ વિષયો, ભૂતોનું ધર્માધ્યક્ષપણું તથા માનવ સૃષ્ટિ જોડે તેમનો સંબંધ–ઈત્યાદિ વિષયો પર લાંબા ગ્રંથો લખતા હતા. અલબત, ખ્રિસ્તિ પાદરીઓ જાદુનો સખત તિરસ્કાર કરતા હતા, પણ તે મિથ્યા ભ્રાંતિ છે, એવો જરા પણ ખ્યાલ તેમના મગજમાં નહોતો. વળી આ ક્રિયાઓનો પ્રતિબંધ થયેલો હોવાથી તેમના જેવું મન મોહક કાંઈ પણ તત્ત્વ ખ્રિસ્તિ ધર્મમાં દાખલ ન થાય તો સાધારણ લોકો એકદમ નવો ધર્મ છોડી પાછા જુનો સ્વીકારવા લાગે, માટે ખ્રિસ્તિ ધર્મમાં પણ કુદરતી રીતે મના કરેલા જાદુને ટક્કર મારે તેવાં નવીન તત્વો મિશ્ર થઈ ગયાં, જેવાં કે મંત્રેલા પવિત્ર જળના અજબ ગુણ, ખ્રિસ્તિ ધર્મની અનેક ક્રિયાઓ, વગેરે.

સંત હિલેરિઅનના જીવન ચરિતમાં સંત જેરોમ લખે છે કે **इटेलिकस** નામનો કોઈ ખ્રિસ્તિ તે મહાત્મા પાસે આવ્યો, અને તેને વિનતિ કરી કે હું **गझा** ના નાપાક ન્યાયાધીશ જોડે ઘોડાની શરતોમાં ઉતરૂં છું, ત્યારે તે હર વખત જાદુ ક્રિયાથી અવશ્ય જીત પામે છે, અને મારા ઘોડા સ્તબ્ધ થઈ જાય છે, માટે ગમે તેમ કરીને આપ મને જળનો પ્યાલો મંત્રી આપો. તે સાધુ પ્રથમ તો પોતે શરતો જેવા સાંસારિક વિષયમાં ભાગ લેવાની વાતથી ચમક્યો, પણ ઘણી આજીજી પરથી છેવટે તેમ કરી આપ્યું: આખરે શરતનો ઠરાવેલો દિવસ આવી પહોંચ્યો. રથને જોડા જોડ ઉભા રાખ્યા, અને આખું ચક્કર પ્રેક્ષકોથી ઉભરાવા લાગ્યું. દોડવાની નિશાની થઈ કે તરત **इटेलिकसे** પોતાના ઘોડાપર મંત્રેલું જળ છાંટ્યું, એટલે તેના ઘોડા દેવતાઈ વેગથી નિશાનપર જઈ પહોંચ્યા, પણ તેના હરીફના ઘોડા બિચારા ઠોકર ખાવા લાગ્યા, અને જાણે કોઇ અદૃશ્ય હાથ તેમને મારતો હોય, તેમ સ્તબ્ધ થઇ ગયા. શરતનું ચક્કર આશ્ચર્ય, હર્ષ અથવા

જકોનું જોર વધ્યું, અને છેવટે બંને પક્ષ જાણે એક પ્રકારની સમજુતીપર આવ્યા; તે એવી રીતે કે જુના ધર્મનું નામ ભુસાઈ ગયું, પણ તેનાં જુદાં જુદાં તત્વો બદલાયેલા સ્વરૂપમાં નવાં નામ ધારણ કરી હયાતી ભોગવવા લાગ્યાં. જુના ધર્મના ઘણા ભાગ નવા ધર્મમાં ઓતપ્રોત થઈ ગયા. પ્રાચીન વિષયશોધકોએ ઘણા વખત થયાં બતાવી આપ્યું છે કે રોમન કેથોલિક સંપ્રદાયના લગભગ દરેક ભાગમાં આ સેળભેળનાં ચિન્હ આપણે જોઈ શકીએ છીએ. આમ જુના ધર્મનો નાશ થયા પછી તેની ક્રિયાઓ વગેરે લગભગ ૮૦૦ વર્ષ સુધી ચાલુ રહ્યાં. અલબત આ ક્રિયાઓ ડાકિનીપ્રયોગનું માત્ર એક ગૌણ અંગ છે, તો પણ તેના વગર આ પૃથક્કૃતિ તદ્દન અપૂર્ણ ગણાય. મૅકબેથ નાટકમાં શેક્સપીઅરે જે ઘોર ક્રિયાઓનું ચિત્ર આપ્યું છે, તે સઘળી જુના ધર્મમાંથી આવેલી હતી.

છઠ્ઠા સૈકામાં જુના ધર્મ ઉપર ખ્રિસ્તિ ધર્મનો વિજય તેમજ તેની પોતાની ભ્રષ્ટતા બંને પરાકાષ્ઠાએ પહોંચ્યાં; અને ત્યારથી, જેને ઇતિહાસમાં **'અંધકારમય યુગ'** કહેવામાં આવે છે, તે શરૂ થયો. પ્રથમ દૃષ્ટિએ જોતાં એ બહુ નવાઈ જેવું લાગે છે કે છઠ્ઠાથી તેરમા સૈકા લગી જ્યારે વહેમનું સામ્રાજ્ય પૂરેપૂરૂં હતું, અને ભોળાપણું સર્વમાં હતું, તે અરસામાં ડાકણોના વધ બહુ થોડા થયેલા હતા. આ વાત અત્યારે ગમે તેટલી અચંબા ભરેલી લાગે, પણ એમ કહેવામાં જરા પણ ખોટું નથી કે આવા વહેમોએ કદી પણ ત્રાસ વર્તાવ્યો નહતો. તેવા વહેમોની સંખ્યાનો વધારો તે જ તેમના ઔષધ રૂપ થઈ પડ્યો. જેટલી દૃઢતાથી એમ માનવામાં આવતું કે દરેક ઇસાઈની આસપાસ મહા સેતાન ભમ્યા કરે છે, તેટલી જ ખાત્રીથી લોકો સમજતા કે પવિત્ર સ્વસ્તિક ( cross ) રચવાથી, અથવા મંત્રેલા જળનાં થોડાં ટીપાં વડે, અથવા મરિયમના પવિત્ર નામોચ્ચારણવડે, તે તરત પલાયન કરી જાય છે. એવો એક પણ સાધુ નહતો કે જેને સેતાને પ્રત્યક્ષ દેખાવ દીધો ન હોય. કોઈ વખત તે બીહામણા પશુ રૂપે દેખાતો, કોઈ વખ્ત કાળા મનુષ્ય રૂપે, કોઈ વખત ખુબસુરત સ્ત્રીને વેશે, તો કોઈ વખત પ્રકાશમાન દેવદૂતના રૂપમાં, અથવા કોઈ વખત તેથી પણ પવિત્ર રૂપમાં તે દેખાવ

રાજ્યનાં તમામ ખાતાંમાં હતી. આ બધું ધ્યાનમાં લીધા છતાં આપણે એટલું તો કબુલ કર્યા વગર ચાલશે નહિ કે પુરાતન ધર્મનું ઉચ્છેદન કરવા માટે સર્વત્ર પ્રચલિત તથા તેનાં અંગ તરીકે ગણાતી નિર્દોષ ક્રિયાઓને તોડી પાડવા માટે સંખ્યાબંધ કાયદા બનાવવામાં આવ્યા; વળી એ પણ ખુલ્લું છે કે તમામ ધર્મ ગુરૂઓ જાદુને સાચું માનતા, અને તેમણે જ બધાએ મૂર્તિ પૂજકોની તમામ ધર્મ ક્રિયાઓને જાદુનું રૂપ આપી તેનું મહત્વ લોકોના ખ્યાલમાં વધારી મુક્યું.

ખ્રિસ્તિ ધર્મની શરૂઆતમાં જાદુગરો તરફ આવા પ્રકારનું વલણ હતું. તેથી કરીને પાછળના ઈતિહાસપર કેટલીક અગત્યની અસર થઇ. પ્રથમ તો એવી જાતની દંતકથાઓમાં વૃદ્ધિ થવાથી આ અપરાધનું સત્ય એટલે બધે દરજ્જે સાબિત થઇ ચુક્યું કે પછીના જમાનામાં શંકાનું સ્થાન પણ રહે નહીં. બીજું, ધર્મનિરીક્ષકોની બનાવટી વાર્તાઓને જે બીજ વડે પોષણ મળતું હતું, તેમાં વધારો થયેલો લાગ્યો. મૂર્તિપૂજકોની ઘણીખરી ક્રિયાઓ નવાઇ જેવા પણ સ્વાભાવિક ફેરફારને લીધે હવેથી ધર્મનું સ્વરૂપ છોડી દઈ જાદુનું સ્વરૂપ પકડવા લાગી. ગામડાના લોકોએ ભયથી અને છુપી રીતે પોતાના પૂર્વજોની ક્રિયાઓ ચાલુ રાખી. તેઓને એમ કહેવામાં આવતું કે તે ક્રિયાઓથી તમે બળવાન અને દુષ્ટ પ્રાણીઓનું આવાહન કરી શકો છો. કેટલાક જમાના બાદ તેઓ પોતે પણ આ વાતને સાચી માનવા લાગ્યા; પણ તેટલા સારૂ દોષિત ઠરાવેલી ક્રિયાઓ તેમણે તજી દીધી નહીં. વહેમી જમાનાઓમાં વહેમી લોકો પોતાની ક્રિયાઓને લગતા બધા વિચારો બદલી શકે છે ખરા, પણ પોતાના મગજમાંથી તેની અસર દૂર કરી શકતા નથી. જગતમાં કોઈ પણ ધર્મનો ખરેખરો નાશ કુદરતી સડા સિવાય અન્ય ઉપાયથી થઈ શકતો નથી. શહેરોમાં જ્યારે ખ્રિસ્તિ ધર્મે પ્રવેશ કીધો, ત્યારે પુરાતન ધર્મ તદ્દન જીર્ણ અવસ્થામાં હતો, તેથી કરીને નવા ધર્મની ફતેહ શેહેરોમાં તાત્કાલિક અને નિઃસંદેહ હતી, પણ તેથી ઉલટું, ગામડામાં તો જુના ધર્મનું કૌવત ઘટયું નહતું, તેથી તેનો નાશ કરવાના ધર્મગુરૂઓના તથા ન્યાયાધીશોના તમામ પ્રયત્નો તેણે હઠાવી દીધા. વળી જંગલી લોકોનાં ધાડાં આવવાથી મૂર્તિપૂ-

જકોતું જોર વધ્યું, અને છેવટે બંને પક્ષ જાણે એક પ્રકારની સમજુતીપર આવ્યા; તે એવી રીતે કે જુના ધર્મનું નામ ભુસાઈ ગયું, પણ તેનાં જુદાં જુદાં તત્વો બદલાયેલા સ્વરૂપમાં નવાં નામ ધારણ કરી હયાતી ભોગવવા લાગ્યાં. જુના ધર્મના ઘણા ભાગ નવા ધર્મમાં ઓતપ્રોત થઈ ગયા. પ્રાચીન વિષયશોધકોએ ઘણા વખત થયાં બતાવી આપ્યું છે કે રોમન કેથોલિક સંપ્રદાયના લગભગ દરેક ભાગમાં આ સેળભેળનાં ચિન્હ આપણે જોઈ શકીએ છીએ. આમ જુના ધર્મનો નાશ થયા પછી તેની ક્રિયાઓ વગેરે લગભગ ૮૦૦ વર્ષ સુધી ચાલુ રહ્યાં. અલબત આ ક્રિયાઓ ડાકિનીપ્રયોગનું માત્ર એક ગોણ અંગ છે, તો પણ તેના વગર આ પૃથક્કૃતિ તદ્દન અપૂર્ણ ગણાય. મૅકબેથ નાટકમાં શેક્સપીઅરે જે ઘોર ક્રિયાઓનું ચિત્ર આપ્યું છે, તે સઘળી જુના ધર્મમાંથી આવેલી હતી.

છઠ્ઠા સૈકામાં જુના ધર્મ ઉપર ખ્રિસ્તિ ધર્મનો વિજય તેમજ તેની પોતાની ભ્રષ્ટતા બંને પરાકાષ્ઠાએ પહોંચ્યાં; અને ત્યારથી, જેને ઇતિહાસમાં **'અંધકારમય યુગ'** કહેવામાં આવે છે, તે શરૂ થયો. પ્રથમ દૃષ્ટિએ જોતાં એ બહુ નવાઈ જેવું લાગે છે કે છઠ્ઠાથી તેરમા સૈકા લગી જ્યારે વહેમનું સામ્રાજ્ય પૂરેપૂરૂં હતું, અને ભોળાપણું સર્વમાં હતું, તે અરસામાં ડાકણોના વધ બહુ થોડા થયેલા હતા. આ વાત અત્યારે ગમે તેટલી અચંબા ભરેલી લાગે, પણ એમ કહેવામાં જરા પણ ખોટું નથી કે આવા વહેમોએ કદી પણ ત્રાસ વર્તાવ્યો નહતો. તેવા વહેમોની સંખ્યાનો વધારો તે જ તેમના ઐાષધ રૂપ થઈ પડચો. જેટલી દૃઢતાથી એમ માનવામાં આવતું કે દરેક ઇસાઇની આસપાસ મહા સેતાન ભમ્યા કરે છે, તેટલી જ ખાત્રીથી લોકો સમજતા કે પવિત્ર સ્વસ્તિક ( cross ) રચવાથી, અથવા મંત્રેલા જળનાં થોડાં ટીપાં વડે, અથવા મરિયમના પવિત્ર નામોચ્ચારણવડે, તે તરત પલાયન કરી જાય છે. એવો એક પણ સાધુ નહતો કે જેને સેતાને પ્રત્યક્ષ દેખાવ દીધો ન હોય. કોઈ વખત તે બીહામણા પશુ રૂપે દેખાતો, કોઈ વખત કાળા મનુષ્ય રૂપે, કોઈ વખત ખુબસુરત સ્ત્રીને વેશે, તો કોઈ વખત પ્રકાશમાન દેવદૂતના રૂપમાં, અથવા કોઈ વખત તેથી પણ પવિત્ર રૂપમાં તે દેખાવ

દેતો હતો. પણ આ તમામ પ્રસંગોએ તેને હારીને, અપમાન તથા તિરસ્કારનું પાત્ર થઇને નાશી છુટવું પડતું. એક વખત સિપ્રિઅનના ફરમાનથી એક નિરાધાર ને અજ્ઞાન પણ ધર્મચુસ્ત કુમારિકા પર વારંવાર સેતાને હલ્લા કર્યા, અને તેને ભોળવી દૂષિત કરવા માટે પોતાની બધી શક્તિઓ અજમાવી, પણ વૃથા. વળી દેવદૂતનું તમામ વક્તૃત્વ વાપરીને તેને એક કુલીન પરધર્મી યુવાન જોડે પરણાવવા તે મથ્યો, પણ જેવી તે બાઇએ માત્ર સ્વસ્તિકની નિશાની કરી કે તરત જ તેનો બધો ઢોંગ જણાઈ આવ્યો, સ્થૂલ પ્રેમ તેણીના હૃદયમાં સુકાઈ ગયો, અને જે જાદુગરે સેતાનને મોકલ્યો હતો, તેની પાસે તે વીલે મોઢે પાછો ચાલ્યો ગયો. જે દેવળને રસ્તે સંત મોર જતો હતો, ત્યાં આગળ હારબંધ ભૂતો મોટી સંખ્યામાં ખડાં રહ્યાં, અને તે મહાત્માના રસ્તામાં વિઘ્ન કરવાને તેમણે અનેક પ્રકારની ચેષ્ટાઓ કરી, પણ તે ભૂત વિસર્જનના થોડા મંત્રો બોલ્યો, એટલે તરત જ તેઓ હવામાં વીખરાઈ ગયાં. આવા શિક્ષણથી જે વિચારસરણિ બંધાઈ હતી, તે આધુનિક સરણિથી એટલી બધી ભિન્ન છે કે તેની કલ્પના કરવામાં પણ મગજને ઘણો શ્રમ પડે છે. જન સમુદાયની બુદ્ધિમાં પ્રેતવિદ્યાનાં મૂળ ઉંડાં પેઠેલાં હતાં. પૈશાચિક અસ્તિત્વના વિચારો, અદ્દ્ભુત બનાવો માનવાને ઘડાઇ ગયેલાં મગજ, વગેરે જે કારણોથી ૧૫ મા તથા ૧૬ મા સૈકામાં ત્રાસ વર્તી રહ્યો, તે સઘળાં આ અંધકારમય યુગમાં પણ હતાં. પણ તફાવત માત્ર એટલો જ કે મધ્ય યુગના લોકો વધારે ભોળા અને શ્રદ્ધાળુ હોવાથી આ બધી ધાર્મિક ક્રિયાઓ ઘણે ભાગે નિર્દોષ રહેવા પામી હતી. જો તે લોકો જરા એક ઓછા વહેમી હોત, તો તેમના વહેમની અસર ઘણી વધારે ત્રાસકારક થાત. જે લોકો જુના રિવાજથી જરા પણ બહાર ડગલું ભરે, તેમનામાં સેતાન પ્રવેશ કરી શકે છે, એમ ખાત્રીથી માનવામાં આવતું, છતાં કોઈ પણ જગોએ વિરોધ અથવા સંશય ઉત્પન્ન થયેલ નહીં હોવાથી આવા વહેમોથી ધાર્મિક જુલમનો કાંઈ અવકાશ હતો નહીં.

પણ આ સઘળા વિચિત્ર શિક્ષણની અંદર એક બાબત ઘોર પ્રકારની હતી. તે એ કે, કુદરતના મોટા ભયાનક બનાવો પર મંત્રોની અથવા માર્જ-

નની કાંઈ પણ અસર થતી નહીં, અને દૈવી પ્રકોપ ને તેમના કારણ તરીકે ગણાવામાં આવતો. હરેક પ્રજા પોતાની બાલ્યાવસ્થામાં એમ માનતી આવી છે કે મહામારી, દુકાળ, પૂછડીઆ તારા, ઇંદ્રધનુષ્ય, ગ્રહણ અને એવા બીજા લાંબે વખતે દેખાતા ચમત્કારી ઉત્પાતો કુદરતના સામાન્ય નિયમોથી બનતા નથી, પણ આસુરી જીવોની મદદ વડે તે થાય છે. આવી રીતે અદ્ભુત બનાવો માનવાનું વલણ જે તમામ અર્ધ સુધરેલી પ્રજાઓમાં નજરે પડે છે, તે કાયમને માટે રહે છે, અને પ્રસંગોપાત પાદરીઓ પણ બતાવતા આવ્યા છે કે અમને નાખુશ કરવાથી તેવા બનાવો બને છે. આવી કળામાં પહેલાંના રોમીય ધર્મ ગુરૂઓ મહા જબરા હતા, અને **મધ્ય યુગમાં** હરેક વિલક્ષણ કુદરતી બનાવનો લાભ લઈ કેર વર્તાવવામાં તેઓ ચૂક્યા નહતા. ફ્રાન્સમાં આઠમા સૈકામાં ભારે દુકાળ પડચો, ત્યારે પાદરી લોકો કહેવા લાગ્યા કે લોકો અમને બરાબર દશાંશ આપતા નથી તેનું આ પરિણામ છે. નવમા સૈકામાં સૂર્યનું ખગ્રાસ ગ્રહણ થતાં લોકો હબકી ગયા, અને તેને પરિણામે ગૉલના એક રાજાનું મૃત્યુ થયું, એમ કહેવાય છે. દશમા સૈકામાં તેવા જ ઉત્પાતથી એક ચડાઈ કરવા નીકળેલું લશ્કર પાછું નાશી ગયું. ઘણી વખત પૂછડીઆ તારાનો દેખાવ જોઇને યૂરોપના લોકો ભયમાં ગાંડા થઈ જતા હતા. જ્યારે કોઈ પ્રસિદ્ધ પુરૂષ એકદમ માંદો પડે, ત્યારે જાદુ પ્રયોગથી તેમ થયું, એમ સૌ કહેતા હતા.

આ સિવાય મધ્ય યુગથી ઠેઠ ૧૭ મા સૈકા સુધી કૅબોલિસ્ટ નામનું છુપું મંડળ હયાતી ધરાવતું હતું. તેમને જાદુગરો તરીકે ખાસ પકડવામાં આવતા હતા. તેમના ગુહ્ય મત વિષે હાલ બરાબર માહિતી મળી શકે તેમ નથી, પણ તે મતમાં ઘણા લોકોનાં મન અંજાઈ ગયાં હતાં, તથા કાર્ડન, એગ્રીપા અને પર્સેલ્સસ જેવા મહા બુદ્ધિમાન પુરૂષો પણ તેને વશ થઈ ગયા હતા. તે મતમાં ઘણી યાહુદી દંતકથાઓ, આસુરી જીવો સંબંધી પ્લેટોનો મત તથા ઘણે ભાગે શુદ્ધ પ્રકૃતિવાદનો સમાવેશ થતો હતો. વિશેષે કરીને તેમાં ચાલતા ધર્મ વિષે કેટલાક પ્રકારની નાસ્તિકતા ભળેલી હતી. તેઓ કેવળ એક તત્વથી બનેલાં શરીરવાળા જીવોને માનતા હતા, જેવા કે સિલ્ફ,

સેલામેન્ડર વગેરે. તે જીવો 'મનુષ્યો કરતાં ઘણે પ્રકારે ચડીઆતા હતા, પણ અમર નહતા, અને તેમનામાં માનુષી નિર્બળતા પણ હતી. આ કુદરતી જીવો સાથે વાતચિત તથા વ્યવહાર કરવા સિદ્ધિ મેળવવી તે તત્વજ્ઞાનીનું મોટામાં મોટું કર્તવ્ય ગણાતું હતું. એમ કરવા માટે તેણે દુનિઆના તમામ સાધારણ વ્યવહાર તજી દેવા જોઇએ. ઉપવાસ, બ્રહ્મચર્ય, અહર્નિશ શાંત અધ્યયન તથા કુદરત અને તેના નિયમો જોડે ગાઢ સંબંધ વડે તેણે પોતાના આત્માને વિશુદ્ધ બનાવવો જોઇએ. વળી તેણે ટંટાખોર મતવાદીઓની ઈર્ષ્યા યુક્ત તકરારો સામે તિરસ્કારની દૃષ્ટિથી જોવું, અને દરેક ધર્મ વિષે એવી દૃષ્ટિ રાખવી કે આ કુદરતી તત્ત્વના બનેલા જીવો માનવ જાતને માત્ર નવા નવા તથા ભિન્ન માર્ગે, પણ અવિરત નિયમો વડે ફક્ત સુધારવા માગે છે.

આ સરળ વિચારોની આસપાસ ધીમે ધીમે જાણે કાટ ચડીને બગાડો થતો ગયો, અને તેમાં અનેક સ્થૂલ વૃત્તિઓએ પ્રવેશ કીધો; કારણ કે કોઈ પણ ધર્મશિક્ષણને આસપાસની વસ્તુ સ્થિતિનો રંગ લાગ્યા વિના રહેતો નથી. કાળક્રમે એવી માન્યતા ઉત્પન્ન થઈ કે આ એક તત્વ નિર્મિત જીવો ઐહિક તત્વજ્ઞો સાથે લગ્ન સંબંધ કરવાની ઉત્કટ ઇચ્છા રાખે છે, જેથી બંને પક્ષને બહુ લાભ છે; કેમકે તે સ્ત્રીઓ દીર્ઘાયુષી પણ મૃત્યુ વશ હોવાથી જો તેમનો ધણી સારો માણસ હોય તો પોતાની અમરતા પોતાની દૈવી સ્ત્રીને આપી શકે છે; અને ખરાબ હોય તો પોતાની સ્ત્રીની મર્ત્યતા પોતાને મળવાથી તે અનંત નરકમાંથી બચી જવાનો. આ દૈવી સ્ત્રીઓ કેવળ ભ્રાંતિ રૂપ છે એવી કોઇને ભાગ્યે જ શંકા આવતી. કેઓલિસ્ટો કહેતા કે તેઓ શુદ્ધ અને સદ્‌ગુણી છે. પણ જુના મતવાળા ઇસાઇઓ કહેતા હતા કે તેઓ સંત અગસ્ટૈને વર્ણવેલી 'ઇન્ક્યુબી' જાતની ભ્રષ્ટ સ્ત્રીઓ છે, માટે તેમની જોડે સંબંધ કરનારા તમામને બાળી દેવા એ જ યોગ્ય છે.

આ છુપા મંડળના ઇતિહાસ ઉપરથી આપણને માલમ પડે છે કે જે જમાનો સ્વતંત્ર વિચાર ગ્રહણ કરવાને તૈયાર થયેલો હોતો નથી, તેની અંદર કરેલા સ્વતંત્ર વિચારો પણ છેવટે અધોગતિને પામે છે. જે વખતે ધર્મના વિરોધીઓ પોતે જ ચાલુ પ્રવાહમાં તણાઈ જઇને સંતોની અદ્‌ભુત કહા-

ણીઓથી જરા પણ ઉતરે નહીં તેવાં કપોળ કલ્પિત આખ્યાનોમાં ડુબવા લાગ્યા, તે વખતે જુના ધર્મ મંડળમાંથી જ ઉભા થયેલા સુધારકો પોતે અતિશય વહેમી અને જડવાદના વિચારોથી ઘેરાયેલા હોય તો તેમાં કાંઈ નવાઈ જેવું નથી. તે વખતે ઐહિક વિદ્યાના અભ્યાસીઓ બહુ થોડા હતા; તેમાં અગ્રસ્થાન માઇકેલ સેલસને આપવું જોઇએ. તેણે ૧૧ મા સૈકાની આખરે દૈત્યો વિષે એક પુસ્તક લખ્યું છે, તે ઉપરથી તેના સમયમાં કેવા પ્રકારના વિચારો પ્રચલિત હતા તે જાણી શકાય છે. તે ખાત્રીથી કહે છે કે આ જગત્ દૈત્યોથી ભરપૂર છે, અને તેઓ જુદે જુદે રૂપે મારા દેશના લોકોમાં દેખાવ દે છે; મેં પોતે કદી કોઈ દૈત્યને દીઠો નથી, પણ જે લોકો તેમની સાથે સ્પષ્ટ રીતે સંબંધમાં આવેલા, તેમને હું પિછાનું છું. તે કહે છે કે માર્કસ નામનો એક ગ્રીક પહેલાં ભૂતોમાં માનતો નહિ, પણ જ્યારે તેણે તદન એકાંતમાં પોતાની જીંદગી ગાળવાનું શરૂ કર્યું, ત્યારથી તેની ચોતરફ ભૂતો ટોળાબંધ આવતાં, અને તેઓની ટેવો તથા દેખાવ તે ઘણી બારીકતાથી વર્ણવે છે. આવી રીતે આ વિષયપર ખુબ માહિતી મેળવ્યા પછી સેલસે ભૂતકાળની વિદ્યા સાથે તેને જોડી દઇને પ્રેતસૃષ્ટિના કાયદા તથા કાર્યોનું વિવરણ કરી તેમાંથી તત્વ જ્ઞાનનો એક મોટો સિદ્ધાંત બનાવ્યો. તે કહે છે કે સઘળાં ભૂતોને શરીર હોય છે. આ વિચાર જુના મતને મળતો આવે છે. કારણ કે તેમાં કહેલું છે કે તેઓને અગ્નિમાં બળવું પડે છે. પણ તેઓનાં શરીર મનુષ્યો કે જાનવરોની પેઠે નાનાં મોટાં ન થઈ શકે તેવાં નથી; પણ તે વાદળાંના જેવાં છે, અને કોઈ સૂક્ષ્મ પદાર્થનાં બનેલાં છે, તેથી તેઓ મરજી મુજબ રૂપ ધારણ કરી શકે છે, અને ગમે તેવા કાણામાં પેસી જાય છે. ઇશ્વરે તેઓને કરેલી ભયંકર શિક્ષાની વેદનાથી તેમનાં શરીર બહુ આળાં થઈ ગયાં છે, માટે બળતરા શાંત કરવા માટે તેઓ શીતોષ્ણ તથા કંઈક ભેજવાળી હવા પસંદ કરે છે. આ કારણથી તેઓ વારંવાર મનુષ્યોનાં તથા જાનવરોનાં શરીરમાં પ્રવેશ કરે છે. આ લેખકના સમયમાં લોકોને ભૂતોનો વળગાડ બહુ થતો, અને તેથી ઘણાએક ગાંડા પણ થઈ જતા.

ત્યારે હવે આપણને માલૂમ પડે છે કે જે ગુન્હાઓ પાછળથી ધર્મ નિરીક્ષકોએ ડાકિની વિદ્યાનાં પુસ્તકોમાં એકઠા કર્યા, તે સર્વ આખા મધ્ય યુગમાં પણ જાણ બહાર નહતા. તેમજ ઘણાએક ગુન્હાને માટે શિક્ષા પણ થયેલી હતી. તેમ છતાં એટલું તો ખરૂં કે મધ્ય યુગનાં ૫૦૦ વર્ષોમાં જે દેહાંતદંડ થયા તે બધા મળીને ૧૫ મા ૧૬ મા સૈકાના એક દશકામાં થયેલા દેહાંતદંડના જેટલા થઈ શકે નહીં. બારમા સૈકાથી આ વિષયે તદ્દન નવું રૂપ ધારણ કરવા માંડ્યું. ત્યારથી ડાકણનો ખ્યાલ ખરેખરો આપણે સમજીએ છીએ તેવો બંધાયો—એટલે જે સ્ત્રીએ સેતાન જોડે ખાસ જાણી જોઇને સંકેત કર્યો હોય, જ્યારે પોતાની મરજીમાં આવે ત્યારે અદ્દ્ભુત બનાવો તે ઉત્પન્ન કરી શકતી હોય, તથા સેતાનને નમન કરવા વખતો-વખત હવામાં થઇને ડાકણોના રાવણા ( sabbath of witches ) માં જઈ શકતી હોય. આ માન્યતાથી થયેલો ત્રાસ પહેલાં તો ધીમે ધીમે આગળ વધ્યો, પણ થોડા વખત પછી તેનો ભયંકર વેગ ઝપાટા બંધ વધી ગયો. હજારો ભાગ્યહીન જનો થોડાંક વરસોમાં જીવતા ભસ્મ થવા લાગ્યા. યૂરોપના દરેક દેશમાં બેહદ ત્રાસ છૂટયો. ડાકણોનું નિકંદન કરવા માટે સેંકડો બાહોશ ન્યાયાધીશોને નીમવામાં આવ્યા. આ વિષયપર ઘણું સાહિત્ય એકઠું થયું, અને ૧૮ મા સૈકાનો ત્રણો ભાગ વીતી ગયો ત્યાં સુધી આ મૃત્યુની સજાઓનો અંત આવ્યો નહીં.

આ ભ્રમનો એકાએક પ્રાદુર્ભાવ થવાનાં સામાન્ય કારણો ખોળી કહાડવા હવે હું યત્ન કરીશ. હું ધારૂં છું કે ધાર્મિક વિષયો પરત્વે લોકોના જે વિચાર હતા તેની જોડે જાદુપ્રયોગ નિકટનો સંબંધ ધરાવતો હતો, એમ આપણને જેમ પ્રથમ માલમ પડ્યું, તેમ અહીં પણ જણાશે. માટે સુધારાના પ્રવાહ સંબંધે ધાર્મિક શ્રદ્ધાના નિયમોનું યથાર્થ ચિત્ર જોવું હોય, તો તે ભ્રમનો ઇતિહાસ એજ ખરૂં સાધન છે.

લ્યૂથરની ધર્મ સુધારણા પહેલાંના સૈકાના ઇતિહાસનું આપણે જેમ જેમ બારીક અવલોકન કરીએ છીએ, તેમ તેમ આપણને પ્રત્યક્ષ થતું જાય છે કે બારમી સદી એ યૂરોપના જન સમાજની બુદ્ધિનો સંક્રાંતિ કાળ હતો.

અનેક સંયુક્ત કારણો જે અહીં આપવાથી કંટાળો ઉપજે, તેમને લીધે લૅટીન સાહિત્યનું પુનરૂજ્જીવન થયેલું સર્વત્ર દૃષ્ટિગોચર થતું હતું. તેથી કરીને યૂરોપની વિચાર શક્તિમાં ઘણો જબરો ફેરફાર થયો, અને તેને પરિણામે સાધારણ જનસમૂહની માન્યતા ઉપર પણ ઘણી મોટી અસર થઈ. ઘણા સૈકા વીત્યા પછી હવે આપણે પહેલીજ વખત જોવા લાગીએ છીએ કે અંધ શ્રદ્ધાના વળણ સામે સંદેહનું વલણ બ્હીતું બ્હીતું પોતાનું માથું 'જરા ઉંચું' કરે છે; હવે શુદ્ધ પ્રાકૃતજ્ઞાનની જીજ્ઞાસા ધાર્મિક અભ્યાસના જુસ્સાને જરાતરા અંશે દૂર ખસેડે છે. આનું પરિણામ એ થાય છે કે ખ્રિસ્તિ ધર્મના વાડા બહારના લોકોને માટે અત્યાર લગી જે બેહદ તિરસ્કાર હતો, તે ઘટવા લાગે છે. વિચાર અને જ્ઞાનના દરેક પ્રદેશમાં એક પ્રકારની અનિશ્ચિત વ્યગ્રતા તથા અધીરતાનો પવન વાવા લાગે છે–જેનો મુકાબલો પહેલાંની દીર્ઘ તંદ્રા સાથે કરતાં ઘણું આશ્ચર્ય થાય છે. હવે સ્થળે સ્થળે બનતા નાસ્તિક્યના દૃષ્ટાંતોથી ઠંડે પેટે બેઠેલા જુના ધર્મવાળાની ઘોર નિદ્રા ઉડી. આ દાખલાઓને વારંવાર જોર જુલમથી જેમ જેમ દાબી દેવામાં આવ્યા, તેમ તેમ તેઓમાં નવું નવું જોર અને દૃઢતા આવતાં ગયાં. ઇશ્વર અને સેતાન બંને સરખા બળીયા છે, એવો શુભાશુભ યુદ્ધવાદ ( Manicheism) જે થોડો સમય થયાં ચર્ચ (church ) માં ધુંધવાતો હતો, તે આલ્બીજેન્સિસ લોકોમાં ભભુકાબંધ પ્રચંડ ભડકાથી ફાટી નીકળ્યો, અને ધર્માચાર્યોની શીખવણીથી લાખો મનુષ્યોની કતલમાં રેડાયેલા લોહીથી માત્ર તેની શાંતિ થઇ. હવે યૂરોપમાં અબેલાર્ડે નિષ્પક્ષ ફિલસૂફીનો વાવટો પહેલવહેલો રોપ્યો, અને વિદ્વાનોનાં મન પોતાના ધર્મના મુખ્ય મુખ્ય કાનુનો વિષે પણ શંકાશીલ બનવા લાગ્યાં. હવે સેવિલ અને કોર્ડોવાથી સખત અને જીદ્દી નાપાક ધર્મનું શિક્ષણ ઝબકવા લાગ્યું, અને એવેરેરોઝનું સ્વરૂપ એટલું બધું ગંજાવર થવા લાગ્યું કે આગળ જતાં આખા યૂરોપના મગજપર તેની છાયા પડી, અને મોટા મોટા પુરૂષો પણ ભ્રમમાં પડયા કે હવે ખરેખર સેતાનનો યુગ બેઠો છે. આ ઉપરાંત જ્યોતિઃશાસ્ત્ર અને તેથી પેદા થતી દૈવાધીનતા માટેનો પ્રેમ નાપાક વિદ્યાની જોડે જાગ્રત થયો, અને

અમીરોનાં દિવાનખાનાંમાં તથા રાજાઓના મહેલોમાં તેણે પ્રવેશ કીધો. હરેક શંકા, ધર્મ સત્તા વિરૂદ્ધ હરેક આવેશ, તથા હરેક પાખંડમત–એ સૌ સેતાનનાં પોતાનાં કારસ્તાન છે, એમ મનાવા લાગ્યું; અને તેમની વૃદ્ધિ એ સેતાનના વિજયની નિશાની છે, એમ ગણાતું હતું. તેમ છતાં આ ઘોર વસ્તુઓથી તમામ યૂરોપીય આકાશ છવરાવા લાગ્યું હતું. હવે યૂરોપ એવી દુઃખ દાયક અવસ્થામાં પેસતો હતો કે જેમાં મનુષ્યો શંકા ઉઠાવતાં શીખ્યા હોય છે, પણ શંકાને નિર્દોષ લેખતાં શીખ્યા હોતા નથી; જેમાં નવી માનસિક જાગ્રતિથી નવા નવા મત જન્મ પામે છે, પણ જુના ભોળા લોકો તે બધાને સેતાનની શીખવણી તરીકે ગણી કહાડે છે. હજુ બુદ્ધિસ્વાતંત્ર્યનો ઉદય થયો નથી; અથવા જો એબેલાર્ડના ઉપદેશમાં તેનાં કોઈ ઝાંખાં કિરણ દ્દશ્યમાન થતાં હોય, તો તે એટલાં બધાં નિર્બળ હતાં કે આ ઘોર અંધકારને ભેદી શકે નહીં. સ્વતંત્ર જીજ્ઞાસા હજુ ક્યાંય દૃષ્ટિગોચર થતી નથી. ખરા જીગરથી શોધ કરવાપર હજુ કોઇને ભરોસો આવતો નથી. સ્વમતાભિમાનની પ્રણાલી અથવા પરંપરાથી મળતા શિક્ષણની સજ્જડ દિવાલોમાંથી ઉંચું ડોકીયું કરવાની હજુ કોઇની સત્તા નથી જાગી. મનુષ્ય બુદ્ધિનો ઉપયોગ કરવાથી જે શંકાઓ અવશ્ય થવી જોઇએ, તે તમામને ધર્મ મંદિરોએ શાપિત ગણી કહાડવાથી જાણે બુદ્ધિનેજ શાપિત ગણી હોય, એવું થયું; એટલુંજ નહીં, પણ પ્રમાણિક્તાથી થયેલી ભૂલને પણ સાપરાધ ઠરાવવાથી જાણે નૈતિક શક્તિને પણ શાપ દીધો હોય, એવું થયું.

આપરથી જાણવું સહેલું થઈ પડશે કે વિચારની આવી દશામાં સેતાનની હાજરીનો ખ્યાલ ઘણો ઉત્કટભાવ પામ્યો હોય છે, અને તેથી ઘણો ત્રાસ પેદા થાય છે. ટોળાબંધ લોકોનાં મન સંશયોથી વ્યગ્ર બની તેમને દાબી દેવા ફોકટ યત્ન કરતાં હતાં, અને તેમની ઉત્પત્તિને સેતાનનુંજ કાર્ય માનતાં હતાં. મૂર્તિપૂજકોના પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનો તથા ઇસ્લામીઓના તત્વ જ્ઞાનના ભંડારનો સ્વાદ જેમ જેમ તેઓમાં વધતો ગયો, તેમ તેમ તે લોકો વિષે પહેલાંનો તિરસ્કાર ઘટતો ગયો. જેમ જેમ તેમના જ્ઞાનમાં વૃદ્ધિ થતી ગઈ, તેમ તેમ પોતાની આસપાસ ચાલતા સ્થૂલ દેહાત્મવાદપર તેમને તિરસ્કાર

થયો, અને દરેક જમાનાનાં સાધારણ માનસિક વલણો ધર્મસંસ્થા તરફ વિરૂદ્ધ બનતાં ચાલ્યાં. તેથી ઉલટું ધર્મમંડળ તો પોતાનો સજ્જડ દુરાગ્રહી સંકલ્પ પકડીને બેઠું હતું. તેની નજરમાં વિરોધ અથવા શંકા એ મોટામાં મોટો અપરાધ હતો; માટે મલિનસૃષ્ટિ તથા પરલોક વિષે તેનો જે મત હતો, તે વડે તેના હાથમાં ત્રાસ વર્તાવવાનાં અતિ નિષ્ઠુર સાધન આવ્યાં, અને તેનો પૂરેપૂરો ઉપયોગ કરવાની તેઓ જરા પણ આનાકાની કરે તેવા નહતા. માટેજ ૧૨ મા સૈકાને સુમારે આપણે જોઇએ છીએ કે સામાન્ય લોકોને અપાતો ઉપદેશ વધારે કઠોર અને ગંભીરરૂપ ધારણ કરવા લાગ્યો, તથા લોકોની ભક્તિને તીવ્ર ઝનુનનો ઘેરો રંગ ચડવા લાગ્યો. સેતાનને તથા તેનાં કર્મોને તુચ્છ ગણી કાઢનારી જુની દૃઢ શ્રદ્ધા હવે બદલાઈ ગઈ, અને તેને સ્થાને નિષ્ઠુર, વિષાદયુક્ત તપોવાદ આવી ઉભો. સેતાનનું સ્વરૂપ વધારે વધારે ભયંકર થતું ગયું, અને ઇસુની મનોહરતા ઘટતી ગઈ. દશમા સૈકાની આખર સુધીમાં ખ્રિસ્તિ ચિત્રકળાનું મુખ્ય કાર્ય ઇસુને અસ્ખલિત સૌમ્યતા અને શાંતિ ભરેલી મુખમુદ્રાયુક્ત તથા દયાનાં અલૌકિક કાર્યોમાં મગ્ન—એવા એક યુવક તરીકે ચીતરવાનું હતું. પણ ૧૧ મા સૈકામાં આ સર્વ બદલાઈ ગયું. ઇસુનો ચહેરો વૃદ્ધ જેવો કઠોર અને ખેદયુક્ત થયો. બારમા સૈકાની આખરે તો આ ફેરફાર સર્વત્ર પ્રસરી ગયો. પ્રાચીનવસ્તુશોધક પારિસનો એક વિદ્વાન લખે છે કે “હવેથી ક્રાઇસ્ટ વધારે ઉદાસ અને વખતો વખત ખરેખર ભયાનક દેખાય છે; કેમ જાણે ‘ભય એજ ડહાપણનું પ્રથમ પગલું છે’ એવું શીખવનાર યાહુદી લોકોનો દેવ હોયની, એવું લાગે છે.” વળી એજ જમાનામાં ધર્મના મઠોમાં શરીરને ફટકા મારી લોહી કહાડવાનું તપ સૌ કોઈ આચરવા લાગ્યું. તે પછી ટુંક મુદતમાં ફ્લેગેરંટ પંથ ઉભો થયો; તેનાં સખત વ્રત, તથા ઐહિક પાપો માટે તેના આવેશ યુક્ત પ્રલાપોથી કલ્પનાને પ્રજ્વલિત કરે, તેવા વિષયો તરફ જથાબંધ લોકોનાં મન આકર્ષાયાં. વળી તેજ વખતે ધાર્મિક જુલમ જેનું ઘણા સૈકા થયાં નામ પણ નહોતું, તે હવે જાગ્રત થયો, અને ઉત્તેજન પામ્યો. ૧૩ મા સૈકાની શરૂઆતમાં ત્રીજા ઇનસંટે ધર્મ નિરીક્ષક મંડળ સ્થાપ્યું, અને પાખંડતા દાબી

અમીરોનાં દિવાનખાનાંમાં તથા રાજાઓના મહેલોમાં તેણે પ્રવેશ કીધો. હરેક શંકા, ધર્મ સત્તા વિરૂદ્ધ હરેક આવેશ, તથા હરેક પાખંડમત–એ સૌ સેતાનનાં પોતાનાં કારસ્તાન છે, એમ મનાવા લાગ્યું; અને તેમની વૃદ્ધિ એ સેતાનના વિજયની નિશાની છે, એમ ગણાતું હતું. તેમ છતાં આ ઘોર વસ્તુઓથી તમામ યૂરોપીય આકાશ છવરાવા લાગ્યું હતું. હવે યૂરોપ એવી દુઃખ દાયક અવસ્થામાં પેસતો હતો કે જેમાં મનુષ્યો શંકા ઉઠાવતાં શીખ્યા હોય છે, પણ શંકાને નિર્દોષ લેખતાં શીખ્યા હોતા નથી; જેમાં નવી માનસિક જાગ્રતિથી નવા નવા મત જન્મ પામે છે, પણ જુના ભોળા લોકો તે બધાને સેતાનની શીખવણી તરીકે ગણી કહાડે છે. હજુ બુદ્ધિસ્વાતંત્ર્યનો ઉદય થયો નથી; અથવા જો એબેલાર્ડના ઉપદેશમાં તેનાં કોઈ ઝાંખાં કિરણ દૃશ્યમાન થતાં હોય, તો તે એટલાં બધાં નિર્બળ હતાં કે આ ઘોર અંધકારને ભેદી શકે નહીં. સ્વતંત્ર જીજ્ઞાસા હજુ ક્યાંય દૃષ્ટિગોચર થતી નથી. ખરા જીગરથી શોધ કરવાપર હજુ કોઇને ભરોસો આવતો નથી. સ્વમતાભિમાનની પ્રણાલી અથવા પરંપરાથી મળતા શિક્ષણની સજ્જડ દિવાલોમાંથી ઉંચું ડોકીયું કરવાની હજુ કોઇની સત્તા નથી જાગી. મનુષ્ય બુદ્ધિનો ઉપયોગ કરવાથી જે શંકાઓ અવશ્ય થવી જોઇએ, તે તમામને ધર્મ મંદિરોએ શાપિત ગણી કહાડવાથી જાણે બુદ્ધિનેજ શાપિત ગણી હોય, એવું થયું; એટલુંજ નહીં, પણ પ્રમાણિકતાથી થયેલી ભૂલને પણ સાપરાધ ઠરાવવાથી જાણે નૈતિક શક્તિને પણ શાપ દીધો હોય, એવું થયું.

આપરથી જાણવું સહેલું થઈ પડશે કે વિચારની આવી દશામાં સેતાનની હાજરીનો ખ્યાલ ઘણો ઉત્કટભાવ પામ્યો હોય છે, અને તેથી ઘણો ત્રાસ પેદા થાય છે. ટોળાબંધ લોકોનાં મન સંશયોથી વ્યગ્ર બની તેમને દાબી દેવા ફોકટ યત્ન કરતાં હતાં, અને તેમની ઉત્પત્તિને સેતાનનુંજ કાર્ય માનતાં હતાં. મૂર્તિપૂજકોના પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનો તથા ઇસ્લામીઓના તત્વ જ્ઞાનના ભંડારનો સ્વાદ જેમ જેમ તેઓમાં વધતો ગયો, તેમ તેમ તે લોકો વિષે પહેલાંનો તિરસ્કાર ઘટતો ગયો. જેમ જેમ તેમના જ્ઞાનમાં વૃદ્ધિ થતી ગઈ, તેમ તેમ પોતાની આસપાસ ચાલતા સ્થૂલ દેહાત્મવાદપર તેમને તિરસ્કાર

થયો, અને દરેક જમાનાનાં સાધારણ માનસિક વલણો ધર્મસંસ્થા તરફ વિરૂદ્ધ બનતાં ચાલ્યાં. તેથી ઉલટું ધર્મમંડળ તો પોતાનો સજ્જડ દુરાગ્રહી સંકલ્પ પકડીને બેઠું હતું. તેની નજરમાં વિરોધ અથવા શંકા એ મોટામાં મોટો અપરાધ હતો; માટે મલિનસૃષ્ટિ તથા પરલોક વિષે તેનો જે મત હતો, તે વડે તેના હાથમાં ત્રાસ વર્તાવવાનાં અતિ નિષ્ઠુર સાધન આવ્યાં, અને તેનો પૂરેપૂરો ઉપયોગ કરવાની તેઓ જરા પણ આનાકાની કરે તેવા નહતા. માટેજ ૧૨ મા સૈકાને સુમારે આપણે જોઇએ છીએ કે સામાન્ય લોકોને અપાતો ઉપદેશ વધારે કઠોર અને ગંભીરરૂપ ધારણ કરવા લાગ્યો, તથા લોકોની ભક્તિને તીવ્ર ઝનુનનો ઘેરો રંગ ચડવા લાગ્યો. સેતાનને તથા તેનાં કર્મોને તુચ્છ ગણી કાઢનારી જુની દૃઢ શ્રદ્ધા હવે બદલાઈ ગઈ, અને તેને સ્થાને નિષ્ઠુર, વિષાદયુક્ત તપોવાદ આવી ઉભો. સેતાનનું સ્વરૂપ વધારે વધારે ભયંકર થતું ગયું, અને ઇસુની મનોહરતા ઘટતી ગઈ. દશમા સૈકાની આખર સુધીમાં ખ્રિસ્તિ ચિત્રકળાનું મુખ્ય કાર્ય ઇસુને અસ્ખલિત સૌમ્યતા અને શાંતિ ભરેલી સુખમુદ્રાયુક્ત તથા દયાનાં અલૌકિક કાર્યોમાં મગ્ન—એવા એક યુવક તરીકે ચીતરવાનું હતું. પણ ૧૧ મા સૈકામાં આ સર્વ બદલાઈ ગયું. ઇસુનો ચહેરો વૃદ્ધ જેવો કઠોર અને ખેદયુક્ત થયો. બારમા સૈકાની આખરે તો આ ફેરફાર સર્વત્ર પ્રસરી ગયો. પ્રાચીનવસ્તુશોધક પારિસનો એક વિદ્વાન લખે છે કે "હવેથી ક્રાઇસ્ટ વધારે ઉદાસ અને વખતો વખત ખરેખર ભયાનક દેખાય છે; કેમ જાણે 'ભય એજ ડહાપણનું પ્રથમ પગલું છે' એવું શીખવનાર યાહુદી લોકોનો દેવ હોયની, એવું લાગે છે." વળી એજ જમાનામાં ધર્મના મઠોમાં શરીરને ફટકા મારી લોહી કહાડવાનું તપ સૌ કોઈ આચરવા લાગ્યું. તે પછી ટુંક મુદતમાં ફ્લેગેરંટ પંથ ઉભો થયો; તેનાં સખત વ્રત, તથા ઐહિક પાપો માટે તેના આવેશ યુક્ત પ્રલાપોથી કલ્પનાને પ્રજ્વલિત કરે, તેવા વિષયો તરફ જથાબંધ લોકોનાં મન આકર્ષાયાં. વળી તેજ વખતે ધાર્મિક જુલમ જેનું ઘણા સૈકા થયાં નામ પણ નહોતું, તે હવે જાગ્રત થયો, અને ઉત્તેજન પામ્યો. ૧૩ મા સૈકાની શરૂઆતમાં ત્રીજા ઇનસંટે ધર્મ નિરીક્ષક મંડળ સ્થાપ્યું, અને પાખંડતા દાબી

દેવા માટે રાજાઓને પહેલવહેલાં કહેણ મોકલ્યાં. તે પછીના સૈકામાં યુરોપના ઘણાખરા મોટા દેશોમાં નાસ્તિક્ય માટે સજા થવા લાગી.

આવી રીતે દુરાગ્રહી ધર્મગુરૂઓ અને તેમની સામે થનારા લોકોના ઝગડાથી જે ત્રાસ શરૂ થયો, તે કાળક્રમે હલકા વર્ગના લોકોમાં ઉતર્યો. ચોતરફ દુષ્ટ કાર્યો કરતો સેતાન ઘૂમે છે, એવું જાહેર કરતા ધર્મનિરીક્ષકો યૂરોપમાં ચોતરફ ફરી વળ્યા, અને જે લોકોના ઉપર જાદુનો આરોપ મુકવામાં આવ્યો, તેઓના તરત પ્રાણ લેવા લાગ્યા. આમ થવાથી તમામ વર્ગોની કલ્પના આ એકજ વિષયપર ચોટી; તેથી એક પ્રકારનો ચેપી ત્રાસ ઉત્પન્ન થયો. કેટલાએકનાં મન ઠેકાણે નહતાં, તેઓ તો એમજ સમજવા લાગ્યા કે આપણે સેતાન જોડે વાતચીત કરી શકીએ છીએ. ટુંકામાં પોતાની આસપાસ સેતાનની હાજરી દેખવાને સૌની મનોવૃત્તિમાં વૃદ્ધિ થઈ.

ઉપરનાં કારણોમાં ઘણા સામાજીક અને રાજકીય બનાવો પણ ઉમેરવા જોઇએ. સલામતીની ખામીથી અને અનાથતાથી વખતોવખત ઉપજતી બેહદ નિરાશા લોકોમાં ફેલાઈ ગઈ હતી, અને તેમાંથી ઘોર કલ્પનાઓ તથા તેની જોડે વહેમી જમાનામાં અવશ્ય જન્મતા ઝનુની જુસ્સા પેદા થયા હતા. ધર્મ નિરીક્ષકો હમેશાં અવલોકન કરતા કે જીવતા બળી મરવાની સજા પામેલામાંની ઘણીખરી સ્ત્રીઓ હતી, અને તે બાપડી એવી હતી કે તેમની જીંદગી કોઈ મોટા દુઃખથી ઘેરાઈ ગઈ હોય. વળી તેઓ જણાવે છે કે વાજીંત્રથી મનોવૃત્તિઓ નરમ પડે છે, અને નિરાશાની કડવાશ ઓછી થાય છે, પણ ભૂતાવિષ્ટ લોકોપર તો તેની અજબ જેવી અસર થતી હતી.

હવે ૧૪ મા સૈકામાં એક એવો બનાવ બન્યો કે તેથી જુલમને બહુ ઉત્તેજન મળ્યું, અને મનુષ્ય ઇતિહાસમાં તે ઘણો બીહામણો ગણાય છે. આ બનાવ તે કાળી મરકી હતી. હાલમાં એક જર્મન દાક્તરે ગણત્રી કરી છે કે ૭ વર્ષમાં તેણે અઢી કરોડ એટલે યુરોપની વસ્તીના ચોથા ભાગના મનુષ્યોનો ભોગ લીધો. ઘણાં મોટાં શહેરો અરધાં ખાલી થઈ ગયાં, અને ગામડાં તો છેક ઉજડ થઈ ગયાં. મનુષ્યોનાં મગજપર આથી વધારે

ભયંકર અસર કરનારો બીજો બનાવ ભાગ્યેજ હોઈ શકે. આપણા વખતમાં પણ મરકીથી ધર્મવિષયક કેટલો બધો ત્રાસ પેદા થાય છે તે આપણે જાણીએ છીએ. પણ જે વખતે સૌ એમજ માનતા કે દૈવકોપથીજ મહા-રોગ થાય છે, ત્યારે આવા જબરા કેર વર્તાવનારા મરજથી લોકો એવા ગભરાયા કે તેમનાં મગજ ખસી ગયાં. તેનું પહેલું ફળ એ થયું કે મરકીનો ભોગ થઈ પડનારા બિચારા ભયના માર્યા લોકોએ પોતાની તમામ મિલ્કત મંદિરોમાં અર્પણ કરી દીધી, તેથી ધર્માચાર્યો પાસે દોલતના ગંજ થઈ પડ્યા. બીજું, સો વર્ષ થયાં ચુપ થઈ ગયેલા ફ્લેગેલંટ પંથમાં દશગણી સંખ્યા ઉભરાવા લાગી, અને તેમનાં ભજનોથી યૂરોપનો દરેક દેશ ગાજી રહ્યો. વળી ફ્લાંડર્સ અને જર્મનીમાં નાચવાનો ઉન્માદ ચાલ્યો, તેમાં હજારો લોકો એકઠા થઈ તરેહવાર બુમો પાડી ચાળા કરતા, અને પોતાની જબરી સંખ્યાથી સત્તાધિકારીઓને હંફાવી ભયની બુમોથી તથા જંગલી નાચથી સેતાનનો જયઘોષ પોકારતા હતા. કોઈ સ્થળેથી એવી ગપ ઉઠી કે યાહુદી લોકોના ઝેરથી આ મરજ થયો છે, તેથી ભલા બિચારા રોમના ધર્માધ્યક્ષે ઉદાર પ્રયત્નોથી આ ભ્રમ ટાળવાનો શ્રમ લીધા છતાં તે કમનસીબ પ્રજાનાં લાખો મનુષ્યોને રહેંસી નાંખવામાં આવ્યાં. કેટલાક કહેવા લાગ્યા કે હાલમાં અણીદાર બુટ દાખલ થયા છે, તેથી પ્રભુને અપમાન લાગ્યું છે.

અહીં આપણે મુખ્યત્વે ધ્યાનમાં રાખવાનું એ છે કે હવેથી ડાકણોની તપાસમાં સપાટાબંધ ઉમેરો થવા માંડ્યો. ૧૫ મા તથા ૧૬ મા સૈકામાં તે પરાકાષ્ઠાએ પહોંચ્યો. તે વખતે યૂરોપમાં અંધેર અને ત્રાસ પ્રસરેલાં હતાં. ધર્મના સ્તંભને કોતરી ખાનારાં બુદ્ધિ તત્ત્વો પોતાનું કાર્ય કરી ચૂક્યાં હતાં, અને માનસિક પ્રગતિની સોડમાં નૈતિક અધોગતિ પણ આવી. અધુરામાં પૂરૂં ધર્મગુરૂઓને મળેલા અઢળક દ્રવ્યથી જાણે બળતામાં ઘી હોમાયું. આ સર્વ ગોટાળામાં સેતાનનું અને પાપનું ભાન જરાપણ બદલાયા વિના ટટાર ઉભું હતું. બીજા શબ્દોમાં કહેતાં, નારકી યાતનામાંથી મનુષ્યોને ઉગારવા માટે એક સત્ય માર્ગ અને સત્યવિધિની અતિશય જરૂર જણાવા લાગી. પણ ખ્રિસ્તિ ધર્મસંસ્થા જે ખ્રિસ્તિ દુનિયાનો એકનો એક આધાર હતો,

તે તો વિશીર્ણ થઈ મૃત્યુનાં છેલ્લાં ડચકાં ખાતી હતી. ધર્મવિચારની મર્યાદા અંધકારમાં લીન થઈ ગઈ. દરેક પંથવાળા કહેવા લાગ્યા કે મોક્ષને માટે એક અમારોજ રસ્તો માત્ર સાચો છે. સત્યના નિર્ણયને માટે બળતી જીજ્ઞાસાથી તથા ઘોર ભયની અસરથી માણસોનાં મગજ આમતેમ આંદોલાવા લાગ્યાં. આ વ્યાપારનો ચેપ સર્વને લાગ્યો. આખો યૂરોપ ભયથી વ્યાકુળ થઈ રહ્યો. વિચાર અને કૃતિના તમામ પ્રકાર તેનાથી છવાઈ ગયા. અને દિન પ્રતિદિન વિસ્તૃત થતા વમળ જેવા તેના મુખમાં પ્રજાજીવનનું હરેક તત્ત્વ ગરકાવ થઈ ગયું.

લ્યૂથરની ધર્મક્રાંતિ જેવો મનુષ્યના મગજને વહેમયુક્ત ભયથી પરિણામે સ્વતંત્ર કરનાર બીજો કોઈ પણ પ્રયત્ન યૂરોપીય દુનિયામાં થયો નથી. તેણે કરીને અનેક નવાં દેવળો ઉભાં થયાં—જેની અંદર રહીને અત્યાર સુધી તોફાન કરવામાં મચી રહેલા લોકો ખુશીથી સ્વતંત્ર રીતે અમુક હદ સુધી ધર્મચર્ચા કરે, અને બંદોબસ્તમાં રહે. વળી ધર્મના તમામ ક્ષેત્ર ઉપર મતાભિમાનના તથા કર્મકાંડના મોટા પોપડા બાઝી ગયા હતા, તે સઘળા તેણે ઉખેડી નાંખ્યા, અને ધીમે ધીમે ધર્મ શિક્ષણ નિરંતર નીતિની દિશામાં વળે તેવી દ્રઢ યોજના કરી. સૌથી વિશેષ, તેણે ધર્મગુરૂઓની મહત્તા ઓછી કરી નાંખી, અને આવી રીતે યૂરોપીય બુદ્ધિને વ્યવહાર પ્રિય બનાવવાનો માર્ગ તૈયાર કીધો; યુરોપીઅન લોકોની આ વ્યવહાર પ્રિયતા આધુનિક સુધારાનું ખાસ લક્ષણ છે. આવી રીતે સદરહુ ધર્મક્રાંતિનાં પરિણામ મોટા આશીર્વાદરૂપ છે ખરાં, છતાં તરતમાં તો જે ખરાબી સુધારવાને અર્થે તેનો જન્મ થયો હતો, તેમાં તેણે બહુ ઉમેરો કીધો. થોડા વખત સુધી તો જાણે બકરૂં કહાંડતાં ઊંટ પેઠું હોય એવું થયું. જેવી રીતે રોમ સંપ્રદાયવાળો દુરાગ્રહવડે પોતાના મતનું નાકું પકડી રાખતો, તેવીજ રીતે પ્રોટેસ્ટંટ પંથવાળો પણ પોતાના મત વિષે નિશ્ચયાત્મક બુદ્ધિથી બોલવા લાગ્યો. જેવી રીતે પહેલો માણસ પોપમાં અસ્ખલિત સત્ય જોતો હતો, તેમ બીજો પોતામાંજ અસ્ખલિતતા નિહાળવા લાગ્યો. ભ્રાંતિના માર્ગમાંથી બહાર નીકળતાં મનુષ્યના મનને બહુવાર લાગે છે. બાર બાર સૈકાઓનું મતાભિમાન

લોકોનાં મગજમાં એવું તો ઘર ઘાલીને બેઠું હતું કે તેને હાંકી કહાડતાં બહુ શ્રમ અને દુઃખ પડયાં. સત્યનું સ્વરૂપ, માનવશક્તિઓની અલ્પતા, અનુમાનના નિયમો, અને નિષ્પક્ષ શોધખોળને માટે જે જે સંયોગો આવશ્યક છે, તે સર્વથી તે વખતના અગ્રગણ્ય પુરૂષો પણ બીનવાકેફ હતા. અલબત ન્યાયશાસ્ત્રનો સંકુચિત અર્થ કરીએ, તો તેનું અધ્યયન ખૂબ થતું હતું, પણ માનસ શાસ્ત્રના સંપૂર્ણ ક્ષેત્રનું તથા તર્કના નિયમો અને સીમાનું વિશાળ અવલોકન બિલકુલ હતું નહીં.

ઉપર જણાવેલી અનેક બાબતો, જેનું છેવટ ધર્મક્રાન્તિમાં આવ્યું, તે સર્વેએ મળીને ખ્રિસ્તિ દુનિયામાં એટલો બધો ધર્મનો ભય ફેલાવી દીધો કે ધીમે ધીમે વિચારોનું વાતાવરણ ઘેરાઈ ગયું, ધર્મ સંસ્થાનું ભવિષ્યમાં શું થશે તે વિષે ફીકર પેદા થઈ, અને સેતાનની હયાતીનું તાદશ ચિત્ર મગજમાં ખડું થયું. જો કે આ અસર મૂળતો વિદ્વાનોના ગહન વિષયો સંબંધી વાદવિવાદમાંજ સમાયેલી હતી, પણ તેથી પ્રાકૃત જનમંડળના સ્થૂલ વહેમોપર બે પ્રકારની અસર થઇ. ખરૂં છે કે અજ્ઞાન લોક સમુદાય પોતાના ઉપદેશકોના ગૂઢ વાદવિવાદ સમજી શકતો નથી, પણ તેવડે ઉત્પન્ન થતા વિચારનું સામાન્ય સ્વરૂપ તો તેઓ જલદી ગ્રહણ કરી શકે છે. વળી ઉચ્ચ વર્ગોનાં મન સેતાનની હયાતીથી ભરપૂર હોવાથી જાદુના વૃત્તાંતને ખરા માનવાને તેઓ દોરવાઈ જશે; તેથી તેઓ ડાકણોપર ફરિયાદ માંડશે, અને તેને પરિણામે ભ્રમનો ફેલાવો વિશેષ થશે. જ્યાં સુધી હલકા વર્ગોમાંજ ફક્ત આવી માન્યતા હોય છે, ત્યાં સુધી તેનું અસ્તિત્વ મંદ અને નિરર્થક રહેશે. પણ જ્યારે ન્યાય પ્રવર્તકો પોતાના કાયદાઓમાં, તથા રોમના ધર્માધ્યક્ષો પોતાનાં પવિત્ર ફરમાનોમાં તે બાબતને અનિષ્ટ તરીકે જણાવવા માંડે છે, ત્યારે ધર્માચાર્યો ઉપદેશપીઠ ઉપરથી તેની નિંદા કરવા લાગે છે, અને ધર્મનિરીક્ષકો હજારોને થાંભલે બાંધી બાળી દેવા માંડે છે, તેથી મનુષ્યોની કલ્પના પ્રજ્વલિત થાય છે, ત્રાસનો ચેપ પ્રસરે છે; અને પરિણામે ભ્રાંતિના દાખલામાં ઉમેરો થાય છે. હવે આ સઘળા સત્તાધિકારીઓના મનમાં જેટલે દરજ્જે આ વિષયપરત્વે દૃઢ શ્રદ્ધા હશે, તેટલે દરજ્જે આ

ક્રૂર કાર્યોનો અમલ કરવા તેઓ ઉત્સાહી બનશે, એ પણ દેખીતું છે.

હાકિની પ્રયોગ ઉપર ધર્મક્રાંતિથી થયેલી વિચારપદ્ધતિની કેવી અસર થઈ, તેનું આબેહુબ દૃષ્ટાન્ત આપણને લ્યૂથરના પોતાના જીવનમાં મળી આવે છે. અતિઘોર પાપનું ઉંડું અને તીવ્ર ભાન એ તેના ચારિત્ર્યનું મુખ્ય લક્ષણ હતું. વિટનબર્ગના એકાંત મઠમાં તે બેઠો હતો, તે વખતે મોતની છાયા નીચે તે કેવી રીતે આવી ગયો, તથા એક વખત તેના પગ નીચે નરકનાં કમાડ ખુલતાં હોય એવું લાગ્યું—આવી. આવી બાબતોનું તથા જીંદગી ભારરૂપ થઈ પડે એવી નિરાશા ભરેલી અનાથતાનું આબેહુબ ભાષામાં તે ચિત્ર આપતો. પોતાની નૈતિક અયોગ્યતાના તીવ્ર ભાન જોડે તેની બુદ્ધિ સંશયાક્રાન્ત થવાથી તે બહુ દુઃખ પામતો હતો. લાંબી અને કઠણ શોધ કર્યા પછી તે પ્રોટેસ્ટંટ પંથના નિયમો જોઈ શક્યો. તેમાં તે પરસ્પર વિરૂદ્ધ નિર્ણયોની વચમાં દુઃખથી ગોથાં ખાતો ખાતો અને વર્ષોનાં વર્ષો સુધી ઉત્તેજન કે અનુકંપાના એક પણ શબ્દની મદદ વગર અનેકવિધ વિચાર સરણિમાંથી પોતાના મન જોડે યુદ્ધ કરી કરીને પસાર થયો. તીવ્ર કલ્પનાવાળાં જે જે મનુષ્યો આવા સંજોગોમાં મુકાય છે, તે સર્વેની પેઠે તેના મનની આસપાસ એક ધાર્મિક વાતાવરણ બંધાઈ ગયું, અને તે જે જે વિચારો કરતો, તે સર્વ તે વાતાવરણમાં થઇને પસાર થતા. તેને જાગ્રત સ્વપ્ન થતાં, તથા તેની તર્કશક્તિ દોલાવા લાગતી. આ સર્વ સેતાનનાં કાર્ય છે એમ તે જણાવતો. પરિણામે સેતાન—સેતાન—એજ તેની જીંદગીનો મુખ્ય ખ્યાલ બંધાઈ ગયો. હરેક અણીને વખતે, હરેક માનસિક ક્ષોભમાં, તે સેતાનની શક્તિ દેખતો. વિટનબર્ગના મઠમાં એકાંત સ્થાનોમાં તે વારંવાર સેતાનને ખડખડાટ કરતાં સાંભળતો. આ વાત તેને એટલી બધી સુગમ થઈ ગઈ હતી કે એક વેળા સુતાં સુતાં કાંઈ અવાજથી તે ચમકી ઉઠ્યો, પણ જ્યારે આંખો ઉઘાડતાં દીઠું કે તે તો ફક્ત સેતાન છે, ત્યારે તેની દરકાર કર્યા વગર તે પાછો સુઈ ગયો. વૉર્ટબર્ગના કિલ્લામાં સેતાનને દેખતાં તેણે એક સાહીનો શીશો તેના તરફ ફેંક્યો, તેનો કાળો લીસોટો હજુ પણ ત્યાં બતાવવામાં આવે છે. મગજની આવી સ્થિતિમાં સેતાનનાં પરા-

ક્રમો વિષે તેને જે કાંઈ વાત કહેવામાં આવતી, તે સર્વ તે સંપૂર્ણ શ્રદ્ધાથી સાચી માનતો હતો. તે કહેતો કે એક વૃદ્ધ પ્રધાન પૂજા કરતો હતો, ત્યારે તેની પછવાડે ભુંડના જેવા બરાડા પાડી સેતાને તેમાં વિઘ્ન પાડ્યું. ટૉર્ગોમાં તેણે કારભારીના ઘરમાં ઘડા અને વાસણ ફોડી રમખાણ મચાવ્યું, અને તે કારભારીના માથાપર ફેંક્યાં, તથા છેવટે ગભરાયેલાં બૈરા છોકરાં તથા નોકરોને બહાર હાંકી કહાડ્યાં. વળી એક વખત ન્યાય કચેરીમાં તે મોટા બારીસ્ટરને વેશે આવ્યો, અને બરાબર યોગ્યતાથી પોતાનું કાર્ય બજાવી ચાલ્યો ગયો. મૂર્ખ, અંગહીન, આંધળાં તથા બહેરાં માણસોમાં તેનો પ્રવેશ ગાનવામાં આવતો. વૈદ્યો બિચારા સમજાવવા મથતા કે આ ખોડો કુદરતી કારણોને લીધે છે; પણ તે લોકોને અજ્ઞાન ગણી કહાડવામાં આવતા, તથા તેઓ સેતાનના પૂરા સામર્થ્યથી બીનવાકેફ છે એમ કહેવામાં આવતું. લ્યૂથરનો કાન ચસકતો, તે પણ સેતાનનુંજ કામ હતું. કરા, વીજળીનો ગડગડાટ અને મરકી–તે સર્વ પિશાચ વર્ગનાં કામ હતાં. આપઘાત કરનારા લોકોને વિષે પણ એમ મનાતું કે જેમ કોઈ લુંટારો મુસાફરને પકડી ગળે ફાંસો નાંખે છે, તેમ સેતાને તેઓને પકડી મારી નાંખેલા. વળી તે પોતાની ઇચ્છામાં આવે તો હવામાંથી મનુષ્યોને સ્થળાંતરે લઈ જાય પણ ખરો. વળી તે છોકરાં બનાવી શકતો. અને લ્યૂથરે પંડે એવું એક છોકરૂં દીઠેલું. આ મહાન્ સુધારકને બચ્ચાં તરફ બહુ પ્રેમ હતો, પણ આ વખતે તો તેણે તેનાં સગાંઓને કીધું કે તમે જલદીથી આ બાળકને નદીમાં ફેંકી દો, જેથી તમારૂં ઘર સેતાનની હાજરીથી મુક્ત થાય. તેના મગજનું આવું વલણ હોવાથી ડાકણોને બાળી મુકવાની ફરજ વિષે તે પોકારી પોકારીને ભલામણ કરતો.

પ્રોટેસ્ટંટ પરિવર્તનની પહેલાંના તથા પછીના સૈકામાં ડાકણોના ઇતિહાસમાં જે ચિત્રો આપણે જોઇએ છીએ, તેના કરતાં વધારે અજાયબી ભરેલાં તથા ભયજનક ચિત્રો મેં કદી દીઠાં નથી. જ્યાં જ્યાં મતભેદ થતો, ત્યાં ત્યાં અજ્ઞાન જનોમાં પડછાયાની પેઠે ભૂતને હાજર થઈ જતો; ઘણા લેખકો આ બંનેના સંયોગનો પુરાવો [illegible] ...રાના

વળી ડાકણોને રીબાવવામાં તો પ્રોટેસ્ટંટ તથા રોમીય મંડળી બંને પક્ષ પરસ્પર હરીફાઈ કરતા. કલ્પના શક્તિ ખરેખર એક અજાયબ વસ્તુ છે. તે પોતાના આદિરૂપ પ્રમાણે આખી સૃષ્ટિપર પોતે બનાવેલી મૂર્તિઓની છાયા પાથરે છે, અને જીંદગીના તમામ બનાવોનો તે પ્રમાણે સંયોગ કરાવે છે. આ શક્તિનુંજ અત્યારે સામ્રાજ્ય હતું. બિચારા ભયભીત થયેલા ભોળા લોકોનાં મન પરાણે સેતાન તથા અમાનુષી શક્તિઓ તરફ આકર્ષાયાં, તેથી તેઓ સર્વત્ર તેમનેજ દેખવા લાગ્યા. વળી ભ્રાંતિ અને ધૂર્તતાનું એવું વિચિત્ર સંમેલન થયું, કે અત્યારે તેમનું પૃથક્કરણ કરવું કઠણ છે. વખતે કોઈ સત્તાની લોભી સ્ત્રી પોતાનાં કૃત્યો માટે ઘણું જોખમ વેઠીને પણ જણાવતી કે મારી કને અમાનુષી સત્તા છે, તેથી મોટા હિંમતવાન તથા ગર્વિષ્ઠ પુરૂષો પણ તેની આગળ રાંક બની ધ્રુજતા. વખતે પોતાની સ્ત્રીથી નારાજ થયેલો કોઈ ધણી ધર્મ મંદિરે અલધ્ય ઠરાવેલી પવિત્ર ગાંઠથી મુક્ત થવા માટે કચેરીમાં આવીને કહેતો કે મારી સ્ત્રી ડાકણ છે. આવી રીતે ઘણી સ્ત્રીઓને બાળી મુકવામાં આવી છે. વખતે કોઈ ચાલાક તહોમતદાર વાદીના ઉપર ભૂતપ્રયોગનો આરોપ લાવી, પોતે નિર્દોષ ઠરી છુટી જવા યત્ન કરતો. વખતે આ તહોમત ખાનગી વૈર તૃપ્ત કરવાનું સાધન થઈ પડતું, અથવા તેવા હેતુથી ખરા ગુન્હાને ભૂત પ્રયોગ લેખી કહાડવામાં આવતો. પણ આ તપાસો પરથી જણાઈ આવે છે કે ઘણાખરા કિસ્સા તો કેવળ ભ્રમ મૂલક હતા. આ માન્યતાના હિમાયતીઓ કહેતા કે ટોળાબંધ આરોપીઓએ પોતે સેતાન જોડે સંબંધ રાખેલો, તે વાતનો રાજી ખુશીથી ઇકરાર કરેલો છે, તથા પોતેજ આગ્રહપૂર્વક પોતાનું પાપ નિવેદન મરણ પર્યન્ત કરેલું છે. મોટી ધાર્મિક અથવા રાજકીય ઉથલપાથલની અંદર વિશેષે કરીને દિવાનાપણું જોવામાં આવે છે, અને ૧૬ મા સૈકામાં તેનાં સઘળાં રૂપ ડાકિની પ્રયોગમાં માલમ પડતાં હતાં, તથા તે સર્વને ચાલતા વિચારોનો પટ બેઠો હતો. વળી પ્રસંગોપાત ઘરડી, અર્ધવિકલ ડોશીઓ પ્રથમ તો પોતાની નિર્દોષતાની ખાત્રી આપતી, પણ તરતજ ન્યાયના દમામમાં અંજાઈને બીકથી પ્રશ્ન કરવા લાગતી કે અમો અજાણ હોવા છતાં શું અમા-

રામાં સેતાને પ્રવેશ કીધો હોય એવું બની શકે ખરૂં ! અને છેવટે પોતાનો અપરાધ સાચો હોય એમ પોતેજ બિચારી માની બેસતી. ઘણી વેળા તપાસની ધાસ્તીથી, મહા દુઃખકારક મૃત્યુની આશાથી, તથા તેનાં વૃદ્ધ જર્જરિત અંગોને કરવામાં આવતી ભયંકર વ્યથાથી તેઓની શક્તિ બહેર મારી જતી. દુઃખના ડુંગરથી તેમનાં મગજમાં તમ્મર આવતી, પોતાની નિર્દોષતાનું ભાન ચાલ્યું જતું, અને છેવટે તે હતભાગિણીને લવતી દશામાં બાળવા લઈ જતા, ત્યારે તે એમજ સમજતી કે હવે હું સદાને માટે દોઝખમાં પડવા જાઉં છું. આવા જુલમને ઉત્તેજન આપવામાં અપૂર્વ ઉત્સાહથી ધર્મગુરૂઓ મંડયા રહેતા. તેમણે જર્મની, ગાલ, સ્પેન, ઇટલી, ફ્લાંડર્સ, સ્વીડન, ઈંગ્લાંડ અને સ્કોટલાંડમાં એક સરખી રીતે આ કામમાં ઉત્સાહ દર્શાવ્યો છે. એક જુનો લેખક આ ત્રાસનું અનુમોદન કરતાં જણાવે છે કે એકલા કોમો પ્રાંતમાં આઠ દશ ધર્મનિરીક્ષકોને વખતોવખત રોકવામાં આવતા હતા; અને એક વર્ષની અંદર તેઓએ ૧૦૦૦ મનુષ્યોને સજા કરી, અને તે પછી ઘણા કાળ સુધી પ્રતિવર્ષ સોથી ઓછા ભોગ લેવાતા નહીં.

આ ધર્મ નિરીક્ષકો કેળવાયેલા હતા, તેથી સુમારે ૩૦૦ વર્ષમાં આ વિષયપર સાહિત્યનો મોટો ભંડોળ ઉત્પન્ન થયો, તે સર્વ ગ્રંથોને ધર્માચાર્યો બહુ માનથી પ્રમાણ ગ્રંથો માનતા હતા. વર્તમાન સમયમાં તે ગ્રંથોનાં પાનાં ફેરવતાં આપણે તેમને મૂર્ખ અને કમ અક્કલવાળા ગણી હસી કાઢીએ છીએ. મનુષ્યોનાં દુઃખ તરફ તેમની બેદરકારી, તેમની દાંભિક લૅટિન ભાષા, અને ભૌતિક વિજ્ઞાનમાં જબરી ભૂલો– એ સર્વથી તેઓ ખરેખર હસવા પાત્ર લાગે છે. પણ તેમના વિચારોનું અને હાલનું વાતાવરણ એટલાં જુદાં છે કે તેમની બુદ્ધિ વિષે આપણને હલકો અભિપ્રાય આવે તો તેમાં નવાઈ જેવું નથી. હાલ આપણે સેતાનની વાત સાંભળીએ, તો અસલની પરીઓની દંતકથાઓ જેવી તેને ગણી તેની ઉડામણી કરીએ છીએ, અને પૂરૂં ધ્યાન પણ આપતા નથી. માટે જે દૃષ્ટિ બિંદુથી તે ગ્રંથો લખાયા, તે હાલનાથી તદ્દન ભિન્ન છે, એ આપણે ભૂલી જવું જોઇએ નહીં. આ ભ્રમની વિરૂદ્ધ જે ગ્રંથો પાછળથી લખાયા, તેમની સંખ્યા કરતાં તેની પુષ્ટિના ગ્રંથો વધારે

છે, એટલુંજ નહીં, પણ વિદ્વત્તા, વાદચાતુર્ય, અને સામાન્ય સમર્થતા પણ તેમાંજ વિશેષ માલમ પડે છે. ઘણા સૈકા લગી તે તે જમાનાના તમામ સમર્થ વિદ્વાનો તેના પક્ષમાં હતા, અને તેની સત્યતા સ્થાપવાને ભારે પ્રયત્ન કરતા હતા. ૧૩ મા સૈકામાં પંકાયેલો થોમસ એકિવનસ કહે છે કે રોગ અને કુદરતનાં તોફાન એ સર્વ સેતાનનાં કૃત્યો છે. તે ગમે તેને હવામાંથી લઈ જઈ શકે છે, અને તેમના આકાર મરજી પ્રમાણે બદલી શકે છે. પારિસની પાઠશાળાનો ખજાનચી ગર્સન નામે પ્રસિદ્ધ વિદ્વાન પણ તેજ પક્ષમાં હતો. મેકિઆવેલિ પછી ખરેખરો સ્વતંત્ર મગજનો રાજકીય તત્વદર્શી કોઈ થયો હોય, તો તે બોડિન છે; તેણે ડાકણોના વિષયપર ઉદય પામતી અનાસ્થાને દાબી દેવામાં પોતાની સઘળી વિચક્ષણતા તથા વિદ્વત્તાનો ઉપયોગ કર્યો. ખરી વાત એ છે કે, નિપુણ હોય તે ભૂલ નજ કરે એવો કાંઈ નિયમ નથી; કારણ કે તે સમયે ધર્મ સંસ્થાએ આપેલી પ્રતિજ્ઞાનું સમર્થન અને વિસ્તાર કરવો, એટલોજ તર્કશક્તિનો ઉદ્દેશ ગણાતો હતો. ઉપદેશનાં પ્રાથમિક તત્ત્વો ઉપર નિરંકુશ ચર્ચા ચલાવવી, એવું કાંઈ હતુંજ નહીં; અધિકારીઓની પ્રતિજ્ઞાપરથી નીકળતા નિગમન વિરૂદ્ધ તર્કશક્તિ બંડ કરે, તેવું કાંઈ પણ નહતું. વર્તમાન સમયમાં પ્રતિજ્ઞાપરથી કહાડેલું નિગમન સાચું છે કે નહીં, એટલુંજ તપાસી આપણે બેસી રહેતા નથી, પણ તેનું પરિણામ વસ્તુતઃ સંભવિત છે કે નહીં તે જોવામાં આવે છે, અને જો તે અસંભવિત જણાય તો મૂળ પ્રતિજ્ઞા સાચી છે કે જૂઠી, તેની દરકાર કર્યા વિના આપણે નિગમનનેજ સ્વીકારતા નથી. પણ ભૂતવિદ્યાના સમયમાં ઓર તરેહનું તર્કશાસ્ત્ર પ્રવર્તતું હતું. પોતાને શીખવવામાં આવતા સિદ્ધાંતો ખરા છે એમ લોકોને પક્કી ખાત્રી હતી. તે સિદ્ધાન્તો વિચાર શક્તિને દાબી દઈ કલ્પના શક્તિપર દોર ચલાવતા હતા; અને ઐહિક વિચારો તેમની શ્રદ્ધામાં કદી ખલેલ પહોંચાડી શકતા નહીં. નિપુણમાં નિપુણ પુરૂષો વારંવાર ઘણાજ કાચા કાનના માલમ પડતા હતા, કેમકે તેઓની નિપુણતાનો મુખ્ય ઉપયોગ ધર્મના કાનુનો તથા દરેક અદ્‌ભુત બનાવની વચ્ચે સાદૃશ્ય શોધી કહાડવામાં થતો હતો, અને તેમાં જેટલે દરજ્જે તેઓ ફતેહ પામે,

તેટલે દરજ્જે તેમની બુદ્ધિનું ગાંભીર્ય લોકો ગણતા હતા.

હવે આ સમયના ગ્રંથોમાં કેવી કેવી વાતો લખેલી છે, તેનું દિગ્દર્શન કરીએ.

ધર્મસંસ્થા તરફથી સર્વત્ર એવો બોધ કરવામાં આવતો કે અસંખ્ય પિશાચો જગતમાં ભ્રમણ કરે છે, અને માનવ જાતને આ લોકમાં દુઃખી કરવા તથા પરલોકના સુખથી ભ્રષ્ટ કરવા તેઓ યત્ન કરે છે: આ પિશાચો તે ઐશ્વર્યભ્રષ્ટ થયેલા દેવદૂતો છે, અને તેમની અસલી દૈવીશક્તિઓ ઘણી ખરી નષ્ટ થયેલી નથી; માટે જ તેમનામાં માનુષી શક્તિથી વધારે સામર્થ્ય અને જ્ઞાન છે. આવા શિક્ષણપરથી ઘણાક અગત્યના સિદ્ધાન્ત બાંધવામાં આવ્યા; જેવા કે આ ભૂતો રાત દિવસ આ જગતમાં ભમતાં હોવાથી આપણે તેમની હાજરીનાં ચિન્હ કોઇ કોઈ વખત પ્રત્યક્ષ દેખીએ તો તેમ કશું અસંભવિત નથી. મનુષ્ય જાતને જરા તરા પણ દુઃખી કરવામાં તેઓ રાજી છે, માટે પોતાની દૈવી શક્તિઓ વાપરી આપણા તરફ પોતાની ઇર્ષ્યા તૃપ્ત કરે તો તે બનવા જોગ છે. વળી મનુષ્ય જાતનું આમુષ્મિક સુખ ગમે તે ઉપાયે નષ્ટ કરવું એવો તેમનો હેતુ છે, માટે આ દુનિયામાં જો કોઈ લોકો તેમને સાધવાની ઇચ્છાથી પોતાના આમુષ્મિક સુખનો ભોગ આપવા તૈયાર હોય, તો ખુશીથી તેઓ તેમનું દાસત્વ સ્વીકારી તેમની આજ્ઞા માથે ચડાવે છે. હવે આવો સંબંધ બાંધી શકાય, અને ભૂતોની શક્તિઓનો યથેષ્ટ ઉપયોગ કરી શકાય, તે ઘણુંજ સ્પષ્ટ પ્રમાણોથી સાબિત થઈ ચૂક્યું હતું. 'ડાકણને જીવવા દેવી નહીં' એવું ફરમાન જેકબના પુત્ર લેવીના કાયદામાં વારંવાર સ્પષ્ટ કરેલું છે, અને એન્ડોરની ડાકણનો વૃત્તાંત આ ગુન્હાનો વિસ્તાર યુક્ત દાખલો છે. પ્રારંભ ગુરૂઓ ( the Fathers) એ એક મતથી અને એક અવાજે જાદુનો તિરસ્કાર કરેલો છે, અને દરેક પ્રજાના ગ્રંથોમાં આ માન્યતા સાર્વત્રિક હોવાનાં ચિન્હ મળી આવે છે.

સેતાનમાં આવી શક્તિ ન હોય, અથવા હોય તો તેનો ઉપયોગ કરે તેવો સંભવ નથી, એમ કહેવાની જો કોઈ જરા પણ હીંમત ધરે તો તરત બાઇબલમાંથી દૃષ્ટાન્તો આપી તેને ચુપ કરી દેવામાં આવતો. જુના કરા-

રમાં આપણે વાંચીએ છીએ કે સેતાને પ્રભુની રજાથી જોબને દુઃખ દીધું અને એક તોફાન ઉપજાવી જે ઘરમાં તેના પુત્રો જમતા હતા, તેને જમીનદોસ્ત કર્યું. વળી તેજ ઇશ્વરપ્રણીત ગ્રંથ ( બાઇબલ ) માં લખેલું છે કે ચાર ફિરસ્તાઓ ચાર પવનને બાંધી શકે છે, તથા જગતને દુઃખ આપી શકે છે; આ વાત પણ ઉપરના પુરાવારૂપ છે, કેમકે સંત અગસ્ટૈનના મત પ્રમાણે ફિરસ્તા શબ્દ સારા તથા નરસા બંને પ્રકારના દૂતોને લગાડાય છે. આ સિવાય સેતાનને ‘ અંતરિક્ષનો રાજા ’ એવું ઉપનામ લગાડવામાં આવતું. માટે તે પોતાના અસાધારણ જ્ઞાન અને સામર્થ્યવડે આકાશી તોફાનોને શામાટે કબજામાં લઈ ન શકે ? માટે તેવું તોફાન એકાએક થાય, તો તે કાંઈ કુદરતના નિયમોનો ભંગ થયો એમ કહેવાય નહીં, પણ સેતાનની અસાધારણ શક્તિઓનો માત્ર ઉપયોગ થયો ગણાય. સેતાનનું અસંભવિતપણું દૂર કરવાને આ સઘળા વિચારો બસ હતા. વળી જે કાંઇ શંકાઓ ઉઠતી, તેનું સમાધાન કરવા ધર્મ ગુરૂઓ સદૈવ તત્પર હતા. માટે જો તોફાન જગાડવામાં સેતાનની સત્તા મનાય તો તેની જોડે સંબંધ ધરાવતી ડાકણો પાસે પણ તે અવશ્ય હોવી જોઇએ, તેમાં કાંઈ અજાયબી નથી. આવી આવી દલીલો રોગને પણ લાગુ પાડવામાં આવતી. સેતાને જૉબને ભયંકર વ્યાધિથી પીડેલો, તો પછી બીજાઓ પણ શા વાસ્તે તેમ ન કરી શકે ? ભૂતાવિષ્ટ લોકોની હકીકતો બતાવી આપે છે કે ભૂતો આપણાં અંગોને વશમાં લઈ શક્તિહીન કરી શકે છે. માટે આકાશી મોટાં તોફાનો સેતાન કૃત, તથા નાનાં નાનાં ડાકિનીકૃત છે, એમ માનવામાં આવતું હતું. સમગ્ર પ્રજાપર પડેલી આફત દૈવકૃત મનાતી, પણ તે એકાદ મનુષ્યપર હોય તો તે કોઈ ડાકણે કે જાદુગરે આણેલી એમ કહેવાતું. વળી કોઈ ડાકણ મંત્રોવડે રોગ ફેલાવી શકે, તો તે દૂર કરવાનું પણ તેનામાં સામર્થ્ય હોવું જોઇએ, એમ માનવામાં જરા પણ મુસ્કેલી નહતી નહતી.*

* ડાકણોના ઘણા કિસ્સામાં વિષ પ્રયોગ કરવામાં આવતો, એમાં કાંઈ શંકા જેવું નથી, કેમકે તે કાળે વૈદ્યકશાસ્ત્રનું જ્ઞાન બહુ થોડું હોવાથી ઝેર દીધેલું છે એમ ખોળી કાઢવા માટે મડદાને ચીરીને હાલની પેઠે પરીક્ષા

આ સિવાય બીજી પણ કેટલીક બાબતો વિષે ઘણી ચર્ચા થતી હતી. તેમાંની એક જાણવા જેવી એ હતી કે ડાકણો આકાશ માર્ગે અન્ય સ્થળે જઈ શકે છે. હાલ કોઈ એમ કહે કે એક ઘરડી સ્ત્રી સાવરણી અથવા બકરાપર બેસીને, અથવા સેતાનની ઇચ્છાનુરૂપ ગમે તેવી બીજી રીતે થોડી પળમાં સેંકડો મૈલ જઈ શકે છે, તો તે વાત આપણને એટલી બધી હસવા પાત્ર અને અસંબદ્ધ લાગે છે કે ગમે તેટલો પુરાવો આપતા છતાં તેને આપણે ખરી માનતા નથી. જે વખતને માટે હું લખું છું તે વખતે બુદ્ધિ-સ્વાતંત્ર્યનું એકાદ ઝાંખું કિરણ થોડા લોકોના મગજમાં પ્રગટયું હોય એમ જણાય છે ખરૂં, પણ તેને તિરસ્કારની દૃષ્ટિથી માનસિક અધઃપાત લેખ-વામાં આવેલ છે, અને તેને કોઈ લેખવતું નહતું. સંભવનું માપ હજુ કેવળ ધર્મપરથી બંધાતું હતું, અને એટલોજ સવાલ પુછાતો કે ધર્મમાં ભૂતો વિષે જે લખેલ છે, તેની જોડે આ હકીકત મળતી આવે છે કે નહીં. આ વિષે ઉપલક દૃષ્ટિએ જોતાં ઘણી મુસ્કેલી નહતી, અને તેનું સ્પષ્ટીકરણ ઘણી ચતુ-રાઇથી કરવામાં આવતું હતું. એમ યાદ આપવામાં આવતું કે ઇસુને સેતાન આકાશ માર્ગે ઉપાડી ગયો હતો, અને તેને એક ઉંચા દેવળના શિખરપર મુકયો હતો; માટે જો એક જણને તે આવું કરી શકે, તો સર્વને પણ શા માટે તેમ ન કરે ! પેગંબર હબાકુકને જુડીઆથી બાબાલોન સુધી એક ભૂત ઉપાડી ગયું હતું, અને ખ્રિસ્તિ ધર્મોપદેશક ફિલિપને પણ તેવું થયું હતું. સંત પૅાલને સદેહે ત્રીજા આસમાનપર લઈ જવામાં આવ્યો હતો, વગેરે.

આ પુરાવો વિશાળ અને નિર્ણયકારક હતો, પણ બીજી કેટલીક મુસ્કેલીઓ ઉભી થઈ. ડાકણોની ફરિયાદોમાં તેમના મેળાનું બહુ બારીક-તાથી વર્ણન કરવામાં આવતું, અને તેમાં હાજર થવા માટે સેંકડો સ્ત્રીઓને

---

કરવાનો રિવાજ નહતો. વળી એ પણ ખરૂં છે કે ઘણીક ડાકણો વનસ્પતિ ના ગુણદોષનું બહુ સારૂં જ્ઞાન ધરાવતી હતી. એવું જ્ઞાન તે સમયના દાક્ત-રોમાં પણ નહોતું. તેથી તેઓ રોગ મટાડી શકે, એવી માન્યતાને કાંઇક આધાર મળે છે.

જીવતી બાળી દેવામાં આવી હતી. પણ કોઈ વખત એવું બનતું કે જ્યારે તે સ્ત્રી પોતાની કબુલતથી અથવા બીજી ડાકણોની સાહેદીથી ગુન્હેગાર ઠરી ચુકતી, ત્યારે તેનો ધણી આવીને સોગનપર પ્રતિજ્ઞા લેતો કે સદરહુ રાત્રિમાં મારી સ્ત્રી મારૂં પાસું છોડીને ગઈજ નથી. આવા નિકટના સગાની સાક્ષી પણ ઘડીભર ધારો કે જુઠી હોય, પણ તેની જોડે બીજો પુરાવો રજુ કરવામાં આવતો, તેને જુઠો ઠરાવવો મુસ્કેલ હતું. એમ કહેવામાં આવતું કે ઘણીવાર સ્ત્રીઓ જીંદગીની જરા પણ નિશાની વગર સમાધિની દશામાં પડેલી માલમ પડતી, અને થોડા વખત પછી તેમને શુદ્ધિ આવતી; ત્યારે તેઓ કબુલ કરતી કે અમે ડાકણોના મેળામાં ગયેલી હતી. આ હકીકતથી ધર્મગુરૂઓનું ધ્યાન બહુ ખેંચાયું, અને તેમનામાં બહુ મતભેદ પડયો. કેટલાકનો મત એવો હતો કે સેતાને તે ડાકણને ભ્રાંતિમાં નાંખી છે; પણ તેઓ ઉમેરતા કે તે ભ્રાંતિ બંનેના મૂળ સંકેતથી થયેલી છે, માટે તેને અવસ્ય બાળી દેવી જોઇએ. બીજા કેટલાએક તો વધારે ધૃષ્ટતા ભરેલું અને ચમકાવે તેવું કારણ સૂચવતા. કુદરતના સામાન્ય કાંયદા પ્રમાણે એકજ સ્થૂલ દેહ એકી વખતે બે ઠેકાણે હાજર હોઈ શકે નહીં, પણ દૈવી શક્તિ આગળ તે કાયદાનો શો ભાર છે। વળી તે પ્રસંગને માટે સેતાન બે શરીર પણ આપી શકે, જેથી ન્યાયાધિકારીઓ ગભરાટમાં પડે. આ મત ધર્માચાર્યોમાં બહુ ફેલાયો, અને તેના આધારમાં રોમન કેથોલિકોનાં બે પ્રસિદ્ધ બનાવો ટાંકવામાં આવતા. મિલન શહેરના એક મંદિરમાં એક વેળા સંત એમ્બ્રોઝ પ્રાર્થના કરતો હતો, તે વેળા વચમાં એકાએક બંધ પડયો; તેનું મસ્તક કુંડ ઉપર ઢળી પડયું, અને તે ત્રણ કલાક સુધી સમાધિસ્થ રહ્યો. સર્વ લોકો ચુપકીથી આશીર્વાદની રાહ જોઈ બેઠા રહ્યા. આખરે તે મહાત્માની શુદ્ધિ પાછી આવી, અને તેણે શ્રોતાજનોને કહ્યું કે ટુર્સનગરમાં સંત માર્ટિનને હું દાટવાની ક્રિયા કરવા ગયો હતો. આ વાત થોડા રોજમાં સાચી ઠરી. એવીજ વાત સંત ક્લીમંટ વિષે પણ કહેવાય છે. તે રોમમાં પ્રાર્થના કરતો હતો, ત્યારે પિસા શહેરમાં એક દેવળનું વાસ્તુ કરવાને જવું પડ્યું. તેનું શરીર (અથવા જે ફિરસ્તાએ તેનું રૂપ લીધું હતું તે) રોમ-

માંજ રહ્યું, પણ તેજ વખતે તે મહાત્મા પિસામાં હાજર હતો, ત્યાં તેણે તે ચમત્કારની યાદીમાં આરસ ઉપર થોડાં લોહીનાં ટીપાં નાંખ્યાં. એકંદરે સર્વ લોકોનો મત એવો હતો કે ડાકણો કોઈ વખત સ્થૂલ દેહે, અને કોઈ વખત સૂક્ષ્મ દેહે મેળામાં જતી, અને ન્યાયાધીશોની ચતુરાઇને હંફાવવા શારૂ અસુરો તેમનાં રૂપ ધારણ કરી હાજર રહેતા.

બીજી એક અગત્યની વાત ભૂતો અને પશુઓના સંબંધ વિષે હતી. સૌ કોઈ કબુલ કરતું કે સેતાન ઇચ્છામાં આવે તે રૂપ લઈ શકે છે. વળી પૃથ્વીપર સેતાન પહેલો સર્પને વેશે આવ્યો, તથા ભૂતના ટોળાએ એક વખત ડુક્કરના ટોળાનું રૂપ લીધું, એ વાત જેને યાદ હશે, તેને આ વાત માનવામાં કાંઈ મુસ્કેલી નહશે નહીં. પણ ડાકણો વરૂનું રૂપ લેતી તે બાબત કેટલીક મુસ્કેલી લાગતી. સંત અગસ્ટૈન કહી ગયો છે કે તે ગપ છે; તેમજ એન્સીરાની રાજસભાએ તે માન્યતાને ધિક્કારી કહાડી હતી. પણ તે અસલના લોકોમાં બહુ પ્રસરેલી હતી. મોટા મોટા જુના ધર્મવાળા આચાર્યો, પોપે નીમેલા ધર્મ નિરીક્ષકો, અને ઘણાખરા દેશની ન્યાયની કચેરીઓએ તે માન્યતા સ્વીકારી હતી. તેનો આધારભૂત પૂરાવો વિચિત્ર પણ નિશ્ચિત છે. જ્યારે ડાકણે પશુનું રૂપ લીધેલું હોય, ત્યારે તેને જખમ થાય તો તેની નિશાની તેના મનુષ્ય દેહપર રહી જતી. આવા હજારો કેસ ન્યાયાસન આગળ રજુ થતા. કોઇવાર શિકારી પોતાપર હુમલો કરવા આવેલા વરૂનો પંજો જીતના સ્મારક તરીકે કોથળીમાં મુકી ઘેર આવતો. પણ જેવો તે ઉઘાડીને જુએ છે, તો પોતાનીજ સ્ત્રીનો લોહીલોહાણ હાથ દેખે છે!

હવે આવી કહાણીઓના છેલ્લા વર્ગ વિષે હું કહેવાનો છું—જે રોમન કેથોલિક પંથના બ્રહ્મચર્ય સંબંધી વિચારોપરથી ઉત્પન્ન થયેલા છે; અને તે ડાકણોથી મનોવિકારપર થતી અસર સંબંધી કહાણીઓ છે.

સ્ત્રીજાતિ તરફ અતિશય તિરસ્કાર જે રોમન કેથોલિક ધર્મનું ખાસ લક્ષણ છે, તે કેવા પ્રકારના વિચારોથી ઉત્પન્ન થયો, તે સમજવું મુસ્કેલ નથી. બ્રહ્મચર્ય સર્વત્ર સદ્‌ગુણનું ઉત્કૃષ્ટ પગથીયું ગણાતું, અને તેનો અંગીકાર કરાવવા માટે ધર્મગુરૂઓ સ્ત્રીઓની દુષ્ટતા વર્ણવવામાં પોતાનું સઘળું

વાક્ચાતુર્ય વાપરતા, કેમકે સ્ત્રીઓની મોહકતા એજ બ્રહ્મચર્યનો કટ્ટો શત્રુછે. તેથી કરીને સ્ત્રીજાતિની અદ્વિતીય શઠતા, તેમની અગમ્ય વિદગ્ધતા, તેમની ચપલતા, લંપટતા, અને અવશિત્વ ઇત્યાદિ દુર્ગુણોપર લંબાણથી જુસ્સા ભર્યાં વિવેચન થતાં હતાં. તે વિવેચનો જે એક જમાનાને ત્રાસદાયક હતાં, તે બીજાને હાસ્યરૂપ થઈ પડયાં છે. હવે તે વાંચતાં આપણે ગંભીરતા પકડી શકતા નથી; છતાં તેઓમાં એક પ્રકારનો ખેદયુક્ત અર્થ સમાયેલો છે. તે એ કે ડાકણોની માન્યતા લોકોનાં મગજમાં ઠસાવવામાં, તથા તે બિચારીઓની વેદનાઓ તરફ પ્રેક્ષકના હૃદયને અતિ નિષ્ઠુર બનાવવામાં આવો તિરસ્કાર ઘણો સહાયભૂત થઈ પડયો. જાદુનો આરોપ સ્ત્રીવર્ગ ઉપર ઘણો ખરો શામાટે મુકાય છે, તે વિષે જલદી ધ્યાન ખેંચાયું, અને તેના જવાબમાં સાધારણ રીતે કહેવામાં આવતું કે તેમનામાં સ્વાભાવિક દુષ્ટતા છે; પણ તેમના મગજના તંતુઓની નિર્બળતા, અને તેથી ઉપજતો ધાર્મિક ઉન્માદ તથા માનસિક ચેપ—આ ખરાં કારણ કોઈ બતાવતું નહીં. પુરાતન લેખકોએ આ વિષયપર ખૂબ નિંદાપૂર્વક પોતાનું વક્તૃત્વ વાપરી અનેક દૃષ્ટાંતો આપેલાં છે, એમ તેઓનું કહેવું હતું. કેટો કહેતો કે જગતમાં સ્ત્રીઓ ન હોત, તો પુરૂષો અવશ્ય દેવો જોડે વાતો કરી શકવાને યોગ્યતા પામત. સિસેરો કહી ગયો છે કે અનેક હેતુથી પુરૂષ એક ગુન્હો કરશે, ત્યારે એક કામવાસના સ્ત્રીઓને સર્વ ગુન્હા કરાવવા પ્રેરશે. સોલોમન જેને આ બાબતનો બહોળો અનુભવ હતો, તે સ્ત્રીજાતિ વિષે અત્યંત નિંદાયુક્ત ઉખાણા જોડતો ગયો છે. જ્યારે ક્રિસોસ્ટોમે કહ્યું કે 'સ્ત્રી એ આવશ્યક ખરાબ ચીજ છે, કુદરતી પ્રલોભન છે, ખુશીથી વહોરેલી આફત છે, ઘરની પીડા છે; વિનાશકારી મોહિની છે, અને ચિત્રેલું પાપ છે,' ત્યારે તેણે માત્ર અસલના ધર્મગુરૂઓનો સામાન્ય અભિપ્રાય જાહેર કર્યો હતો. એક પછી એક સાક્ષરો આવાં ખેદ યુક્ત વાકયોનો પ્રતિઘોષ કરવા, અને ઇતિહાસનાં પાનેપાનાં ફરવી સ્ત્રીજાતિ મહા પાતકી છે, એવાં દૃષ્ટાન્તો અતિશ્રમ લઈ ખરા જીગરથી શોધી કહાડતા. જે માણસોએ સ્ત્રીજાતના મોટા ભાગ વિષે આવો અભિપ્રાય બાંધ્યો હતો, અને જેઓ બ્રહ્મચર્યનેજ ઉત્કૃષ્ટ સદાચાર ગણી તે

તજાવનારી હરેક લાલચને સેતાનનું કાર્ય ગણતા હતા. તેઓ સ્વાભાવિક રીતે પ્રેમનાં તમામ સ્વરૂપોને સેતાનની ખાસ અસર તરીકે માનવા લાગે તે બનવા જોગ છે. તેજ કારણથી ડાકિની પ્રયોગના સાહિત્યપર અજવાળું પાડનાર અજાયબ વિલક્ષણ આખ્યાયિકાઓના રૌદ્ર ઝબકારા વખતોવખત થાય છે. ઇનક્યુબી અને સકયુબી વર્ગનાં પ્રેતો સદૈવ મનુષ્યોની અંદર ભમ્યા કરતાં, પ્રમત્તજનોને પોતાનાં દેવતાઈ સૌંદર્યથી ફસાવી તેમનો નાશ કરતાં, અને સંતપુરૂષોને સદ્‌ગુણથી ભ્રષ્ટ કરવા માટે કાવતરાં રચી તેમાં વારંવાર ફતેહ પામતાં હતાં. વખતે દ્વેષભાવને લીધે કોઈ નામાંકિત સાધુની આબરૂ ગુમાવવાના હેતુથી સેતાન તે સાધુનું રૂપ લઈ તેના તરફ પૂજ્ય દૃષ્ટિથી જોતી કોઈ કન્યાને પગે પડી તેના પ્યારની માગણી કરતો। આવા રીતે બ્રહ્મચર્ય વ્રત પાળનારાંને હેરાન કરવા ઉપરાંત ડાકણો લગ્નના સુખમાં પણ ભંગ પાડવા ચુકતી નહીં. અમુક દંપતીના ઘરમાં વંધ્યાત્વદોષ ઉત્પન્ન કરવાના તહોમતપર કેટલી બધી ડાકણોએ પ્રાણ ખોયા હશે, તેની ગણત્રી પણ થઇ શકે તેવું નથી.

છોકરવાદ જેવા લાગતા સંખ્યાબંધ સિધાન્ત તથા દલીલોનું આટલા બધા વિસ્તારથી વર્ણન કરવા માટે હું વાચકોની માફી માગતો નથી; કેમકે તેમનું મહત્વ તેમની વાસ્તવિક કીંમતપર રહેલું નથી, પણ ભિન્ન ભિન્ન વિચારોના ઇતિહાસ જોડેના તેના સંબંધપર રહેલું છે. ભૂતકાળની મૂર્ખાઈ ભરેલી વાતોને પણ જો બુદ્ધિમાન પુરૂષોએ સ્વીકારી હતી, તો તે અવશ્ય આપણે મનન કરવા લાયક છે; અને હું ધારૂં છું કે પ્રસ્તુત વિષયમાં તે બુદ્ધિ વિકાસના નિયમોની કુંચી પુરી પાડે છે. હાલને મુકાબલે અસલના જમાનામાં ભોળપણ વિશેષ હતું, એમ વારંવાર કહેવાય છે તે અલબત સત્ય છે; પણ ખરેખરો તફાવત ભોળપણના પ્રમાણ કરતાં તે કયું વળણ પકડે છે, તે જોવામાં રહેલો છે. સર્વકાળે મનુષ્યો પોતે જે હકીકત તદ્દન બનવા જોગ માનતા હોય, તે બહુ થોડા પુરાવા ઉપર પણ સ્વીકારવાને તૈયાર હોય છે. તેઓનો મત છેવટે સંભાવ્યતાના પ્રમાણ ઉપરથી બંધાય છે; અને તે પ્રમાણ સુધારાની અસરવડે વારંવાર બદલાતું જાય છે. મધ્યુ

યુગમાં અને ૧૬ મી સદીમાં તથા ૧૭ મીની શરૂઆતમાં આ પ્રમાણે કેવળ ધાર્મિક હતું. લોકો જાણે વ્યાવહારિક જગતથી કોઈ જુદાજ વાતાવરણમાં રહેતા હતા. તેઓની બુદ્ધિ તથા કલ્પના જાણે ધર્મના પાસ વડે રંગાયાં હોય એમ ભાસતું હતું; તેથી પોતાની નિત્ય ભાવનાઓ જોડે મળતી આવતી ગમે તેવી હકીકતોનો તેઓ ખુશીથી તરત સ્વીકાર કરતા. દેવતાઇ કર્મોને ખરાં માનવાનું વલણ એટલું તો જબરૂં હતું કે થોડી કુદરતી સાચી વાતોમાંથી ડાકિની પ્રયોગની આ વિશાળ અને ગુંચવણ ભરેલી જાળ તેણે ગુણી કહાડી તે જાળની આસપાસ નાના પ્રકારના બારીક પુરાવાના મોટા ગંજ ઉભા કીધા; બધા સૈકા પર્યન્ત મોટા જ્ઞાની પુરૂષોને પણ ભમાવ્યા કે તે સત્ય છે–નિઃસંદેહ સત્ય છે! વળી તે વલણ યૂરોપની દરેક પ્રજાનાં ન્યાય મંદિરોની બારીક તપાસમાંથી સહિસલામત પસાર થયું; અને હજારો, બલકે લાખો અપરાધીઓને ભયંકર અનુકંપા રહિત મૃત્યુને શરણ કીધા. અદ્ભુત વાતો ને અનુભવની સપાટીપર લાવવા માટે તેમનું સ્પષ્ટીકરણ અથવા જરા ઘટાડો કરવાની કોઈને બિલકુલ ઈચ્છા ન હતી; કેમકે લોકોનાં મગજમાં જે વિચારો ભર્યા હતા, તેને પ્રત્યક્ષ અનુભવ જોડે કોઇ પણ પ્રકારનો સંબંધ ન હતો. જો આપણે પાર્થિવ નિયમોથી અબાધિત પિશાચોને આપણી આસપાસ ઝઝૂમતાં દેખતા હોઇએ; જો આપણે તેઓને અતિ દુષ્ટભાવથી આપણું દરેક કૃત્ય તપાસતાં, તથા માનવીઓને દુઃખ દેવામાં પોતાની સર્વ દૈવીશક્તિઓ વાપરતાં જોતા હોઈએ; વળી જે જે સ્થળે આપણે કામ કરતા હોઇએ, તેમાં તેઓના વિકરાળ રૂપથી પ્રકાશ હરી લેતાં તેઓને દેખતા હોઈએ; જો આપણે આસીરિયાના અગણિત દળ ઉપર અથવા જેરૂસલેમના રસ્તાઓ ઉપર મોતની તલવાર ફેરવતા વિનાશના ફિરસ્તાને પ્રત્યક્ષ દેખતા હોઇએ; અને ઈસુને હવા માર્ગે ઉપાડી જતાં સેતાનને દેખતા હોઈએ; તથા તેના પંજામાં વેદનાથી પીડાતા ભૂતાવિષ્ટ લોકોને વારંવાર દેખતા હોઇએ—તો જેવી રીતે ૧૫ મા તથા ૧૬ મા સૈકાના ધર્માચાર્યો આ વિષયોપર તર્ક બાંધતા તેવીજ રીતે આપણે પણ કર્યા વગર રહીએ નહીં. આ ભયંકર મૂર્તિઓ આપણાં મગજમાં એવી તો

વસી જશે કે જીંદગીના સાધારણ વ્યવહારથી તદન જુદાજ પ્રકારનું સંભાવ્યતાનું પ્રમાણુ આપણે બાંધી લઈશું; ભૂતોની નિરંતર હાજરીનું ભાન આપણા જ્ઞાન તંતુઓમાં હમેશાં ચોંટી જશે; અને તેઓની શક્તિના પરચા શોધી કહાડવાનું વલણ આપણા મનમાં જગવશે.

મને આશા છે કે ડાકિની પ્રયોગનાં આધારભૂત કારણો સ્પષ્ટ કરવા માટે ઉપરનાં પાનાં બસ થશે. તે પરથી જણાશે કે તેની ઉત્પત્તિ આકસ્મિક સંજોગોથી, અથવા અમુક વ્યક્તિની વિલક્ષણતાથી, અથવા શાસ્ત્રીય અજ્ઞાનથી થયેલ નથી, પણ સાંસારિક વ્યવહારમાં સેતાનનાં કાર્યો જોવાના પ્રથમથી બંધાઈ ગયેલા વલણને લીધે આ ડાકિની પ્રયોગનો જન્મ થયેલ છે. તે સમયના ધર્મ સંબંધી વિચારોની પદ્ધતિમાંથી તે પેદા થયો હતો, તથા તે વિચારોનું પ્રતિબિંબ તેમાં ખુલ્લું દેખાતું હતું; અને જ્યારે તે પદ્ધતિ શિથિલ થઈ લય પામી, ત્યારેજ તે ( ડાકિની પ્રયોગ ) પણ શમી ગયો. મધ્યયુગમાં સર્વ કાળે સામાન્ય વહેમોને કંઇક અંશે નહીં માનનારા થોડા પુરૂષો હતા; પણ તેમના અભિપ્રાય જનસમાજમાં તદન અગ્રાહ્ય હતા, અને તેમની જરાપણ અસર સમકાલીન પુરૂષોપર થવા પામતી નહતી. જ્યાં સુધી લોકોમાં સામાન્ય રીતે ભોળપણ હતું, અને જ્યાં સુધી તેમનાં મન દેવતાઈ અને સેતાનનાં કામ તરફ વળેલાં હતાં, ત્યાં સુધી ગમે તેવા પ્રયત્નોથી આ વહેમનો નાશ થવાનો નહીં. જ્યાં સુધી ઉક્ત વલણ બદલાયું નહીં, જ્યાં સુધી આવાં વર્ણનોને સ્પષ્ટ રીતે તદન અસંભવિત ગણી કાઢવામાં આવ્યાં નહીં; જ્યાં સુધી પોતે તેનો પુરાવો જુઠો ઠરાવવા શક્તિવાન ન હોય, ત્યાં સુધી પુરાવા જેવું કાંઈ જણાય, તો તેને એક બાજુ મુકી દેવાનું લોકો શીખ્યા નહીં; તથા અધિકારને માટે જે માનની લાગણી હતી તે છોડી દઈ આવા બનાવો બનવા જોગ છેજ નહીં એવું ભાન જ્યાં સુધી લોકોમાં પેદા થયું નહીં, ત્યાં સુધી આ ત્રાસદાયક વહેમ નષ્ટ થયો નહીં. તે વહેમની પડતી તે યૂરોપમાં બુદ્ધિ સ્વાતંત્ર્યનો ઉદય અને તેનો નાશ તે યૂરોપમાં બુદ્ધિસ્વાતંત્ર્યની પ્રથમ જીત સૂચવનારૂં ચિન્હ છે.

ધર્મ નિરીક્ષકોનાં લખાણોમાં વારંવાર આપણને માલમ પડે છે કે તે

સમયે પણ કેટલાંક મગજમાં અમુક અંશે અનાસ્થા ધુંધવાતી હતી. અલબત તે જાહેર મત ઉપર ઉંડી છાપ પાડી શકે તેટલી બધી નહતી; તેની જોડે કોઈ પ્રસિદ્ધ નામ જોડાયેલું નથી, અને તેપર કોઈ મોટો ગ્રંથ લખાયો નથી. તોપણ કેટલાક ધર્મગુરૂઓના મનમાં ફીકર ઉપજાવે તેટલે દરજ્જે તે બહાર દેખાતી હતી. ગર્સન લખે છે કે 'જે લોકો ભૂતોને માનનારા ધર્મગુરૂઓની હાંસી કરે છે, તેમને પાંસરા કરવા જોઇએ. વિદ્વાન લોકોમાં કંઇક આસ્તિક્યની ખામીને લીધે અને કંઈક બુદ્ધિની નિર્બળતાને લીધે આ પ્રમાદ જન્મ પામ્યો છે; કારણ કે પ્લેટોના મત પ્રમાણે દરેક વિષયમાં જ્ઞાનેંદ્રિયોનોજ ઉપયોગ કરવો, અને તેથી ઉપર ન જઇ શકવું, તે સત્ય શોધનમાં સૌથી મોટો પ્રતિબંધ છે.' સ્પ્રેન્જર પણ કેટલાક સંસારીજનોમાં અનાસ્થાનો પવન વાવા લાગ્યો હતો તેને શી રીતે દાબી દેવો તે વિષે ધર્માચાર્યોને શીખામણ આપતાં લખે છે કે 'ખરૂં પૂછો તો તેઓને કોઈ વાદવિવાદની ચોકસ રીત આવડતી નથી; પણ ઘડીએકમાં આ દલીલ, ઘડીએકમાં બીજી એવી રીતે અંધારામાં ફાંફાં મારે છે.' આશરે ૧૫૧૭માં સ્પાઇના કહે છે કે કેટલેક સ્થળે અસંખ્ય હત્યાઓને લીધે ઉગ્ર વિરોધ પેદા થયો હતો. ઇટલીની ઉત્તરમાં છ ચોક બળવો થયો, અને તેની જોડે ઘણી અનાસ્થા ભળેલી હતી. તેને વિષે તે બહુ દયા અને ખેદની લાગણીથી જણાવે છે કે 'મહામૂર્ખ, ભક્તિહીન અને શ્રદ્ધા રહિત લોકો જે વાતને માનવી જોઇએ, તે માનતા નથી. તેથી પણ વિશેષ દિલગીરી ભરેલું એ છે કે જેઓ ઇસુના શત્રુઓનો નાશ કરે છે, તેમનેજ અટકાવવા માટે આ મૂર્ખ લોકો પોતાની સઘળી વગ વાપરે છે. આમ કરવું તે ધર્મ નિરીક્ષકોનું તેમને મોકલનાર પોપનું, અને ધર્મસંસ્થાનું પોતાનું ચોખ્ખું અપમાન કરવા બરોબર છે.' વળી પાદરીઓ પણ નિડરતાથી કહેતા કે આવા કેસનો ન્યાય કરવાનો અમારોજ હક છે. જે સંસારી ન્યાયાધીશોએ ડાકણોને વગર ઇજાએ જવા દીધી હશે, તેમની બદચાલ તેઓ જાહેર કરતા. ઇ. સ. ૧૫૫૪ સુધી આ સર્વ અનાસ્થા માત્ર દબાયેલી અને અવ્યક્ત રૂપમાં હતી; છેવટે તે સાલમાં જૉન વાયરે તેને રીતસર ગ્રંથના રૂપમાં પ્રકટ કરી.

વાયર ક્લીવ્ઝ નગરનો વિદ્વાન અને કાબેલ દાક્તર હતો. પોતે દાક્તર હોવાથી તેને ખાત્રી થઈ હતી કે ઘણા અપરાધીઓ માત્ર દિવાના છે. તેમનાં દુઃખ સાંભળી તે દયાળુ પુરૂષના હૃદયમાં ધ્રાસ્કો પડતો હતો. તે પ્રોટેસ્ટંટ હોવાથી તેના સમકાલીન અન્ય પુરૂષો જેટલો-તે સાંપ્રદાયિક બંધનોમાં નહતો. અલબત સાધારણ લૌકિક શિક્ષણના મૂળ નિયમો સામે બંડ ઉઠાવવાની અથવા ચાલતી વિચાર સરણિથી મુક્ત થવાની ઇચ્છા તેને જરા પણ હતી નહીં. ભૂતોના અસ્તિત્વ તથા તેમનાં કૃત્યો વિષે તે સર્વ માનતો હતો. પણ વિશેષ તેને એટલું જ કહેવાનું હતું કે દેવતાઈ તરીકે ઉપસ્થિત થયેલી કેટલીક હકીકતો રોગને લીધે હતી; ડાકણો કાંઈ હવામાં ઉડી કે તોફાન ઉપજાવી શકતી નથી; પણ સેતાનના ભરમાવવાથી તેઓ માને છે કે અમે તેવું કરીએ છીએ. આ પ્રમાણે તેણે વળગાડનો વિચાર ઘણો વિસ્તારી તેમાં ડાકિની પ્રયોગને સમાવેશ કીધો. વળી તે જણાવે છે કે જ્યારે લોકોનાં મગજ કોઈ રોગને લીધે ચળી જાય અને સ્વભાવ ખાટો થઈ જાય ત્યારે તેઓ સમજે છે કે અમને વળગાડ છે; તેમાં પણ ખાસ સ્ત્રીઓનાં મગજપર આવી અસર જલદી થાય છે. વળી તેણે બતાવી આપ્યું કે જે બૈરીઓ ડાકણ થઈ જતી, તેઓમાં માનસિક તથા નૈતિક નિર્બળતા વિશેષે કરીને માલમ પડતી હતી. તે કહે છે કે યાહુદી લોકોના કાયદામાં ‘ વિચ ’ શબ્દનો અર્થ ડાકણ નહીં, પણ ઝેર આપનાર થાય છે. આ પુસ્તકની પ્રસ્તાવનામાં તેણે નિર્દોષ લોહી વહેતું બંધ કરવા માટે યૂરોપના રાજાઓને અંતઃકરણ પૂર્વક વિનતિ કરી હતી.

આ પુસ્તકની અશ્રદ્ધા કાંઈ અતિધૃષ્ટતા ભરેલી ગણાય નહીં. તેનો કર્તા જુના અને નવા જમાનાને જોડનારી સાંકળના જેવો છે. થોડા વર્ષમાં બેઝલ અને આમ્સ્ટર્ડામ જે તે સમયમાં વિચાર સ્વાતંત્ર્યનાં મુખ્ય સ્થળો હતાં, ત્યાં તેની ત્રણ આવૃત્તિ છપાઈ. ૧૫૬૯ માં ફ્રેંચમાં તેનું ભાષાંતર થયું. તેના ખંડનમાં યૂરોપના પ્રસિદ્ધ દાર્શનિક અને પ્રજાતંત્ર ( Republic ) ના કર્તા બોડિનની કલમથી લખાયેલો ગ્રંથ ટુંક સમયમાં પ્રકટ થયો. ‘ ભૂતાવેશ અને જાદુ ’ એ નામના પુસ્તકમાં તેણે પ્રમાણો તરફ ધ્યાન આપવા

ખર આવી ચોપડી લખનાર તથા આવા મલિન ધંધાનું રહસ્ય જાણનાર પોતેજ શંકાનું પાત્ર કેમ નહોય? જેને ઇશ્વરી કાયદો મોતની સજા ફરમાવે છે, તેને બચાવવો તે રાજાઓની પણ સત્તા બહાર છે. જેમણે આવાં કૃત્યોરૂપી અપરાધ કરેલો છે, તેમણે ઇશ્વરના પ્રભાવને અપમાન પહોંચાડ્યું છે, તેમણે ખરેખર ઇશ્વરી કાયદો તોડ્યો છે, અને મરકી તથા દુકાળ તેમના દેશને વેરાન કરી નાંખશે. નવમા ચાર્લ્સે પ્રખ્યાત જાદુગર ત્રોઈ એકિલીસની જીંદગી બચાવી હતી, તેનું ફળ એ થયું કે તે રાજાનું અકાળ મૃત્યુ થયું; કારણ કે ઇશ્વરનો સખત કાયદો છે કે મારી નાંખવા લાયક માણસને જે કોઈ બચાવશે, તે પોતાનાજ ઉપર તે સજા વ્હોરી લેશે. આ પ્રમાણે રાજા અહબને પેગંબરે કહેલું છે કે મારી નાંખવા લાયક માણસને તેં બચાવ્યો, માટે તારેજ મરવું પડશે;' કેમકે જાદુગરોને માફી આપવાની વાત કદી ક્યાંય સાંભળવામ આવેલ નથી.'

યૂરોપની એક આગળ પડતી પ્રજાના મહા વિદ્વાન્ પુરૂષે ઈ. સ. ૧૫૮૧ માં આવો ગ્રંથ લખ્યો, તે બતાવી આપે છે કે તેના વિચારોને વધાવી લેનારા વાચકોની સંખ્યા કેટલી મોટી હશે. ને પછી માત્ર સાત વરસે મોન્ટેન નામે ફ્રાન્સના એક વિદ્વાને ફ્રેંચ ભાષામાં પહેલવહેલો મોટો અનાસ્થાયુક્ત ગ્રંથ બહાર પાડ્યો. તેમાં અનાસ્થાસૂચક અન્ય વિષયોમાં ડાકિનીપ્રયોગ અગ્રસ્થાને હતો. બોડિન તથા વાયરની પેઠે સંખ્યાબંધ લાંબાં પ્રમાણો ટાંકી તે પ્રમાણે દલીલો ઘડવાનું તેને પસંદ નથી. દેવતાઈ વાતો માનવામાં પ્રીતિ, આસુરી શક્તિઓનું ઉત્કટ ભાન, એ સર્વ સ્વપ્નની માફક અદૃશ્ય થાય છે. હવે સંભાવ્યતાનું ધાર્મિક પ્રમાણ ગયું, અને તેની જગોએ ચતુરાઈ ભરેલી, વ્યવહારૂ, સામાન્ય બુદ્ધિ દેખાય છે. ડાકણોના ઇકરાર સર્વ વસ્તુતઃ અશ્રદ્ધેય ગણવામાં આવ્યા. તેમાં ઘણાએક ઇકરાર થવાનાં કારણ તરીકે ખસી ગયેલા મગજનાં સ્વપ્નો અથવા યાતનાયંત્રનો ભય આપી શકાય. પણ કદાચ પુરાવો જુઠો ઠરાવવા આપણી પાસે સાધનો ન હોય, ત્યારે પણ તે માનવાની જરૂર નથી. આ વિષે તે લખે છે કે ' અનુભવ તથા સત્ય બીનાના સુદૃઢ પાયા ઉપર રચેલી દલીલો ભલે હોય; તેમને ઉકે-

લવાનો ડોળ હું કરતો નથી, ‘પણ જેમ સિકંદરે ગૂઢ ગ્રંથિ કાપી નાંખી તેમ હું પણ તેમનું છેદન કરૂં છું. ફક્ત આપણા પોતાના મતને લઇને મનુષ્યોને જીવતાં શેકવાં તે સ્વમતની બેહદ કીંમત કરવા જેવું છે.’ વળી તેણે એક નવી દલીલ વાપરી, જે પાછળથી ધાર્મિકવાદયુદ્ધોમાં વારંવાર ઉપયોગમાં લેવાતી. તે એવી હતી કે એક ઘરડી ડોશી ધુમાડીયામાંથી સાવરણી ઉપર બેસીને જઈ શકે તેના કરતાં આપણી પોતાની જ ઇંદ્રિયો છેતરાય એ વધારે બનવા જોગ છે. અને આરોપવામાં આવતાં કૃત્યો ડાકણોથી બની શકે તેના કરતાં સાક્ષીઓ જુઠું બોલે તે થોડું આશ્ચર્યકારક છે

માન્ટેન લેખક તરીકે મોટો તાર્કિક હોવાનો ડોળ ઘાલતો નથી; પણ તેમ છતાં મનુષ્યોના મત ઉપર તેણે ગંભીર અને સાર્વજનીક (universal) અસર કીધી છે. આ બાબતનો ખુલાસો શોધી કહાડવો મુસ્કેલ નથી. ભૂતકાળના મોહમાં હજુ સજ્જડ બંધાયેલા જમાનાની અંદર તેણે ધાર્મિક કલ્પનાઓ રૂપી વાદળાંથી નહી ઢંકાયેલ અને અધિકારનાં ફરમાનોથી નહીં જડાએલ એવી યુક્તિ હરેક પ્રશ્નને લગાડી. તેની અપૂર્વ કલ્પનાશક્તિ તેની ચોકસ દલીલોમાં અથવા ચોકસ અભિપ્રાયોમાં રહેલી નથી, પણ તેના મનના સાધારણ ભાવ અને પ્રકૃતિમાં રહેલી છે. અત્યાર સુધી વિશ્વમાન્ય ગણાતી ભૂતકાલસાપેક્ષ ( retrospective ) વિચારપ્રણાલીમાંથી મુક્ત થનાર તે પહેલો ફ્રેંચ ગ્રંથકાર હતો; તેણે સર્વ પ્રશ્નોનો નિર્ણય વ્યાવહારિક રીતે અને નિત્ય અનુભવ વડે બનતા સંભાવ્યતાના માપ પ્રમાણે કરવા હીંમત ધરી. તે કહે છે કે ‘ઇરાની, યાહુદી, ગ્રીક, લેટિન, જર્મન, ફ્રેંચ, ઇટલીય, સ્પેનિશ અને અંગ્રેજ વગેરે તમામ પ્રજાના કાયદામાં જાદુગરને મોતની સજા ફરમાવેલી છે તે હું જાણું છું. વળી પેગંબરો, ધર્માચાર્યો, સાક્ષરો તથા ન્યાયાધીશોએ અનેક ઉપાયથી આ ગુન્હાનું સ્પષ્ટીકરણ કરવા યત્ન કર્યો છે તે પણ હું જાણું છું. પણ તેની જોડે એ પણ જાણું છું કે માનુષી વિવેકશક્તિ કેટલી સ્ખલનશીલ છે; માણસે પોતે પ્રથમથી બાંધી લીધેલા વિચારોનું જ પ્રતિબિંબ કેટલી સુગમતાથી તે ઐતિહાસિક બનાવોમાં દેખે છે; શ્રદ્ધાલુ અને વિવેકશૂન્ય જમાનામાં કેટલા

ઝપાટાથી જુદી કલ્પનાઓ બંધાઈ જાય છે.' જે વખતે પ્રોટેસ્ટંટો, રોમ-સંપ્રદાયવાળા તથા ઇશ્વરજગદ્ભેદવાદીઓ ભૂતકાળનો મહિમા ગાવામાંજ રચ્યા પચ્યા હતા; બાહ્ય જગત જોડે બિલકુલ સંબંધ નહોય તેવા વિચારોનું વાતાવરણ પોતાની આસપાસ બાંધવું એ જ જે વખતે પ્રત્યેક વિદ્વાન્ તથા પ્રત્યેક ધર્મગુરૂનું લક્ષ્ય હતું, જે સમયે જ્ઞાન પોતે અંધશ્રદ્ધાનું ગુલામ બની રહ્યું હતું; દુરાગ્રહની બેડીઓમાં સજ્જડ બંધાયેલા લોકોને જે વખતે સૌથી ડાહ્યા લેખવામાં આવતા હતા–તે વખતે મોન્ટેને પોતાની ઓજસ્વી પ્રતિભાવડે અનુભવાત્મક જગતમાં ઊર્ધ્વ ગમન કીધું; જ્ઞાનપ્રાપ્તિથી ગુલામ નહીં બનેલી, પણ પ્રદીપ્ત થયેલી બુદ્ધિવડે પોતાના જમાનાના મતોની તેણે પરીક્ષા કીધી; ભૂતકાળના સિદ્ધાંતોના તેજમાં અંજાઈ ગયા વગર તેમનું ચિંતવન કીધું; ઇતિહાસના વિશાળ ક્ષેત્રપર, તેના પરસ્પર વિરોધી ઝનુની પક્ષોપર, તેના વિસંવાદી માર્ગો તરફ, તથા તેની નિરંતર બદલાયા કરતી માન્યતાની ભરતીઓટ તરફ તેણે પોતાની દૃષ્ટિ ફેંકી, અને તે અવલોકન વડે પોતાના સમકાલીન પુરૂષોથી કેવળ જુદાજ પ્રકારનો સારાંશ કહાડ્યો. તે એ હતો કે માનવબુદ્ધિ અત્યંત ભ્રાંતિશીલ છે; ભૂતકાળને બેહદ નમન કરવામાં મૂર્ખાઈ છે; અને જે માન્યતા વિષે આપણને બહુ થોડી ખાત્રી હોઈ શકે, તેની ખાતર માણસોને મોતની સજા ફરમાવવી, તે ઘણું ભયંકર છે. આ વિચારોથી તેને સંદેહ થયો કે ડાકિની પ્રયોગ એ ભ્રમ હોઈ શકે; વળી તેની માનસિક પ્રકૃતિ તથા માનસિક વલણ વડે તે એવું માનવા લાગ્યો કે તે છેક અસંભવિત છે આવી રીતે આધુનિક વ્યવહારૂ અને વિવેકશીલ પવનનો તે પ્રથમ પ્રતિનિધિ હતો. ડાકિનીપ્રયોગ તે કુદરતી કારણોનું પરિણામ છે એમ માનવાનું મોન્ટેનને દૃઢ વલણ થઈ ગયું હતું; અને તેટલા વાસ્તે જો કે પોતે સાંભળેલી બધી હકીકતોનો ખુલાસો આપવાને તેણે પ્રયત્ન કર્યો નહીં, પણ તે હકીકતોનો સ્વીકાર કરવામાં રહેલી અસંભાવ્યતાના કરતાં બીજી કોઈ પણ મોટી અસંભાવ્યતા હોઈ શકે નહીં, એમ તેને પકી ખાત્રી હતી. આ કાંઈ અજ્ઞાનનું કાકતાલીય પરિણામ નહતું, પણ તમામ ધાર્મિક પ્રશ્નોને તેણે લગાડેલી વિચાર સરણિનું તે સ્પષ્ટ પરિણામ

હતું. પચાસ વર્ષ પહેલાં આવા વિચારોથી ભરેલો ગ્રંથ તદન અગ્રાહ્ય થઈ પડત એટલુંજ નહીં, પણ તેના કર્ત્તાને કદાચ બાળી મુકવામાં આવ્યો હોત. પણ ૧૬ મા સૈકાની આખરે તેને વધાવી લેવાને લોકોન મન તૈયાર થઈ ચૂક્યાં હતાં, માટે ફ્રાન્સ દેશમાં તેણે ઇલહામ ( Revelation ઇશ્વરી ઉન્મેષ ) ના જેવો ઝબકારો માર્યો. મોન્ટેનના નિબંધે પુરાવાના ઇનકારથી અથવા સ્પષ્ટીકરણથી ડાકિનીપ્રયોગનો ભંગ કર્યો નથી, પણ તે વિષયની વાસ્તવિક અનુપપત્તિનું મનુષ્યોને વધારે વધારે ભાન કરાવીને તે કર્યો છે, માટે તેનો નિબંધ પ્રસિદ્ધ થયાની તારીખથી આપણે તેજસ્વી અને નિત્ય વિસ્તાર પામતા બુદ્ધિ સ્વાતંત્ર્યવાદની શરૂઆત થઈ એમ ગણીશું.

તે પછી તેર વર્ષે કૅરને ડહાપણવિષે પ્રસિદ્ધ નિબંધ લખ્યો. જે બાબતોને મોન્ટેને મોટી શંકાના રૂપમાં બતાવી હતી, તેથી આગળ વધીને હવે કૅરને તો તે માનવાની ચોખ્ખી ના પાડી. આખા ૧૭ મા સૈકાની અંદર તેવાજ પ્રકારના વિચારો ચાલુ હતા. તેમણે ધીમે ધીમે પણ દૃઢતાથી જુનો મત નિર્મૂળ કર્યો. પણ આ કાર્ય કોઈ પુસ્તકોની મદદથી આગળ વધ્યું હોય એવું દેખાતું નથી. વાદવિવાદ અથવા ઝગડાનું તે પરિણામ નથી, પણ શાંત, અદૃશ્ય ક્ષયનું પરિણામ છે. પાદરીઓ હજુ લોકોના વળગાડ મટાડવાને મંત્રો ભણતા, ડાકણોપર કોર્ટમાં કામ ચલાવતા, અને શંકા કરનારાઓનો બહિષ્કાર કરી શાપ દેતા. વળી ઘણા વકીલો કાયદાનાં જુનાં પુસ્તકો તથા ઢગલાબંધ કેસો વાંચી વાંચીને એકદેશીય દુરાગ્રહથી તે મતનું નાકું પકડી રાખતા. પણ આ પશ્ચાદ્દૃષ્ટિવાળા એક વર્ગ સિવાય તમામ લોકોમાં ડાકણોના અસંભવનો ખ્યાલ દિન પ્રતિ દિન વધતો ગયો; તે એટલે સુધી કે છેવટે કોઈ પણ વાતની અંદર જો સેતાનનું સાહચર્ય દેખાતું હોય, તો ખાસ તે કારણસર તે વાત હાંસીનું પાત્ર ઠરતી. જે લોકો તદન વ્યવહાર દૃષ્ટિથી વિચાર કરતા અને જેઓનાં મન ઉપર અધિકારનું શાસન બહુ થોડું હતું, તેમનામાં ખાસ આ વલણ દેખાવા લાગ્યું. કેટલાએક મોટા પંડિતો તથા લેખકો આ મત અસંભવિત છે એમ પૂરેપૂરૂં જાણતા હતા; પણ તેઓના આગળ એટલો બધો મજબુત પુરાવો હતો કે તેઓ આ

વિષયપર મુંઝાઇને બીકણપણે કાંઈ પણ નિર્ણય કર્યાવગર બેસી રહ્યા હતા. લા બુએર કહેતો કે જે સિદ્ધાંતોપર જાદુ આધાર રાખે છે, તે અસ્પષ્ટ, અનિશ્ચિત તથા કાલ્પનિક લાગે છે; પણ માનવા લાયક અને નજરે જોનારા સાક્ષીઓએ ઘણી ગુંચવાડા ભરેલી વાતોનો પુરાવો આપેલો છે, માટે તેની હા પાડવી કે ના કહેવી તે બંને મૂર્ખાઈ ભરેલું છે. માટે તમામ સાચું માનનારા ભોળા લોકો અને બધું જુઠું કહેનારા નાસ્તિકોની વચમાં મધ્યસ્થ રહેવું તે સારૂં છે. બેલના વિચારો પણ તેવાજ હોય એમ જણાય છે. કાર્ટસે ( Descartes ) જો કે સીધી રીતે આ બાબત વિષે સૂચના કરી નથી તો પણ તે ઉપર તેણે સારી અસર કરી, કારણ કે પરંપરાની સત્તામાંથી મનને મુક્ત કરવું, તત્વજ્ઞાનને વ્યાવહારિક બનાવવું, અને ભૂતો સંબંધી જડ વિચારોનો નાશ કરવો, એવું તેના શિક્ષણનું વલણ હતું. મેલબ્રેન્શ જણાવે છે તેમ તેના વખતમાં કેટલીક રાજ્યસભાઓ ડાકણોને બાળતી બંધ પડી હતી; અને તેથી તેમની હકુમતમાં ડાકણોની સંખ્યા પણ બહુ ઘટી ગઈ હતી. આ ઉપરથી તેણે અનુમાન કીધું કે કલ્પનાની ચેપી શક્તિથી આવા ઘણા બનાવો ઉત્પન્ન થયા હશે. વળી જે વિચારપ્રણાલીથી ડાકણોને વરૂના દેહમાં પેસતી ધારવામાં આવતી, તેનું ઘણીજ બારીકતાથી તેણે અવલોકન કર્યું. પણ તે એક પાદરી હોવાથી તેને ઉમેરવાની જરૂર લાગી કે ખરેખરા જાદુગરોને અવસ્ય મોતને શરણ કરવા જોઇએ. પણ વૉલ્ટરે આ સર્વ બાબતને તિરસ્કારથી વખોડી કાઢી, અને કહ્યું કે જ્યારથી ફ્રાન્સમાં વિદ્વાનો થવા લાગ્યા, ત્યારથી ડાકણોની સંખ્યામાં બહુ ઘટાડો થયો છે; અને સ્પેંજર અથવા સ્પાઇનાના જેટલીજ દૃઢતાથી પણ તદ્દન જુદા તુથી તેણે તે મતની તરફેણની ધાર્મિક દલીલો એકઠી કીધી.

૧૭ મા સૈકાના પૂર્વાર્દ્ધમાં ડાકણોનો નાશ કરવા માટે રાજ્યસત્તા પોતાના ઉત્સાહનો એક સરખી રીતે ઉપયોગ કરતી હતી. મોન્ટેન અને કૅરનના ગ્રંથો પ્રસિદ્ધ થયા તે અરસામાં સંત કલૉડની કચેરીમાં બોગે બિરાજતો હતો; ત્યાં તેણે વરૂ પ્રવેશ માટે ૬૦૦ લોકોને બાળી દીધા. તે પછી થોડાં વર્ષે દ્રુએમાં ૫૦ ખૂન થયાં. પણ તે સૈકાના મધ્યમાં વૃદ્ધિ પામતી

અનાસ્થા ઠેઠ સત્તાધિકારીઓ સુધી પહોંચી વળી; તેથી તેવી સજાઓ મંદ થઈ ઘટી ગઈ. ૧૬૭૨ માં કોલબર્ટે ન્યાયાધીશોને ફરમાવ્યું કે જાદુના તહોમતવાળા કોઈપણ કેસ તમારે લેવા નહીં. તથા ઘણા કિસ્સામાં તેણે મોતની સજા ફેરવીને દેશનિકાલની સજા કરી. હવેથી જાદુના કેસ બહુ ઘટવા લાગ્યા. ૧૬૮૦ થી ૧૭૦૦ સુધીમાં ફ્રાન્સમાં માત્ર ૭ જાદુગરોને બાળી દેવામાં આવ્યા હતા. કારણ કે હવેથી આ વિષય સંબંધી નાસ્તિક્ય બહુ વૃદ્ધિ પામ્યું હતું. ઈ. સ. ૧૭૧૮ માં બોર્ડોની પ્રતિનિધિ સભાએ સદરહુ આરોપપર એક માણસને બાળી દીધો હતો. તે પછી છુટા છવાયા એક બે કેસ થયેલા, પણ આરોપીઓને છોડી મુકવામાં આવ્યા હતા. હવે વૉલ્ટેર રૂપી તારો ક્ષિતિજપર ઉદય પામ્યો હતો. તેના અનુયાયીઓ ડાકણોની એકેએક હકીકતનો એટલો સખત ઉપહાસ કરતા હતા કે તેને માનવાવાળા તો ખરેખર બ્હી જતા. ભૂત વિસર્જનના મંત્રો તો રોમન કેથોલિક વિધિઓમાં હજુ જેમ ચાલે છે, તેમ ચાલુ રહ્યા, અને આખી ૧૮ મી સદીમાં તે ભણવામાં આવતા. પણ વધારે ભણેલા પાદરીઓએ તેમની ઉપેક્ષા થવા દીધી. અને તેને સજીવન કરવાનો કેટલાક યત્ન કરતા, તો તેમને ઉત્તેજન મળતું નહીં.

પ્રોટેસ્ટંટ દેશોમાં ડાકિની પ્રયોગનો વૃત્તાંત રોમીય દેશોના વૃત્તાંતને એટલો બધો મળતો આવે છે કે પહેલા વિષે બહુ વિસ્તાર કરવાની જરૂર નથી. બંને ઠેકાણે દેવતાઈ બનાવો તરફનું વલણ તે માન્યતાનું મૂળ હતું અને ધાર્મિક ત્રાસ જેટલા પ્રમાણમાં હોય, તેટલા પ્રમાણમાં ડાકણોપર જુલમ થતો. વળી બંનેમાં વિવેક શક્તિના ઉદય અને વૃદ્ધિના પ્રમાણમાં તેનો ધ્વંસ થતો ગયો. ઈંગ્લાંડમાં જાદુપ્રયોગ સામે ૧૫૪૧ સુધી કાયદો હોય એવું લાગતું નથી. તે સાલમાં ધર્મ ક્રાંતિના પહેલા સંવેગથી પ્રજામાં મોટો ક્ષોભ ઉત્પન્ન થયો. અગાઉ આ ગુન્હો બનતો જાણવામાં હતો, અને તેની સજા તરીકે થોડાંક ખૂન થયેલાં, પણ તે બહુ જવલ્લેજ બનતાં હતાં; વળી તેવી સજાઓમાં વહેમ સિવાય બીજા ઊંડા હેતુ રહેલા હતા. આ માન્યતાનો ભોગ થઈ પડનારાંમાં સર્વશ્રેષ્ઠ બિચારી **જોન ઓફ આર્ક**

ફ્રાન્સની ભૂમિપર ફ્રેંચ ધર્મગુરૂની શિક્ષાથી અંગ્રેજ લોકોને હાથે મૃત્યુ પામી. તે પછી થોડાં વર્ષે ગ્લૂસ્ટરની શાહજાદી ઉપર ઓર્ફર્ડ નામના ધર્માધ્યક્ષે રાજાની જીંદગી જાદુથી લેવા પ્રયત્ન કરવાનું તહોમત મુક્યું, તેથી તે બાઇને પશ્ચાત્તાપ કરવાની ફરજ પડી, અને તેના બે નોકરોને ફાંસી મળી. આ ઉપરાંત બીજા કેટલાક કેસ બનેલા છે, પણ એકંદરે યૂરોપના અન્ય દેશો કરતાં ઇંગ્લાંડમાં આ વહેમ બહુ થોડો વધ્યો હતો. કંઇક અંશે તેની અલગ સ્થિતિને લીધે તથા કંઇક અંશે પ્રથમથીજ લોકોનું જુસ્સા ભરેલું રાજકીય જીવન હોવાને લીધે ઇંગ્લાંડમાં નિર્ભય અને સ્વાશ્રયી વર્તન પેદા થયું—જે યૂરોપના સામાન્ય વર્તનથી તદન ભિન્ન પ્રકારનું, અસ્વસ્થ અને વહેમ યુક્ત ભયથી અત્યંત મુક્ત અને ધર્મનાં વિષાદજનક સ્વરૂપોથી વિમુખ હતું. તો પણ ધર્મક્રાંતિના ઝગડાઓમાં કેટલાક અંધ વહેમો જાગે તે સ્વાભાવિક હતું. દાખલા તરીકે ક્રૅન્મર પોતાની મુલાકાતના શેરાની એક કલમમાં પાદ-રીઓને ફરમાવે છે કે 'જે કોઈ વશીકરણ, અભિચાર, મોહન, ઇંદ્રજાલ, દૈવ પરીક્ષા અથવા સેતાનકૃત બીજો કોઈ પણ ધંધો કરતો હોય તેને શોધી કહાડવો.' આઠમા હેનરીનો ડાકણો સામેનો કાયદો તેના પુત્રની કારકીર્દીમાં રદ થયો. અને પાછો ઇલિઝાબેથના રાજ્યાભિષેક પર્યન્ત ફરીથી થયો નહતો. ઇલિઝાબેથની આગળ ધર્મોપદેશ કરતી વેળા એક વખત જ્યુએલે કહ્યું 'મહારાણી સાહેબ, આપના રાજ્યમાં થોડાં વર્ષ થયાં ડાકણો અને જાદુગરોની સંખ્યા બહુ વધી ગઈ છે; આપ નામદારની રૈયત ક્ષીણ થઈ થઇને મરી જાય છે; તેમનાં શરીરનો વર્ણ ઝાંખો પડી ગયો છે; તેમનું માસ સડી જાય છે; તેમની જીભ ઝલાઈ જાય છે...હું પ્રભુને વિનતિ કરૂં છું કે તેઓનાં કામ રૈયતથી ઉપરને દરજ્જે (આપ સુધી) પહોંચી વળે નહીં.' આ પછી બીજે જ વર્ષે સખત કાયદો થયો, તેને પરિણામે ડાકણોની સંખ્યામાં ઉલટી વૃદ્ધિ થતી દેખાઈ. જેમ્સ રાજા અતિ સુધારક શાખા ( Puritanism ) ને ધિક્કારતો હતો, છતાં સેતાની શક્તિ વિષે તે શાખાવાળાના વિચારો તેણે ગ્રહણ કર્યા હતા, કેમકે આ વિચારોનું પ્રબળ સ્કોટલાંડમાં ઘણું હતું. રાતદિવસ તેને આ બાબતના વિચાર આવ્યા

કરતા; તે ઉપર તેણે પોતે એક સંવાદ લખ્યો હતો; જ્યારે તે ડેનમાર્કથી પાછો આવતો હતો, ત્યારે રસ્તામાં તોફાન થયું, તે ડાકણોનાં કાવતરાંને લીધે હતું, એમ તે ખાત્રીથી કહેતો હતો, અને તે ફૂલાઇને જણાવતો કે 'સેતાન મને પોતાને તેનો કટ્ટો દુશ્મન ગણે છે.' તે ઈંગ્લાંડની ગાદીપર બેઠો એટલે તરતજ કાયદો રચવામાં આવ્યો કે પહેલો આરોપ સાબિત થાય કે તરત ડાકણોને મારી નાંખવી, પછી ભલે તેમણે પોતાના પડોશીઓને કાંઈ પણ નુકસાન કર્યું ન હોય. જે વખતે કોક વડો સરકારી વકીલ હતો, અને બેકન પાર્લામેન્ટનો સભાસદ હતો, તે વખતે આ કાયદો પાસ થયો. પછી સમગ્ર દેશમાં અને ખાસ કરીને લેંકેશાયર પરગણામાં સંખ્યાબંધ ફરિયાદો ચાલી, અને સાહિત્યમાં આ વહેમની જબરી અસર થઈ.

સર થોમસ બ્રાઉન કહેતો કે જેઓ ડાકણોની હયાતી વિષે ના પાડે છે, તેઓ ધર્મબાહ્ય છે, એટલુંજ નહીં, પણ ઇશ્વરને પણ માનતા નથી. શેક્સપીઅર પણ પોતાના વખતના બીજા નાટકકારોની પેઠે આ માન્યતા વખતોવખત દર્શાવતો, અને જોન ઑફ આર્કનું શોકપ્રદ ચિત્ર જે તેની બુદ્ધિપર મોટું કલંક છે, તે પણ આ માન્યતાનું ફળ છે. બેકન ધર્મની અવનતિનાં ત્રણ કારણ આપે છે, તે પાખંડ, મૂર્તિપૂજા અને ડાકિની પ્રયોગ છે. સેલડન કહેતો કે ડાકિની પ્રયોગ એ ભલે કેવળ ભ્રાંતિ હોય, પણ ડાકણોને મારી નાંખવાનો કાયદો વાજબી છે, કારણ કે કોઈ સ્ત્રી બીજા લોકોને મારવા શક્તિવાન ન હોય, પણ તેમ કરવાનો ઇરાદો કરે, તો પણ તેને મોતની સજા ઘટે છે. પણ આ ધંધો તોડી પાડવાને જેમ્સ રાજાએ જે પ્રયાસ કર્યો તેનો પ્રજાતંત્ર ( commonwealth ) ના સમયમાં થયેલા શ્રમ આગળ કાંઈ હિસાબજ નથી. દેશની અંદર પ્યુરિટન લોકોની સત્તા જેવી વધી, અને તેના પાદરીઓ રાજ્ય કરનાર વર્ગોમાં પોતાના તમોવૃત્ત સિદ્ધાંતો ફેલાવવામાં ફતેહ પામ્યા કે તરતજ આ વહેમે રાક્ષસી કદ ધારણ કર્યું. પ્રજાતંત્રનાં થોડાં વર્ષો દરમ્યાન જેટલાં ખૂન થયાં, તેટલાં પહેલાં કે પછી કુલ મળીને પણ કદી થયાં નથી. આ સર્વ દોષ ન્યાયાધીશો કે ધારા મંત્રીઓનો નથી. પણ માત્ર પ્યુરિટન પંથના શિક્ષણનું કુદરતી

પરિણામ હતું. તેની અસર વડે લોકો વ્યવહારમાં સર્વત્ર સેતાનનાં કાર્ય દેખતા. હવે આ બાબતનો ત્રાસ દેશમાં પ્રસરી ગયો, અને સેતાનની શક્તિની વાર્તાઓ ચોગમ ફેલાઈ ગઈ. સફોક પરગણામાં વિશેષ ક્ષોભ થયો, અને ડાકણો શોધનાર પ્રખ્યાત મેથ્યુ હૉપકિન્સ જણાવવા લાગ્યો કે ડાકણોનો ઉપદ્રવ વધી પડયો છે. તે ઉપરથી તપાસ કરવાને એક મંડળ મોકલવામાં આવ્યું. તેઓએ એક વર્ષમાં સાઠ મનુષ્યોના પ્રાણ લીધા; તેમાં એક ૮૦ વર્ષનો કમનસીબ પાદરી ડોસો હતો. તેણે બાપડે ૫૦ વર્ષ સુધી પોતાના દેવળનું કાર્ય નિષ્કલંકપણે બજાવ્યું હતું. તે બિચારો આ શંકાનું પાત્ર થઈ પડયો. તેને લાગલાગટ ઘણી રાતોના ઉજાગરા કરાવ્યા, અને એટલો બધો રીબાવ્યો કે છેવટે તે જીવવાથી કાયર થઈ ગયો, અને પોતે શું બોલે છે, કે કરે છે, તેનું પણ ભાન રહ્યું નહીં. પછી તેને પાણીમાં ડુબાડયો, અપરાધી ઠરાવ્યો, અને ફાંસીએ લટકાવી દીધો.

આ પ્રમાણે આપણે જોયું કે ડાકણો વિષે ખ્યાલ જે ઇંગ્લાંડમાં બહુ જુના કાળથી હતો, તે ધર્મક્રાંતિથી થયેલા જુલમવડે પ્રથમ વૃદ્ધિ પામ્યો, અને જેમ જેમ ડાકણોની તપાસો તથા તેઓનાં ખૂનથી તે વિષય તરફ લોકોનું ધ્યાન ખેંચાતું ગયું, તેમ તેમ તેની મહત્તા વધતી ગઈ, અને છેવટે પ્યુરિટનોના મ્લાન ધર્મોપદેશથી તેની હદ આવી ગઈ. હવે તેની અવનતિનો વૃત્તાંત લખવાનું માત્ર બાકી રહે છે.

બીજા ચાર્લ્સને ગાદી મળ્યા પછી જે અનાસ્થાનો પ્રચંડ વાયુ વાવા લાગ્યો, તેમાં આ વહેમ પણ અનાસ્થાનો ભોગ થઈ પડ્યો. પાછલા રાજ્યની અતિશય સખ્તાઈ વિરૂદ્ધ જે પ્રતિઘાત થયો તેથી કરીને મોજીલા લોકોમાં અતિશય નિંદાયુક્ત અશ્રદ્ધા પેદા થઈ, અને ડાકિની પ્રયોગમાંથી ઉપહાસનાં પુષ્કળ સાધનો મળે તેમ હોવાથી તે બાબતની અનાસ્થા હોવી તે એક પ્રકારની ધાટી ( fashion ) થઈ પડી. વળી વિદ્વાનોમાં વધારે ઊંચી માનસિક અસરથી પણ તેવુંજ વલણ પેદા થયું. હૉબ્સ નામે તત્ત્વચિંતકે પોતાનો સઘળો ઉત્સાહ શરીર વિનાના પ્રાણીઓ વિષે નિંદા કરવામાં, તેમજ દૈત્યો, ભૂતો વગેરેની ભાવનાઓને ખૂબ હસી કહાડવામાં

વાપર્યો હતો, તથા પોતાના શિષ્યોમાં પણ તેવુંજ વલણ તેણે પેદા કર્યું હતું. બેકનનું તત્ત્વજ્ઞાન તે વખતે અતિશય લોકપ્રિય થઈ પડયું હતું, તેની પણ તેવીજ અસર થઈ. રૉયલ સોસાએટી પણ હમણાંજ સ્થપાઈ હતી; ફ્રાન્સના રાજ્યપરિવર્તન પહેલાં પ્રજામાં પદાર્થ વિજ્ઞાનનો જેવો શોખ દૃશ્યમાન થતો હતો, તેવોજ અહીં પણ સાધારણ થઈ પડયો; અને અંગ્રેજોનું તમામ બુદ્ધિબળ કુદરતી બનાવો અને તેના નિયમો શોધી કહાડવામાં લાગેલું હતું. આવી રીતે દરેક બનાવનું કુદરતી કારણ આપવાનું સર્વત્ર વલણ થયું–જેને પરિણામે કોઈ પણ બનાવનાં દેવતાઈ કારણો આપવાની મૂર્ખાઈ વિષે ખાત્રી થવા લાગી; તેથી કરીને ડાકણો વિષેની માન્યતા એકદમ ઘટવા લાગી. તે વાતોની સવિસ્તર તપાસ કોઇએ કાળજીથી કરી હોય એવું જણાતું નથી; તેમ છતાં તે માનવાની અનિચ્છા વધવા લાગી હતી; કેમકે પરીક્ષાત્મક વિજ્ઞાનશાસ્ત્રથી જન્મ પામેલી વિચારસરણિને તેવી વાતો વિપરીત ભાસતી હતી.

આ ત્રણ કારણોના સંયોગથી ડાકણોની માન્યતામાં ગંભીર ફેરફાર ઉત્પન્ન થયો. પહેલવહેલું કેળવણી પામેલા ગૃહસ્થોમાં તેની અસંભાવ્યતાનું ભાન પ્રસરી ગયું, તેથી સદરહુ તપાસોની સંખ્યામાં એકદમ ઘટાડો થયો. ૧૬૬૪ માં બે સ્ત્રીઓને ફાંસી આપવામાં આવેલી, તે પછી ૧૭ વર્ષે આ નાશ પામતી માન્યતાની જુંબેસ ઉઠાવનાર ગ્લૅનવિલ નામે પાદરી હતો, તે પોતાના સમયમાં અતિ પ્રસિદ્ધ હતો, એટલુંજ નહીં, પણ તેની પછી થયેલા વિદ્વાનોમાં પણ તેની બુદ્ધિવડે ઉંચો દરજ્જો ભોગવે છે. વિશેષમાં આપણે અનુભવ દૃષ્ટિથી તેનું ચારિત્ર્ય નિહાળીએ છીએ, તેથી તે આપણને વધારે રસપૂર્ણ થઈ પડે છે, કારણ કે પરીક્ષાત્મક વિજ્ઞાનશાસ્ત્ર જે આજકાલ અંગ્રેજ લોકોનાં મનનો મોટો ભોમિઓ થઈ પડેલ છે, તેના ઇતિહાસમાં તે અગ્રસ્થાન ધરાવે છે.

જે લોકો ગ્લૅનવિલને માત્ર ડાકિની પ્રયોગના હિમાયતી તરીકે જાણે છે, તેઓ આ સાંભળીને કંઇક ગુંચવાડામાં પડશે કે ગ્લૅનવિલના મનનું મુખ્ય લક્ષણ અતિશય નાસ્તિક્ય હતું. તેણે 'મતાભિમાનની મૂર્ખતા અથવા મતોમાં અતિશ્રદ્ધા' એ નામનું પુસ્તક લખીને તેમાં પોતાના દાર્શનિક

વિચારો જણાવ્યા; તે ઉપરથી માલમ પડે છે કે ડાકણોને માનનારા લોકોમાં જે વહેમ તથા અતિશ્રદ્ધા નજરે પડે છે, તેમાંનું કશું તેનામાં હતું નહીં. બેકનની થોડી છૂટી છવાયેલી સૂચનાઓનો વિસ્તાર કરી માનવ શક્તિઓનું વિશાળ નિરૂપણ કરવાનું, આપણી વિવેક શક્તિને દૂષિત અથવા ભ્રમિત કરનારી તમામ વિકૃતિઓનું પૃથક્કરણ કરવાનું, મહાસમર્થ બુદ્ધિની પણ નિર્બળતા અને સ્ખલનશીલતા પ્રકટ કરવાનું, તથા આપણા અલ્પજ્ઞાનની આસપાસ જે અગાધ અંધકાર વીંટાયલો છે, તેનો સુમાર કહાડવાનું અતિગહન કાર્ય તેણે માથે લીધું. દેકાર્ટ્સની પેઠે તે કહે છે કે 'શિક્ષણથી બંધાયેલા વિચારો તદ્દન અલગ રાખવા તે સત્ય શોધનનું પ્રથમ પગથીયું છે.' વળી તેણે જોયું કે કોઈ પણ પ્રજામાં અસ્તિત્વ ભોગવતો ધર્મમાર્ગ, ચાલતી વિચારપદ્ધતિ અગર માનસિક સ્થિતિ જોડે નિકટનો સંબંધ ધરાવે છે; અને નવા વિજ્ઞાનશાસ્ત્રને લીધે માનસિક સ્થિતિ અવશ્ય બદલાવાની; માટે જો ધર્મસંસ્થા નવીન સ્થિત્યંતરને અનુકૂળ નહીં વર્તે, તો અંગ્રેજોના મનપરથી ધર્મનો કાબુ ચાલ્યો જશે. તેણે જોયું કે જે ધર્મનો છેવટનો આધાર માત્ર અધિકાર ઉપર રહેલો હોય છે, જે ધર્મ શંકાને દોષરૂપ ગણે છે, અને જે નિષ્પક્ષ શોધખોળનો ઉત્સાહભંગ કરવા મથે છે, તે નવીન તત્ત્વજ્ઞાન સામે શી રીતે ટકી શકશે? કેમકે આ તત્ત્વજ્ઞાન તો એમજ શીખવતું કે 'શંકા એજ ડહાપણનું પહેલું પગથીયું છે.' તેણે 'ઝનૂન રહિત ધર્મ અને સ્વતંત્ર તત્વશાસ્ત્ર' એ નામનું પુસ્તક લખી વિચારશીલ અને છિદ્રાન્વેષી જમાનાની જરૂરીઆતો પૂરી પાડે એવી કલ્પિત ધર્મસંસ્થાનું ઉદાત્ત ચિત્ર આપ્યું. આવા ધર્મના સિદ્ધાંતો ઘણા અનિયંત્રિત હોવા જોઇએ; કારણ કે જેનું ખાત્રીથી પ્રતિપાદન થઈ શકે એવા સિદ્ધાંતો તો બહુ થોડા અને સરળ હોય છે. તેના આચાર્યોએ ભૂતકાળની કથાઓ એકઠી કરવાની ચિંતા ઓછી રાખવી, પણ 'શુદ્ધ અને સ્પષ્ટ વિચારોની પ્રૌઢતા તથા ઔદાર્ય પ્રાપ્ત કરવાની વિશેષ કાળજી રાખવી. તેમણે શ્રદ્ધાને તર્કના દુશ્મન તરીકે ન ગણવી, પણ તેના એક આવિર્ભાવ તરીકે ગણવી. પોતાને માનુષ નિર્બળતાનું ઊંડું ભાન હોવાથી અંધશ્રદ્ધા અને અંધપ્રતિજ્ઞાના વલણનો નિગ્રહ

કરવો, અને લોકોને શીખવવું કે શંકા ને અપરાધયોગ્ય ગણવાને બદલે ઉલટું દરેક માણસની ફરજ છે કે 'પોતાને શીખવવામાં આવેલા સિદ્ધાંતો વિષે નિષ્પક્ષ વિચાર તથા પરીક્ષા જ્યાં સુધી પોતેજ કરી ન હોય, ત્યાં સુધી તેનું સંપૂર્ણ અથવા દૃઢ અનુમોદન કરવું નહીં.'

આવી રીતે પ્રમાણ રહિત થયેલા ધર્મસંપ્રદાયનું બે કારણસર સમર્થન કરી શકાય; એક તો વિચારાત્મક કારણ, એટલે કે આવો ધર્મ અંતઃકરણને રૂચિકર છે, અને મનુષ્ય હૃદયમાં જે જ્યોતિ સ્ફુરે છે તેને પ્રતિબિંબ રૂપે તે ઝીલે છે, માટે તેમાં સમાયેલા લાભની ખાતરજ તેનું પ્રતિપાદન થઈ શકે. બીજું, તેની સત્યતાના યુક્તિસર પુરાવા રજુ કરી એક મતાવલંબી પક્ષ તરીકે પણ તેનું સ્થાપન થઈ શકે. હવે ગ્લૅનવિલનું પોતાનું માનસિક વલણ, તથા તે સમયની નૈતિક અધોગતિ એ બંનેને લીધે તેણે નૈતિકમાર્ગ છોડી યુક્તિથી સાબિત કરવાનો માર્ગ તેણે પકડ્યો; તેથી તેના મનમાં એવી સમજ ઉત્પન્ન થઈ કે જે મેદાનપર યુદ્ધ કરવાનું છે તે ડાકિનીપ્રયોગનું છે. કારણકે તેવડે ઘણા સમકાલીન દૈવતાઈ બનાવોની કસોટી સહેલાઇથી થઈ શકે તેમ છે. 'કારણ કે' (તેણે કહ્યું કે) 'અસલ બનેલી વાતોમાં શ્રદ્ધા રહેતી નથી, અગર તો તે ભુલી જવાય છે; પણ આ વૃત્તાંતો તદ્દન તાજા અને નવીન છે, અને શ્રદ્ધાજનક સઘળા સંજોગોથી તે ભરપૂર છે, માટે આશા છે કે નાસ્તિકોના દુરાગ્રહને હઠાવવામાં આ વૃત્તાંતોથી ઘણી ફતેહ મળશે.'

તેનું 'નાસ્તિક્ય પરાજય' એ નામનું ડાકિનીપ્રયોગની હિમાયત કરનારૂં ઉત્તમમાં ઉત્તમ પુસ્તક છે; શરૂઆતમાં તે ઇંગ્લાંડમાં અનાસ્થાની એકદમ થયેલી વૃદ્ધિનું મનોહર ચિત્ર આપે છે. આવો પવન રાજ્યપ્રત્યર્પણ (Restoration) પછી ફુંકવા લાગ્યો હતો. તેને હઠાવવા માટે દૈવતાઇ વૃત્તાંતો વિષે શ્રદ્ધાનો સાધારણ પ્રશ્ન તેણે તપાસવા માંડ્યો. તે સમજતો હતો કે પુરાવો તો જોઇએ તેથી પણ વિશેષ છે; પણ જ્યાં લગી તેને વિષે પ્રથમથી માની લીધેલો અસંભવ લોકોના મનમાથી દૂર થાય નહીં, ત્યાં સુધી ગમે તેટલા પુરાવા એકઠા કરો, પણ લોકો તે માનવાના નહીં.

માટે આ પ્રયાસનો ઝુંડો તેણે ઉઠાવ્યો. આધુનિક વિવાદકોના વિચારો તથા લગભગ શબ્દોમાંજ તે કહે છે કે 'અશ્રદ્ધાનો પવન એ પણ એક પ્રકારનું ભોળપણ છે. આખી દુનિયા જૂઠી અને પોતે સાચા છે એવું માનનારા લોકો સદરહુ માન્યતાનો સ્વાકાર કરનારા લોકો કરતાં વધારે ભોળા છે, એમ સમજવું.' તેની અશ્રદ્ધા એજ તેનું મુખ્ય હથિઆર બન્યું. અગાઉથી માનેલી મુશ્કેલીઓનું ઘણું બારીક પૃથક્કરણ કરીને તેણે બતાવ્યું કે તે મુશ્કેલીઓનું મૂળ ચૈતન્ય સૃષ્ટિના નિયમો વિષેની આપણી અતિ શ્રદ્ધામાં રહેલું છે; તે ઉપરથી તો એવું અનુમાન નીકળે કે મનુષ્યો અને ભૂતોની શક્તિઓ એકજ પ્રકારની હોવી જોઇએ; પણ તેવું તો કાંઈ છે નહીં; માટે તેવી ખોટી શ્રદ્ધાપર બાંધેલો તર્ક પણ ખોટો જ હોવાથી પુરાવો તપાસવાની જરૂર નથી એમ કહેવાય નહીં. આવા કેસોનો સંગ્રહ કરી તેણે નિર્ણય બાંધ્યો કે તેમનો પુરાવો નિર્વિવાદ છે.

આ 'નાસ્તિક્ય પરાજય' નો અસાધારણ વિજય થયો. તેની સંખ્યાબંધ આવૃત્તિઓ છપાઈ, અને કેટલાએક સમર્થ વિદ્વાનો તેના વિચારોને ટેકો આપવા આગળ પડયા. અને તેમણે કેટલાક વખત લગી ડાકિની પ્રયોગને ઇંગ્લાંડમાં ચર્ચાનો મુખ્ય વિષય બનાવ્યો. પણ સામા પક્ષવાળા તરફથી જે કાંઇ ચર્ચા થઈ, તે તદન મંદ હતી; તેમનો કોઈ સમર્થ લેખક બહાર આવ્યો નહીં; પણ માત્ર વેબ્સ્ટર નામના એક શસ્ત્રવૈદ્યનું પુસ્તક જાણવા જેવું છે, કારણ કે તેણે તેની અંદર બાઇબલમાં વર્ણવેલા દેવતાઈ બનાવોનું સ્પષ્ટીકરણ કરવા યત્ન કર્યો છે. તે એવી રીતે કે, "ઇજિપ્તના તાંત્રિકો કેવળ સાધારણ હાથ ચાલાકી કરનારા જાદુગરો હતા; એન્ડૉરની ડાકણે સેમ્યુએલને બદલે પોતાના કોઈ સહચારીને ઉભો કીધો હતો; જુના યાહુદી કાયદામાં 'વિચ' શબ્દનો અર્થ 'ડાકણ' નહીં, પણ 'ઝેર આપનાર' થતો; વળગાડવાળા લોકો માત્ર દિવાના હતા, ઈત્યાદિ." આ પ્રમાણે અનાસ્થાના વલણનું જોર વધતું જ ચાલ્યું.

આ પવનને દાબી દેવા માટે થોડાં વર્ષ પછી અમેરિકામાં ડાકિની પ્રયોગની વાતોથી નવો અને ઉમંગભર યત્ન કરવામાં આવ્યો. ઈંગ્લાંડથી

પ્રથમ જઈ વસેલા યાત્રિક પિતામહો (pilgrim fathers) પોતાની જોડે વહેમનાં બીજ લાવ્યા હતા, અને જ્યારે ઇંગ્લાંડમાં તે જલદીથી ઘટવા લાગ્યો હતો, ત્યારે મેસેચ્યુસેટ્સમાં તે ભયંકર જુસ્સાથી પ્રવર્તતો હતો. હજારોને કેદમાં નાંખવામાં આવ્યા; કેટલાક માલ મિલ્કત છોડી દેશમાંથી નાશી છુટયા; અને ૨૭ જણને ફાંસીએ ચડાવ્યા; એક ઘરડા ૮૦ વર્ષના ડોસાને રીબાવીને ક્રૂરતાથી મારી નાંખ્યો. બોસ્ટન તથા ચાર્લ્સ-ટનના ધર્માધ્યક્ષોએ આ જુલમ ગુજારનાર મંડળને માનપત્ર આપ્યું; તેમાં તેઓના ઉત્સાહ માટે અંતઃકરણપૂર્વક આભાર માન્યો, અને આશા દર્શાવી કે આ જુસ્સો કદી નરમ પાડશો નહીં. કૉટન મેથરે આ ફરિયાદો વિષે એક પુસ્તક લખ્યું, તેમાં રિચર્ડ બેકસટરે પોતાની સંમતિ દર્શાવી વહેમને ઉત્તેજન આપ્યું. અમેરિકામાં તેની જબરી અસર થઈ, પણ ઇંગ્લાંડમાં તો કશું વળ્યું નહીં. સર્વ વર્ગોમાં જે અનાસ્થા વ્યાપી ગઈ હતી, તે શાંતિથી પણ મક્કમપણે માનસિક પ્રગતિની સહાયથી વધતી જતી હતી, અને તેનો પ્રવાહ એટલો બધો સાધારણ તથા પ્રબળ થઇ ગયો હતો કે ગમે તેવો પણ એક બુદ્ધિશાળી માણસ તેને રોકી શકે નહીં. રાજ્યપ્રત્યર્પણ સમયે બહુ કેળવાયેલા વર્ગમાં પણ આ માન્યતા સાધારણ હતી; પણ ઈ. સ. ૧૭૧૮ માં તે માત્ર અભણ વર્ગોમાં તથા થોડા પાદરીમંડળમાં અવશેષ રહી હતી; ૧૬૮૨ માં ત્રણ ડાકણોને બાળી દેવામાં આવી. ૧૭૧૨ માં પણ કેટલીએકના પ્રાણ લીધા; તે ન્યાયના ફરમાનથી મરનાર છેલ્લા ડાકણો હતી. તેમાં જેન વેન્હામનો એક કેસ જાણવા લાયક છે. તે બાઇ પર હર્ટફર્ડ પરગણાના કેટલાક પાદરીઓએ ફરિયાદ માંડેલી હતી. ન્યાયાધીશ પોતે ડાકણો વિષે મુદ્દલ માનતો નહીં, તેથી આરોપીના લાભમાં તેણે પંચ (Jury) ને ખૂબ ભલામણ કરી, પણ તે લોકો અજ્ઞાન ને હઠીલા હોવાથી કેદી ગુન્હેગાર છે એમ મત આપ્યો; છતાં તે સજા મુશ્કેલી વગર ન્યાયા-ધીશ માફ કરાવી શક્યો. તેથી કલમનું યુદ્ધ ચાલ્યું, અને ફરિયાદ કરનારા પાદરીઓએ તહોમતદાર ખરેખર ગુન્હેગાર છે એવી પોતાની દૃઢ માન્યતા વિષે એક લેખ લખી ન્યાયાધીશના વર્તનપર સખત ઠોક પાડ્યા. સન ૧૭૩૬

માં આ બાબતના કાયદા રદ થયા, ત્યારે કાંઈ પણ મુશ્કેલી અથવા ક્ષોભ ઉત્પન્ન થયાં નહીં. છેવટે ૧૭૬૮ માં જૉન વેસ્લીએ એક છોકરીએ કહેલી વાર્તા છપાવી; તેમાં પોતે લખ્યું કે ‘ઈંગ્લાંડ તથા યૂરોપના ઘણાખરા વિદ્વાનોએ ડાકણોની વાતો માનવી છોડી દીધી છે, તેને માટે હું બહુ દિલગીર છું; પણ તેમણે સમજવું જોઇએ કે ડાકણોની માન્યતા જુઠી કહેવાથી બાઇબિલને અસત્ય ઠરાવ્યું ગણાશે, ઇત્યાદિ. આ બધા ઉત્સાહ ભર્યા શબ્દોની અસર માત્ર **अरण्यरुदितं** ના જેવી થઇ.

ઈંગ્લાંડમાં ડાકિની પ્રયોગના ઇતિહાસનું સિંહાવલોકન કરતાં આપણે ભૂલી જવું જોઇતું નથી કે યૂરોપના કેથોલિક પંથવાળા તથા પ્યુરિટન બંનેને મુકાબલે ઈંગ્લાંડની ધર્મ સંસ્થાએ બહુ ઓછું નિંદાપાત્ર કામ કર્યું છે. ઉંચા દરજ્જાના પાદરીઓએ જે આત્મસંયમ દાખવ્યો, તે ઘણો સ્તુતિપાત્ર છે, એટલુંજ નહીં, પણ ઘણા વહેમી ધર્માચાર્યો પણ યૂરોપના આચાર્યો જેવા લોહીના તરસ્યા ન હતા, તે વાત પ્રત્યક્ષ છે. યૂરોપખંડમાં તો મોતથી જરા હલકી સજા કરવાના હરેક પ્રયત્નને ઇશ્વરી કાયદાનો ભંગ લેખી તિરસ્કારવામાં આવતો હતો: અરે, કેટલાએક તો એટલી હદ સુધી ગયા કે ડાકણને બાળતા પહેલાં ફાંસો દઈ મારી નાંખવાનો રિવાજ અયોગ્ય છે એમ કહેતા હતા. તેમના કહેવા મુજબ, ડાકણનો ગુન્હો તે ઇશ્વરનો દ્રોહ છે; માટે તેને જેમ ઓછી રીબાવીએ, તેમ ઇશ્વરનું અપમાન કર્યું ગણાય. આમાનું કશું ઈંગ્લાંડમાં ન હતું. અંગ્રેજ પાદરીઓએ આ બાબતના કાયદા બહુ નરમ છે, એવી ફરિયાદ કર્યાનો, અથવા તપાસ દરમ્યાન શારીરિક યાતના દાખલ કરાવવા માટેના પ્રયત્નનો એકે દાખલો મારા જાણવામાં નથી. ભૂત વિસર્જનના મંત્રોથી અગર ઝનુની ઉપદેશથી ધાર્મિક ત્રાસનો વધારો કરાવવામાં તેમનો ઉત્સાહ પણ યૂરોપને મુકાબલે મંદ હતો. પણ સ્કૅાટલાંડની હકીકત તેથી જુદીજ તરેહની હતી. ત્યાંના પ્યુરિટન ધર્માચાર્યો લોકોનાં વર્તન તથા ટેવોપર સંસ્કાર પાડવામાં, તથા પોતાના નિષ્ઠુર અને તમોયુક્ત સિદ્ધાન્તો જનસમૂહના હરેક વર્ગમાં પ્રસારવામાં પૂરેપૂરા ફતેહમંદ થયા. જે વખતે ઈંગ્લાંડ ઘણા અસલી વહેમોથી મુક્ત થતું હતું, અને જ્ઞાનના માર્ગપર

રાક્ષસી પગલાં ભર્યે જતું હતું, તે વખતે સ્કોટલાંડ હજુ પોતાના ધર્મ ગુરૂઓના પગમાં સ્વેચ્છાથી પણ ધ્રુજતું ધ્રુજતું પ્રાણિપાત કરતું હતું. એક તરફ માનસિક અનાથતાની હદ આવી રહી હતી, તો બીજી તરફથી પાષાણમય નિર્દયતા વડે ત્રાસ ચાલી રહ્યો હતો. લોકમતની સહાયથી સ્કોટલાંડના પાદરીઓ તમામ વિરોધને ચૂપ કરી દેવામાં, પ્રતિકૂલ વિચારોનો એક શબ્દ નહીં બોલવા દેવામાં, અને ગૃહસ્થોના ઘરની ખાનગીમાં ખાનગી બાબતોમાં પણ ડોકીઆં કરવામાં ફતેહમંદ નીવડ્યા. વળી પોતેજ બનાવેલા ધાર્મિક નિયમો પળાવવામાં તથા છેવટે તમામ કાયદાઓનો પ્રવાહ પોતાની ઇચ્છા મુજબ ચલાવવામાં પણ તેઓ ફાવી શકયા. લોકોનાં મન ઉપર પોતાનો કાબુ તેઓએ એવા તો દારૂણ ત્રાસથી પકડી રાખ્યો કે આજે આપણને તેનો પુરો ખ્યાલ પણ આવે નહીં. માનવ દુર્દશા, ઇશ્વરી કોપ, સેતાનની ભયંકર સત્તા અને નિશદિન હાજરી, નરકની યાતનાઓ—આ સર્વ વિષે તેઓ અહર્નિશ બોધ આપ્યા કરતા. મહારોગ, કુદરતનાં તોફાન, દુકાળ, મનુષ્યોપર પડતી અથવા જમીનનો પાક નાશ કરતી હરેક ભયાનક આફત–એ સર્વ પિશાચોનાં પોતાનાં કૃત્ય છે, એવો નિરંતર ઉપદેશ થતો; અને પૃથ્વીપર સેતાન પોતે વારંવાર દેખાવ દે છે, એમ કહેવામાં આવતું. આવા શિક્ષણની સ્વાભાવિક અસર થયા વિના રહેતી નથી. જે દેશમાં અતિશ્રદ્ધા સાર્વજનિક હતી, જે દેશમાં આવાં ભયંકર ચિંતવનોથી બુદ્ધિ ચેતનહીન અને વાયુગ્રસ્ત બની ગઇ, જ્યાં વિનોદનુ હરેક સાધન બંધ કરવામાં આવ્યું, અને જ્યાં મનુષ્યોના વિચાર એકાગ્ર મનથી ધાર્મિક વિષયોમાંજ ચોટેલા હતા, ત્યાં આવા શિક્ષણથી ડાકિની પ્રયોગનો વહેમ અવશ્ય જન્મ પામ્યો. ડાકિની પ્રયોગ તો ચોમેર પ્રસરેલા ઉન્માદનું માત્ર એક રૂપ હતું. વિકાર પામેલી કલ્પના વડે લૌકિક ધર્મનું તે માત્ર પ્રતિબિંબ હતું. તે અન્વયે આપણને માલમ પડે છે કે ઉક્ત શિક્ષણમાં ભયંકર વધારો થયો, અને તેણે કાળામાં કાળું સ્વરૂપ ધારણ કર્યું. અન્ય દેશોમાં આ વહેમ જોડે ઘણે ભાગે ધૂર્તતાનું સંમેલન થયું હતું, પણ સ્કોટલાંડમાં તો તે શુદ્ધ ઉન્માદ રૂપે હતો. પાદરીઓના શિક્ષણથી તેની ઉત્પત્તિ થઇ, અને

તેમના જુલમથી તેનું સર્વત્ર પોષણ થયું. ઉમંગભેર, જુસ્સાભેર, જેમાં દયાનો છાંટો પણ ન હોય એવી લોહીની તૃષ્ણા વડે, કદી ન થાકે એવા ઉત્સાહ વડે તેઓએ પોતાનું કામ બજાવ્યું. જ્યારે કોઈ સ્ત્રી શંકાનો ભોગ થઇ પડતી ત્યારે પવિત્ર ધર્મપીઠ ઉપરથી તેનો તિરસ્કાર કરવામાં આવતો, તેની વિરૂદ્ધ સાક્ષી આપવાનો આગ્રહ અનુયાયીઓને કરવામાં આવતો, તથા તેને આશ્રય આપવાની સૌને મના કરવામાં આવતી હતી. આવા સંજોગોમાં ડાકણોના કેસ તદ્દન પાદરીઓનાજ હાથમાં તપાસ માટે આવતા. તેઓ મુખ્ય અધિકારીઓ નીમાતા. પાપની કબુલતો તેમની આગળ રજુ થતી. હા ભણનારા સાક્ષીઓ પણ તેઓજ હતા, અને કબુલતો કઢાવવા સારૂ અપરાધીઓને રીબાવવામાં પણ તેમનોજ હાથ હતો. માટે જ્યારે આપણે પૌર્વાત્ય કલ્પનાને છાજે એવી આ યાતનાઓ વિષે વાંચીએ છીએ; જ્યારે આપણે યાદ કરીએ છીએ કે ઘણે ભાગે તે ઘરડી, નિર્બલ અને વિકળ સ્ત્રીઓપર અજમાવવામાં આવતી, ત્યારે તેના પ્રેરકો અને ઉત્તેજકો તરફ ઉંડી તિરસ્કારની લાગણી થયા વિના રહેતી નથી. ડાકણ કદાચ હઠીલી હોય, તો એમ કહેવામાં આવતું કે પ્રથમ અને ઉત્તમ ઇલાજ તેને રાત દિવસ જગાડીને ગુન્હો કબુલ કરાવવામાં રહેલો છે. ચાર ખીલાવાળી લોઢાની કડી તેના મોંની આસપાસ બાંધતા, અને તે ખીલા તેના મોંમાં ખોસતા, તે કડીને એક સાંકળ વડે પાછળની દિવાલ સાથે એવી રીતે જડી લેવામાં આવતી કે તે ડાકણ સુવા પામે નહીં. આવી સ્થિતિમાં તેને કેટલાક દિવસ રાખવામાં આવતી, અને પળવાર પણ આંખો ન મીંચે માટે રાત દિવસ તેની આગળ ચોકી બેસાડવામાં આવતી. વળી સ્કોટલાંડમાં કહેવત હતી કે જ્યાં લગી ડાકણને પાણી પીવા મળે, ત્યાં લગી તે ગુન્હો કબુલ કરવાની નહીં, માટે તે બિચારીને આવી વેદનામાં તરસી રાખતા હતા. કેટલાક કેદીઓએ પાંચ રાતના અને એકે તો નવ રાતના ઉજાગરા કર્યા પછી દેહ છોડયો હતો એવું કહેવાય છે.

આવી રીતે થતા શારીરિક અને માનસિક દુઃખથી ઘણીના નિશ્ચય ડગી જતા, અને ઘણીનાં મગજ ચળી જતાં. વળી તેથી પણ વધારે દુઃખ

આપવાનાં યંત્રો તૈયારજ હતાં. કેટલાંક અંગુઠા છુંદવાનાં, કેટલાંકમાં પગ નંખાવીને કુહાડેથી તેમાં છીણી પેસાડી ધીમે ધીમે પગ છુંદવાનાં, તથા પગમાં પહેરવાના લોઢાના જોડા હતા જે ચુલાની અંદર નિરંતર તપાવવામાં આવતા. વખતે શરીરને ધગધગતા સળીઆ લગાડવામાં આવતા.

આ ઉપાયો વડે કેટલી બધી કબુલતો કઢાવવામાં આવી હશે, અને કેટલા બધા અપરાધીઓ મરી ગયા હશે, તેની ગણત્રી કરવી અશકય છે. આપણે જાણીએ છીએ કે ઈ. સ. ૧૬૬૨ માં ૧૫૦ થી વધારે મનુષ્યો ઉપર તહોમત મુકવામાં આવ્યું હતું; તેની પહેલાંના વર્ષમાં તપાસ કરવા માટે ૧૪ વારંટ કહાડવામાં આવ્યાં હતાં. આ વાતો જાણ્યા પછી એમ કહેવાની જરૂર રહેતી નથી કે ૧૬૬૪ માં એક મુસાફરે લીથ આગળથી જતાં ૯ સ્ત્રીઓને સાથે બળતી દીઠી અને ૧૬૭૮ માં એકજ દિવસમાં ૯ જણીઓને ગુન્હેગાર ઠરાવી હતી. તેમના ઉપર મુકવામાં આવેલા તહોમત ખરે ખર બહુ ભારે હતાં, અને સ્પ્રેંજર તથા નાઈડરની ઘેલછા ભરેલી કલ્પનાઓનું પાલન પ્રેસ્બીટેરિયન પાદરીઓ તરફથી કરવામાં આવતું હતું. કેથોલિક દેશોના પાદરીઓ ફરિયાદ કરતા કે જે જાદુગરો રોગ મટાડવામાં પોતાની શક્તિનો માત્ર ઉપયોગ કરે છે, તેને રાજસત્તાવાળા મારી નાંખતા નથી; પણ સ્કોટલાંડમાં તો આવા માણસોને અવિલંબે ફાંસી દેતા. સાધારણ રીતે ડાકણોને બાળતા પહેલાં ફાંસો દઈ મારી નાંખવાનો રિવાજ હતો, પણ વખતો વખત આ દયા ભરેલી રીત પણ કોરે મુકવામાં આવતી. બાર નામે ગામનો એક ઉમરાવ જણાવે છે કે એક વેળા કેટલીક સ્ત્રીઓ ધીમે ધીમે શરીરને બાળતી આગમાંથી અર્ધ બળેલી છુટીને પ્રેક્ષકોમાં પેસી નિરાશાના જુસ્સામાં ધુમવા તથા ફાંફાં મારવા લાગી, પણ તરતજ એક તરફથી તિરસ્કારની ચીસો તથા બીજી તરફથી નિરપરાધની ભયંકર બુમોની અંદર તે સ્ત્રીઓને અગ્નિના ભડકામાં પાછી ઘાલવામાં આવી, જ્યાં તે દુઃખથી અંગે અંગે મરડતી ઢળી પડી. આવા બનાવોનું ચિંતવન કરવું તે ઇતિહાસ

જમાને જમાને લોહી ભર્યાં પગલાંથીજ કેટલાએક મતનું શોધન થઈ શકે છે; અને જુલમ તથા દુઃખના પ્રમાણમાં તેનો ખ્યાલ પણ મગજમાં ઉતરી શકે છે. સ્કોટલાંડનો ડાકિની પ્રયોગ તે માત્ર ત્યાંના પ્યુરિટન પંથનું બચ્ચું હતું, અને બાળકમાં તેના પિતાના સર્વ ગુણો દેખાતા હતા; ધર્મક્રાંતિ પહેલાં લોકો અજ્ઞાનને વહેમી હતા તે ખરૂં, પણ તેમનામાં ડાકિની પ્રયોગનું ઘોર સ્વરૂપ એટલું તો જુજ હતું કે ૧૫૬૩ ની સાલ સુધી તે સામે કાયદો પણ ઘડાયો નહતો; અને ૧૫૯૦ ની સાલ સુધી તે કાયદાનો પૂર્ણ સખતાઈથી અમલ પણ થયો નહતો. પણ ત્યાર પછી પાદરીઓના હાથમાં જે સત્તા આવી, તે બેહદ હતી, અને આ બાબતમાં ખાસ તે સામે કોઈ વાંધો લે તેમ ન હતું. માત્ર એક શબ્દ તેઓના મુખમાંથી નીકળ્યો હોત, તો આ જુલમ બંધ થાત, પણ તે શબ્દ તેમણે કદી ઉચ્ચાર્યોજ નહીં. તેઓના વર્તન ઉપરથી ખુલ્લું જણાય છે કે તેઓ માનસિક અધોગતિને પામ્યા હતા, એટલુંજ નહીં, પણ ચિર-કાળ પર્યન્ત દુર્ગુણના અભ્યાસવડે તેમની લાગણી બહેર મારી ગઇ હતી. છતાં આને આજ લોકોએ વારંવાર અણીને સમયે ઉત્તમ, શૌર્યયુક્ત સદ્-ગુણો દાખવ્યા હતા; તેજ લોકો ચોગરદમ વર્તતા ત્રાસથી કદી ડગ્યા ન હતા; તેજ લોકોએ રાજાની પ્રીતિ સંપાદન કરવા સારૂ કદી પોતાનાં હૃદય વેચ્યાં ન હતાં; જેમણે પોતાના પવિત્ર ધંધામાં દર્શાવેલ સ્વાત્માર્પણ અને ઉત્સાહની બરોબરી કોઇ કરી શક્યું નથી; જે લોકો સંસારના તમામ ખાનગી વ્યવહારમાં ખરેખર સુશીલ અને પ્રેમી હતા. તેમને શિર આપણે દોષ મુકવો ઘટતો નથી; પણ જે ધર્મ પદ્ધતિએ તેમને આવા કરી મુક્યા, તેનો દોષ આપણે કહાડવો જોઇએ. તેઓ તો ફક્ત આ મહાન્ સત્યનાં ઉદાહરણ છે કે 'જ્યારે મનુષ્યો પોતાના અમુક ભાઇઓને પ્રભુએ સદા તીવ્ર નરક યાતના ભોગવવા નિર્મેલા સમજે છે, અને જ્યારે આવી યાતનાનું ચિંતવન ખરા જીગરથી કરવામાં તેમનો ધર્મજ તેમને દોરે છે, ત્યારે પરિ-ણામ એ આવે છે કે જેમને તેઓ પ્રભુના દુશ્મનો સમજે છે તેમનાં દુઃખ તરફ તેઓ તદન નિષ્ઠુર બની જાય છે.

આપવાનાં યંત્રો તૈયારજ હતાં. કેટલાંક અંગુઠા છુંદવાનાં, કેટલાંકમાં પગ નંખાવીને કુહાડેથી તેમાં છીણી પેસાડી ધીમે ધીમે પગ છુંદવાનાં, તથા પગમાં પહેરવાના લોઢાના જોડા હતા જે ચુલાની અંદર નિરંતર તપાવવામાં આવતા. વખતે શરીરને ધગધગતા સળીઆ લગાડવામાં આવતા.

આ ઉપાયો વડે કેટલી બધી કબુલતો કઢાવવામાં આવી હશે, અને કેટલા બધા અપરાધીઓ મરી ગયા હશે, તેની ગણત્રી કરવી અશકય છે. આપણે જાણીએ છીએ કે ઈ. સ. ૧૬૬૨ માં ૧૫૦ થી વધારે મનુષ્યો ઉપર તહોમત મુકવામાં આવ્યું હતું; તેની પહેલાંના વર્ષમાં તપાસ કરવા માટે ૧૪ વારંટ કહાડવામાં આવ્યાં હતાં. આ વાતો જાણ્યા પછી એમ કહેવાની જરૂર રહેતી નથી કે ૧૬૬૪ માં એક મુસાફરે લીથ આગળથી જતાં ૯ સ્ત્રીઓને સાથે બળતી દીઠી અને ૧૬૭૮ માં એકજ દિવસમાં ૯ જણીઓને ગુન્હેગાર ઠરાવી હતી. તેમના ઉપર મુકવામાં આવેલા તહોમત ખરેખર બહુ ભારે હતાં, અને સ્પ્રેંજર તથા નાઈડરની ઘેલછા ભરેલી કલ્પનાઓનું પાલન પ્રેસ્બીટેરિયન પાદરીઓ તરફથી કરવામાં આવતું હતું. કેથોલિક દેશોના પાદરીઓ ફરિયાદ કરતા કે જે જાદુગરો રોગ મટાડવામાં પોતાની શક્તિનો માત્ર ઉપયોગ કરે છે, તેને રાજસત્તાવાળા મારી નાંખતા નથી; પણ સ્કોટલાંડમાં તો આવા માણસોને અવિલંબે ફાંસી દેતા. સાધારણ રીતે ડાકણોને બાળતા પહેલાં ફાંસો દઈ મારી નાંખવાનો રિવાજ હતો, પણ વખતો વખત આ દયા ભરેલી રીત પણ કોરે મુકવામાં આવતી. માર નામે ગામનો એક ઉમરાવ જણાવે છે કે એક વેળા કેટલીક સ્ત્રીઓ ધીમે ધીમે શરીરને બાળતી આગમાંથી અર્ધ બળેલી છુટીને પ્રેક્ષકોમાં પેસી નિરાશાના જુસ્સામાં ઘુમવા તથા ફાંફાં મારવા લાગી, પણ તરતજ એક તરફથી તિરસ્કારની ચીસો તથા બીજી તરફથી નિરપરાધની ભયંકર બુમોની અંદર તે સ્ત્રીઓને અગ્નિના ભડકામાં પાછી ઘાલવામાં આવી, જ્યાં તે દુઃખથી અંગે અંગે મરડતી ઢળી પડી. આવા બનાવોનું ચિંતવન કરવું તે ઇતિહાસ લખનારની ઘણી ખેદ યુક્ત ફરજ છે, પણ જો તેને ભૂતકાળનો સાચો અભિપ્રાય બાંધવો હોય તો તેવી ફરજથી તેણે બ્હીવું જોઈએ નહીં.

જમાને જમાને લોહી ભર્યાં પગલાંથીજ કેટલાએક મતનું શોધન થઈ શકે છે; અને જુલમ તથા દુઃખના પ્રમાણમાં તેનો ખ્યાલ પણ મગજમાં ઉતરી શકે છે. સ્કોટલાંડનો ડાકિની પ્રયોગ તે માત્ર ત્યાંના પ્યુરિટન પંથનું બચ્ચું હતું, અને બાળકમાં તેના પિતાના સર્વ ગુણો દેખાતા હતા; ધર્મક્રાંતિ પહેલાં લોકો અજ્ઞાનને વહેમી હતા તે ખરૂં, પણ તેમનામાં ડાકિની પ્રયોગનું ઘોર સ્વરૂપ એટલું તો જુજ હતું કે ૧૫૬૩ ની સાલ સુધી તે સામે કાયદો પણ ઘડાયો નહતો; અને ૧૫૯૦ ની સાલ સુધી તે કાયદાનો પૂર્ણ સખતાઈથી અમલ પણ થયો નહતો. પણ ત્યાર પછી પાદરીઓના હાથમાં જે સત્તા આવી, તે બેહદ હતી, અને આ બાબતમાં ખાસ તે સામે કોઈ વાંધો લે તેમ ન હતું. માત્ર એક શબ્દ તેઓના મુખમાંથી નીકળ્યો હોત, તો આ જુલમ બંધ થાત, પણ તે શબ્દ તેમણે કદી ઉચ્ચાર્યોજ નહીં. તેઓના વર્તન ઉપરથી ખુલ્લું જણાય છે કે તેઓ માનસિક અધોગતિને પામ્યા હતા, એટલુંજ નહીં, પણ ચિરંકાળ પર્યન્ત દુર્ગુણના અભ્યાસવડે તેમની લાગણી બહેર મારી ગઇ હતી. છતાં આને આજ લોકોએ વારંવાર અણીને સમયે ઉત્તમ, શૌર્યયુક્ત સદ્‌ગુણો દાખવ્યા હતા; તેજ લોકો ચોગરદમ વર્તતા ત્રાસથી કદી ડગ્યા ન હતા; તેજ લોકોએ રાજાની પ્રીતિ સંપાદન કરવા સારૂ કદી પોતાનાં હૃદય વેચ્યાં ન હતાં; જેમણે પોતાના પવિત્ર ધંધામાં દર્શાવેલ સ્વાત્માર્પણ અને ઉત્સાહની બરોબરી કોઇ કરી શક્યું નથી; જે લોકો સંસારના તમામ ખાનગી વ્યવહારમાં ખરેખર સુશીલ અને પ્રેમી હતા. તેમને શિર આપણે દોષ મુકવો ઘટતો નથી; પણ જે ધર્મ પદ્ધતિએ તેમને આવા કરી મુક્યા, તેનો દોષ આપણે કહાડવો જોઇએ. તેઓ તો ફક્ત આ મહાન્ સત્યનાં ઉદાહરણ છે કે 'જ્યારે મનુષ્યો પોતાના અમુક ભાઇઓને પ્રભુએ સદા તીવ્ર નરક યાતના ભોગવવા નિર્મેલા સમજે છે, અને જ્યારે આવી યાતનાનું ચિંતવન ખરા જીગરથી કરવામાં તેમનો ધર્મજ તેમને દોરે છે, ત્યારે પરિણામ એ આવે છે કે જેમને તેઓ પ્રભુના દુશ્મનો સમજે છે તેમનાં દુઃખ તરફ તેઓ તદ્દન નિષ્ઠુર બની જાય છે.

સ્કોટલાંડમાં આ માન્યતાની અવનતિનો ઇતિહાસ લખવામાં બે બાબતો આપણું ધ્યાન ખેંચે છે. એક તો, ઇંગ્લાંડ કરતાં સ્કોટલાંડમાં અનાસ્થાનું પરિબળ વધતાં બહુવાર લાગી, અને બીજું, તેને વશ થવામાં પાદરીઓ સૌથી છેલ્લા હતા. ૧૭ મા સૈકાના અંત સુધી ડાકણો વિષેની ફરિઆદો બહુ સાધારણ હતી, પણ ત્યાર પછી તે ઘટતી ગઇ. ૧૭૨૨ ની સાલમાં ડાકણનું છેલ્લું ખૂન થયું કહેવાય છે; પણ કમાન બર્ટ જણાવે છે કે ૧૭૨૭ માં એક બાઇને બાળી મુકવામાં આવેલી હતી.

રોમ, ઇંગ્લાંડ તથા જીનીવાના ધાર્મિક સંપ્રદાયોને લગતા ડાકિની પ્રયોગનું આ સિંહાવલોકન હવે હું સમાપ્ત કરૂં છું. મેં બતાવી આપ્યું છે કે તેમાં જે જે ફેરફાર થતા ગયા, તેનાં કારણ કોઈ ખાસ સિદ્ધાન્તોના ટુંકા ચક્રમાંથી મળી શકશે નહીં, પણ તે શોધવા માટે તે તે જમાનાની સામાન્ય ધાર્મિક અને માનસિક સ્થિતિ તપાસવી જોઇએ. બીજા શબ્દોમાં કહીએ તો, મેં બતાવી આપ્યું છે કે ડાકિની પ્રયોગનો ઉદ્ભવ કોઈ પૃથક્ સંયોગોથી નહીં, પણ અમુક પ્રકારની વિચાર સરણીથી થયેલો છે; અમુક ધાર્મિક સિદ્ધાંતો ઉપર અમુક સ્થિતિવાળા મગજની અસર થવાથી તે ઉદ્ભવ્યો છે, અને તેની અંદર દરેક મોટા માનસિક ફેરફારનું પ્રતિબિંબ એટલું તો સાફ પડતું કે તે જોતાં અતિ આશ્ચર્ય થાય છે. અતિ પ્રાચીન કાળના અજ્ઞાનમાં ઉદય પામી, ત્રાસ અને અતિશ્રદ્ધાને સંયોજનારા ધાર્મિક ઝગડાથી તેમાં પ્રખર જીવન રેડાયું; અને છેવટે ૧૭ મા સૈકાથી ચોતરફથી ધર્માક્રમણ કરનાર બુદ્ધિસ્વાતંત્ર્યના મહાન્ પ્રવાહની અસરથી તેનો ક્ષય થયો. આ વહેમના ક્ષય વિષે બહુ વિસ્તારથી લખવામાં આવ્યું છે, કારણ કે બુદ્ધિ સ્વાતંત્ર્યના પ્રવાહની તે સૌથી પહેલી અને સૌથી અગત્યની જીત હતી. જે પ્રવાહનો વેગ સાંપ્રદાયિક ઝનૂનથી અથવા એકાદ વ્યક્તિની પ્રતિભાથી વૃદ્ધિ પામ્યો ન હોય, છતાં જેણે લોકમાન્યતાને ધીમે ધીમે બદલી નાંખી હોય, એવા આ પ્રવાહના જેવા બીજા દાખલા ભાગ્યેજ હશે. આજ કારણને લીધે તે બુદ્ધિ વિકાસના નિયમોનું ઉત્તમ દૃષ્ટાન્ત પૂરૂં પાડે છે.

આ ડાકિની પ્રયોગનો ઇતિહાસ સમાપ્ત કરતાં આપણને વિચાર આવ્યા

વગર રહેતો નથી કે બુદ્ધિસ્વાતંત્ર્યના ફેલાવાથી કેટલું બધું દુઃખ કમી થયું છે! અલબત જ્યારે આપણે યાદ કરીએ છીએ કે ધર્મનાં તડથી કેવી ભયંકર આપદાઓ પડી છે; કેટલા અસંખ્ય જનોએ ધર્મની ખાતર જેલમાં કે શુળીપર પોતાનો દેહ અર્પણ કરેલો છે; વળી ધર્મ યુદ્ધોમાં કેટલા લાખોના સંહાર થઇ ગયા છે, કેટલી બધી ઉદાર પ્રજાઓમાં તેવડે સદાને માટે કલહનાં બીજ રોપાયાં છે, કેટલી બધી યશસ્વી પ્રવૃત્તિઓનું તેવડે સ્તંભન થઇ ગયું છે—આવા વિચારો જ્યારે આપણને આવે છે, ત્યારે તેને મુકાબલે જીવતા બાળી મુકેલા થોડાક હજાર નિર્દોષ માનવીઓનું દુર્દૈવ બહુ મોટું લાગતું નથી. પણ અરે, આ હત ભાગીઓના જેવી ગાઢ વેદનાઓ બીજા કોણે વેઠી હશે! જે ઉચ્છૃંખલ ઝનૂન ભયમાં આત્માને બલ આપે છે, અને દુઃખમાં શરીરને વજ્રમય બનાવે છે, તે તેઓના ભાગ્યમાં ન હતું. ઉજમાળા અનંત સુખની જે શ્રદ્ધાને બળે ધર્મવીર (martyr) ઉંચી ચડતી અગ્નિની જ્વાળા તો કેમ જાણે પોતાના આત્માને સ્વર્ગે લઇ જનારૂં ઇલિજાનું વિમાન હોય, એવી દૃષ્ટિથી જુએ છે, તે શ્રદ્ધાબળ તેમના ભાગ્યમાં નહતું. વિલાપ કરતા મિત્રોનું આશ્વાસન, અથવા પોતાના વંશજો પ્રેમ અને માનથી પોતાનું સ્મરણ કરશે, એવો હર્ષ તેમના નશીબમાં ન હતો. અરે, તેઓ ધિક્કારથી અસહાય મરી ગયા, અને કોઇએ તેમની દયા ખાધી નહીં! તમામ લોકો તેમને મહાપાતકી અપરાધીઓ ગણતા. તેમનાં સગાં વહાલાં પણ કેમ જાણે તેઓ કલંકિત અને શાપગ્રસ્ત હોય, તેવી રીતે તેમનાથી વિમુખ થઇ જતાં. તેમના મનપર બાલ્યાવસ્થામાં જે વહેમની છાપ પડેલી, તેમાં વૃદ્ધાવસ્થાની ભ્રાંતિવડે અને કમકમાટ ભરેલી પોતાની સ્થિતિવડે ઉમેરો થવાથી ઘણે ભાગે તે એમજ સમજતા કે અમે સેતાનના બંદીવાન છીએ, અને આ જગતની બીહામણીમાંથી છુટયા પછી તરત અનંતકાળ લગી નરકની તીવ્ર યાતના ભોગવવા જવાના છીએ! આ સિવાય વળી ઉક્ત માન્યતાને લીધે સર્વ લોકોમાં જે ભય ફેલાયો હશે, તે આપણે ભુલી જવો જોઇએ નહીં, 'અમુક જણને મેં નારાજ કરેલ હોવાથી તે પળવારમાં મારી સર્વ વહાલી વસ્તુઓનો નાશ કરી શકશે' એવું વિમાસતી

કોઈ માતાનું ચિત્ર આપણે મગજમાં ઉતારવું જોઈએ. જરાગ્રસ્ત ગાત્રોવાળાં વૃદ્ધજનો રાત દિવસ આરોપનો ભયંકર પડછાયો પોતાની પછવાડે આવતો દેખતાં હશે, અને પોતે અનાથ ને એકલા હોવાથી થતા દુઃખમાં તેને લીધો જે ઉમેરો થતો હશે, તેનો આપણે ખ્યાલ લાવવો જોઈએ. આ તમામ દુઃખો માત્ર એક વહેમનું પરિણામ હતાં, અને તે વહેમ બુદ્ધિસ્વાતંત્ર્યના ઉદયથી નાશ પામ્યો છે.



# પ્રકરણ ૨.



## અલૌકિક ચમત્કારો વિષે ઘટતી જતી ભાવના.



### ધર્મસંસ્થાના ચમત્કાર.

જે મનોવૃત્તિઓને લીધે મનુષ્યો સહજ અનિચ્છાપૂર્વક ડાકણોની માન્યતાને વસ્તુતઃ જુઠી સમજી તેનાથી પ્રથમ પરાઙ્મુખ થવા લાગ્યા, અને અંતે ખુલ્લી રીતે તેનો ઈનકાર કરવા લાગ્યા, તેજ મનોવૃત્તિઓને લીધે આધુનિક ચમત્કારો સંબંધી માન્યતા ઉપર .પણ તેવાજ પ્રકારની અસર થઇ છે. પણ આ કિસ્સામાં પ્રથમના જેવી સંપૂર્ણ ફતેહ થઈ નથી, કારણ કે હજુ ચમત્કારી શક્તિઓ ચાલુ છે એમ રોમીય સંસ્થા જાહેર કરે છે. વળી સદરહુ ઘટાડો બરાબર ક્રમસર થયો નથી, કારણ કે ઘણા ખરા રોમીય ચમત્કારો તે પંથના ખાસ મુખ્ય સિદ્ધાન્તો જોડે સંયુક્ત હોવાથી આ પ્રશ્ન વિષે ઘણો પ્રકીર્ણ વાદવિવાદ ચાલ્યો છે. પણ આ બધું ધ્યાનમાં લીધા છતાં આ પ્રવૃત્તિનું સાધારણ બાહ્યરૂપ સુસ્પષ્ટ હોવાથી તેનું અહીં ટુંક વર્ણન આપવું ઉચિત છે.

ધર્મક્રાંતિ પહેલાં આ વિષયસંબંધે કેવા વિચારો પ્રચલિત હતા, તે બરાબર જાણવું હોય તો આપણે મનમાંથી એવો સાધારણ પ્રોટેસ્ટંટ ખ્યાલ કાઢી નાંખવો જોઇએ કે 'દેવતાઇ ચમત્કારો અપવાદ તરીકે જવલ્લેજ બનતા, અને તે એટલા વાસ્તે બનતા કે જે ઈશ્વરી સત્યનું સ્થાપન બીજી કોઇ પણ રીતે ન થઈ શકે, તેવા સત્યના ઉપદેશકને ચમત્કારોની મદદથી સાચો ઠરાવવાની જરૂર હતી.

ખાસ કરીને ચોથા પાંચમા સૈકાના પ્રારંભ ગુરૂઓ ( Fathers of the Church ) નાં લખાણોમાં આ ચમત્કારો સંખ્યાબંધ આપણી નજરે પ છેડે, એટલુંજ નહીં, પણ તે વિવિધ હેતુઓને ઉદ્દેશીને થયેલા દેખાય છે. તેઓ એક જાતની ખુદાઈ બક્ષીસ રૂપે થતા હોય એમ લાગે છે: કેમકે દુ:ખ નિવારણ કરવામાં, રોગ મટાડવામાં, અને શ્રદ્ધાળુ જનોની તંગી પુરી પાડવામાં તેની યોજના થતી હતી. મદ શ્રદ્ધાવાળાને ભક્તિમાં પ્રેરવાથી તથા ભક્તજનોના ધૈર્યનો બદલો આપવાથી વારંવાર તેવડે ભક્તિરસ પોષાતો હતો. તે મહાન્ સાધુ પુરૂષોની પવિત્ર સદ્‌વૃત્તિનાં લક્ષણ હતાં; જેમણે અતિ પવિત્રતા સંપાદન કરી હોય તેમને આવા ચમત્કારો વડે બહુ માન મળતું, અથવા તેમનાં મહા કઠણ તપ આચરવામાં સહાય મળતી. કોઈ વખત એક સંતપુરૂષ દેહકષ્ટસાધ્ય તપ કરવા વનમાં ગયો હતો, ત્યારે તેને જોઇએ તેટલો ખોરાક પક્ષીઓ દરરોજ લાવી આપતાં; થોડા સમય બાદ કોઈ બીજો મહાત્મા ત્યાં આવ્યો ત્યારે પક્ષીઓ પણ બમણું ભોજન લાવવા મંડ્યાં. વળી જ્યારે તે મરી ગયો, ત્યારે બે સિંહ તેની કબર ખોદવા માટે જંગલમાંથી નીકળ્યા, અને તેના દેહ પાસે ઉભા રહી વિલાપની મોટી ગર્જના કરી, તથા જીવનારને પગે લાગી તેની આશિષ માગી. વળી કોઈ બીજો સાધુ એવા મતનો હતો કે પોતાને નગ્ન સ્થિતિમાં પોતે કદી જોવો નહીં, તેથી એક વખત નદીમાં પૂર આવેલું હોવાથી નિરાશામાં તે કાંઠે ઉભો હતો, એવામાં એક ફિરસ્તો તેને મદદ કરવા ઉતરી આવ્યો, અને સહીસલામત પેલે પાર ઉતારી મુક્યો. આ ઉપરાંત ખ્રિસ્તિઓ તથા મૂર્તિપૂજકો બંને જાદુઈ શક્તિને ખરી માનતા હતા, તેથી એક બી-

અજ્ઞાન—સૌ લોકો દરેક મુશ્કેલીનો ખુલાસો ઝટ દઇને આ ઉપાયવડે કરી શક્તા.

આ સઘળું હવે ચાલ્યું ગયું છે. જે દેશોમાં પ્રોટેસ્ટંટ ધર્મનો વિજય થયો છે, ત્યાંથી તે ચાલ્યું ગયું છે, એટલુંજ નહીં, પણ રોમીય ધર્મ જેમાં હજુ ચાલે છે અને મધ્યયુગના સાધુઓ પૂજાય છે, ત્યાંથી પણ તે અદૃશ્ય થયેલ છે. ત્યાંના ઘણાખરા કેળવાયેલા માણસો ચમત્કારો વિષે ખુલ્લા તિરસ્કારથી અને અશ્રદ્ધાથી બોલે છે. કેટલાએક શિથિલતા અથવા વ્યર્થ-ઉપદેશથી તેનો બચાવ કરે છે, પણ જેઓ તે માનતા નથી, તેઓ તેના પુરાવાની ઊંડી પરીક્ષા કરવાની જરા પણ દરકાર રાખતા નથી. આ ચમત્કારોને જુઠા કહેવામાં આવે છે, તેનું કારણ તેઓને કાંઈ આધાર નથી, એમ નથી; પણ તેઓ અલૌકિક છે એટલાજ ખાતર તે માનવા લાયક ગણાતા નથી; વળી જેઓ ખુલ્લા નાસ્તિક છે, તેઓજ આ વલણ દર્શાવે છે, એવું નથી, પણ જે લોકો પોતાના ધર્મમાં ખરા હૃદયથી માનનારા છે તેઓ પણ દર્શાવે છે. જે કેળવાયેલા મનુષ્યોનો મોટો સમૂહ પોતાનું જીવન મુખ્યત્વે વ્યાવહારિક ધંધામાં ગુજારે છે, તથા જેઓ કેથોલિક ધર્મના મુખ્ય સિદ્ધાંતો કાંઈ પણ શંકા વિના શ્રદ્ધાથી સ્વીકારે છે, તથા તેમાં કહેલી ફરજો બરાબર અદા કરે છે, તે સર્વે પોતાના જમાનાના સાધારણ પવન ઉપરથી પોતાના મનોભાવ બાંધતા હોવાથી તેમનું આ મુખ્ય લક્ષણ થઈ ગયું છે. આ બાબત વિષે તેને તમે પુછશો તો જવાબમાં ફક્ત તેઓ ડોકું ધુણાવશે અથવા સ્મિત કરશે. તેઓ કહેશે, કે 'વીશમા સૈકામાં હજુ આવી વાતો કહેવામાં આવે છે, તે ખરેખર દિલગીરી ભરેલું છે, પણ બધા રોમન કેથોલિકોએ તે માનવાજ જોઇએ એમ જરૂરનું નથી, અને અજ્ઞાન લોકોના વહેમોપરથી ધર્મ સંસ્થાના કેળવાયેલા અનુયાયીઓ વિષે અભિપ્રાય બાંધી લેવો તે ગેરવાજબી છે. આવા પ્રકારનું વલણ સુધારાનું સ્પષ્ટ પરિણામ છે, તથા તે માપવાનું સાધન છે. જે પરગણામાં આધુનિક ચમત્કારોને લોકો જરા પણ ઉપહાસ વિના સાચા માને છે, તે ખરેખર કેળવણીહીન અને સુધરેલી દુનિયાથી જુદા પડી ગયેલા હોવા જોઇએ. જે વર્ગોમાં આવી

હકીકતોથી વિચાર પ્રણાલી જરાપણ ક્ષોભ ન પામે, તે સૌથી થોડા કેળવાયેલા, અને સુધારાના બહોળા પ્રવાહથી તદ્દન અસ્પૃષ્ટ હોવા જોઇએ. જો આપણે પાદરીઓને તથા તેમના નિકટ સંબંધમાં વસતા માણસોને બાદ કરીએ, તો માલમ પડે છે કે આવી મનોવૃત્તિ નિત્ય કેળવણીની સાથે રહે છે, અને જેમની સહૃદયતાનું ક્ષેત્ર અતિ વિસ્તાર પામેલું હોવાથી પોતાના સમયનાં વિવિધ માનસિક વલણોના જેઓ આદર્શરૂપ છે—તેમનું તે ખાસ લક્ષણ છે. કોઈ લાંબો વખત થયાં અલગ પડી ગયેલી તથા વહેમી પ્રજાને જો તમે આગગાડી, સ્વતંત્ર છાપખાનાં, અથવા રક્ષણના કાયદા વડે સ્વતંત્રતા આપી યૂરોપીય પ્રગતિ સાથે જોડી દેશો તો અવશ્ય તમે તેનામાં આ વલણનો ચેપ સંચારશો.

વળી એ પણ પ્રત્યક્ષ છે કે આવી વિચારવૃત્તિ તે કોઈ અસાધારણ બનાવથી અથવા ચાલુ જમાનાની, અલ્પાયુષી, સાક્ષર વર્ગની ધાટીથી જન્મ પામેલ માત્ર ક્ષણિક ચળવળ નથી. તમામ ઇતિહાસ સાક્ષી પૂરે છે કે જે પ્રમાણમાં પ્રજાઓનો બુદ્ધિ વિકાસ થાય છે, તે પ્રમાણમાં તેઓમાં બનતા અલૌકિક બનાવો ઘટતા જાય છે, અને આખરે તદ્દન બંધ પડે છે. ત્યારે હવે આ બાબત સ્પષ્ટ સૂચવે છે કે જુની વિચાર પદ્ધતિ લય પામી છે; કારણ કે હજુ જેઓ ચમત્કારોને ખરા માને છે, તેઓ કહે છે કે તે નહિ દેખાવાનું કારણ વર્તમાન અશ્રદ્ધાનો વધારો છે; અને જે લોકો તેને જુઠા ગણે છે, તેઓ કહે છે કે તે મધ્યયુગની વિચાર કરવાની રીતિથી ઉત્પન્ન થયેલ એક જાતની ધૂર્તતા હતી, અને કલ્પના શક્તિને અમુક રસ્તે વાળવાનું પરિણામ હતું. બીજા શબ્દોમાં કહેતાં, એક વર્ગના કહેવા મુજબ જુના વલણમાં ચમત્કારો દેખવાની અનુકૂળ સ્થિતિ સમાયલી છે; જ્યારે બીજા વર્ગના મત પ્રમાણે જુનું વલણ તેજ ચમત્કારોની ઉત્પત્તિનું કારણ છે. માટે જ્યારે ચમત્કારિક વર્ણનોનો ક્ષય થવા છતાં ખુલ્લી રીતે કોઇએ પોતાનો મત બદલ્યો ન હોય, ત્યારે એમ અનુમાન કરી શકાય કે ઉક્ત વલણનો નાશ થયો છે.

આ પ્રતિજ્ઞાઓ જો સાચી હોય (અને હું ધારૂં છું કે જે કોઈ

નિખાલસ મનુષ્ય ધ્યાનપૂર્વક આ વિષય તપાસશે તે વાંધો લઈ શકશે નહીં- ) તો તે ઉપરથી એક બહુજ અગત્યનો સિદ્ધાન્ત નીકળે છે. તે એકે દેવતાઇ વર્ણનો માનવાનો મનુષ્યોનો અણગમો સુધારાની પ્રગતિ અને જ્ઞાનના પ્રસારના સમ પ્રમાણમાં હોય છે. તેનું કારણ માત્ર એટલુંજ નથી કે ધૂમકેતુ અને ગ્રહણના જેવા અગાઉ દેવતાઈ મનાતા કેટલાક વિષયોપર વિજ્ઞાન શાસ્ત્રે અજવાળું પાડ્યું છે; કેમકે અસલી સંતોના ચમત્કારો, અથવા સ્મરણચિન્હો કે મૂર્તિઓ વગેરે પર વિજ્ઞાન શાસ્ત્ર કંઇ પણ પરભાર્યું અજવાળું પાડી શકતું નથી, છતાં તેના તરફ રોમન કેથોલિક દેશોમાં ઉપર કહી તેવી અનાસ્થા દેખીએ છીએ. વળી તેનું કારણ એવું પણ નથી કે રોમીય સંસ્થાને ભોગે પ્રોટેસ્ટંટ ધર્મને આધુનિક સુધારો પોષે છે; કેમકે રોમીય સંસ્થાવાળા તેને સાચા ઠરાવવા માટે ખાઈ પીને મંડ્યા રહે છે, છતાં તેજ દેશોમાં આ વલણ પ્રત્યક્ષ દેખાય છે. વળી હાલમાં તો આ ચમત્કારો ફક્ત કેથોલિક ધર્મમાંજ બનતા હોવાથી તેમના તરફ તે લોકોને ખાસ આકર્ષણ હોવું જોઇએ. ખુલ્લી હકીકત એ છે કે સુધારાની પ્રગતિથી વિચારનો અમુક ભાવ અને પ્રકૃતિ બંધાય છે—જેને લીધે ગમે તેટલું મતાંધ શિક્ષણ આપ્યા છતાં લોકોને ચમત્કારો તરફ એટલો તો અણગમો થાય છે કે તેઓ બિલકુલ તે તરફની દલીલો તપાસ્યા વિના તેને અશ્રદ્ધેય ગણી કહાડે છે આવી માનસિક ટેવ સારી છે કે નરસી, તે વિષે હાલ હું તકરાર કરતો નથી; પણ જ્યાં જ્યાં સુધારો આગળ વધે છે, ત્યાં તે અવસ્ય હોય છે એટલું તો નિર્વિવાદ છે, એમ હું ધારૂં છું.

હવે આવી અનાસ્થાની અસર પૌરાણિક ચમત્કારો કરતાં સમકાલીન ચમત્કારો ઉપર વિશેપ થાય છે. જે રોમન કેથોલિકો પોતાના સમયમાં બનતા ચમત્કારની વાતને હસી કહાડશે, તેઓ પંડે તેવીજ જાતના મધ્યયુગમાં સાધુઓએ કરેલા ચમત્કાર વિષે બહુમાનથી બોલશે. આ ભેદનું કારણ શોધી કહાડવું મુશ્કેલ નથી. આપણી પોતાની અંદર બનતા બનાવોનો આપણને જેટલો સાક્ષાત્કાર થાય છે, તેટલો અસલના બનાવો માટે થતો નથી. તે બનાવો તેટલીજ તાદૃશતાથી આપણા અનુભવમાં આવતા

નથી, માટે તેજ માપથી આપણે તેનું તોલન કરતા નથી. આપણી આગળ તે આખ્યાયિક વેષમાં ઢંકાયેલા, દીર્ઘકાળના અંધકારમાં અસ્પષ્ટ ભાસતા અને આપણાથી એટલા બધા જુદીજ જાતના સંયોગોથી વીંટાયેલા તે આવે છે કે આપણી કલ્પના શકિત વક્રીભવન પામે છે, અને તેનાં ચિત્રો ઢંકાઇને વાંકાં ચૂંકાં થઇ જાય છે. આ ઉપરાંત આમાંની ઘણીખરી હકીકતો રોમન કેથોલિક બાળકના નાનપણના સંસ્કારોમાં ઓત પ્રોત થઈ ગયેલી હોય છે; તેના અવિકસિત મગજમાં આ માન્યતા ઠસી ગયેલી હોય છે; તેથી કરીને કદી પણ તેણે તે વિષે પુખ્ત અને નિષ્પક્ષ વિચાર કરેલો હોતો નથી. આવાં કારણોથી તેના મન ઉપર પછવાડેથી જે અસર થાય છે, તે પ્રત્યાલોચન રૂપે હોવાથી પ્રાથમિક અસરના જેટલી જબરી હોઈ શકતી નથી.

આપણે કહી ગયા તેવો સંપૂર્ણ ફેરફાર થવાનો અવકાશ પ્રોટેસ્ટંટ દેશોમાં ન હતો, કેમકે જુની વિચાર સરણિ ઘણે ભાગે નાશ પામ્યા પછી પ્રોટેસ્ટંટ શાખા હયાતીમાં આવી. તે ધર્મક્રાંતિના આધુનિક વલણથી જન્મ પામેલી હઇ તેનાથીજ ભરપૂર હતી; અને તેના નેતાઓને પોતાની સ્થિતિની આવશ્યકતાને લીધે સમકાલીન ચમત્કારોને અસત્ય ઠરાવવાની જરૂર પડી હતી. જે પૂજાવિધિમાં તેઓના કહેવા મુજબ ઇશ્વર નિંદા, મૂર્તિપૂજા અને વહેમ ભરેલાં હતાં, તેનેજ મંજૂર કરવા માટે ઇશ્વરે અસંખ્ય ચમત્કારો કરેલા, એમ તેમનાથી બોલી શકાય તેવું ન હતું. માટે શરૂઆતથીજ આપણે જોઈએ છીએ કે (ડાકિની પ્રયોગ સિવાયના) વર્તમાન ચમત્કારો તરફ પ્રોટેસ્ટંટો અશ્રદ્ધાને તિરસ્કારની દૃષ્ટિથી જોતા હતા; તેથી એકંદરે આ નવો ધર્મ ઉકતપ્રકારની ધૂર્તતાથી અત્યંત મુક્ત હતો, અને તેના અગ્રેસરો કબુલ કરતા કે જગતમાં ખ્રિસ્ત ધર્મનું દૃઢ સ્થાપન થયા પછી ચમત્કારો બંધ પડ્યા. ખ્રિસ્તિ ધર્મના ઉદયકાળનાં લખાણો આવી ચમત્કારી હકીકતોથી પૂર્ણ છે, અને ઇંગ્લાંડના ધર્મસુધારકો તે લખાણો તરફ બહુ માનપૂર્વક જોતા; આથી કરીને ચમત્કારી અને ચમત્કાર રહિત જમાના વચ્ચે મર્યાદાની રેખા આંકવામાં આવતી, અને તે ખ્રિસ્તિ ધર્મના હાથમાં

સંપૂર્ણ રાજ્યસત્તા આવી તે અરસામાં હતી.* આ મત ઇંગ્લાંડમાં એક કાળે સર્વત્ર પ્રસરેલો હતો. જે વખતે લૉક નામે તત્વચિંતક ધર્મ ક્ષાંતિ વિષે પત્રો લખતો હતો, તે વખતે તેણે ઑક્ષફર્ડના ધર્માચાર્યો તરફથી નીચેની દલીલ સાંભળી. 'જ્યાં સુધી ખ્રિસ્તિ ધર્મને રાજ્ય સત્તાએ માન્ય કર્યો ન હતો, ત્યાં સુધી તેની સ્થિતિ બહુ વિકટ હતી; તેથી તેના લાભ વાસ્તે કુદરતના સાધારણ નિયમોનું ઉલ્લંઘન થતું, અને તેનો વિજય સુદઢ કરાવવા માટે વારંવાર ચમત્કારો બનતા. પણ કોન્સ્ટન્ટાઇન વટલ્યો એટલે રાજ્યસત્તા ખ્રિસ્તિધર્મના હાથમાં આવી, માટે દેવતાઇ જમાનો બંધ થયો. કેમકે ધર્મવૃદ્ધિને માટે તેના હાથમાં ઇશ્વરે હવે જોરજુલમ કરવાની સત્તા આપી, એટલે હવેથી સાંસારિક ઉપાયો વડે કાર્ય બની શકે તેવું હોવાથી દેવતાઈ ઉપાયોની જરૂર રહી નહીં.' પણ આવી દલીલથી કુશાગ્ર અને અડગબુદ્ધિવાળો લૉક ગભરાય તેવો નહતો. તેણે સર ઐસાક ન્યૂટનનો મત પુછયો પણ ન્યૂટનનો વિચાર ડગમગતો હતો; એકવાર તેણે જણાવેલું કે 'બસો ત્રણસો વર્ષ લગી તો ભરોસો રાખવા લાયક ચમત્કારો બન્યા હોય એમ લાગે છે.' આ વિચાર જોડે લૉક મળતો થયો નહીં. તેણે લખ્યું કે જો તમે કોન્સ્ટનટાઇનના વખત સુધીના ચમત્કારો માન્ય રાખતા હો, તો તેની પછી થયેલા ચમત્કારો શામાટે વિશ્વસનીય ન હોય? કારણ કે ધર્મના ઇતિહાસકારો તો બંને વિષે લખતા ગયા છે.

લૉકના પછી મિડલટને 'સ્વતંત્ર તપાસ' એ નામનો ગ્રંથ લખ્યો. આ અરધા સૈકા દરમ્યાન લૉકના વિચારોથી ઇંગ્લાંડના ધર્મ સાહિત્યઉપર ઘણી અસર થઇ હતી. પાછલા સૈકામાં પ્રારંભ ગુરૂઓનાં લખાણો માટે ધર્માચાર્યોને જે મોહ હતો, તે હવે ઉતરી ગયો હતો. તેમના ગ્રંથો તરફ બેદરકારી વધતી ગઇ, અને જેઓ તેનું અધ્યયન કરતા, તેમનામાં પણ તેઓનો જરા સરખો જુસ્સો નહતો. ૧૮ મા સૈકાનું ધર્મ સાહિત્ય તદ્દન ઉત્સાહ શૂન્ય, મંદ અને નિવીર્ય હતું, અને તેની અંદર ખ્રિસ્તિ ધર્મને લોકોનું રક્ષણ કરનારા સિપાઇઓના મદદનીશ તરીકે, અથવા જનસમાજને સંયુક્ત રાખવાનું સાધન, અથવા માત્ર શિષ્ટાચારના ચિન્હ તરીકે ગણી કહાડયો હતો; અને તેમાંથી સબળો આવેશ

તથા રહસ્ય બાદ કરી તેને એક પ્રમાણભૂત નીતિશાસ્ત્રનો ગ્રંથ બનાવી દીધો હતો. જે વલણથી પાછલા સૈકામાં ડાકિની પ્રયોગનો નાશ થયો, તેજ વલણનું સામ્રાજ્ય તેમનાં પુસ્તકોમાં પ્રવર્તતું હતું. વ્યવહારૂ બુદ્ધિ, એ તેમનાં સર્વ લખાણોનું પ્રધાન લક્ષણ હતું. ઉદાર વિચારો, નિઃસ્વાર્થ સદ્ગુણ, માનયુક્ત શ્રદ્ધા, પ્રૌઢ વિમર્શ—આ સર્વ ચાલ્યું ગયું હતું. દરેક ધર્મોપદેશક ખ્રિસ્તિ ધર્મ કોઈ રીતે મનુષ્યોની વિવેક બુદ્ધિથી વિસંવાદી નથી એમ બતાવવામાં, અને લાગણીને દુખાવે અથવા તર્કશક્તિને ખરાબ લાગે તેવી સર્વ બાબતો તેમાંથી કહાડી નાંખવામાં લાગેલો હતો. વળી તેઓ કહેવા લાગ્યા હતા કે જન સમાજને વિશુદ્ધ કરી પરસ્પર અવિરૂદ્ધ બનાવવા માટે, જીંદગીના સઘળા સંબંધોને શોભાપ્રદ કરવા માટે, મનુષ્યની વિવેક બુદ્ધિનાં ફરમાનોને ઉચ્ચતર સંમતિ આપવા માટે અને મૃત્યુ પછી તે જ્ઞાન દૃષ્ટિનો વિસ્તાર વધારવા માટે ધર્મનું નિર્માણ થયેલું છે. આવી માનસિક દશાને પરિણામે પ્રારંભ ગુરૂઓના ચમત્કારો જેની ગણના ખ્રિસ્તિ ધર્મના પુરાવામાં થઈ નથી, તેને અસત્ય માનવાનું વલણ વૃદ્ધિ પામતું હતું.

આવા વિચારોની ચળવળ દરમ્યાન મિડલટને પ્રારંભ ગુરૂઓના ચમત્કારોપર મોટો હલ્લો કર્યો. તેઓનાં લખાણોમાં ચમત્કારોની અસંખ્ય હકીકતો છે; તે તેમનાજ વખતમાં અને તેમની નજરે બનેલા એમ તેઓએ જણાવ્યું છે; અને તે એવા પ્રકારના છે, અને એવી રીતે વર્ણવેલાં છે, કે કાંતો તે ખરેખર બનેલા હોવા જોઇએ, અથવા કાંતો પોતાના વાચકોના ભોળપણનો લાભ લઇને પ્રારંભ ગુરૂઓએ તેમને છેતર્યા હોવા જોઈએ એવા નિર્ણયપર આવ્યા વગર આપણને છુટકો નથી. મિડલટને ચોખ્ખું જણાવી દીધું કે પ્રારંભ ગુરૂઓ જૂઠા હતા. આ દલીલ કરવામાં તેણે એટલું બધું વાક્ચાતુર્ય, નિઃશંકતા અને સચોટતા વાપર્યા હતાં કે તે વાદવિવાદથી તરત આખું ઇંગ્લાંડ ગાજી રહ્યું. તેણે કહી દીધું કે ચોથા સૈકાના ધર્મ ગુરૂઓએ પવિત્રતાને કલંકિત કરી હતી, અને સાધારણ પ્રમાણિકતાનો પણ ભંગ કર્યો હતો. તેઓએ અસત્યની પ્રશંસા કરી હતી, તેઓએ બનાવટી ખોટા દસ્તાવેજ કર્યા હતા, ખરી ઐતિહાસિક બીનાઓને જૂઠી પાડી હતી,

ધાર્મિક વંચનાની પદ્ધતિનો પૂરો ઉપયોગ કર્યો હતો, અને વારંવાર કપટી ઉપાયો વડે લોકોની ભક્તિમાં વધારો કરવા પ્રયત્ન કર્યા હતા. જે પ્રારંભ ગુરૂઓનાં લલાટની આસપાસ સેંકડો વર્ષો થયાં અખંડ જ્યોતિવડે પ્રભામંડળ ઝળકી રહ્યાં હતાં, જે મહા પુરૂષોએ યૂરોપના ધર્મ સંપ્રદાયો ઘડ્યા હતા, જેઓનો આધાર અનેક વાદવિવાદોની અંદર લેવાતો હતો, અને જેમને અનેક પંથ નમન કરતા હતા, એવા પુરૂષો ઉપર તેણે આ આરોપ મુક્યા.

આવી જાતના હુમલાથી ઘણા ગંભીર અને મોટા પ્રશ્ન ઉભા થયા. પ્રારંભ ગુરૂઓ ફક્ત રોમીય મંડળીમાંજ નહીં, પણ સુધારકોમાં પણ બહુ માન પામ્યા હતા, તે હવે ડગમગવા લાગ્યું. ઇંગ્લાંડની ધર્મ સંસ્થામાં તો તેમનું માન એટલું બધું હતું કે તેમનો આધાર ઇશ્વિરપ્રેરિત લેખકોની બરોબર ગણાતો. પણ મિડલટનનું કહેવું જો સત્ય હોય, તો તેમને આવું માન આપવું, તે કેવળ મૂર્ખાઈ કહેવાય. જો તે પ્રારંભગુરૂઓ અતિશય ભોળા અને અપ્રમાણિક હોય, અને તેમના મનમાં સત્યના કરતાં મતાંધ વિધિઓની કીંમત વધારે હોય તો તેઓને આટલું બધું માન આપવું તે વૃથા છે. સંસારીજનોમાં મિડલટનના ગ્રંથનો બહુ અંગીકાર થયો. ધર્માચાર્યોમાં તેના સાહસિક, અડગ અને શ્રદ્ધાહીન ભાવને લીધે ઘણો ભય પેદા થયો, અને ઑક્ષફર્ડની મહાપાઠશાળા વિરૂદ્ધપક્ષમાં ઉતરી પડી; પણ બાંપડા પ્રારંભ ગુરૂઓનો બચાવ કરનાર તરીકે ચર્ચ અને હોવેલ કરતાં વધારે બાહોશ વકીલો મળી શક્યા નહીં, તે પણ નવીન યુગની બલિહારી સૂચવે છે.

આ ચળવળનું એક વિચિત્ર પરિણામ એ થયું કે બધા ચમત્કારો અસત્ય છે એવું કેટલાક વિદ્વાન લોકોના મગજમાં નહીં ઉતરવાથી તેઓ રોમીય મંડળીમાં જઈ ભળ્યા. તેઓ કહેવા લાગ્યા કે હાલના સમયમાં દૈવી સામર્થ્ય વિષે લોકોનો ખ્યાલ બહુજ ઝાંખો પડી ગયો છે તે ઠીક નહીં. ઇતિહાસ કર્તા ગિબને તો ડિગ્રી લીધા વગર કોલેજ છોડી દીધી અને રોમ સંપ્રદાયમાં જતો રહ્યો. ચિલિંગવર્થે પણ તેમ કર્યું. પૅસ્નલે પણ તેવુંજ વલણ બતાવેલું. આટલું છતાં આવા મોટા વિદ્વાનો પણ જમાનાના

પવન સામે કાંઇજ અસર કરી શક્યા નહીં. તેઓએ મિડલટનના ગ્રંથની ચેપી અસર અટકાવે, તેવું કાંઇજ લખ્યું નહીં. આપરથી એમ કહી શકાય કે જે લોકો પોતાના જમાનાનાં અનિષ્ટ સ્પરૂપથી બહુજ વાકેફ હતા, અને તેનો દોષ કહાડ્યા કરતા હતા, તેઓ પંડેજ તેનાં વલણોમાંથી મુક્ત થઈ શક્યા નહીં.

વળી સદરહુ લાગણીની તેથી પણ વધારે મહત્વની અસર જોવી હોય, તો ઘણાખરા પ્રોટેસ્ટંટ દેશોમાં સપાટાબંધ વૃદ્ધિ પામતો બુદ્ધિ સ્વાતંત્ર્ય વાદ તેનું દૃષ્ટાંત છે. યૂરોપખંડનો પ્રોટેસ્ટંટ સંપ્રદાય તે તરફ કેટલો બધો આકર્ષાયતો ગયો છે, તે સર્વ કોઈ કબુલ કરે છે, અને તેથી ઘણાએક બહુ ખુશી થયા છે, અને ઘણાએક બહુ દિલગીર થયા છે. વળી આ પણ ધ્યાનમાં લેવા જોગ છે કે જે દેશનાં મુખ્ય દેવળો મોટી દમામ ભરેલી ક્રિયાઓ અને બાહ્યાચારને પ્રાધાન્ય આપતાં નથી, અને જ્યાં વિચારશક્તિ રૂઢિનાં બંધનમાં નહીં હોવાથી સ્વતંત્રપણે ક્રમસર વિકાસ પામી શકે છે, ત્યાં આ પ્રવૃત્તિ સૌથી વધારે નજરે પડે છે. ખરૂં છે કે 'બુદ્ધિ સ્વાતંત્ર્ય વાદ' એ શબ્દ કાંઇક અસ્પષ્ટ છે, અને તેમાં નાના પ્રકારની અનેક માન્યતાનો સમાવેશ થયેલો છે. તેથી જે લોકો જુના વિચારના પ્રોટેસ્ટંટો કહેવાય છે, તેઓ ઘણી તિરસ્કાર ભરેલી રીતે આ દલીલ વારંવાર આગળ ધરે છે, પણ તેઓ તદ્દન ભુલી જાય છે કે જ્યારે પ્રોટેસ્ટંટ શબ્દની સામે તેજ પ્રકારનો હુમલો ૩૦૦ વર્ષ સુધી કરવામાં આવતો હતો, ત્યારે તેની તરફેણમાં બે કારણો અપાતાં. પહેલું એ કે 'ભિન્ન ભિન્ન માન્યતાઓ હોવી તે પ્રમાણિક શોધનું આવશ્યક પરિણામ છે; અને બીજું, તેના અનેકરંગી ગૌણ ભેદોમાં કેટલાંએક પ્રધાન લક્ષણો છે, જે વડે વિસંવાદી શાખાઓનું વસ્તુતઃ ઐક્ય સિદ્ધ થઈ શકે છે.' પ્રોટેસ્ટંટ તર્કવાદનાં વિવિધ રૂપાંતરોમાં પણ તેવુંજ સાધારણ ઐક્ય જોઈ શકાય છે. તેનો મુખ્ય સંકલ્પ એવો છે કે મનુષ્યનો અંતરાત્મા ખરી સદસદ્વિવેક શક્તિ ધરાવતો હોવાથી તેને ઉચ્ચતમ બનાવી ધર્મસાધન તરીકે ગણવો. નવા નવા દૃષ્ટિ પ્રદેશ-માંથી પસાર થઈ મનુષ્યનું મન જેમ જેમ વધારે નિર્મલ પ્રકાશ સહવા

શક્તિમાન થશે, તેમ તેમ વધારે ઉદાત્ત અને પ્રભુમય બની ઈસાઇ ધર્મ મનુષ્ય જાતની નીતિવિષયક પ્રગતિમાં અગ્રસ્થાન લેશે, એવો તેમાં દૃઢ સંકલ્પ રહેલો છે. તે માને છે કે ધર્મ એ કાંઈ પ્રગતિના સાધારણ નિયમોનો અપવાદ હોઇ શકે નહીં; પણ તેના આવિર્ભાવનું ઉત્કૃષ્ટ સ્વરૂપ છે. આમ હોવાથી તેના પ્રાથમિક સિદ્ધાંતોને અપૂર્ણ વિકાસની અનિવાર્ય પરિપાટીરૂપે માત્ર સમજવા. તેની નજરમાં ધર્મનું નૈતિક તત્વ જાણે આકાશમાં વિરાજતા સૂર્યની બરોબર છે, પણ મતાવલંબી સિદ્ધાંતો તેનાં ઝળહળતાં કિરણોનું આવરણ કરનારાં વાદળાં છે. ઘડીભર જીવવા સરજેલો કીડો એમજ માનતો હશે કે અરે, આ વાદળાં નિરંતર રહેવાનાં; તેમના તેજોમય રાશિ કદી ખસશે નહીં, અને આ જે ચકચકતા પટ્ટા દેખાય છે, તેમાંથીજ બધો પ્રકાશ નીકળતો હશે. પણ તે નથી જાણતો કે પવનને સપાટે સપાટે તે તો ખસતાં જાય છે, અને બદલાતાં જાય છે; ઘડીમાં તે એકઠાં થાય છે. ને ઘડીમાં જુદાં પડે છે; તે અવનવાં રૂપ ધરે છે, અને કદમાં નાનાં મોટાં થતાં જાય છે. તેમની ઉપર વિરાજતો સૂર્ય જેવો પોતાનો પ્રકાશ વધારવા માંડે છે, કે તરતજ તેઓ ભેદાઈ જાય છે, અને તેના ઝળહળતા તેજમાં મળી જાય છે; તે પાછાં હઠે છે, ક્ષીણ થાય છે, અને છેવટે અદૃશ્ય થાય છે, ત્યારે મેઘમંડળની ઉપર ઘણે દૂર સુધી અનંત તેજમાં દૃષ્ટિ જઈ પહોંચે છે.

બુદ્ધિ સ્વાતંત્ર્યવાદના ગુણ દોષનું બારીક નિરૂપણ કરવાનું આ સ્થાન નથી. જે દર્શન માનવ શ્રદ્ધાનાં તમામગત સ્વરૂપોની ઉત્કૃષ્ટ સંકલના કરવા ધારે છે, જેને એકજ દુરાગ્રહ પકડી રાખવાનો નહીં હોવાથી વિજ્ઞાન શાસ્ત્રની પ્રત્યેક નવી શોધને જે શીઘ્ર ઉલ્લાસથી વધાવી લે છે, અને ઇશ્વિરના સંપૂર્ણ અને પરમ જ્ઞાનની પ્રાપ્તિને માર્ગે નિરંતર ઉચ્ચ વિષયોમાં વિલસતું મનુષ્યનું મન છે, એમ જે દર્શન બતાવે છે, તે બુદ્ધિનું પ્રબળ આકર્ષણ કર્યા વિના રહેશે નહીં. વળી જે દર્શન (System) શ્રદ્ધાનું પ્રમાણ બાંધવામાં મનુષ્યની નૈતિક શક્તિને મધ્યસ્થ ગણે છે, તે નીતિબળનો વિકાસ પામેલાં મગજ ઉપર જબરી અસર અવસ્ય કરશે. નિર્વિઘ્ન અને

નિરંતર ચાલુ વિકાસનો આ ખ્યાલ આપણા જમાનામાં સામ્રાજ્ય ચલાવી રહ્યો છે. કોઈ પણ વિષયપર કોઈ સારૂં પુસ્તક ઉઘાડીએ એટલે કોઇને કોઈ રૂપમાં આ વિચાર આપણુને પ્રત્યક્ષ થવાનો ખરો. તે તમામ શાસ્ત્રોનું ઊંડું મંથન કરી રહ્યો છે. તે સર્વ ઐતિહાસિક સાહિત્યને ઉથલપાથલ કરી નાંખે છે; ધર્મના સાહિત્યમાં તેનું પ્રાધાન્ય એટલું બધું છે કે કોઇ પણ શાખા તેના સ્પર્શથી બચી જવા પામી નથી.

આ બુદ્ધિ સ્વાતંત્ર્ય વાદ વખતે અસ્પષ્ટ ભાસે છે, અને ઘણા વિરોધાભાસને જન્મ આપે છે છતાં ૧૯ મા સૈકામાં જે પ્રબળ વેગથી તે વધ્યો છે, તેનું કારણ ઉપર જણાવેલાં આકર્ષણો છે. તેનું મુખ્ય લક્ષણ અને પહેલોજ પ્રયાસ હમેશાં બાઇબલના ચમત્કારોનું સ્ફુટીકરણ કરવાનો હોય છે; તેથી ઘણા તો બુદ્ધિસ્વાતંત્ર્યવાદને એટલાજ સંકુચિત અર્થમાં સમજે છે. જ્યાં જ્યાં તે દેખાય છે, ત્યાં ચમત્કારી વાતોનો સ્વીકાર નહીં કરતાં તેમનો કાંઇક ખુલાસો આપવા યત્ન કરે છે, અને હરકોઈ પ્રકારે તેમાંથી છુટી જવા માગે છે. (કેટલાએક જર્મન પાદરીઓ સાફ કહે છે કે ચમત્કારો ભલે અશક્ય નહીં હોય, પણ અસત્ય તો છેજ. ઇસુનું જીવન ચરિત લખતાં સ્ટૉસ જણાવે છે કે સઘળા ચમત્કારો, ભવિષ્ય વાણી, ફિરસ્તા, રાક્ષસો અને એવી એવી વાતો જગતના સાધારણ નિયમોથી વિરૂદ્ધ છે, માટે તે બધી જુઠી સમજવી.)

આ પ્રવાહમાં તણાયેલા ઘણા લોકો પોતાને અસર થવાનું કારણ જર્મન સાક્ષરોનું બાઇબલનું સૂક્ષ્મ વિવેચન છે એમ કહે છે, પણ તેઓ ભુલી જાય છે, કે રોમન કેથોલિક દેશોમાં જર્મન સાહિત્યની બિલકુલ અસર નથી, છતાં ત્યાં નિરીશ્વરવાદી શાખા ઉભી થઈ છે. આ પ્રબળ શાખાનું જેણે બારીક અવલોકન કર્યું હશે, તે જોશે કે તે શાખા આપણાં સાહિત્ય અને નીતિ ઉપર મોટી અસર કરી રહી છે; છતાં વૉલ્ટેરના શિષ્યોની માફક તેના અનુયાયીઓ ફક્ત ખંડન કરનારા નથી, અને નીતિ વિષયમાં તેઓ ખરેખરા ખ્રિસ્તિ છે. તેમના મુખ્ય ઉદ્દેશ સમાનતા, ભ્રાતૃભાવ, યુદ્ધ નિયંત્રણ, ગરીબોની ઉન્નતિ, સત્યપ્રેમ અને સ્વાતંત્ર્યનો પ્રસાર છે. ખ્રિસ્તિ

નિશાનની આસપાસ તે ફરે છે. અને દુરાગ્રહી સિદ્ધાંતો તથા ચમત્કારી વર્ણનો બાતલ કરીને તેની ઉત્કટ નીતિ ભાવના પ્રકટાવે છે.

આવી રીતે પ્રોટેસ્ટંટ દેશોમાં બુદ્ધિસ્વાતંત્ર્યવાદ જે કાર્ય કરી રહ્યો છે, તેજ લગભગ રોમીય દેશોમાં નિરીશ્વરવાદ બજાવે છે. ૧૬ મા તથા કંઈક અંશે ૧૭ મા સૈકામાં યૂરોપની બધી પ્રવૃત્તિમાં પ્રોટેસ્ટંટ-વાદનો સર્વત્ર પટ બેસતો હતો. જે જે મહાન્ પ્રશ્નો માણસોનાં મગજને ગુંચવતા હતા, તે સર્વ તેની પ્રગતિ જોડે સંકળાયેલા હતા, પણ ૧૮ મા સૈકાથી આ સર્વ બદલાઈ ગયું છે. હવે જે જે લેખકો અને વિચારકોએ કેથોલિક પંથનો ત્યાગ કીધો છે, તેમણે કોઇએ પ્રોટેસ્ટંટ સંપ્રદાયમાં પ્રવેશ કર્યો નથી, અથવા તેનાં દેવળોમાં ઉમેરો કર્યો નથી. શત્રુના ઘરમાં જબરી લૂટ ચાલી રહી છે, છતાં પ્રોટેસ્ટંટ શાખાને તેનો કાંઈ પણ હિસ્સો મળતો નથી. તેની ધર્મ સંસ્થાઓ અને ક્રિયાઓ આબાદ રહી છે ખરી, પણ તેનામાં એક વેળા લોહચુંબકના જેવી આકર્ષણ શક્તિ હતી, તે હવે નષ્ટ થઈ છે. કેથોલિક ધર્મને જે હાનિ થઈ છે, તેનો પૂરે પૂરો લાભ તાર્કિક શાખાને મળ્યો છે.

અલૌકિક ચમત્કારોના વિશાળ ક્ષેત્રનું દિગ્દર્શન કર્યા પછી હવે આપણે અંતિમ નિર્ણયપર આવી શકીશું. ધર્મક્રાંતિના સમય પહેલાં જ્યારથી સાહિત્યનું પુનરૂજ્જીવન થવા માંડ્યું, અને યૂરોપનાં સૈંકડો વર્ષનાં અજ્ઞાન અને તંદ્રા દૂર થવા લાગ્યાં, ત્યારથી આ વિષયપરત્વે મનુષ્યોનું મન એક સરખી રીતે અવિચ્છિન્ન પ્રગતિ કરી રહ્યું છે. આ પ્રવૃત્તિમાં ભિન્નભિન્ન પ્રજાઓએ અને ધર્મસંસ્થાઓએ ઓછો વત્તો ભાગ લીધો છે, અને તેની અસર બિલકુલ જ્યાં ન થઈ હોય, એવો યૂરોપમાં એકપણ દેશ નથી. વિરૂદ્ધ પક્ષોમાં પણ તેના સ્વરૂપનું પ્રતિબિંબ પડ્યું છે, અને તેના આગળ ધસતા પ્રવાહમાં છેવટે તે પક્ષો તણાઈ ગયા છે. તેની પ્રગતિની આડે રૂઢિ અને વિદ્યાનું તમામ પ્રાબલ્ય તથા દૃષ્ટિતલાફ ( conservatism ) ની તમામ શક્તિઓ આવી ગઈ, પણ સર્વ નિષ્ફળ ગઈ. પ્રત્યેક જમાનામાં ચમત્કારોનું મંડળ સંકોચ પામ્યું છે, અને અનાસ્થાનું વૃદ્ધિ પામ્યું છે. ચમત્કારી બનાવોના એ મોટા ભાગમાં પહેલો તદ્દન નષ્ટ થયો છે. હાકિની

પ્રયોગ, વળગાડ અને તેથી થતા રોગની કહાણીઓ ઘણો વખત થયાં કલ્પિત કથાઓમાં ગણાઈ ચૂકી છે. એવી વાતો ન માનવી તે પહેલાં તો થોડા છુટા છવાયા વિચારકોની ઘેલછા ગણાતી; પછી સૌથી આગળ વધેલી પ્રજાઓમાં કેળવાયેલા વર્ગોનું તે લક્ષણ થયું; અને હવે તો યૂરોપના સઘળા દેશોમાં સઘળા વર્ગોમાં તે સાધારણ ખ્યાલ થઈ ગયો છે. દરેક પવિત્ર સ્મરણચિન્હ અને દરેક ગ્રામ્ય દેવળમાં થતા અનેક ચમત્કારો જલદીથી પણ શાંત રીતે અદૃશ્ય થયા છે. વરસોવરસ તેનું તેજ ધર્મ શિક્ષણ મળતા છતાં અશ્રદ્ધા વધારે ને વધારે પ્રત્યક્ષ થતી જાય છે. ચમત્કારોની સંખ્યા ઘટતાં ઘટતાં છેવટે તે બંધ થઈ ગયા, અને કોઈ તેમનું પુનરૂજ્જીવન કરવા મથે છે, તો સૌ કોઈ ખુલ્લી રીતે તેને હસી કહાડે છે. પ્રારંભ ગુરૂઓના ચમત્કારોને પણ અશ્રદ્ધાયુક્ત નિંદાથી અથવા સાભિપ્રાય મૌનથી કહાડી નાંખવામાં આવે છે. આટલેથી નહીં અટકતાં તર્કવાદનો પવન બાઇબ્લના ચમત્કારોનો પણ ખુલાસો કરવા મથે છે, અને ધાર્મિક સિદ્ધાંતોમાં ચમત્કારોનું સ્થાન ઘણું જ હલકું પાડી દેછે. સર્વ દેશોમાં, સર્વ મંદિરોમાં સર્વ પક્ષોમાં, ભિન્ન ભિન્ન પ્રકૃતિ અને વિચારવાળાં તમામ મનુષ્યોની અંદર આ વલણને હયાતી ભોગવતું આપણે દીઠું છે. દરેક પ્રજામાં તેનો વિકાસ એ માનસિક જાગૃતિનું પ્રમાણ ગણાય છે, અને જનસમાજના જુદા જુદા થર (**स्तर** strata) માં તે ક્રમે ક્રમે ફેલાયું છે. ૧૮ મા સૈકામાં તે પૂર વેગથી વધ્યું છે, તેણે જુની સીમારેખાઓને ઝાંખી પાડી નાંખી છે, અને યૂરોપીય બુદ્ધિને આકર્ષનારૂં મધ્યબિંદુ તે થઈ પડયું છે. જો આપણે તેની શરૂઆતથી આજ સુધી થયેલી પ્રગતિ તપાસીએ, તો માલમ પડશે કે તેણે ધર્મનાં રૂપ અને રંગ સાવ બદલી નાંખ્યાં છે. તેના ઉદયકાળે એમ કહેવાતું કે ખ્રિસ્તિ ધર્મ માનુષી વિચાર શક્તિને તદ્દન અગોચર છે; તે વિષે પ્રશ્ન કરવો તે અધર્મ ગણાતો; તેને વિષે તપાસ કરવી, અથવા ગુણદોષનો વિચાર કરવો તે પ્રભુનો દ્રોહ કર્યો ગણાતો; વળી જ્યાં ત્યાં દેવતાઈ સામર્થ્ય નજરે પડતું. સઘળા પ્રદેશોમાંથી નિરંતર નાના મોટા ચમત્કારો ઝબકતા હતા, પણ તેથી કાંઈ અનાસ્થા કે નવાઈ ઉપજતી નહીં. હાલના

વખતમાં ખ્રિસ્તિ ધર્મ ખુશીથી સૂક્ષ્મ તપાસનું આવાહન કરે છે, અને મનુષ્યોની તમામ ઉત્સાહી પ્રવૃત્તિઓને સતેજ બનાવે છે; દેવતાઈ ચમત્કારોનો ખ્યાલ, જે અગાઉ ધર્મનું પ્રધાન અંગ મનાતો હતો, તે અત્યારે ઝાંખો અને ક્ષીણ થયેલો, ૧૮૦૦ વર્ષની ધુમ્મસમાંથી દેખાય છે.

આ મહાન્ પ્રવૃત્તિનાં અનેક કારણો છે. એક તો ભૌતિકશાસ્ત્રની ફતેહ છે; કેમકે અગાઉ દેવતાઈ ગણાતા ઘણા ચમત્કારોનો તેણે ખુલાસો કરી આપ્યો છે; તેમજ ઇશ્વરના સ્વચ્છંદી અનિયમિત વર્તનને બદલે તેણે તેના અવિચ્છિન્ન અસ્ખલિત કાયદાઓનું આપણને ભાન કરાવ્યું છે. વળી વર્તમાન રીતિ પ્રમાણે ગુણદોષનું વિવેચન કરવામાં જોઇતા સજ્જડ બારીક પુરાવા, તથા જુદી જુદી પ્રજાઓની પૌરાણિક કથાઓ શી રીતે જન્મ પામે છે તેનો અભ્યાસ–એ બે કારણો પણ ગણી શકાય. પણ તે સર્વ ઉપરાંત એક જુદાજ પ્રકારનું કારણ છે. વ્યાવહારિક જમાનામાં મતાંધ ધર્મભાવનાઓ ઉત્કટ રૂપે રહી શકતી નથી, તેથી તેમાં વર્ણવેલા દૈવી ચમત્કારો વિષે આપણા મનને એક પ્રકારનો અભાવ થઈ જાય છે. જીવન વ્યવહારમાં જ્યારે ધર્મ અગ્રસ્થાન ભોગવે છે, અને રાત દિવસ લોકોનાં મન તેજ વિષયમાં લાગ્યાં હોય છે, ત્યારે મનમાં એક જાતની ધાર્મિક ઘટના બંધાઈ જવાથી તેજ ધોરણ પ્રમાણે તમામ વિષયોપર વિચાર કરવામાં આવે છે. જે ,સમયે બુદ્ધિનો તમામ પ્રયાસ ધાર્મિક અધ્યયનમાં જ રહેલો હોય છે, અને સાહિત્ય, રાજનીતિ તથા હુન્નર એ સૌ તેની જ સેવાને અર્થે માત્ર હોય છે, અને જ્યારે લોકોનાં મગજ ધાર્મિક વિષયોના જ ચિંતવનમાં મસ્ત બની જાય છે, ત્યારે અલૌકિક ચમત્કારો સર્વવ્યાપક હોય તો તેમાં કંઈ પણ આશ્ચર્યકારક નથી. પણ તેથી ઉલટું, જ્યારે ધાર્મિક વિચારોનું સ્થાન સાંસારિક વિચારો છીનવી લે છે, જ્યારે સુધારાના પ્રવાહમાં સાહિત્ય, રાજનીતિ અને હુન્નર સર્વ ઘણે ભાગે વ્યાવહારિક રૂપ પકડે છે, જ્યારે હજારો માનસિક ઉપાધિઓને લીધે મનુષ્યોનાં મન ધર્મવિષયક વિચારોથી દૂર રહે છે–ત્યારે ધીમે ધીમે નવીન વિચાર સરણિ જન્મ પામે છે. સંભાવ્યતાનું માપ બદલાઈ જાય છે. ધર્મને સ્થાને હવે વ્યાવહારિક માપ આવે

છે. અગાઉ દરેક બનાવ દેવતાઈ રીતે સમજાવવા મનુષ્યોને સહજ ઇચ્છા થતી; પણ હવે વિજ્ઞાનશાસ્ત્રને આધારે સમજાવવાની ઇચ્છા થાય છે.

સર્વ મનુષ્યના મનના સામાન્ય નિયમોનું ફક્ત પરિણામ છે, અને તેના દાખલા સામાજીક વ્યવહારમાં અનેક પ્રસંગે મળી શકે છે. લડવૈયો, વકીલ અને પંડિત દરેક પોતપોતાના ધંધા ઉપરથી તમામ બાબતો વિષે અભિપ્રાય બાંધે છે, તે એટલે સુધી કે અન્ય વિષયો તરફ પણ તેઓ પોતાનાંજ ચશ્માં વડે જુએ છે. આવીજ રીતે ધર્મના વિષયમાં અત્યંત ગરકાવ થયેલો જમાનો સર્વ ધોરણ તે ઉપરથી જ બાંધે અથવા વ્યવહારપ્રિય લોકો પોતાની વ્યાવહારિક પ્રવૃત્તિઓપરથી જ સર્વ વિચારો બાંધે, તો તેમાં કાંઈ આશ્ચર્યનું કારણ નથી. માટે અત્યારે સર્વત્ર ધાર્મિક અસર કમી છે, તે કાંઈ કાકતાલીય ન્યાયથી નહીં, પણ વિશ્વના એક મહાન્ નિયમને અનુસરીને છે. વળી જે લોકો કેળવણી અને પરિસ્થિતિથી બંધાઈ ગયેલા ખાસ વિચારોમાંથી મુક્ત થવા ઇચ્છે છે, તેમનાં મનનું સમકાલીન સાહિત્ય જબરૂં આકર્ષણ કરે છે. જે લોકો સ્વતંત્ર રીતે પોતાના અભિપ્રાય બાંધવા ઇચ્છે છે, તેમનાં મગજપર સમકાલીન વિચારો તથા સાહિત્ય જબરી અસર કરે છે. તેમના સર્વ વાદવિવાદોપર પ્રચલિત વિચાર સરણિનો પટ બેસે છે, અને કદાચ તેઓ આ બાબતથી અજાણ્યા હશે, તો તેમના નિર્ણયો પણ તેના વડે જ બંધાશે. આ અસર વર્તમાન સમયમાં બુદ્ધિ સ્વાતંત્ર્યની છે.

હવે આ ચળવળ ઉપરથી આપણને એક બીજો અગત્યનો વિચાર સૂઝે છે. ખ્રિસ્તિ ધર્મ સંસ્થાઓનું સ્વરૂપ તેણે કેવું બદલી નાંખ્યું, તે આપણે જોઈ ગયા. તે સંસ્થાઓનાં બાહ્ય સ્વરૂપ અને લક્ષણો તેણે બદલી નાંખ્યાં છે, એટલુંજ નહીં, પણ જે વિચાર પ્રણાલી અને ધાર્મિક વાતાવરણની મારફત સર્વ અભિપ્રાયો ઘડાતા, અને જેમાંથી પસાર થવાથી સર્વ દલીલોનું વક્રીભવન થતું–તે પણ બદલાઈ ગયાં છે. આ બાબતોપર અત્યારે રોમીય દેશોમાં ચાલતા વિચારોને જો ૧૨ મા સૈકાના ખ્રિસ્તિ આગળ મુકવામાં આવે, તો તે એકદમ બોલી ઉઠશે કે, અરે, આ તો ધર્મનું સત્યાનાશ વળી ગયું ! પણ ખરી વાત એવી છે, કે આ સર્વ ફેરફાર વખતોવખત

બહારના દબાણથી ધર્મ સંસ્થાઓને સ્વીકારવાની ફરજ પડેલી, અને તે સમયે ઘણાખરા પાદરીઓએ તેમને પાછા હઠાડવા માટે કમ્મર કસીને નિંદા કરેલી હતી. તેઓ કહેતા કે આવા ફેરફારોથી ધર્મ પડી ભાંગશે. સુધારાને બળે ધર્મમાં પણ ક્રમે ક્રમે ફેરફાર થવાનો, એવો સિદ્ધાંત ખ્રિસ્તિ ધર્મથી ઉલટો છે, એમ તેઓ જણાવતા. તેઓના મત પ્રમાણે તો ઉત્તમ ધર્મ સંસ્થા હમેશાં ભૂતકાળમાંજ હતી; અને પરાવૃત્તિ નહીં, તો વિકારાક્ષમતા એ તેમને મન જીંદગીનો નિયમ હતો. પાદરીઓએ દર્શાવેલા વિરોધની તુલના હવે આપણે અનુભવના નિર્મળ પ્રકાશવડે કરી શકીશું. અલબત અત્યારે મતાવલંબી સંપ્રદાયો તદન નિઃસત્વ થયા છે, જીવનના પ્રવાહપર તેમની બિલકુલ અસર રહી નથી. જોરજુલમ, ધર્મયુદ્ધો, મનને તલ્લીન કરનારા શાસ્ત્રાર્થો, પવિત્ર જાદુ, અને વૈધિક પ્રશ્નોમાં આનંદથી ઝુકી પડતું ધર્મ સાહિત્ય—આ સર્વ ચાલ્યાં ગયાં છે, અથવા પ્રથમને મુકાબલે શક્તિહીન થયાં છે. આખા યૂરોપમાં ધર્મસત્તા દરેક પ્રજાની માનસિક પ્રગતિના પ્રમાણમાં નિર્વીર્ય થઈ છે. ધાર્મિક ઈતિહાસની આરસીવડે જો આપણે ખ્રિસ્તિ ધર્મની વર્તમાન દશા તપાસીએ, જો અસલના ધર્માચાર્યોના સંરક્ષક ( conservative ) ઝનૂનવડે તેને માપીએ, તો ખરેખર તેના ભવિષ્ય તરફ આપણે બહુ ખેદ અને ભયની દૃષ્ટિથી નિહાળવું જોઇએ. પ્રારંભ ગુરૂઓનો જુસ્સો શમી ગયો છે, તે વાત નિઃસંદેહ છે. ઍથેનેશિઅસને અગસ્ટૅનના દિવસો ગયા તે ગયાજ, હવે ફરી આવવાની જરા પણ આશા નથી. વિચારનો સમગ્ર પ્રવાહ અન્ય દિશામાં વહે છે; ગયા સૈકાનાં વાદ યુદ્ધોના વિચિત્ર, પણ નિષ્ફળ ભણકારા કાનપર અથડાઈ ચાલ્યા જાય છે પણ જો ધાર્મિક ઈતિહાસકોને છોડીને આપણે નવા કરારમાં દર્શાવેલી કસોટી ખ્રિસ્તિ ધર્મને લગાડીશું; જો આપણે પુછીશું કે હવે ધર્મવૃક્ષપર પ્રેમ, ઐાદાર્ય અને સત્ય શોધનનાં મૂર્તિમાન ફળો પાકે છે કે નહીં, તો આપણે તદન જુદાજ નિર્ણયપર આવીશું. દુઃખ અને દુર્ગુણનાં કાળાં ગુપ્ત સ્થાનોમાં ઉમંગભેર ભૂતદયાથી ઝોકાવવું એમાં જો ખરો ધર્મ હોય—નિઃસીમ પ્રેમના ઝરાથી પૃથ્વીને ચારે દિશામાં ફલવતી કરવી, અને ગાઢ તથા

અવંધ્ય સદ્દયતાના ક્ષેત્રમાં મનુષ્ય જાતના તમામ વિભાગોનો સમાવેશ કરવો, એમાં જો સાચો ધર્મ રહેલો હોય—વળી જુદા જુદા વર્ગો તથા જુદી જુદી પ્રજાઓ વચ્ચે ભેદ ભાવનાં બીજનો નાશ કરવો, અથવા તો તેને ઓછાં કરવાં; વિગ્રહનાં ક્રુર ઉપાંગો દૂર કરવાં, અને સઘળી દૈવાયત્ત ભિન્નતા ભુલાવી દઈ ખરેખરી સમાનતા અને ભ્રાતૃભાવની આણ વર્તાવવી, એમાં જો ખરો ધર્મ હોય—વળી સર્વથી વિશેષ, સત્યનીજ ખાતર સત્યનો પ્રેમ ખીલવવો, આપણાથી જુદા વિચારોવાળાના તરફ નિખાલસપણું અને ક્ષમાશીલતા રાખવાં. આ સર્વ જો સાચા અને નિરોગી ધર્મનાં લક્ષણ હોય તો ઇસુના શિષ્યોના વખતથી આજ સુધીમાં ખ્રિસ્ત ધર્મની હાલના જેવી ઉન્નત દશા કદી પણ થયેલ નથી એમ સમજવું.

# પ્રકરણ ૩.



## કળાશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર, અને નીતિશાસ્ત્ર વિષયક બુદ્ધિસ્વાતંત્ર્યવાદનો વિકાસ.



ગયા પ્રકરણમાં આપણે કંઈક અંશે જોઈ ગયા છીએ, અને હવે પછી વધારે ખુલાસાથી જોઈ શકીશું કે દેવતાઈ ચમત્કારોનો ઈતિહાસ એક મહાન્ વિસ્તૃત પ્રવૃત્તિનું માત્ર એક સ્વરૂપ અથવા અંગ છે; આ પ્રવૃત્તિને તેના વર્તમાનરૂપમાં તર્કવાદ અથવા બુદ્ધિસ્વાતંત્ર્યવાદ કહેવામાં આવે છે. જે વિચારક્રમવડે મનુષ્યોને અલૌકિક ચમત્કારો તરફ અણગમો થાય છે, તેને લીધે બીજા ઘણા પ્રશ્નો વિષે પણ તેમના વિચારો બદલાય છે. આ પ્રકરણમાં સદરહુ પ્રવૃત્તિનાં ભિન્ન ભિન્ન અંગો આલેખવા, તેમજ

જ્ઞાનના ફેલાવથી ઇશ્વર સંબંધે તથા સૃષ્ટિના રાજ્યતંત્ર સંબંધે લોકોના વિચારો કેવા બદલાય છે તે દર્શાવવા, તથા તે ફેરફાર કયાં કારણોપર આધાર રાખે છે તે શોધી કહાડવા હું યત્ન કરીશ.

એક સમર્થ વિદ્વાનનો મત એવો છે કે તદ્દન જંગલી અવસ્થા ભોગવતા મનુષ્યો સ્વાભાવિક રીતે જડપૂજા ( fetishism ) સ્વીકારશે; અને એમ માનવાને કારણ મળે છે કે શરૂઆતની ધાર્મિક માન્યતાનું સામાન્ય લક્ષણ જડ વસ્તુઓને સઘળું માન આપવામાં તથા તેઓમાં જ સ્વતઃશક્તિ માની લેવામાં રહેલું છે. આ જડ પૂજાનું હલકામાં હલકું સ્વરૂપ અમુક પદાર્થને જડ તરીકેજ પૂજવામાં રહેલું છે, અને કાંઈક ઓછા નિંદ્યરૂપમાં તે એવી રીતે નજરે પડે છે કે અમુક પવિત્ર જંત્ર અથવા મુદ્રાઓમાં જે સ્વતઃજાદુઈ શક્તિ રહેલી છે, તે બાહ્ય સંજોગોથી તદ્દન સ્વતંત્ર છે. મૂર્તિપૂજકોની જાદુ પદ્ધતિ આવા પ્રકારની હતી. તેમાં અમુક છોડમાં, અથવા અમુક ક્રિયાઓમાં, અથવા શબ્દોમાં પણ દેવતાઈ શક્તિ છે, એમ ધારવામાં આવતું હતું. વળી ખ્રિસ્તિ ધર્મમાં તરત દાખલ થયેલા તેવાજ પ્રકારના ઘણા વહેમો પણ આ પૂજામાં ગણી શકાય. સ્વસ્તિકની નિશાની આમાં સૌથી પહેલી હતી. તે માત્ર એક અભિજ્ઞાન ચિન્હ તરીકે અથવા પવિત્ર સ્મારક તરીકે અથવા ભક્તિના ચિન્હ તરીકે નહીં, પણ મહા પ્રભાવવાળું એક દેવતાઈ આયુધ ગણાતું. તેનાં પરાક્રમો પ્રારંભ ગુરૂઓએ સંખ્યાબંધ વર્ણવેલાં છે. બીજા સૈકાનો એક લેખક કહે છે કે સઢ વિના સમુદ્ર ઓળંગી શકાતો નથી, કારણ કે સઢ એ સ્વસ્તિકનો આકાર છે. પૃથ્વીને કોદાળીથી ખોદીએ ત્યારે જ તે ફલવતી થાય છે; કેમકે કોદાળી એ સ્વસ્તિકની આકૃતિ છે. વળી મનુષ્યદેહ પણ તેજ પવિત્ર આકૃતિ છે. તેની આંખો અને નાકવડે પણ તેજ આકાર બને છે. વળી બાળકને ખ્રિસ્તિ બનાવતી વેળા તેનાપર જે જળ છાંટવામાં આવતું, તેમાં પણ તેવુંજ સામર્થ્ય મનાતું. ધર્મના દરેક અંગમાં આવા વિચારોની ટેવ વધતી ગઈ, તેથી સંખ્યાબંધ જંત્રો તથા રક્ષાકવચ ઉપયોગમાં આવ્યાં. જે પાસે રાખવાથી આધિભૌતિક અને આધિદૈવિક તમામ સંકટનું નિવારણ થતું. ખરેખર, એવા

પ્રશ્ન કરી શકાય કે આવી જડપૂજા મૂર્તિપૂજકોમાં વધારે હતી, કે મધ્યકાળના ખ્રિસ્તિ ધર્મમાં વધારે હતી.

જ્યારે મનુષ્યો જડપૂજાની દશામાંથી મુક્ત થવા માંડે છે, ત્યારે તેઓ ઇશ્વરને સગુણરૂપમાં પૂજતાં શીખે છે. આ સ્થિતિ ઉપરની સ્થિતિ જોડે ઘણી મળતી છે, અને તે તમામ નહિ સુધરેલી પ્રજામાં પ્રસરેલી હોય છે. જ્યારે તેઓ સમજવા લાગે છે કે જડ વસ્તુમાં પોતાનામાં કાંઈ શક્તિ કે ગુણ નથી, ત્યારે તેઓ આ સૃષ્ટિમાં પોતાના જેવા સ્વભાવનાં દૈવીપ્રાણીઓને કામ કરતાં દેખે છે. હરેક વિલક્ષણ બનાવ કોઈ અદૃશ્ય કર્તાનું સ્વચ્છંદી કાર્ય હશે, અને તેની ક્ષણિક મનોવૃત્તિથી તે કોઈ એક પાત્રને ઉદ્દેશીને થયેલું હશે, એમ તેઓ સમજે છે. ગર્જના, દુકાળ અને મહારોગ તે દૈવ કોપનાં ફળ હશે, અથવા એકાએક ધાન્યની સમૃદ્ધિ થાય તો દૈવકૃપા થઈ, એમ તેઓ માને છે. આમ છતાં કલ્પના શક્તિ નિર્બળ હોવાથી ઇશ્વરને તેઓ અદૃશ્ય મનુષ્યના કરતાં ઉચ્ચ પ્રકારનો કલ્પી શકતાં નથી. તેવીજ રીતે તેની સાકારમૂર્તિ વગર પોતાના વિચાર અને ભાવ તેનાપર ઠરાવી શકતાં નથી. કારણ કે સુધરેલા મનુષ્યમાં નૈસર્ગિક શક્તિઓ જંગલી મનુષ્યના કરતાં વધારે હોય છે કે નહીં, તે જો કે વાંધા ભરેલો પ્રશ્ન છે, છતાં એટલું તો નિર્વિવાદ છે કે હરેક વ્યક્તિપર આસપાસના સંજોગોની એવી પ્રબળ અસર થાય છે કે બંને વર્ગની શક્તિઓ તથા જ્ઞાન તરત જુદાં પડી આવે છે. સુધરેલા મનુષ્યમાં બુદ્ધિબળ, અવિરત અને શાંત વિચાર કરવાની શક્તિ, અદૃશ્ય વિષયપર એકાગ્ર મન કરવાની દૃઢતા; ઇંદ્રિયોની કાલ્પનિક સૃષ્ટિમાંથી વિચારને મુક્ત કરવાનું બળ, ઇત્યાદિ જે જોઇએ છીએ, તેમાંનું કાંઇ પણ જંગલી મનુષ્યમાં હોતું નથી. એક જંગલી મનુષ્ય આગળ અદૃશ્ય સત્વનો ખ્યાલ ધરો, અને કાંઈ પણ બાહ્ય મૂર્તિની મદદ વિના તેની ભક્તિ કરવાનું કહો, તો તે ખ્યાલ તેના મગજમાં ઉતરી શકશે નહીં; તેના મનમાં તેનો સ્ફુટ ભાસ થશે નહીં, તેથી તેના જીવન પર તેની બિલકુલ અસર થશે નહીં. મૂર્તિપૂજા એ તમામ અસંસ્કૃત મનુષ્યોનો સાધારણ ધર્મ છે, કારણ કે તેઓની માનસિક સ્થિતિને તે

અનુકૂળ છે, અને જ્યાં સુધી તે સ્થિતિ બદલાઈ નથી, ત્યાં સુધી એક અથવા બીજારૂપમાં તે ચાલુ રહેશે.

મૂર્તિપૂજા બે પ્રકારની હોઈ શકે. વખતે તે પ્રગતિનું ચિન્હ હોય છે. જ્યારે મનુષ્યો પહેલવહેલી જડપૂજામાંથી મુક્ત થાય છે, ત્યારે તેઓ જડ પદાર્થને કોતરી તેને કોઈ ચૈતન્યમય સત્વનું રૂપ આપે છે, અને એવું રૂપ બનાવ્યા પછી જ તેમાં ઈશ્વરભાવના સંચારે છે. હજુ તેઓ નિર્જીવ પદાર્થને પૂજે છે, પણ તે કેવળ જડપૂજા નથી. વળી કોઈ વખત એવું બને છે કે પરમાત્માના શુદ્ધ નિર્ગુણ સ્વરૂપ સુધી પહોંચ્યા છતાં કોઇ સામાજીક ક્ષોભથી લોકો સુધારાની નીચી સપાટીપર ઉતરી પડે છે. પછી જેને તેઓ પૂજતા હોય, તેનાં ચિત્રોવડે પોતાની કલ્પનાને મદદ કરવા યત્ન કરશે, અને ધીમે ધીમે તે ચિત્રોમાં જ સ્વતઃ શક્તિ છે એમ માનવા લાગશે.

ઉપરના નિયમોથી સ્પષ્ટ થશે કે શરૂઆતમાં જનસમાજની સગુણવાદની સ્થિતિમાં દૃશ્ય મૂર્તિઓ દ્વારા ભક્તિ કરવામાં આવે છે; માટે જ્યાં સુધી તે સ્થિતિ ચાલુ રહે, ત્યાંસુધી ધર્મનો અથવા ધર્મનાં કલ્પનામય અને સાક્ષાત્કાર થતાં અંગોનો ખરો ઇતિહાસ કળાશાસ્ત્રના ઇતિહાસપરથી મળી શકે છે. ખ્રિસ્તિ ધર્મની બહાર પણ એવો ભાગ્યેજ દાખલો મળશે કે જેમાં દેશના ધર્મની પ્રબળ અસર દેશની કળા ઉપર ન થઈ હોય. આ અન્વયે ઇરાન અને મિસરની બે મહાન્ જુની પ્રજાઓમાં સાધારણ સુધારાના કરતાં કળાશાસ્ત્ર પાછળ પડી ગયું. કેમકે ઇરાનના લોકો અગ્નિને પૂજતા, તે એવી તો સાદી અને ઉત્કૃષ્ટ જડ પૂજા હતી કે તેને લીધે સલાટ કામને અવકાશ મળ્યો નહીં. બીજું ઇજીપ્તનું કળાશાસ્ત્ર તેના ધર્મને લીધે સ્તંભન પામ્યું, કારણ કે તેના ધર્મનું એવું ફરમાન હતું કે કાંઈ પણ નવું કરવામાં પાપ છે; તેમ જ કારીગરનો ધંધો ફરજીઆત અને વંશપરંપરા હોવાથી, તથા શારીરિક કાપકુપ કરવાનો પ્રતિબંધ હોવાથી શરીર વ્યવચ્છેદ શાસ્ત્ર વધી શક્યું નહીં; અને દરેક કુદરતી વસ્તુ તે બીજા કોઈ પદાર્થની સંકેતરૂપ મનાતી હોવાથી તે વસ્તુનો પોતાની ખાતર તેનાપર ધ્યાન

મુખ્ય ભક્તિપાત્રની પ્રતિમા બનાવવાનું વલણ પેદા થયું, અને તે પ્રતિમાની અંદર લોકો ખાસ પવિત્રતાનું દર્શન કરવા લાગ્યા. આ પ્રતિમા ખ્રિસ્તિ ત્રિપુટીમાં પ્રથમ પુરૂષ એટલે પરમેશ્વરની નહતી. પણ બીજા પુરૂષ એટલે ઇસુની હતી. તેમાં તે મનુષ્યોને સરજતો, આદમ તથા ઇવને મજુરી કરવા ફરમાવતો, અબ્રામનો હાથ પકડતો, નોઆ જોડે વાત કરતો, કે મુસાને કાયદા આપતો નજરે પડે છે. પણ વાદળામાંથી પ્રસારેલા હાથ સિવાય પરમેશ્વરનાં પોતાનાં ચિત્રો દેખાતાં નથી. આમ થવાનું મુખ્ય કારણ લોકોને પોતાના જેવો મનુષ્ય-દેવ જોઇતો હતો. જેમ જેમ આપણે છઠ્ઠાથી બારમા સૈકા સુધીમા ઉંડી નજર ફેંકીએ છીએ, તેમ તેમ આપણને પ્રત્યક્ષ થતું જાય છે કે તે સમયના લોકોને અતીન્દ્રિય વિષયોપર બહુ પ્યાર નહતો. ગમે તેવું ખરાબ લાગે તેની દરકાર કર્યા વિના તેઓ પ્રત્યેક વસ્તુનું ચિત્ર કહાડી તેને ઇદ્રિય ગોચર બનાવતા. તે એટલે સુધી કે છેવટે ચિત્રો તથા મૂર્તિઓમાં જ દેવભાવના કલ્પવા લાગ્યા. તે જમાનામાં ઇસુના કરતાં ઇશ્વરનું સ્વરૂપ વધારે અગમ્ય હોવાથી તેમણે ઇશ્વરની ઉપેક્ષા કીધી. ઇસુથી બીજે નંબરે સંતો અને ધર્મવીરો ( martyrs ) હતા. ટુંકામાં બારમા સૈકા પહેલાં એકાદ બે અપવાદ સિવાય ઇશ્વરની પ્રતિમા નહોતી. સાહિત્યનું પુનરૂજ્જીવન થતાં ૧૪ મા સૈકામાં ઇશ્વરની પ્રતિમા સાધારણ થઈ પડી, અને તેને પ્રાધાન્ય મળવા લાગ્યું. પહેલાં તો પિતા પુત્ર બંને સરખી ઉમરના આલેખવામાં આવતા, પણ હવેથી રૅફેલના સમય લગી ઇશ્વરની ઉમર તથા માન મરતબો વધતાં ગયાં, અને છેવટે તેને સૌથી ઉચ્ચપદ પ્રાપ્ત થયું. જુદા જુદા દેશોમાં મહત્વના ખ્યાલ મુજબ તેનાં ચિત્રો થયાં, જેમકે ઇટલી, સ્પેન વગેરેમાં તે પોપના આકારમાં, જર્મનીમાં બાદશાહને વેશે, તથા ઇંગ્લાંડ અને ફ્રાન્સમાં ઘણે ભાગે તે રાજાના સ્વરૂપમાં પ્રત્યક્ષ થતો હતો.

હવે આવા જમાનામાં લોકો ઇશ્વરમાં મનુષ્યભાવનું આરોપણ કરતા હોવાથી ઘણી વેળા બંને વચ્ચે અગાધ અંતર ભૂલી જતા; માટે દુનિયામાં પણ જેઓ અતિ મહત્વની પદવી ધરાવતા હોય, તેમને ઇશ્વર જેવા ગણવા

લાગ્યા. આવી રીતે અનેક દેવ પૂજાનું વલણું ઉત્પન્ન થયું, અને તેનો પ્રથમ દાખલો મરિયમની દેવતા તરીકે પૂજા થવા લાગી તે છે.

પ્રાચીન યાહુદી રહસ્યવાદીઓ ( cabalists ) માં સ્ત્રી દેવતાનો ખ્યાલ હયાત હતો; અને પહેલા સૈકામાં સિમન મૅગસની જોડે એક સ્ત્રી હતી, તે ઇશ્વરી વિચાર શક્તિનો અવતાર છે એમ તે કહેતો. જ્ઞાનવાદની તમામ શાખાઓમાં પણ આ ખ્યાલ એક અથવા બીજા રૂપમાં પ્રસરેલો હતો. પરમેશ્વર તો માનવબુદ્ધિને અગમ્ય છે એવું તેઓ કહેતા; પણ તેના બે અંશ આપણે જાણી શકીએ તેવા છે. તે ઇસુ અને સોફિઆ છે. ઘણાના મત પ્રમાણે સોફિઆ તે માત્ર મનુષ્ય આત્મા છે. પ્રથમ તે ઇશ્વરનો અંશ હતો, પણ તેનાથી વિખૂટો પડી રખડતાં રખડતાં તે જડ પ્રકૃતિમાં ફસાયો અને તેમાં પૂરાઈ ગયો. હવે યોગભ્રષ્ટ નહીં થયેલો જે બીજો અંશ ઇસુ છે, તેની સહાયથી તે મુક્ત થઈ પોતાની મૂળ સ્થિતિની પવિત્રતા પુનઃ પ્રાપ્ત કરવા તે તરફડીયાં મારે છે. વળી કોઈ તો કહેતા કે તે હજુ પણ શુદ્ધ ઇશ્વરનો અંશ છે, અને ઇસુની બ્હેન અથવા મા છે, માટે તેના જેટલુંજ માન તેને ઘટે છે.

આ પ્રમાણે કેથોલિક પંથમાં મરિયમની પૂજા દાખલ થઈ, તે પહેલાં ઘણો વખત થયાં ઇસાઇઓમાં ભક્તિનાં બે મુખ્ય પાત્રોમાં એક સ્ત્રી પાત્ર હતું;, તેથી કરીને ભવિષ્યમાં મરિયમની પૂજાનો માર્ગ સરળ થયો. તે સિવાય સનાતન પક્ષવાળાના વિચારોમાં જ્ઞાનવાદીઓએ મોટી અસર કરી. જ્ઞાનવાદનો વિદ્વાન ઇતિહાસકાર લખે છે કે આ મતને ખ્રિસ્તિ ધર્મનું ખંડન કરનારો ગણવો ન જોઇએ, પણ ખ્રિસ્ત વિચારોને અગ્રસ્થાન આપનારો સારસંગ્રહવાદ ગણવો જોઇએ; કારણ કે જ્ઞાનવાદથી સનાતન પક્ષમાં વિરૂદ્ધ વિચારો પેદા થયા નથી; ઉલટું તેમાં શરૂઆતથી જે નવીન પ્લેટોવાદ દાખલ થયો તે જ્ઞાનવાદની મારફત દાખલ થયેલ છે. વળી જ્ઞાનવાદીઓ સૌન્દર્ય કળાપર વિશેષ લક્ષ આપતા, તેમનાં મધુર ગીતોએ સીરિઆના સનાતન પક્ષમાં પેસી લોકોનાં મન એટલાં બધાં હરી લીધાં કે અનેક પ્રતિબંધ થયા છતાં તે ગવાતાં બંધ-પડયાં નહીં, અને છેવટે કવિ સંત

મુખ્ય ભક્તિપાત્રની પ્રતિમા બનાવવાનું વલણ પેદા થયું, અને તે પ્રતિમાની અંદર લોકો ખાસ પવિત્રતાનું દર્શન કરવા લાગ્યા. આ પ્રતિમા ખ્રિસ્તિ ત્રિપુટીમાં પ્રથમ પુરૂષ એટલે પરમેશ્વરની નહતી. પણ બીજા પુરૂષ એટલે ઇસુની હતી. તેમાં તે મનુષ્યોને સરજતો, આદમ તથા ઇવને મજુરી કરવા ફરમાવતો, અભરામનો હાથ પકડતો, નોઆ જોડે વાત કરતો, કે મુસાને કાયદા આપતો નજરે પડે છે. પણ વાદળામાંથી પ્રસારેલા હાથ સિવાય પરમેશ્વરનાં પોતાનાં ચિત્રો દેખાતાં નથી. આમ થવાનું મુખ્ય કારણ લોકોને પોતાના જેવો મનુષ્ય-દેવ જોઇતો હતો. જેમ જેમ આપણે છઠ્ઠાથી બારમા સૈકા સુધીમા ઉંડી નજર ફેંકીએ છીએ, તેમ તેમ આપણને પ્રત્યક્ષ થતું જાય છે કે તે સમયના લોકોને અતીન્દ્રિય વિષયોપર બહુ પ્યાર નહતો. ગમે તેવું ખરાબ લાગે તેની દરકાર કર્યા વિના તેઓ પ્રત્યેક વસ્તુનું ચિત્ર કહાડી તેને ઇંદ્રિય ગોચર બનાવતા. તે એટલે સુધી કે છેવટે ચિત્રો તથા મૂર્તિઓમાં જ દેવભાવના કલ્પવા લાગ્યા. તે જમાનામાં ઇસુના કરતાં ઇશ્વ-રનું સ્વરૂપ વધારે અગમ્ય હોવાથી તેમણે ઇશ્વરની ઉપેક્ષા કીધી. ઇસુથી બીજે નંબરે સંતો અને ધર્મવીરો ( martyrs ) હતા. ટુંકામાં બારમા સૈકા પહેલાં એકાદ બે અપવાદ સિવાય ઇશ્વરની પ્રતિમા નહોતી. સાહિ-ત્યનું પુનરૂજ્જીવન થતાં ૧૪ મા સૈકામાં ઇશ્વરની પ્રતિમા સાધારણ થઈ પડી, અને તેને પ્રાધાન્ય મળવા લાગ્યું. પહેલાં તો પિતા પુત્ર બંને સરખી ઉમરના આલેખવામાં આવતા, પણ હવેથી રૅફેલના સમય લગી ઇશ્વરની ઉમર તથા માન મરતબો વધતાં ગયાં, અને છેવટે તેને સૌથી ઉચ્ચપદ પ્રાપ્ત થયું. જુદા જુદા દેશોમાં મહત્વના ખ્યાલ મુજબ તેનાં ચિત્રો થયાં, જેમકે ઇટલી, સ્પેન વગેરેમાં તે પોપના આકારમાં, જર્મનીમાં બાદશાહને વેશે, તથા ઇંગ્લાંડ અને ફ્રાન્સમાં ઘણે ભાગે તે રાજાના સ્વરૂપમાં પ્રત્યક્ષ થતો હતો.

હવે આવા જમાનામાં લોકો ઇશ્વરમાં મનુષ્યભાવનું આરોપણ કરતા હોવાથી ઘણી વેળા બંને વચ્ચે અગાધ અંતર ભૂલી જતા; માટે દુનિયામાં પણ જેઓ અતિ મહત્વની પદવી ધરાવતા હોય, તેમને ઇશ્વર જેવા ગણવા

લાગ્યા. આવી રીતે અનેક દેવ પૂજાનું વલણ ઉત્પન્ન થયું, અને તેનો પ્રથમ દાખલો મરિયમની દેવતા તરીકે પૂજા થવા લાગી તે છે.

પ્રાચીન યાહુદી રહસ્યવાદીઓ ( cabalists ) માં સ્ત્રી દેવતાનો ખ્યાલ હયાત હતો; અને પહેલા સૈકામાં સિમન મૅગસની જોડે એક સ્ત્રી હતી, તે ઇશ્વરી વિચાર શક્તિનો અવતાર છે એમ તે કહેતો. જ્ઞાનવાદની તમામ શાખાઓમાં પણ આ ખ્યાલ એક અથવા બીજા રૂપમાં પ્રસરેલો હતો. પરમેશ્વર તો માનવબુદ્ધિને અગમ્ય છે એવું તેઓ કહેતા; પણ તેના બે અંશ આપણે જાણી શકીએ તેવા છે. તે ઇસુ અને સોફિઆ છે. ઘણા ના મત પ્રમાણે સોફિઆ તે માત્ર મનુષ્ય આત્મા છે. પ્રથમ તે ઇશ્વરનો અંશ હતો, પણ તેનાથી વિખૂટો પડી રખડતાં રખડતાં તે જડ પ્રકૃતિમાં ફસાયો અને તેમાં પૂરાઈ ગયો. હવે યોગભ્રષ્ટ નહીં થયેલો જે બીજો અંશ ઇસુ છે, તેની સહાયથી તે મુક્ત થઈ પોતાની મૂળ સ્થિતિની પવિત્રતા પુનઃ પ્રાપ્ત કરવા તે તરફડીયાં મારે છે. વળી કોઈ તો કહેતા કે તે હજુ પણ શુદ્ધ ઇશ્વરનો અંશ છે, અને ઇસુની બ્હેન અથવા મા છે, માટે તેના જેટલુંજ માન તેને ઘટે છે.

આ પ્રમાણે કેથોલિક પંથમાં મરિયમની પૂજા દાખલ થઈ, તે પહેલાં ઘણો વખત થયાં ઇસાઇઓમાં ભક્તિનાં બે મુખ્ય પાત્રોમાં એક સ્ત્રી પાત્ર હતું;. તેથી કરીને ભવિષ્યમાં મરિયમની પૂજાનો માર્ગ સરળ થયો. તે સિવાય સનાતન પક્ષવાળાના વિચારોમાં જ્ઞાનવાદીઓએ મોટી અસર કરી. જ્ઞાન-વાદનો વિદ્વાન ઇતિહાસકાર લખે છે કે આ મતને ખ્રિસ્તિ ધર્મનું ખંડન કરનારો ગણવો ન જોઇએ, પણ ખ્રિસ્ત વિચારોને અગ્રસ્થાન આપનારો સારસંગ્રહવાદ ગણવો જોઇએ; કારણ કે જ્ઞાનવાદથી સનાતન પક્ષમાં વિરૂદ્ધ વિચારો પેદા થયા નથી; ઉલટું તેમાં શરૂઆતથી જે નવીન પ્લેટોવાદ દાખલ થયો તે જ્ઞાનવાદની મારફત દાખલ થયેલ છે. વળી જ્ઞાનવાદીઓ સૌન્દર્ય કળાપર વિશેષ લક્ષ આપતા, તેમનાં મધુર ગીતોએ સીરિઆના સનાતન પક્ષમાં પેસી લોકોનાં મન એટલાં બધાં હરી લીધાં કે અનેક પ્રતિબંધ થયા છતાં તે ગવાતાં બંધ-પડ્યાં નહીં, અને છેવટે કવિ સંત

એક્રેમે તેમના છંદોમાં સનાતન ગીતો જોડી દીધાં. વળી જુના કરારનાં ૧૪ નનામાં પુસ્તકો જે તેમની કૃતિ કહેવાય છે, તેની પણ ચિત્ર કળામાં બહુ મદદ લેવાતી. વળી ઇસુની મુખમુદ્રા જે અનેક સૈકા પર્યન્ત ખ્રિસ્તિ દુનિઆમાં પૂજાતી હતી, તેનો મૂળ ઘાટ બનાવનાર પણ તેઓજ હતા, એવું ધારવામાં આવે છે. દુનિયામાં ખ્રિસ્તિ ધર્મની મોટી ફતેહ થઈ હતી, પણ તે અન્ય ધર્મોને ચગદી નાંખવાથી નહીં, પણ તેમને ગળી જઈ રૂપાંતર કરવાની ફતેહ હતી. જુના સિદ્ધાંતો, જુની ક્રિયાઓ અને જુની મૂર્તિઓ નવા પંથમાં ભેળવી દઈ તેમનાં નામ બદલાવી નાંખ્યાં, પણ મૂળ લક્ષણ ઘણાં ખરાં કાયમ રહ્યાં. આવી રીતે જ્ઞાનવાદીઓએ સોફિઆ સંબંધી જે મત બાંધ્યા હતા, તે આગળ જતાં મરિયમને લાગુ પડયા. તારાના મુગટ વાળી, દિવસની તથા સર્વ ચીજોની માતા રાત્રિ, વસંત ઋતુની દેવી ફ્લૉરા જે મે માસની અધિષ્ટાત્રી હતી તે, દેવોની માતા સાઇબેલ, આવી આવી અનેક દેવીઓનું સ્થાન હવે મરિયમને પ્રાપ્ત થયું.

આ બાહ્ય કારણો ઉપરાંત મરિયમની પૂજાનાં કેટલાંક આંતર કારણો છે. પહેલા બે ત્રણ સૈકા પર્યન્ત ખ્રિસ્તિ ધર્મમાં નીતિવિષયક ભાવનાઓ વિશેષ હતી, પણ ચોથા પાંચમા સૈકામાં ઇસુના દૈવીઅંશ વિષે મતાવલંબી વ્યાખ્યાઓ બંધાઈ, તેથી તેની માતાનાં ચિત્ર કેવા પ્રકારનાં બનાવવાં, તે નક્કી થયું. વળી ધર્મનાં અંગ તરીકે ચિત્રકળા અને શિલ્પશાસ્ત્રની મહત્તા વધવાથી મરિયમની સુંદર છબીનું માન વધતું ગયું; તેમાં એકાંત મઠવાસમાં બ્રહ્મચર્ય અને સમાધિની ટેવોને લીધે, તથા ક્રૂશ યુદ્ધોમાં સ્ત્રી બહુમાન અને અનન્ય પ્રેમભક્તિનું જે સંમેલન થયું, તેથી પણ વિશેષ ઉમેરો થયો. વળી આ સમયમાં એવો વિચાર જન્મ પામ્યો કે શુદ્ધ સ્વયંભૂ ગર્ભ રહી શકે છે. માટે પવિત્રતાના ચિન્હ તરીકે કુમુદ દાખલ થયું; અને પુરૂષના સ્પર્શ વિના માત્ર તે ખાવાથી સ્ત્રીઓ ગર્ભવતી થાય છે, એવો વિચાર ફેલાયાથી કુમુદનાં પુષ્પોવાળું પાત્ર એ માતૃત્વનું સાંકેતિક ચિન્હ ગણાવા લાગ્યું.

જગત્નું તંત્ર તેનાં નિશાન પ્રમાણે ચાલે છે; અને મધ્યયુગમાં કુમા-

રિકાના ખ્યાલ કરતાં વધારે ગંભીર તથા એકંદર હિતાવહ નિશાન બીજું ભાગ્યેજ હશે. હવે દુનિયામાં પહેલીજ વખત સ્ત્રીજાતિને તેની યોગ્ય પદવી પ્રાપ્ત થઈ; અને નિર્બળતાની તથા શોકની પવિત્રતા માન્ય ગણાઈ. હવેથી તે પુરૂષની દાસી અથવા ભોગ્ય વસ્તુ ગણાતી બંધ થઈ; તેને વિષે માત્ર અધમતા ને વિષયાસક્તિના વિચારો જતા રહ્યા, અને કુમારી–માતાને રૂપે સ્ત્રી જાતિનો ઉત્કર્ષ એક નવાજ પ્રદેશમાં થયો, જેથી પ્રાચીન લોકોને ખ્યાલ પણ નહીં હોય તેવું સન્માન અને સેવાનું પાત્ર સ્ત્રીઓ થઈ પડી. પ્રેમભાવના પરમ ઉત્કર્ષ પામી. સ્ત્રીજાતિની ઉત્તમતાનું નૈતિક આકર્ષણ અને લાવણ્ય હવે સમજાવા લાગ્યાં. એક નવીન પ્રકારનું સદ્‌વર્તનનું ધોરણ ઉત્પન્ન થયું. એક અનેરૂં માન પેદા થયું. કઠોર જ્ઞાનશૂન્ય અને તમોગુણી જમાનામાં આ ઉચ્ચ આદર્શથી સૌજન્ય અને પવિત્રતાનો એવો ઉત્તમ ખ્યાલ ફેલાયો કે તેવો સુધારાની ટોચે પહોંચેલી પ્રાચીન પ્રજાઓને પણ સ્વપ્નમાં નહીં હોય. પોતાની સ્વર્ગીય પાલક માતાના માનમાં અનેક પાદરી લેખકોનાં કોમળતાથી દ્રવતાં પાનામાં આ અસર આપણને પ્રત્યક્ષ થાય છે. વિવિધ દેશોમાં અને વિવિધ જમાનામાં લાખો મનુષ્યોએ તેની પ્રતિમા જેવી પોતાની ચાલચલણને સંસ્કારી બનાવવા આદરેલા સફળ પ્રયત્નો; મેરીના પ્રેમની ખાતર હજારો પવિત્ર કન્યાઓએ આ જગતના તમામ વૈભવ અને કીર્તિનો ત્યાગ કરી, ઉપવાસ, જાગરણ તથા સવિનય ઉદારતા વડે તેના આશીર્વાદની યોગ્યતા પામવા આદરેલા સફળ પ્રયત્નો; નવું ઉદ્‌ભવેલું આબરૂનું ભાન; સ્ત્રીબહુમાનવૃત્તિ; રીતભાતમાં આવેલી નવી કોમળતા; જનસમાજના તમામ વ્યવહારમાં દર્શાવાતી સંસ્કારવતી રસજ્ઞતા–આ સર્વ તથા બીજી અનેક બાબતો મરિયમની અસરની સાક્ષીભૂત છે. યૂરોપમાં જે કાંઈ સર્વોત્તમ હતું, તે સર્વ તેની આસપાસ આવી મળ્યું; અને આપણા સુધારાનાં ઘણાંક શુદ્ધ બીજ તેમાંથી જન્મ પામ્યાં.

પણ આ સઘળું થવા માટે મરિયમને સર્વ શક્તિમાન કૃપાળુ દેવીનું પદ મળવું જરૂરનું હતું, અને તેમ થતાં વાર લાગી નહીં. ભક્તિ કરતી

વેળા લોકો તેને ઇશ્વર તુલ્ય, વિશેપણો લગાડવા લાગ્યા; ચિત્રકારો તેના લલાટની આસપાસ દેવતાઈ પ્રભામંડળ ચીતરવા લાગ્યા. અનાથજનોને દુઃખમાંથી તારવાની અનેક અદ્‌ભુત કહાણીઓ તેને વિષે જોડવામાં આવી. વળી બીજા સાધુઓ આથી કાંઇક ઓછું, પણ આવાજ પ્રકારનું માન પામવા લાગ્યા. ટુંકામાં ખ્રિસ્તિ ધર્મમાં મૂર્તિપૂજા દાખલ થઈ ચુકી; કારણ કે યૂરોપની માનસિક સ્થિતિને તે આવશ્યક હતી. મ્હોડે એમ કહેવામાં આવતું કે મૂર્તિઓ તો પૂજામાં માત્ર સહાય કરવા માટે છે; પણ ખરૂં જોતાં મૂર્તિઓ પોતાનીજ ખાતર પૂજાવા લાગી, અને તેમાં ધર્માચાર્યો પણ સંમતિ દર્શાવતા હતા. પોતે જેને પૂજતા હોય તેની હાજરીનો બરાબર સાક્ષાત્કાર થવા માટે જો માણસો તેની સાકાર મૂર્તિ વાપરે, અને જુદી જુદી મૂર્તિઓમાં માલમ પડતા તફાવતનું એવું કારણ આપે કે તે કલ્પનાને ઓછી વત્તી મદદ કરવા માટે છે, તો તે લોકો મૂર્તિપૂજકો છે એમ કહી શકાય નહીં. પણ જ્યારે તેઓ એમ કહે છે કે ફલાણી મૂર્તિમાંજ ખાસ શક્તિ છે, અથવા અમુક મૂર્તિ દેવતાઈ ચમત્કારો કરે છે, તથા આધ્યાત્મિક લાભ આપે છે, જેથી તે બીજી સર્વ મૂર્તિઓથી જુદી પડે છે; વળી જ્યારે તેને કારણે લાંબી જાત્રાઓ કરવામાં આવે છે, અને ઘેરાયેલા શહેરનું રક્ષણ માત્ર તેની હાજરીથી થઈ શકે છે, અથવા મહારોગ અને દુકાળ તેની શક્તિથી પાછા હઠે છે, એવું જ્યારે માનવામાં આવે છે ત્યારે તેમાં અને મૂર્તિપૂજામાં કાંઈ ભેદ રહેતો નથી.

શરૂઆતમાં ખ્રિસ્તિઓને દુઃખ દેવામાં આવતું, ત્યારે ધર્મવીરોનાં સ્મરણ ચિન્હો તેઓ પ્રેમથી અને માનથી એકઠાં કરતા; ચિત્રોને પણ તેવુંજ માન અપાતું ચાલ્યું; અને અલૌકિક ચમત્કારોનું વલણ તે વખતે એટલું બળવાન્ હતું કે તેથી અમુક અમુક મૂર્તિઓની પ્રતિષ્ઠા વધી. ઓછામાં પૂરૂં તેજ વખતે ટોળાબંધ જંગલી લોકોને વટલાવવામાં આવ્યા; પણ તે ઉપદેશથી નહીં, પણ પોતાના સરદારના હુકમને લીધે તેમને નવો ધર્મ સ્વીકારવો પડ્યો. આ કારણથી તથા તેઓની જબરી સંખ્યાને લીધે ધર્મ

સંસ્થામાં તેમનું ચલણ વધતું ગયું, તેથી તેમની જુની મૂર્તિઓ પૂજાતી રહી, તફાવત માત્ર એટલોજ કે તેમનાં નામ બદલાયાં હતાં.

આમ થતું અટકાવવાને કેટલાક ડાહ્યા પુરૂષોએ ઘણી મહેનત કરી, પણ તે સર્વ નિષ્ફળ થઈ. મધ્ય યુગમાં પ્રવર્તતી વિચાર સરણિ જોડે મૂર્તિ પૂજાને એટલો બધો ધાડો સંબંધ હતો, તથા સૃષ્ટિના તંત્ર સંબંધે લોકોમાં જે ખ્યાલ હતા તેની જોડે તથા સર્વ વિષયો તરફ વધતી જતી દેહાત્મ વાદની ટેવો જોડે મૂર્તિપૂજા એટલી બધી અનુકૂળ હતી કે ગમે તેટલી સીધી દલીલોથી તે નાશ પામી નહીં; પણ છેવટે જ્યારે જનમંડળની માનસિક સ્થિતિમાં મોટો ફેરફાર થયો, ત્યારે જ તેનો ધ્વંસ થયો.

પણ આ સામાન્ય નિયમોનો એક મોટો અપવાદ આપણે ઇસ્લામ ધર્મમાં જોઇએ છીએ. મહમ્મદે પ્રાચીન સુધારાની સંધ્યાથી આગળ નહીં વધેલા લોકોમાં પોતાનો ધર્મ ચલાવ્યો, છતાં તેમને મૂર્તિપૂજાથી તદન મુક્ત રાખવામાં તે ફતેહમંદ થયો, તે ઇસ્લામ ધર્મને બહુ શોભા આપનારૂં છે, અને તેના સ્થાપનારની અપૂર્વ બુદ્ધિનો તે સરસ પુરાવો છે. પણ ઐતિહાસિક વિકાસના સામાન્ય ક્રમનો અહીં કેમ ભંગ થયો, તે જરા તપાસીએ તો માલુમ પડે છે કે તેમ થવાનાં ત્રણ કારણો છે. પ્રથમ તો ઇસ્લામીઓએ જે ઉત્સાહવડે દુનિયા જીતી તે મુખ્યત્વે લડાયક ઉત્સાહ હતો. તેના અનુયાયીઓનાં પરાક્રમોથી અંજાઈ જઈ માણસો તેમાં એકદમ વગર શરતે દાખલ થતાં, તથા પરધર્મીઓ સાથે તેઓ કટ્ટી દુશ્મનાવટ રાખે છે એવું જાહેર કરતા. તેથી જેમ ખ્રિસ્તિ ધર્મવાળાઓએ ધીમે ધીમે જંગલી લોકોને યુક્તિ પ્રયુક્તિથી સમજાવી પોતાનામાં ભેળવી દીધા, તેવું કશું ઇસ્લામનો ઇતિહાસ દર્શાવતો નથી. બીજું, કુરાનનું એક ખાસ લક્ષણ એ છે કે અદૃશ્યનો સાક્ષાત્કાર કરાવવામાં ઘણી ચતુરાઇથી અને કાળજીપૂર્વક તે માણસોને મદદ કરે છે. ત્રીજું મહમ્મદે વિચાર્યું કે મારા શિષ્યોને હમેશાં મૂર્તિપૂજાથી દૂર રાખવા હોય તો કોઇપણ મૂર્તિ નહીં બનાવવા માટે તેમને સખત ફરમાન કરવું જોઇએ, તે એટલે સુધી કે ધર્મની જોડે જે પ્રાણીઓને બિલકુલ સંબંધ ન હોય, તેનાં પણ ચિત્રો કહાડવાં નહીં. આ

હુકમ એવો સુસ્પષ્ટ અને કડ્ડો છે, કે તેમાંથી કોઈ પણ છુટી શકે તેવું નથી. આવી રીતે તેણે પોતાના ધર્મમાંથી તમામ મૂર્તિપૂજા દૂર રાખી, પણ તેમ કરવા જતાં તેણે ધર્મ અને કળાશાસ્ત્ર જોડે વૈર ઉભું કીધું. આ વિરોધથી કળાશાસ્ત્રને કેટલું બધું નુકસાન પહોંચ્યું છે તે કહેવું અશક્ય છે. ઇસ્લામીઓને વાસ્તે માત્ર એક સ્થાપત્ય ખુલ્લું હતું; અને તેમાં સ્પેનના મૂર લોકોએ કેટલી પ્રવીણતા મેળવી તથા અલહંમ્બ્રાનો મહેલ શણગારવામાં પ્રાણીવર્ગો બાદ કરતાં પુષ્પો, રોપાઓ, કુરાનના ફકરા અને ભૂમિતિના આકારો કેટલી બધી દક્ષતાથી ગુંથી દીધા–તે સર્વ બતાવી આપે છે કે આ લોકોમાં સૌંદર્યકળાની અનુપમ શક્તિઓ હોવી જોઇએ.

અલબત્ત ઇસ્લામે ધર્મની ખાતર કળાકૌશલ્યનો ભોગ આપ્યો, પણ મધ્યયુગમાં ખ્રિસ્તિ ધર્મમાં ઘણીજ મૂર્તિપૂજા હોવા છતાં તેથી કળાશાસ્ત્રને કાંઈ જ લાભ થયો નહીં. પ્રથમ દૃષ્ટિએ જોતાં આ નવાઈ જેવું લાગે છે, પણ પુખ્ત વિચાર કરતાં તે તદન સ્વાભાવિક લાગે છે; કારણ કે સુંદરતાનું ભાન અને ભક્તિની લાગણી બંને એટલાં બધાં જુદાં છે કે એકજ વખતે બંને મનપર અસર કરી શકે નહીં, અને એક જ વસ્તુને બંને લાગુ હોઈ શકે નહીં. હારબંધ ચિત્રો જોતાં કાંઈ ધર્મભાવની લાગણી ઉત્પન્ન થતી નથી; અને કોઇપણ ધર્મમાં લોકપ્રિય મૂર્તિઓ રસવૃત્તિને તૃપ્ત કરે તેવી હોતી નથી. ઘણી ખરી મૂર્તિઓ અથવા ચિત્રો બહુ પુરાણાં હોવાથી અથવા તેમની દંતકથાઓને લીધે અથવા ઘણાજ સ્થૂલ અને અનુભવ ગમ્ય આકારોને લીધે તેમને પૂજવામાં આવે છે. માણસ જેવડા કદની રંગેલી કાષ્ઠની મૂર્તિઓ સાધારણ રીતે લોકપ્રિય હોય છે, પણ તે ખરી કળા બુદ્ધિથી એટલી વિરૂદ્ધ છે કે તેમાંથી ઉચ્ચ કલાવિધાન ભાગ્યે જ જન્મ પામે છે, અને ઉચ્ચતમ કલાવિધાન તો બિલકુલ તેમાં પોષાતું જ નથી. માટે ચિત્રોની કે પ્રતિમાની પૂજા કરવી તે વાત જ ચિત્રકલા અને મૂર્તિવિધાનને હાનિકારક છે. વળી મૂર્તિપૂજાના યુગની અંદર લોકોમાં અમુક જાતની મુખમુદ્રાને વાસ્તે માનની લાગણી ઠસી જાય છે, એટલું જ નહીં, પણ અમુક અંગ ચેષ્ટા, અથવા પોશાકને માટે પણ તેમ થાય છે–તેથી તમામ નવી નવી રીતોની શોધ અટકી પડે છે

આ ઉપરાંત કળાશાસ્ત્રની અવનતિનું બીજું પણ એક કારણ હતું. શરીર સૌંદર્ય માટે ખ્રિસ્તિ ધર્મમાં અત્યંત હલકા વિચાર હતા. ગ્રીક લોકોમાં તો સર્વ પ્રકારની સુંદરતા માટે ઉત્કૃષ્ટ પૂજ્ય ભાવના રહેલી હતી. કળામાં જરા પણ વિરૂપતા નજરે પડવા દેતા નહીં. મનુષ્ય દેહની શોભા એ સૌથી અગત્યનો વિષય ગણાતો, અને નગ્નતામાં શરમને બદલે ઉલટો ગૌરવનો વિચાર સમાયેલો હતો. પરમેશ્વર નગ્ન છે, એવું અવધારણા પૂર્વક કહેવામાં આવતું, કોઈ બાદશાહનું નગ્ન ચિત્ર કાઢવું, એ તેને માન આપવાની ઉત્તમ રીત હતી, કેમકે તે તેના દેવભાવનું ચિત્ર હતું. અસલના જીવન વ્યવહારમાં વ્યાયામ ક્રીડાપર પુષ્કળ ધ્યાન અપાતું હતું, તેથી શારીરિક બળ બહુ વખણાતું, અને સલાટોને ઉત્તમ નમૂના મળી શકતા. આવી સ્થિતિ કળાશાસ્ત્રના વિકાસને માટે કેટલી અનુકૂળ હતી, તે હવે સહેલાઇથી સમજાશે. તેથી ઉલટું, ખ્રિસ્તિ ધર્મમાં તો દેહની તમામ વાસનાઓનો નિગ્રહ કરવો તે ઘણા સૈકા લગી પવિત્રતાનું મુખ્ય લક્ષણ ગણાતું. તે વિષે તત્વચિંતકો, નાસ્તિકો અને સાધુઓ સર્વ એકમત હતા. બીજા કોઈ પણ પાખંડ માર્ગના કરતાં જ્ઞાનવાદ અને શુભાશુભ યુદ્ધવાદની અસર ખ્રિસ્તિ ધર્મપર વિશેષ થયેલી—અને આ બંનેનો મુખ્ય સિદ્ધાંત એવો હતો કે 'તમામ જડ પદાર્થો દુષ્ટ છે.' કેટલાએક સાધુઓ તો દેહની વાસનાઓ જીતવા માટે ઉપવાસ કરતાં મરી ગયા; કેટલાએક ઘણાં વર્ષ લગી પોતાનાં શરીર જોતા નહીં; ઘણાક તો વિષયોને જીતવા માટે શરીરનાં અંગ કાપી નાંખતા, બીજાઓ તેજ હેતુથી શરીરને ફટકા મરાવતા, ભૂખ્યા રહેતા અને ભયંકર તપ કરતા. શરીર એ કેવળ બુરી ચીજ છે, અને તેનું લાવણ્ય મહા નાશકારી પ્રલોભન છે, એમ સર્વ ધારતા. આવા વિચારો જ્યાં લગી પ્રચલિત હોય, ત્યાં લગી કળાશાસ્ત્ર પૂર્ણતાએ પહોંચે નહીં. તેમાં વળી ક્રૂશ વધનાં અથવા ધર્મ (ની ખાતર મરેલા) વીરોનાં અથવા પરધર્મીઓની નરક યાતના—ઇત્યાદિ વિષયોનાં ચિત્રોથી કળાશાસ્ત્ર વધારે દૂષિત થયું.

મધ્યયુગમાં મનની દશા ક્ષુદ્ર હોવા ઉપરાંત અમુક પ્રકારની ધાર્મિક લાગણીથી પણ કળાશાસ્ત્રને નુકસાન પહોંચ્યું, તે આપણે જોઈ ગયા. હવે

સાહિત્યના પુનરૂજ્જીવન પછી' યૂરોપીય બુદ્ધિએ ગ્રહણ કરેલા માર્ગનું અવલોકન કરતાં આ હકીકત ઘણી ઉપયોગી થઈ પડે છે.

આપણે ઉપર જણાવી ગયા છીએ કે સુધારાના ઉદયકાળમાં મૂર્તિપૂજા સ્વાભાવિક છે; અને સ્થૂલ વિચારોથી મુક્ત થવું તે બુદ્ધિ વિકાસનું આવશ્યક પરિણામ છે. માટે જ્યારે પ્રજાઓ અમુક દરજ્જે પહોંચે, ત્યારે તેમણે મૂર્તિઓ છોડી દેવી જોઇએ. આ કુદરતી નિયમ છે પણ માનવબુદ્ધિના ઇતિહાસમાં બે વખત આથી ઉલટું બન્યું છે. સગુણવાદ ઓછો થતાં મૂર્તિઓની સંખ્યામાં વધારો થયો, અને ધાર્મિક લાગણીનો પરાભવ સૌંદર્યની લાગણીથી થતાં વહેમ અદૃશ્ય થયો ને તેણે કળાનું રૂપ ધારણ કર્યું.

આવા પ્રકારની પહેલી ચળવળ પ્રાચીન ગ્રીસમાં થઈ હતી. તે પ્રજાના સૌંદર્યશાસ્ત્રના ઇતિહાસ વિષે આપણી પાસે માહિતીનો ભંડાર હોવાથી આપણે તેના વિકાસની ભિન્ન ભિન્ન કળાઓ તપાસી શકીશું. પ્રથમ તો જડપૂજા ચાલતી, ત્યારે આકૃતિ વગરના બેડોળ પથરા પૂજાતા. આ પથરા કદાચ આકાશમાંથી પડેલા ગ્રહોના કટકા હોય. તે પછીના યુગમાં રંગેલી કાષ્ઠની મૂર્તિઓને ખરેખરાં કપડાં પહેરાવવામાં આવતાં. ત્યાર પછીના જમાનામાં તેથી ઉંચા પ્રકારનો હુન્નર દાખલ થયો, પણ તે મિસર તથા બાઇઝેન્સ્યમની કળાની પેઠે ધર્મને જ અવલંબતો હતો, અને તેમાં નવીન કલ્પનાને અવકાશ ન્હોતો. ત્યાર પછી ધીમે ધીમે ગ્રીકકળા ઉત્કૃષ્ટ દશાએ પહોંચી, ત્યારે મૂર્તિઓ વિષે ધાર્મિક માન જતું રહ્યું; અને ઇશ્વર વિષે તત્વજ્ઞાનની દૃષ્ટિએ વિચારો થવા લાગ્યા, અને બુદ્ધિની વધતી જતી ખીલવણીથી તથા સૌંદર્યના ઊંડા ભાનથી ધર્મનાં તમામ અંગોમાં નવું રૂપ અને ભાવ દાખલ થયાં. જે પ્રતિમાઓની એક વખત લોકો ખરા જીગરથી પ્રાર્થના કરતા, તેને જ હવે તેઓ કારીગરની અથવા વિવેચકની દૃષ્ટિથી લોકો જોવા લાગ્યા. હવે બધું રૂપકમય, કાવ્યમય અથવા કલ્પનામય ભાસવા લાગ્યું. વિષયાત્મક સૌંદર્યનો નમૂનો નગ્ન વીનસ દેવીમાં હતો. ડાએનામાં મુગ્ધ લાવણ્ય અને સ્વભાવસિદ્ધ બ્રહ્મચર્ય હતું. કંઇક પ્રૌઢ મુખાકૃતિવાળી, નેત્ર ઢાળતી મિનર્વા સ્ત્રીજાતિના વિનય અને જીતેંદ્રિયત્વનો નમુનો હતી. હરક્યુલિસ

શારીરિક મહેનત કરવામાં રહેલું ગૌરવ બતાવતો હતો. કોઈ વખત અંગે અંગ કસીને તે માણસ જાતને માટે શ્રમ કરતો હોય, ત્યારે તેના મુખ ઉપર અતિશય મહેનતનાં ચિન્હ દેખાય છે. કોઈ વખત ઓલિમ્પસ પર્વત ઉપર દેવોની સભામાં તે નજરે પડે છે, અને તે વખતે તેનું કદાવર શરીર શૌર્ય ને શાંતિના નમૂના તરીકે કોમળ અને નમણું દેખાય છે. આવી રીતે ગ્રીસના પૌરાણિક દેવો ધીમે ધીમે ધર્મપ્રદેશમાંથી કવિતાના પ્રદેશમાં આવી પહોંચ્યા, અને દૃશ્ય ચિત્રો જે મૂળ પૂજાનાં પાત્રો હતાં, તેમની મદદથી આ ફેરફાર સરળ થયો. તેવાજ પ્રકારનો ફેરફાર સાહિત્યના પુનર્જીવન પછી ખ્રિસ્તિ કળાઓમાં પણ થયો છે, અને તે બાઇઝેન્ટાઇન ધોરણ છોડી દઈ ઇટલીય ધોરણ ગ્રહણ કર્યું, તેનું તાત્કાલિક પરિણામ છે. અમુક પ્રકારના વિચારથી કળા ઉપર કેવી અસર થાય છે, તેનો બંને બાજુઓનો મુકાબલો ગ્રીક ઇતિહાસમાંથી મળી આવે છે. ઇતિહાસના પ્રારંભકાળમાં કળાશાસ્ત્રમાં જે પૂર્ણતા તેણે મેળવી હતી, તેવી હજુ સુધી આખી દુનિયામાં બીજી કોઈ પણ પ્રજા મેળવવા ભાગ્યશાળી થઈ નથી. તેણે આપણને રમણીયતાના એવા તો રસભર્યા નમૂના વારસામાં આપ્યા છે કે તે પાછળના સર્વ જમાનાને આશ્ચર્ય અને આનંદ આપનાર થઈ પડ્યા છે; અને દરેક દેશના સલાટોએ તેને પોતાના પ્રયત્નના આદર્શરૂપ માનેલ છે. પણ છેવટે ગ્રીસમાં બુદ્ધિનો ઝરો સુકાઈ ગયો. ઉત્પાદક શક્તિ નાશ પામી, એટલુંજ નહીં, પણ સુંદરતાનું ભાન અને પ્રીતિ પણ ચાલ્યાં ગયાં હોય એમ જણાય છે, અને ઘણા સૈકા લગી ગ્રીક ધર્મસંસ્થા, ગ્રીક સલ્તનત અને ગ્રીક કારીગરો સૌંદર્ય વિકાસના મોટા શત્રુઓ નીવડ્યા. મૂર્તિઓ ભાંગનારા, ઇસુ ખ્રિસ્ત કદરૂપો હતો એવું કહેનારા, અને ઘણા સૈકા સુધી યુરોપીય બુદ્ધિને બુઝાવી દેનાર કૃત્રિમ બાઇઝેન્ટાઇન રીતિ પણ અહીં જ ઉત્પન્ન થયાં. આવી જાતનું આધુનિક ગ્રીસ પ્રાચીન ગ્રીસથી તદ્દન વિરૂદ્ધ સ્વભાવનું નીવડ્યું. છેવટે ગ્રીસના પ્રાચીન આદર્શો વડે જ તેમાં સુધારો થયો. બારમા સૈકાની આખરે પિસા નગરના એક કારીગરે જુની સલાટ વિદ્યાના નમૂના મળી

આવવાથી ઇટલીમાં તે શીખવાનું નવું ધોરણ સ્થાપ્યું, અને રોમમાંથી નમૂના જડી આવતાં તે અભ્યાસ ચાલુ રહ્યો.

આ નવી શાખાની જે અસર શરૂઆતમાં રોમ સંસ્થા ઉપર થઈ તે કેવળ ધાર્મિક હતી; એટલે કે ધર્મની લાગણી દુખવે તેવી ચિત્રકળાને હજુ અવકાશ નહતો. યૂરોપના સાહિત્યમાં નવું જીવન આવ્યું હતું ખરૂં, પણ ધાર્મિક માન્યતામાં ફેરફાર કરી શકે તેટલે દરજ્જે હજુ બુદ્ધિવિકાસ થયો નહતો. કુદરતના નિયમ પ્રમાણે હમેશાં કલ્પના શક્તિનો વિકાસ પ્રથમ થાય છે, અને વિવેક શક્તિનો વિકાસ તે પછી થાય છે. બારમા સૈકા સુધી જે ઘોર અજ્ઞાન હતું, તે અલબત ઉડી ગયું હતું. ગ્રીક સાહિત્યની નિર્મળ ખુબીથી લોકો મોહિત થવા લાગ્યા હતા. સરસ ચિત્ર અથવા શુદ્ધ શૈલીને તેઓ વખાણતાં શીખ્યા હતા, પણ સ્વતંત્ર વિવેચન, શુદ્ધ સંપ્રદાય અથવા ઉત્કૃષ્ટ તત્વજ્ઞાનનો પ્રવેશ થવાને ઘણીવાર હતી. આમ હોવાથી ચિત્રકળા ધર્માંધતાની દાસી થઈ પડી. ચિત્રકારો હમેશાં ધાર્મિક સૌંદર્ય ચીતરતા હતા, અને ધર્મની ખાતર બેડોળ ચિત્રો કે બીભત્સ પ્રતિમાઓ કહાડતાં પણ સંકોચ પામતા નહીં.

આવે સમયે જનમંડળ ઉપર મહાકવિ ડૅન્ટીના કાવ્યની ઘોર અસર થઈ. તેણે નરકનાં ભયંકર ચિત્રો આપી કલ્પના શક્તિને ઉન્મત્ત કરી દીધી. ચિત્રકારોનાં મગજ ઉપર તેની બહુ માઠી અસર થઇ, તેથી ધાર્મિક ચિત્રોમાં ત્રાસ અને વિષાદ દાખલ થયા. આ કવિની કલમ 'ભૂકંપ અને ગ્રહણના વિષાદમય અંધકારમાં બોળેલી હતી' એવું કહેવાય છે.

સજીવન થયેલી કળાના પ્રથમ યુગનાં આ લક્ષણો હતાં, અને તે વખતની માનસિક સ્થિતિને તે અનુકૂળ હતાં. પણ વખત જતાં યૂરોપમાં જાગ્રત થયેલા માનસિક ઉત્સાહની અસર વધારે ગંભીર થવા લાગી. સર્વ દિશામાં અકુંઠિત વિવેચન, સૂક્ષ્મ પૃથક્કરણ શક્તિ, ધર્મમાં જડવાદ તરફ અને વ્યવહારમાં વૈરાગ્ય તરફ અરૂચિ, ઉચ્ચ વર્ગોના દંભ અને અજ્ઞાનની ખુલી નિંદા કરવાનું વલણ, સર્વત્ર પ્રસરેલી અસંખ્ય ક્રિયાઓ તથા ક્ષુદ્ર વહેમો

માટે અણગમો, અને વૃદ્ધિ પામતું મનુષ્ય ગૌરવનું ભાન—આ સર્વે ચોતરફ દેખાવા લાગ્યાં, અને નવીન યુગના ઉદયની ચોતરફ ઝાંખી કરાવવા લાગ્યાં. સાહિત્યના સમગ્ર ભાવમાં, અને ધર્મક્રાંતિના અગ્રયાયીઓ ( Precursors ) એ વધારે પવિત્ર આધ્યાત્મિક સંપ્રદાય મેળવવા માટે પુનઃ પુનઃ કરેલા પ્રયત્નોમાં આ ચળવળ દેખાવા લાગી. જુના ધર્મનાં તમામ અંગોમાં એકદમ સડો પેસવાથી તે પ્રત્યક્ષ થઈ; તે અંગો હવે ધાર્મિક ઉત્સાહ જગવતાં નહીં, અને તેમનું ચેતન જતું રહેવાથી અધોગતિ પામી તે ક્ષીણ થવા લાગ્યાં. જે મઠોમાં એક સમયે વૈરાગ્ય અને ભક્તિનાં ઉત્તમ દર્શન થતાં, તે હવે મોજશોખ, વ્યભિચાર અને દ્રવ્યલાલસાનાં સ્થાન થઈ પડયાં. જે પવિત્ર સ્મારકો અને ચમત્કારી મૂર્તિઓથી અનેક વર્ષો લગી જનસમૂહનાં હૃદય ચમકતાં, તેનો હવે અધમ વિક્રય થવા લાગ્યો, અથવા તે વડે નિર્લજ્જ ધૂર્તતા થતી હતી. નિરાશામાં ડૂબતાં હૃદયોને ધીરજ આપવા અથવા ઉપાસકોની ભક્તિમાં આકર્ષણ ઉમેરવા માટે પાપ ક્ષમાની ચિઠ્ઠીઓ ( indulgences ) અપાતી, તેજ હવે ખરા ધર્મને બદલે અવશેષ રહી. પોપની પોતાનીજ ગાદી મહા નીચ દુર્ગુણોથી ભ્રષ્ટ થઈ, અને તેના મહેલમાં મૂર્તિપૂજકોના દરબારનો દેખાવ થઈ રહ્યો, પણ તેમાં મૂર્તિપૂજકોની પ્રમાણિકતાએ રહી નહીં. જ્યાં જ્યાં નજર ફેરવીએ, ત્યાં અવ્યવસ્થા, ભ્રષ્ટતા અને ક્ષીણતાનાં ચિન્હ માલુમ પડતાં હતાં; કારણ કે મધ્ય યુગની લાંબી રાત્રિ હવે પૂરી થવા આવી હતી, અને પુનર્જીવન પહેલાં જે સંભ્રમ થાય છે, તે ભરચક્રમાં વર્તેલો હતો. તે વખતે પ્રાચીન ગ્રીસનો આત્મા જાણે કબરમાંથી ઉભો થયો, અને તેનો સ્પર્શ થતાં વેંત વહેમની જાળ શીર્ણ થઈ થરથરવા લાગી. તેની અસરવડે અનેક યુગના રાફડામાંથી મનુષ્ય બુદ્ધિએ બહાર નીકળી પોતાની આસપાસના સજ્જડ બંધ તોડી નાંખ્યા, અને ફરીં મેળવેલી સ્વતંત્રતાના પ્રકાશમાં નાહીને પોતાની શ્રદ્ધાની ઇમારત ફરીને બાંધી. અસલના મહાન્ વિચારકોએ સંચારેલાં સત્ય પ્રેમ, સ્વાતંત્ર્યની ભૂખ, અને મનુષ્ય ગૌરવનું ભાન જાગ્રત થતાં તેમણે ચેતનહીન, ચગદાયેલા લોકોને ઉઠાડયા અને ખ્રિસ્તિ ધર્મની શોભા અને સાર ભૂત એવા

આવવાથી ઇટલીમાં તે શીખવાનું નવું ધોરણ સ્થાપ્યું, અને રોમમાંથી નમૂના જડી આવતાં તે અભ્યાસ ચાલુ રહ્યો.

આ નવી શાખાની જે અસર શરૂઆતમાં રોમ સંસ્થા ઉપર થઈ તે કેવળ ધાર્મિક હતી; એટલે કે ધર્મની લાગણી દુખવે તેવી ચિત્રકળાને હજુ અવકાશ નહતો. યૂરોપના સાહિત્યમાં નવું જીવન આવ્યું હતું ખરૂં, પણ ધાર્મિક માન્યતામાં ફેરફાર કરી શકે તેટલે દરજ્જે હજુ બુદ્ધિવિકાસ થયો નહતો. કુદરતના નિયમ પ્રમાણે હમેશાં કલ્પના શક્તિનો વિકાસ પ્રથમ થાય છે, અને વિવેક શક્તિનો વિકાસ તે પછી થાય છે. બારમા સૈકા સુધી જે ઘોર અજ્ઞાન હતું, તે અલબત ઉડી ગયું હતું. ગ્રીક સાહિત્યની નિર્મળ ખુબીથી લોકો મોહિત થવા લાગ્યા હતા. સરસ ચિત્ર અથવા શુદ્ધ શૈલીને તેઓ વખાણતાં શીખ્યા હતા, પણ સ્વતંત્ર વિવેચન, શુદ્ધ સંપ્રદાય અથવા ઉત્કૃષ્ટ તત્વજ્ઞાનનો પ્રવેશ થવાને ઘણીવાર હતી. આમ હોવાથી ચિત્રકળા ધર્માંધતાની દાસી થઈ પડી. ચિત્રકારો હમેશાં ધાર્મિક સૌંદર્ય ચીતરતા હતા, અને ધર્મની ખાતર બેડોળ ચિત્રો કે બીભત્સ પ્રતિમાઓ કહાડતાં પણ સંકોચ પામતા નહીં.

આવે સમયે જનમંડળ ઉપર મહાકવિ ડૅન્ટીના કાવ્યની ઘોર અસર થઈ. તેણે નરકનાં ભયંકર ચિત્રો આપી કલ્પના શક્તિને ઉન્મત્ત કરી દીધી. ચિત્રકારોનાં મગજ ઉપર તેની બહુ માઠી અસર થઇ, તેથી ધાર્મિક ચિત્રોમાં ત્રાસ અને વિષાદ દાખલ થયા. આ કવિની કલમ 'ભૂકંપ અને ગ્રહણના વિષાદમય અંધકારમાં બોળેલી હતી' એવું કહેવાય છે.

સજીવન થયેલી કળાના પ્રથમ યુગનાં આ લક્ષણો હતાં, અને તે વખતની માનસિક સ્થિતિને તે અનુકૂળ હતાં. પણ વખત જતાં યૂરોપમાં જાગ્રત થયેલા માનસિક ઉત્સાહની અસર વધારે ગંભીર થવા લાગી. સર્વ દિશામાં અકુંઠિત વિવેચન, સૂક્ષ્મ પૃથક્કરણ શક્તિ, ધર્મમાં જડવાદ તરફ અને વ્યવહારમાં વૈરાગ્ય તરફ અરૂચિ, ઉચ્ચ વર્ગોના દંભ અને અજ્ઞાનની ખુલી નિંદા કરવાનું વલણ, સર્વત્ર પ્રસરેલી અસંખ્ય ક્રિયાઓ તથા ક્ષુદ્ર વહેમો

માટે અણુગમો, અને વૃદ્ધિ પામતું મનુષ્ય ગૌરવનું ભાન–આ સર્વ ચોતરફ દેખાવા લાગ્યાં, અને નવીન યુગના ઉદયની ચોતરફ ઝાંખી કરાવવા લાગ્યાં. સાહિત્યના સમગ્ર ભાવમાં, અને ધર્મક્રાંતિના અગ્રયાયીઓ ( Precursors ) એ વધારે પવિત્ર આધ્યાત્મિક સંપ્રદાય મેળવવા માટે પુનઃ પુનઃ કરેલા પ્રયત્નોમાં આ ચળવળ દેખાવા લાગી. જુના ધર્મનાં તમામ અંગોમાં એકદમ સડો પેસવાથી તે પ્રત્યક્ષ થઈ; તે અંગો હવે ધાર્મિક ઉત્સાહ જગવતાં નહીં, અને તેમનું ચેતન જતું રહેવાથી અધોગતિ પામી તે ક્ષીણ થવા લાગ્યાં. જે મઠોમાં એક સમયે વૈરાગ્ય અને ભક્તિનાં ઉત્તમ દર્શન થતાં, તે હવે મોજશોખ, વ્યભિચાર અને દ્રવ્યલાલસાનાં સ્થાન થઈ પડ્યાં. જે પવિત્ર સ્મારકો અને ચમત્કારી મૂર્તિઓથી અનેક વર્ષો લગી જનસમૂહનાં હૃદય ચમકતાં, તેનો હવે અધમ વિક્રય થવા લાગ્યો, અથવા તે વડે નિર્લજ્જ ધૂર્તતા થતી હતી. નિરાશામાં ડૂબતાં હૃદયોને ધીરજ આપવા અથવા ઉપાસકોની ભક્તિમાં આકર્ષણ ઉમેરવા માટે પાપ ક્ષમાની ચિઠ્ઠીઓ ( indulgences ) અપાતી, તેજ હવે ખરા ધર્મને બદલે અવશેષ રહી. પોપની પોતાનીજ ગાદી મહા નીચ દુર્ગુણોથી ભ્રષ્ટ થઈ, અને તેના મહેલમાં મૂર્તિપૂજકોના દરબારનો દેખાવ થઈ રહ્યો, પણ તેમાં મૂર્તિપૂજકોની પ્રમાણિકતાએ રહી નહીં. જ્યાં જ્યાં નજર ફેરવીએ, ત્યાં અવ્યવસ્થા, ભ્રષ્ટતા અને ક્ષીણતાનાં ચિન્હ માલુમ પડતાં હતાં; કારણ કે મધ્ય યુગની લાંબી રાત્રિ હવે પૂરી થવા આવી હતી, અને પુનર્જીવન પહેલાં જે સંભ્રમ થાય છે, તે ભરચક્રમાં વર્તતો હતો. તે વખતે પ્રાચીન ગ્રીસનો આત્મા જાણે કબરમાંથી ઉભો થયો, અને તેનો સ્પર્શ થતાં વેંત વહેમની જાળ શીર્ણ થઈ થરથરવા લાગી. તેની અસરવડે અનેક યુગના રાફડામાંથી મનુષ્ય બુદ્ધિએ બહાર નીકળી પોતાની આસપાસના સજ્જડ બંધ તોડી નાંખ્યા, અને ફરી મેળવેલી સ્વતંત્રતાના પ્રકાશમાં નાહીને પોતાની શ્રદ્ધાની ઇમારત ફરીને બાંધી. અસલના મહાન્ વિચારકોએ સંચારેલાં સત્ય પ્રેમ, સ્વાતંત્ર્યની ભૂખ, અને મનુષ્ય ગૌરવનું ભાન જાગ્રત થતાં તેમણે ચેતનહીન, ચગદાયેલા લોકોને ઉઠાડ્યા અને ખ્રિસ્તિ ધર્મની શોભા અને સાર ભૂત એવા

વિસ્તૃત ઔદાર્યના વિચારો જોડે તથા ઉત્કૃષ્ટ નીતિના સિદ્ધાંતો જોડે તેમનો સંયોગ થયો. આથી કરીને મનુષ્ય જાતની પ્રગતિનો નવોજ યુગ બેઠો, તેમાં નવી આશાઓ, નવી વિચાર પ્રણાલીઓ અને નવી જીવનસ્થિતિ દાખલ થયાં, અને તેના પ્રભાવે ભૂતકાળની છિન્ન ભિન્ન ઇમારતોમાંથી ધાર્મિક જીવન પાછું ખેંચી વધારે વિશુદ્ધ માર્ગ દર્શાવ્યો, અને અખંડ વિકાસની આશા પ્રકટાવી.

આવું વલણ માનવ બુદ્ધિએ પકડયું, અને તેનું તાદૃશ પ્રતિબિંબ કળાશાસ્ત્રના ઇતિહાસમાં દેખાઈ આવે છે. જુની રોમીય વિચાર પ્રણાલી જેમ જેમ અદૃશ્ય થતી ગઈ, તેમ તેમ ચિત્રોમાંથી ધર્મભાવના જતી રહી, અને તેમનો ભાવ કામોદ્દીપક નહીં, તોપણ કેવળ વ્યાવહારિક તો થયો. પહેલાં કળાશાસ્ત્ર ધર્મની તાબેદારી ઉઠાવતું હતું, પણ હવેથી ધર્મ પોતે કળાશાસ્ત્રનો ગુલામ બની ગયો. ચિત્રકારનો પ્રધાન ઉદ્દેશ ગમે તે ઉપાયે સૌંદર્ય ઉત્પન્ન કરવામાં રહ્યો. તેનું કામ હવેથી તદ્દન સાંસારિક હતું, અને તેની પરીક્ષા પણ તેજ ધોરણે થવા લાગી. યૂરોપમાં નવી ઉત્પન્ન થયેલી વિચાર પ્રણાલીને લીધે જ કળાશાસ્ત્ર આમ સાંસારિક બન્યું, તેમાં કાંઈ પણ સંદેહ જેવું નથી. કારીગર હમેશાં પોતાના સમયના ખ્યાલ દર્શાવવા યત્ન કરે છે, અને તેની લોકપ્રિયતા એ તેની ફતેહનો પુરાવો છે. જે કાળે સર્વત્ર દૃઢ ધર્મ શ્રદ્ધા હતી, અને તે સંબંધી વિચારો ચિત્રકળા દ્વારા દર્શાવાતા, ત્યારે આવી શૈલી અશક્ય હતી. ચિત્રકારને ધર્મભ્રષ્ટ ગણી તેના ઉપર નિંદાનો વરસાદ વરસ્યો હોત; અને ટિશિઅન અથવા માઇકલ એંજેલો જેવા નામાંકિત ચિત્રકારોની અગાધ બુદ્ધિ પણ નિંદાથી તેમને બચાવી શકત નહીં. નવી શૈલી લોકપ્રિય થઈ, તેનું કારણ એટલું જ હતું કે કેળવાયેલા માણસો ચિત્રોમાં ધર્મભાવની અપેક્ષા રાખતા બંધ પડયા હતા.

આખી પ્રવૃત્તિનું આતો અંતિમ કારણ છે; પણ તે સિવાય બે અગત્યનાં ગૌણ કારણ હતાં, જેથી કળાશાસ્ત્રનો ભાવ બદલાઈ ગયો, અને તેની પૂર્ણતામાં વૃદ્ધિ થઈ–તેમાં એક રંગ સંબંધી અને બીજું આકૃતિ સંબંધી હતું.

આમાંનું પ્રથમ કારણ ઇટલીય જનસમાજની નીતિ વિષયક સ્થિ-

તિમાં આપણે નિહાળીએ છીએ, તમામ ઇટલીય સાહિત્યમાં અને રીતભાતમાં નીતિનું ધોરણ શિથિલ હતું, અને તે વાત છુપાવવા અથવા શોચવા કોઈ યત્ન સરખો એ કરતું નહીં. પણ ઇટલીય અનીતિનું મુખ્ય લક્ષણ એ હતું કે રમણીયતાનાં તમામ સ્વરૂપોની વચમાં ઉત્પન્ન થઈ પ્રથમ તેણે સૌંદર્યનું રૂપ પકડયું; સૌંદર્યની ઉચ્ચ ને જુસ્સાદાર લાગણીની સહચારી બની કળાશાસ્ત્રને પોતાનું મુખ બનાવ્યું. અર્વાચીન ઇટલીય ચિત્રકળાનું આ ખાસ લક્ષણ છે, અને કળાશાસ્ત્રની પૂર્ણતાનું તે એક મુખ્ય કારણ છે; કારણ કે ચિત્રકળામાં ચિત્રકારનો મુખ્ય હેતુ માનવદેહની આકર્ષક શક્તિ તથા પરમ લાવણ્ય દર્શાવવાનો હોવાથી આ કળાને વિષયવાસનાથી બહુ ઉત્તેજન મળે છે.

ઇટલીય હુન્નરની ઘણી ખરી શાખામાં જલદીથી વિષયભાવ દાખલ થયો,તે વાત ઘણી સ્પષ્ટ છે; પણ તે સૌમાં એક શાખા એવી હતી કે તેને બીજી સર્વનું મૂળ તથા આદર્શ ગણી શકાય. આ શાખા વેનિસ શહેરના ચિત્રકારોની હતી; અને તે પોતાના જન્મ સ્થાનનો અદલ નમૂનો હતી. એકજ વખતે વિષયનું તેમજ કળાનું પોષક થઈ શકે તેવા અતિશય અનુકૂળ સંજોગોમાં ભાગ્યે જ બીજું કોઈ નગર મુકાયું હશે. અસલની વીનસ દેવીની પેઠે તે નગરી પોતાના જનક સમુદ્ર ઉપર જાણે સુતેલી હોય તેવી દીસતી હતી; અને તેની ચડતીના સમયમાં ચોતરફથી એવી પરિસ્થિતિ બની રહી હતી કે તેથી સૌંદર્યભાન જાગ્રત થાય, અને નીતિની લાગણી દબાઈ જાય. જ્યાં જ્યાં નજર જાય, ત્યાં ત્યાં અજાયબ, વિવિધ અને મોહક લાવણ્યની આકૃતિઓ દેખાતી હતી, અને કાનપર પહોંચતો દરેક અવાજ નીચે વહેતાં જળવડે સુકોમળ અને મધુર બની જતો. સંત માર્કના સોનેરી ઘુમટોની આસપાસ ઝળકી રહેતી હજારો બત્તીઓ, મોજાં ઉપર પડતી પોતાનીજ કોમળ છાયાને આધારે ઉભેલા દીસતા અનુપમ કારીગિરીવાળા મહેલો, મંદ અવાજે વહેતાં જળથી ભરેલી લાંબી નહેરો, જેમાં કામીજનોનાં ગીતને અનુસરી હોડીનાવ ડોલતાં ડોલતાં આગળ ચાલતાં; જ્યાં માથે લટકતી અટારીઓમાંથી વિલાસયુક્ત શ્યામ કીકીઓ ઝબકારા મારતી; વળી પરસ્પર સંક્રાન્ત થતી ખુબીઓનો એક ભાવ અને ચોગરદમ

વ્યાપ્રી રહેલી ગંદ, વિષયોદ્દીપક મનોહરતા—આ સર્વની લોકોના વર્તનપર ઝેરી ને ઉંડી અસર થઈ હતી. તેમના ઇતિહાસના હરેક જમાનામાં પણ ખાસ કરીને કળાની ચડતીના સમયમાં આ લોકો તીવ્ર સૌંદર્ય ભાન માટે તથા સર્વવ્યાપી નિરંકુશ છચોક અનીતિને માટે મશહૂર હતા.

આવા મંડળમાં વિષયાત્મક કળાની શાખા ઉભી થાય તે તદ્દન સ્વાભાવિક હતું. આ ઉપરાંત અન્ય સંયોગો પણ અનુકૂળ હતા. જેવા કે એક સામટા સંખ્યાબંધ પ્રથમ દરજ્જાના કારીગરોનું પેદા થવું, વિલાસવૃત્તિવાળા શ્રીમંતો ઘણા હોવાથી તેમને મળતો પુષ્કળ આશ્રય, (Oil painting) તેલ ચિત્રકળાની શોધ, વેનીસના રંગરેજોની ચતુરાઈ, પૂર્વ દેશોથી આવતો ભવ્ય રંગોવાળો કીમતી માલ—આ સર્વથી ચિત્રવિદ્યાપર બહુ સારી અસર થઈ. નગ્ન દેહનું અધ્યયન જે ગ્રીક હુન્નરનું મુખ્ય સાધન હતું, અને જેને ખ્રિસ્તિ ધર્મે અત્યાર સુધી બંધ કર્યું હતું, તે ફરીથી જાગ્રત થયું, અને ચિત્રકામની એક શાખા સ્થપાઈ, જેની વિષયોદ્દીપક રંગપૂર્તિમાં કોઈ બરોબરી કરી શક્યું નથી.

કળાશાસ્ત્ર વ્યાવહારિક બનવાનું તથા પૂર્ણતાએ પહોંચવાનું બીજું કારણ મૂર્તિપૂજકોનાં ઘણાં સલાટ કામ જડી આવ્યાં તે હતું. પાછલા સૈકાઓમાં તે તદ્દન અદૃશ્ય થઈ ગયાં હતાં, કેમકે ખ્રિસ્તિધર્મના વિજય પછી થયેલા ધર્મના અને બુદ્ધિના વિકારોને પરિણામે પાદરીઓ ખાત્રીથી માનવા લાગ્યા હતા કે મૂર્તિઓમાં રાક્ષસો વસેલા છે, તેથી તેમના કકડા કરવા એ તેઓનો મુખ્ય ધંધો હતો. તેમાં ઝનૂન કરતાં ધન લોભ ઓછો હાનિકારક નીવડ્યો નથી. અસલના ગ્રીક લોકોનાં સલાટ કામોમાં આરસ કરતાં કાંસાનો ઉપયોગ વિશેષ થતો. ઘણી મૂર્તિઓ કાંસાની બનતી, અને પ્રસિદ્ધ કારીગરોની ઉત્તમ મૂર્તિઓ હાથીદાંતની અથવા સોનાની હતી. ગ્રીક સંસ્થાનો બીજું ખર્ચ કમી કરીને કળાશાસ્ત્રની ખીલવણી માટે ગંજાવર રકમો ખરચતાં; અને પ્રજાના સુખદુ:ખમાં, લડાઇમાં, અથવા તોફાનમાં અને બીજાં અનેક કાળચક્રમાં જીવની પેઠે તેનું રક્ષણ કરતાં. આ રક્ષણનું કારણ કાંઈક દરજ્જે પ્રાચીન લોકોના સૌંદર્ય પ્રેમમાં રહેલું હતું, પણ ઘણે ભાગે અનેક દેવપૂજકોમાં પરસ્પર ઉદાર ભાવ રહેલો હોય છે, તેથી જે લોકોના પૂજા

વિધિ પોતાથી જુદા હોય છે, તેમને પણ તેઓ માન આપતાં શીખે છે. રોમન લોકોની આવી પ્રકૃતિ હતી. હારેલા લોકોનાં મંદિર તેઓ તોડતા નહીં, તે એવું સમજીને કે પોતાના સરજનાર પિતા તરફ મનુષ્યોની લાગણી દર્શાવવાના અનેક માર્ગ છે. આ બંને લાગણીઓને ખ્રિસ્તિ ધર્મે હાંકી કહાડી. લગભગ ૧૫૦૦ વર્ષ સુધી ખ્રિસ્તિ લોકો સમજતા નહોતા કે પર- ધર્મીઓને માન આપવું કે તેમના તરફ ક્ષમા રાખવી તે શું? તેમાં વળી દેહદમનના નિયમોથી સૌંદર્યનું ભાન તદન નષ્ટ થયું. કાંસાની મૂર્તિઓ ગાળી તેના ચલણી સિક્કા બનાવ્યા, સોનું રૂપું લુટાઈ ગયું, આરસનો ચૂનો કર્યો, અથવા ટુકડા કરી ફેંકી દીધા. જ્યારે ખ્રિસ્તિ ધર્મ ઉત્પન્ન થયો, ત્યારે સુવર્ણ અને હાથીદાંતની જ્યુપિટર (બૃહસ્પતિ) ની કદાવર મૂર્તિ જે શિલ્પશાસ્ત્રી ફિડિઅસની સર્વોત્તમ કૃતિ લેખાતી હતી, તે હજુ ઓલિમ્પિઆમાં હયાત હતી. જુલ્યન બાદશાહના સમય પછી તે દેખાતી બંધ થાય છે. રોમ પર જંગલી લોકોના હલ્લા, તેમની સત્તા જામ્યા પછી રસજ્ઞતામાં થયેલો ઘટાડો, અને મોટા ભયંકર દાવાનળ, જેથી તે વિશાળ પરગણાં ઉજ્જડ થઈ ગયાં— આ સર્વેથી જુની વસ્તુઓનો સંપૂર્ણ નાશ થયો; અને ઇસ્તંબૂલમાં જે મૂર્તિઓ ઉપાડી ગયા હતા, અથવા જે પાદરીઓના કોપથી બચી જવા પામી હતી, તેઓનો મૂર્તિભંજકોએ, ક્રૂશ યુદ્ધોના વીરોએ, અથવા મુસલ- માનોએ નાશ કીધો.

ઉપર આપણે જણાવી ગયા છીએ કે બારમા સૈકાની આખરે પિસા- નગરના રહેવાશી નિકોલસે પ્રાચીન કારીગિરીના અભ્યાસથી મેળવેલી નિપુણતાવડે મધ્ય યુગના હુન્નરની દીર્ઘ નિદ્રા ઉડાડી. પણ તે વખતે સારા નમુના હાથ લાગ્યા ન્હોતા. તે પોતે ત્રીજા ચોથા વર્ગની એક હલકી પત્થરની કફનપરથી શીખ્યો હતો. ૧૫ મા સૈકાની શરૂઆતમાં લખનાર પોગિઓ જણાવે છે તેમ તેના વખતમાં રોમની દિવાલોમાં માત્ર છ મૂર્તિઓ હતી. પણ તે સૈકાની આખરમાં બાદશાહોએ તથા પોપોએ સાહિત્યના પુનર્જન્મ પછી પ્રાચીન સંસ્કૃતિ માટે ઉત્પન્ન થયેલા મોહને વશ થઈ મોટાં ખંડેરો ખોદાવ્યાં, તેમાંથી ઘણી મૂર્તિઓ મળી આવી. આવી રીતે ખ્રિસ્તિ ધર્મનાં

ખાસ લક્ષણુ હુન્નરકળામાંથી બાતલ થયાં, અને તેને બદલે પ્રાચીન લોકોના નમૂના ગ્રહણુ કરવામાં આવ્યા.

પણુ થોડા વખત સુધી ઇટલીય હુન્નરના ચોતરફ ચાલી રહેલા પ્રવાહમાં એક મોટું વિઘ્ન નડ્યું. સેવોનેરોલા નામનો એક મહા બુદ્ધિશાળી ઉપદેશક ઉત્પન્ન થયો, તેણે ધર્મની લાગણી ફરી સજીવન કરી, અને ઇટલીના ઘણાખરા મોટા ચિત્રકારો ફ્લૉરેન્સમાં એકઠા થયા હતા તેમના પર તેણે ગંભીર અસર કરી. તેને પરિણામે ઇટલીનાં ચિત્રોમાં ઘણો ફેરફાર થયો.

પણ તેના મૃત્યુ પછી કળાશાસ્ત્ર જલદીથી સાંસારિક રૂપ ધારણુ કરવા લાગ્યું. માઇકલ એન્જેલો પદાર્થ શાસ્ત્રનો પરમ ભક્ત હતો; તેણે પોતાની પહેલાંના ચિતારાના ભયંકર ધાર્મિક વિચારોનો નાશ કર્યો. કયા મતનો દેખાવ તેણે નગ્ન ચિત્રોથી ભરી દીધો, તથા મુવેલાંને નરકમાં લઈ જવા માટે કેરન ને તેનો મછવો દાખલ કરીને, તથા ઇસુને મૂર્તિપૂજક જેવું રૂપ આપીને આ બધા દેખાવો માત્ર કાલ્પનિક છે, એમ લોકોનાં મગજમાં ઠસાવ્યું; અને તેમનું કળાદૃષ્ટિએ વિવેચન થઈ શકે તેવી હદમાં ધાર્મિક દેખાવોને લાવી મુક્યા. મધ્ય યુગના પ્રથમ ભાગમાં ચિત્રકળા તદન ધાર્મિક હતી, અને સુંદરતાના વિચાર તેમાંથી ભુલી જવાયા હતા. પછી બીજા ભાગમાં બંને બાબતો સાથે હયાતી ભોગવવા લાગી, અને છેલ્લા ભાગમાં ધાર્મિક લાગણી જતી રહી, અને સુંદરતાનો ખ્યાલ સર્વોપરિ થયો. હવે હુન્નરનું દશાચક્ર પૂરૂં થયું. માણસોના મન ઉપર ફરીથી કદી તેની સત્તા જામી નહીં.

ચિત્રકળામાં જે ફેરફાર થયા, તેના જેવા તેજ વખતે સ્થાપત્યમાં પણ થયા. અલબત્ત, ઇમારતોથી કંઈ ઇશ્વર વિષે સીધો વિચાર આવતો નથી, પણ દમદમા ભરેલા મકાનથી અમુક પ્રકારની ધાર્મિક લાગણી સતેજ થાય છે, તે યાદ રાખવા જેવું છે. ખ્રિસ્તિ ધર્મ સંસ્થામાં આવો દમામ ઉત્પન્ન કરવાનાં ત્રણ સાધનો છે. તે દેવળનો ઘંટ, વાજીંત્ર અને ગૉથિક ઢબનું મંદિર. બારમા સૈકામાં સૌંદર્યનું ભાન જાગ્રત થતાં ગૉથિક ઢબ શરૂ

થઈ, અને ચિત્રકળાની જોડે તે પણ આગળ વધી, નવાં ચિત્રો અને નવાં દેવળો લોકોને આવેશયુક્ત ભક્તિમાં પ્રેરતાં હતાં.

જ્યારે ફ્લોરેન્સના એક પ્રસિદ્ધ ચિત્રકારે મરિયમનું ઉત્તમ ચિત્ર કહાડ્યું, ત્યારે આખા ગામના લોકો જાણે મોટી ઉજાણી હોય, તેવી રીતે તે જોવા એકઠા થયા, અને સ્તુતિ કરતાં તથા આભાર માનતાં તેઓએ તે છબીની મંદિરમાં પધરામણી કરી; અને મહોલ્લે મહોલ્લે હરખનાં ગીત ગાયાં, કારણ કે ઉચ્ચ પ્રકારનો ધાર્મિક સાક્ષાત્કાર તેઓને થયો હતો. તેવીજ રીતે સઘળા યૂરોપમાં એકદમ ઉભાં થયેલાં ભવ્ય દેવળો ખ્રિસ્તિ ધર્મનાં ઉત્સાહનાં દ્વાર થઈ પડ્યાં; તે બાંધવામાં લોકોએ સ્વાર્પણ યુક્ત મોટી ઉદારતા દાખવી; અને તે સમયની ધાર્મિક લાગણીના શુદ્ધ આવિર્ભાવ રૂપે તે સર્વત્ર ગણાતાં હતાં. જેઓને હુન્નરના ઈતિહાસનું અથવા તેનાં લક્ષણનું કાંઈ પણ જ્ઞાન હશે, તેઓ કબુલ કરશે કે આવાં ભવ્ય દેવળોથી ભયયુક્ત ચુપકી ઉત્પન્ન થાય છે, બુદ્ધિની તોફાની પ્રવૃત્તિઓ નિદ્રાવશ થાય છે, મનની આસપાસ કૃત્રિમ, અવ્યવહારૂ અને દમામ ભરેલું વાતાવરણ બંધાય છે, ત્રાસ અને પરોક્ષતાથી કલ્પના સતેજ બને છે, તથા ગંભીર ને આકર્ષક મૂર્તિઓ ખડી થાય છે. આવી અસર બીજાં કોઈ પણ સાધનોથી થતી નથી. જ્યારે જ્યારે આવી જાતની લાગણી ફેલાયલી હોય છે, ત્યારે ગૉથિક ઢબનું સ્થાપત્ય પ્રચાર પામેલું હોય છે. જ્યારે તેવી લાગણી નાશ પામે છે, ત્યારે ગૉથિક સ્થાપત્ય પણ તેવીજ દશાને પામે છે.

અહીં સ્થાપત્યના દશા વિપર્યાસ તપાસવાની જરૂર નથી. માત્ર એટલુંજ કહેવું બસ છે કે જ્યારે યૂરોપનું ગાઢ અજ્ઞાન ઉડી ગયું અને ધાર્મિક જુસ્સો પેદા થયો, ત્યારે આ કળા ધાર્મિક લાગણીને આધીન બની ગઇ. ત્યાર પછી જેમ જેમ ચિત્રકળા ધર્મના બંધનમાંથી મુક્ત થઇ, તેમ ઈમારત કામમાં પણ તેવોજ ફેરફાર થયો. જુની ગૉથિક ઢબ બધે ઠેકાણેથી નીકળી ગઇ, અને બ્રુનેલેસ્કીએ દાખલ કરેલી નવી ઢબ ચાલવા લાગી; તે પહેલીના કરતાં વધારે સુંદર અને ધાર્મિક લક્ષણોથી તદ્દન મુક્ત ગણાઇ છે. હવેથી ભવ્ય, શોભાદાર અને સંમિત ઇમારતો બાંધવાની જે ઘાટી

ચાલી, તે મોટાં પ્રાચીન મંદિરોપરથી લીધેલી હતી, અને તેમતું શોભાતું લક્ષ્ય ગ્રીક અને રોમન શૈલીપર હતું.

માનવીને હાથે જે જે ઇમારતો રચાઈ છે, તેમાં સંત પીટરના દેવળ કરતાં વધારે કૌતુકપૂર્ણ ઇમારત માનવ બુદ્ધિના ઈતિહાસ કર્તાને મળવી દુર્લભ છે, અને ખરેખર મનુષ્યપ્રયત્નો તથા મનુષ્યઆશાઓની વ્યર્થતાની વધારે ખેદયુક્ત બીના આના સિવાય બીજે કોઇ સ્થળેથી મળવી દુર્લભ છે. તે મંદિરની મોટી જાહોજલાલી એક કીર્તિલોભી બાદશાહ ( બાજા જુલિઅસ )ની આભારી છે, છતાં તેના ઘુમટ તળે તેનો મૃત્યુલેખ પણ કોઇએ લખ્યો નથી. કેથોલિક ધર્મના દિગ્વિજયની અને વિશ્વ પ્રચારની યાદી રાખવા સારૂ તેનું નિર્માણ થયું હતું, પણ તેમ થવાને બદલે ઉલટું તે કેથોલિક ધર્મનીજ પડતીનું ભવ્ય, હૃદયભેદી સ્મારક થઇ પડ્યું છે. તેને જોતાં ધર્મચિંતકના મનમાં લ્યૂથર, પાપ ક્ષમાની ચીઠ્ઠીઓ, અને ધર્મ, ક્રાંતિના વિચારો આવવા માંડે છે; પણ તત્વ દૃષ્ટિએ જોનાર ઇતિહાસકારને તો તેથી પણ વિશેષ જાણવાનું મળી શકે છે; કારણ કે, પ્રાચીન સંસ્કૃતિની સગુણવાદની ટેવોમાંથી ઉત્પન્ન થયેલા જે આવેશને લીધે સૈંકડો વર્ષ પર્યન્ત માણસો ભયાનક, ગહન અને ભવ્ય સ્વરૂપવાળી સાકાર મૂર્તિઓ વડે પોતાની ધાર્મિક લાગણી પ્રદર્શિત કરતાં હતાં, તે આવેશની પૂર્ણાહુતિની આ દેવળ યાદી આપે છે. હવે મંદિરોનો યુગ પૂરો થયો, અને છાપખાનાનો યુગ બેઠો.

કળાના ઇતિહાસનું ચિત્ર આપવામાં મેં ઘણો વિસ્તાર કર્યો છે; તેનું કારણ પ્રથમ તો એ વિષય જ બહુ રસિક છે, અને બીજું, તે સમયના ધાર્મિક વિકાસનું તે અદલ પ્રતિબિંબ છે. જ્યારે અમુક માન્યતાનાં દ્વાર છેક બદલાઇ જાય, ત્યારે એવું અનુમાન કરી શકાય કે જે વિચારસરણિનાં તે બાહ્ય સ્વરૂપ છે, તેમાં કાંઇક તેવાજ પ્રકારનો ફેરફાર થયો હોવો જોઇએ. છાપવાની કળાની શોધ પહેલાં જે વખતે ઇશ્વર વિષે બધા લોકોમાં સ્થૂલ સગુણ બુદ્ધિ હતી, ત્યારે ધર્મના ઇતિહાસનો ખરો માર્ગ ધર્માચાર્યોનાં પુસ્તકોમાં નહીં, પણ કારીગરોની કૃતિઓમાં મળી આવે છે. અને જો કે સૌંદર્ય શાસ્ત્રની પ્રવૃત્તિ ફક્ત ઉપલા વર્ગોમાં તથા બહુ સુધરેલા દેશોમાં મુખ્યત્વે હતી,

તોપણ ભિન્ન ભિન્નરૂપે બીજી વધારે પ્રસરેલી પ્રવૃત્તિઓની તે સૂચક છે. તે બતાવી આપે છે કે એક કાળે બુદ્ધિના તમામ પ્રદેશોપર ધર્મ સંસ્થાનો અમલ ચાલતો હતો, તેનો ક્રમે ક્રમે નાશ થયો. કેળવાયેલા અને બીન કેળવાયેલા લોકોના ધર્મસાક્ષાત્કારમાં વધતું જતું અંતર તથા ભણેલા લોકોમાં સગુણવાદ અથવા મૂર્તિપૂજાનું ધીમે ધીમે અદૃશ્ય થવું—એ પણ તે બતાવી આપે છે.

આ પ્રવૃત્તિનું મુખ્ય કારણ આપણે જણાવી ગયા તેમ બુદ્ધિપર જુદી જુદી અસરોના કુલ સંયોગથી જે એક પ્રકારનું લોક શિક્ષણ મળે છે, તેમાં રહેલું છે; તે શિક્ષણને બળે સ્થૂલ વિચાર પ્રદેશની સપાટીથી ઉંચે ચડવાની શક્તિ તથા ઇચ્છા બંને પ્રાપ્ત થાય છે, અને ધાર્મિક માન્યતાનાં સર્વ અંગો ઉત્કૃષ્ટ બની રહે છે. પણ આ ઉપરાંત એક જુદીજ જ્ઞાનની શાખા છે, જેના વડે ઉક્ત પ્રવૃત્તિપર બહુ ઉંડી અને સ્પષ્ટ અસર થઇ શકી છે; માટે તેનું પૃથક્ અવલોકન કરવું જરૂરનું છે. આ શાખા ભૌતિક વિજ્ઞાનની પ્રગતિ છે, અને તેના વડે સૃષ્ટિતંત્ર વિષેના આપણા વિચારો બદલાયા છે.

ખ્રિસ્તી ધર્મની શરૂઆતમાં ધાર્મિક વિષયોપર એટલું બધું ધ્યાન અપાતું કે શુદ્ધ સાંસારિક વિષયોનું બિલકુલ અધ્યયન થતું નહીં. કદાચ વૈજ્ઞાનિક સિદ્ધાંતો ચર્ચાતા, તો તે માત્ર અમુક ધાર્મિક પ્રશ્નોનું સ્પષ્ટી કરણ કરવા માટે થતું, અને વાદ વિવાદ પણ ધર્મનેજ અનુસરીને થતો હતો. બાઇબલના અર્થ કરવાની રીત વિષે બે મત હતા. એક લાક્ષણિક ને બીજો વાચ્યાર્થ. પહેલો યાહુદી ટીકાકારોમાં બહુ પ્રચલિત હતો, અને તેમાં એવી માન્યતા રહેલી હતી કે ધર્મનાં આખ્યાનોમાં દેખીતા અર્થ ઉપરાંત બીજો ગૂઢાર્થ રહેલો છે, જે માત્ર દિવ્ય ચક્ષુથી અથવા ધર્મના અમુક સિદ્ધાન્તો અનુસાર સૂક્ષ્મબુદ્ધિથી જાણી શકાય. ઑરિગન નામના લેખકે લાક્ષણિક અર્થવડે સ્વતંત્ર વિચારની નવી પદ્ધતિ સ્થાપી, મુસા પેગંબરની વિશ્વોત્પત્તિની હકીકતપર શુભાશુભ યુદ્ધવાદીઓએ સખત હુમલા કર્યા હોવાથી તેણે વાચ્યાર્થ પદ્ધતિ સંબંધે તેમનું કહેવું ખુશીથી કબુલ રાખ્યું અને સર્પની, જીવન વૃક્ષની અને જ્ઞાન વૃક્ષની ઇત્યાદિ વાર્તાઓને ચોખ્ખી કહાણીઓ

તરીકે હસવા લાયક ઠરાવી, અને કહ્યું કે તે વાર્તાઓને આધ્યાત્મિક સત્યો દર્શાવનારાં રૂપક ગણીએ તો જ તેમનું ઔચિત્ય સ્વીકારી શકાય, પણ સાધારણ પાદરીઓ એવા મતના હતા કે બાઇબલનાં આખ્યાનોમાં બંને પ્રકારના અર્થ સાચા છે, માટે બને સ્વીકારવા જોઇએ. સંત અગસ્ટૈને શુભા શુભ યુદ્ધવાદના ખંડનમાં એક પુસ્તક લખેલું, તેમાં જુના કરાર મુજબ વિશ્વોત્પત્તિ છ દિવસમાં થઇ તે હેવાલને સત્ય ઠરાવી, પછી તેનો લાક્ષણિક અર્થ એવો કર્યો છે કે તેમાં મનુષ્યના ભાવિ ઇતિહાસના છ વિભાગ સમજવા; છટ્ઠો દિવસ ખ્રિસ્તિ ન્યાયનો સમજવો, એટલે પુરૂષ રૂપે ઇસુ, ને સ્ત્રી રૂપે ધર્મસંસ્થા, બંનેનો પૃથ્વી ઉપર સંયોગ થશે, તે ભાવિ સૂચન છે. વળી આ છ દિવસો ખ્રિસ્તિની જીંદગીના છ વિભાગ પણ બતાવે છે, પ્રથમ ભાગમાં પાપના સમુદ્રમાં ડૂબેલા મનુષ્યના મનપર શ્રદ્ધાનો પ્રકાશ પડે છે; બીજામાં ઇંદ્રિયનિગ્રહ રૂપી આસમાન વડે પાર્થિવ અને સ્વર્ગીય વસ્તુઓ જુદી પડે છે; ત્રીજામાં શુદ્ધ થયેલ આત્મા સંસારની વસ્તુઓથી મુક્ત થઇ સદ્ગુણના આવિર્ભાવનો અધિકારી બને છે, પછી ચોથે દિવસે જેમ આકાશમાં ગ્રહો બન્યા તેમ ઇંદ્રિયનિગ્રહ વડે દૈવી શક્તિઓ બને છે; તે પછી સમુદ્રમાં જેમ માછલીઓ બની, તેમ કસોટીનાં મોજાંમાંથી સત્કૃત્યો ઉદ્ભવે છે; અને આખરે જેમ આદમ ને ઇવનું લગ્ન થયું, તેમ શુદ્ધ વિચારો ને શુદ્ધ કર્મોના જોડાવાથી આત્મા પોતાના ભવિષ્યના વિશ્રામને માટે અધિકારી બને છે.

તેજ પ્રમાણે સર્પને પ્રભુએ પૃથ્વીપર પેટભર અને છાતીભર ચાલવાની શિક્ષા કરી, તેમાં સર્પનો અર્થ લોભવૃત્તિ, પેટનો અર્થ વિષયવૃત્તિ, અને છાતી એટલે અહંકાર; માટે વિષય અને અહંકારથી લોભ જન્મ પામે છે, એ સમજવું. આવી રીતે અગસ્ટૈન બંને અર્થને ખરા ગણે છે, પણ કહે છે કે વાચ્યાર્થ જો ધર્મના સિદ્ધાંતોથી વિરૂદ્ધ જતો હોય, અથવા ઇશ્વરની હલકાઇ સૂચવતો હોય, તો માત્ર બીજો એટલે આલંકારિક અર્થ લેવો.

આ ઉપરાંત કેટલાક ધર્માચાર્યો તો કાવ્યના ચોખ્ખા અલંકારોને પણ અક્ષરે અક્ષર ખરા સમજતા; દાખલા તરીકે, સૂર્યની આસપાસ પૃથ્વી ફરે

છે એમ ગેલીલિઓ કહેવા લાગ્યો, ત્યારે તેના વિરોધીઓ નીચેનાં વાક્યોનું બાઇબલમાંથી પ્રમાણ આપતા; 'આકાશને એક છેડેથી બીજે છેડે સૂર્ય દોડે છે' 'પૃથ્વીના પાયા એવા મજબૂત ઠોકેલા છે કે તે ખસી શકે નહીં,' ઇત્યાદિ.

શરૂઆતના ચર્ચમાં વૈજ્ઞાનિક પ્રશ્નો બહુ થોડા ચર્ચાતા; તેમાંનો એક જાણવા જોગ પ્રશ્ન પ્રતિપાદજનો ( antipodes ) વિષે હતો. ગુમાગુમ યુદ્ધ વાદીઓને નસીબ જોગે ખરો મત જડી ગયો હતો, માટે ખ્રિસ્તિ ગુરૂઓ તેમના વિરૂદ્ધ પક્ષમાં ભળ્યા હતા. આશરે ૫૩૫ ની સાલમાં એલે-કઝાન્દ્રિયાના એક મઠમાં કૉસમસ નામનો ઘરડો સાધુ રહેતો હતો તેનો મત આ બાબતમાં જાણવા ઘણાની ઇચ્છા હતી. જુવાનીમાં તે વ્યાપારી હતો, તે વખતે તેણે હિંદ અને ઇથિઓપિયા તરફ બહુ દેશાટન કર્યું હતું. વળી તે બુદ્ધિશાળી, વિદ્વાન ને ભક્તિમાન્ હતો, માટે તેના વખતના કેટલાએક ધર્માચાર્યોની ખાસ આજીજી પરથી તેણે શરીર અસ્વસ્થ હોવા છતાં એક મહાન્ ગ્રંથ લખવાનું માથે લીધું. તેનું નામ તેણે 'દુનિયા વિષે ખ્રિસ્તિ સિદ્ધાંત' એવું રાખ્યું. મોટા આડંબરથી અને આત્મશ્રદ્ધાથી તે પ્રસ્તાવનામાં લખે છે કે 'ઇશ્વર પ્રણીત ધર્મશાસ્ત્રને આધારે સૃષ્ટિનું આ વર્ણન છે, માટે તે વિષે કોઈ પણ ખ્રિસ્તિએ શંકા રાખવી યોગ્ય નથી.' ગ્રંથના મુખ્ય ભાગમાં તે લખે છે કે 'પૃથ્વી સપાટ સમાંતર ચતુર્ભુજ છે. તેની પૂર્વ પશ્ચિમ લંબાઇ તેની ઉત્તમ દક્ષિણ પહોળાઇ કરતાં બમણી છે. તેની ચોતરફ સમુદ્ર છે, અને તે સમુદ્રની આસપાસ બીજી પૃથ્વી છે, તેમાં પ્રલય-કાળ પૂર્વે મનુષ્યો રહેતાં હતાં. આ બાહ્ય પૃથ્વીની ઉત્તરે એક ઉંચા શંકુ આકારનો પર્વત છે, તેની આજુ બાજુ સૂર્ય ચંદ્ર ભ્રમણ કરે છે. જ્યારે તેની પાછળ જાય ત્યારે રાત્રિ થાય છે, અને આપણી બાજુ આવે ત્યારે દિવસ થાય છે. બાહ્ય પૃથ્વીની કોર જોડે આકાશ ચોંટાડેલું છે. ચારે દિ-શામાં ચાર મોટી ઉંચી દિવાલો ઉપર આકાશનો નતોદર ( concave ) ઘુમ્મટ રહ્યો છે. અને આપણી પૃથ્વી તેનું ભોંયતળીયું ગણી શકાય. તે ઘુમ્મટમાં અંતરિક્ષ વડે બે માળ બને છે. અંતરિક્ષની ઉપરના ભાગમાં

મોટો સમુદ્ર છે. તે સમુદ્રથી ઉપલા આકાશના છાપરા સુધીની ખાલી જગો પુણ્યશાલી જનોને મળે છે; અને અંતરિક્ષથી પૃથ્વી સુધીની જગો ફિરસ્તાઓ વાસ્તે છે.” વળી તે પ્રતિપાદ જનો વિષે કહે છે કે પૃથ્વીને તેના પાયા ઉપર મજબૂત જડેલી છે, માટે તે કાંઇ હવામાં અદ્ધર ટાંગી નથી, તે ઉપરથી એમ કહી શકાય કે આપણી સામેના ભાગમાં લોકો હોઇ શકે નહીં. વળી સંત પૉલના કહેવા પ્રમાણે ‘પૃથ્વીના મુખ (સપાટી)પર મનુષ્યો રહે છે,’ તો પછી પીઠપર તે શી રીતે હોઇ શકે?

ધર્મ ગ્રંથોના અર્થ કરવાની આવી રીતિથી વિજ્ઞાન શાસ્ત્રની વૃદ્ધિમાં કેટલી અડચણ પડી હશે, તે સમજવું સહેલું છે. ધર્મ શાસ્ત્રને વિજ્ઞાનશાસ્ત્ર તદ્દન જુદાં છે તે કોઇને ખ્યાલ ન હતો. હાલ સમ દૃષ્ટિએ જોનારા સર્વ લોકો વારંવારના અનુભવથી પક્કી રીતે સમજે છે કે વિજ્ઞાન શાસ્ત્રીઓ અમુક શોધ કરે ત્યારે તેનું ખંડન અથવા મંડન કરવા માટે ધર્મગ્રંથોમાંથી ફકરા શોધી કહાડવા તે તદ્દન વ્યર્થ છે. પણ આ વાતનો તે જમાનામાં સ્વપ્ને પણ ખ્યાલ ન હતો; અને જેમ જેમ યૂરોપીય વહેમની વૃદ્ધિ થતી ગઈ, તેમ તેમ ઇશ્વર પ્રેરણાનો સિદ્ધાન્ત વિસ્તાર પામતો ગયો, અને તેણે માનવબુદ્ધિની તમામ શક્તિઓને ચગદી નાંખી. તેથી જ્યારે કૉપરનિકસના સિદ્ધાન્તનો પ્રચાર થયો ત્યારે ઘણા ઝઘડા થયા. જો કે પોપ વગેરે એ તેને આશ્રય આપેલો હતો, તથા વિદ્વાનોમાં તેના મતનું વજન વધવા લાગ્યું હતું, છતાં કેટલાક રોમીય પાદરીઓ તેના તરફ શંકાની નજરે જોતા હતા, અને કોપરનિકસ તથા તેના બે શિષ્યો પ્રત્યે અધિકારીઓ તરફથી તિરસ્કાર જાહેર કરાવ્યો; અને ૧૭ વર્ષ પછી ગૅલીલિઓને અપરાધી ઠરાવી કેદમાં નંખાવ્યો.

આમ ધર્માધિકારીઓએ નાંખેલાં ભયંકર વિઘ્નોમાં વિજ્ઞાનશાસ્ત્રનું પુનરૂજ્જીવન કેમ થવા પામ્યું તે ઘણું આશ્ચર્ય ઉપજાવે છે. તેઓએ વૈજ્ઞાનિક વિચાર રીતિથી ઉલટાજ પ્રકારની વિચાર રીતિ ખીલવવાનો દરેક પ્રયત્ન કરી જોયો. અંધ શ્રદ્ધાની સતત પ્રશંસા, અસંખ્ય દેવતાઇ ચમત્કારો અને છોકરવાદી આખ્યાનો—એ સર્વથી જડ અજ્ઞાન દશા પેદા થઇ, અને

લોકો એવા તો ભોળા, ક્ષુદ્ર અને ભયભીત બની ગયા કે તેવી સ્થિતિ છેક જંગલી લોકો સિવાય બીજે સ્થળે દેખાતી નથી. હરેક પ્રકારની નવીનતા તે અપરાધ ગણાતો; વધારે જ્ઞાન ભય અને શંકાની દૃષ્ટિથી જોવાતું; વિચારમાં કોઈ વધારે જ્ઞાન બતાવે, તો તે પાખંડ ગણાતો. કુદરતના અભ્યાસમાં તે દર્શાવે, તો તેને જાદુ કહેતા હતા. પોપની મહાન્ પદવી ધરાવનાર ગર્બર્ટ જેવો વિદ્વાન્ માણસ પણ જાદુગરના આળથી બચી શક્યો નહીં, અને રોજર બેકન જેવાને ૧૪ વર્ષ પર્યન્ત કેદ ભોગવવી પડી. વળી સમાજની અન્ય સ્થિતિમાં જે બુદ્ધિમાન્ પુરૂષોની બુદ્ધિ વિજ્ઞાનશાસ્ત્રની શોધમાં લાગી હોત, તે કમનસીબે ધર્મના પ્રાબલ્યને લીધે ધાર્મિક પ્રશ્નોમાંજ ગુંથાઇ રહી. જે વખતે લૉર્ડ બેકન જ્ઞાનક્ષેત્રનો મોટો નકશો દોરતો હતો, ત્યારે તેનું ધ્યાન મધ્યયુગની મંદતા તરફ પરાણે ખેંચાયું. મનુષ્યનું મન આટલા દીર્ઘકાળ પર્યન્ત સ્તબ્ધ ને જડ પડી રહે, તે પ્રથમ દૃષ્ટિએ જોતાં માનવ બુદ્ધિ વિષે તેની ઊંચી ગણનાને બહુ વિરૂદ્ધ લાગ્યું. પણ આ સવાલનો ઉત્તર તેણે તરત નિશ્ચય પૂર્વક આપ્યો. ખ્રિસ્તિ સમાજના હૃદયપર ઓથારની પેઠે ધર્મ સંપ્રદાય ચડી બેઠો હતો, અને બીજાં કોઈ પણ કારણ કરતાં તેની વિશેષ પ્રબળતાને લીધે સર્વત્ર સ્તબ્ધતા પેદા થઇ હતી.

છેવટે સાહિત્યનું પુનરૂજ્જીવન થતાં તરત ભૌતિકવિજ્ઞાનનો ઉદ્ધાર થયો, અને તેને લીધે લોક વિચારમાં ઘણા મોટા ફેરફાર થયા.

તેમાંના પહેલાનું કાર્ય તો સૃષ્ટિમાં મનુષ્યના સ્થાન વિષેનો જુનો ખ્યાલ નાબુદ કરવાનું હતું. જંગલી મનુષ્યને સ્પષ્ટ ભાસે છે કે વિશ્વમાં આપણીજ દુનિયા મુખ્ય છે, તેની આસપાસ સૂર્ય અને ચંદ્ર બંને એક સરખી રીતે ફરતા જણાય છે; અને તારા તો આપણા આકાશને અલંકૃત કરવા માટે નિર્માયેલા નાના દીવડા છે. આવા વિચારોને અન્વયે અનેક વહેમ જન્મ પાંમ્યા, અને તે વહેમો દરેક સંસ્કૃતિના પ્રારંભમાં ધાર્મિક માન્યતામાં અગ્રસ્થાને હોય છે.

સર્વે વસ્તુઓનું મધ્યબિંદુ મનુષ્ય હોવાથી દરેક ગભરાટ ઉપજાવનાર બનાવનો તેનાં કૃત્યો જોડે કાંઇક સંબંધ હોવો જોઈએ. ગ્રહણ, ધૂમકેતુ,

ખરતા તારા અને આકાશી તોફાન, સર્વ તેનેજ વાસ્તે નિર્માણ થયેલાં છે. વિશ્વનો આખો ઈતિહાસ તેની આસપાસ રહેલો છે, અને વિશ્વમાં જે કાંઇ ખળભળાટ કે વિકાર થાય છે, તે સર્વ મનુષ્યનાં સારાં નરસાં કૃત્યોને લીધે છે.

આવા વિચારોમાં ખાસ સુધારો કરનારૂં શાસ્ત્ર ખગોળ શાસ્ત્ર છે; પણ ઘણા કાળ લગી તો ખગોળ શાસ્ત્રથી ઉલટી તેવા વિચારોને પુષ્ટિ મળતી હતી; કેમકે તે જ્યોતિઃ શાસ્ત્ર જોડે તદ્દન સેળ ભેળ થઇ ગયું હતું. વિશ્વના અનંત વિસ્તારથી ઉત્પન્ન થતી આપણી ક્ષુદ્રતાની સામે જ્યોતિઃ શાસ્ત્ર એ મનુષ્યના અહંભાવનો છેલ્લો ઝઘડો ગણી શકાય. દરેક મનુષ્ય પોતાની જીંદગીને બીજી દુનિઆઓની સવારી જોડે સંકળાયેલી ગણે, અને મોટી મોટી દુનિયાઓની અસર મધ્ય બિંદુ તરીકે પોતાના પર થાય, એવો ખ્યાલ જે મનુષ્યની મહત્તાને બેહદ વધારી મુકે છે, તેના કરતાં બીજો ભારે ખ્યાલ લાવવો અશક્ય છે.

એક કવિ કહે છે કે:—

'આકાશોમાં ઝગઝગ થતું, વીરનું દૈવ જાણો !
વીરો કેરા મરણ સમયે, આલમે ધ્વાન્ત જામે !

પણ થોડો વખત આવી પરાવૃત્તિ થવા છતાં ખગોળ વિદ્યાની અંતિમ અસર શી થશે, તેમાં કાંઇ પણ શંકા નથી; કેમકે તે સાબિત કરે છે કે આપણી દુનિયા તો વિશ્વનો એક ઘણોજ નાનો ભાગ છે, અને તેની ગતિ ઉપરથી માલમ પડે છે કે કદમાં જેમ તેનો કાંઈ હિસાબ નથી, તેમ તેની સ્થિતિ પણ કાંઇજ લેખામાં નથી. આવી શોધની માનસિક અગત્યતા જેટલી કહીએ તેટલી થોડી છે. જેઓ પૃથ્વીને વિશ્વનું કેન્દ્ર ધારે છે, તેઓ નીતિ વિષયક યોજનામાં પણ પૃથ્વીને તેવુંજ સ્થાન આપશે. માટે જ્યારે પહેલી સ્થિતિ અસત્ય ઠરે છે, ત્યારે બીજી પણ અસંબદ્ધ લાગે છે.

કૉપરનિકસ અને ગેલીલિઓની શોધ ઉપરાંત ભૂસ્તર વિદ્યાની શોધવડે પણ ધાર્મિક માન્યતાપર ઘણી અસર થવા વકી છે. કેમકે આ દુનિયા આદમથીજ શરૂ થઈ એવો ખ્યાલ નીકળી જશે. જેઓને મન અનંતતાનો ઉંચામાં ઉંચો ખ્યાલ નિઃસીમતામાં રહેલો છે, તેઓ અનંતકાળનું ચિન્હ

ખડકોપર કોતરેલું જોશે, અને નિઃસંખ્યતાનું ચિન્હ તારામાં પ્રત્યક્ષ કરશે. પણ શિષ્ટ વૈજ્ઞાનિકોને મન સૃષ્ટિની અતિ પ્રાચીનતા સાબિત કરવામાં અથવા મુસાનું સૃષ્ટિ વર્ણન અસત્ય ઠરાવવામાં ભૂસ્તર વિદ્યાની મોટી ફતેહ રહેલી નથી; પણ તે મૃત્યુના કારણ સંબંધે સર્વત્ર ફેલાયેલી માન્યતાને નિર્મૂળ કરવામાં રહેલી છે. એક મનુષ્યે સ્વર્ગમાં ઇશ્વરના હુકમનો એક વખત અનાદર કર્યો, માટેજ સૃષ્ટિમાં આ ભયંકર આપદા આવી, અને પ્રાણીના દેહની પીડાઓ, હરેક ક્ષોભ, પ્રેરણા કે તંગી—એ સર્વ તેજ અનાદરનું પરિણામ છે, એવું સંપૂર્ણ ખાત્રીથી અનેક વર્ષો લગી મનાતું હતું, અને આજે પણ જેમને તદ્દન અભણ ન કહી શકાય તેવા ઘણા લોકો તે માને છે. આ સામાન્ય સિદ્ધાન્તની આજુબાજુ તેવી બીજી અનેક માન્યતાઓ ઉભી થઇ, અને તમામ શોધ ખોળમાં મનુષ્યના વળણને તે અમુક દિશામાંજ દોરી જતી હતી. માત્ર આદમના પાપથી જો સર્વ મૃત્યુ અને પીડા થતાં હોય, તો દરેક મરણમાં કે પીડામાં પણ કાંઇક ખાસ ગૌરવ હોવું જોઇએ; અને આ અપૂર્ણતાનું કારણ મનુષ્ય પોતેજ હોય, તો બીજાં કષ્ટો પણ તેમને લીધેજ હોવાં જોઇએ, એવું અનુમાન સ્વાભાવિક છે. પણ હવે ભૂસ્તર વિદ્યાએ આપણને સિદ્ધ કરી આપ્યું છે કે આવા નિર્ણયોમાં મોટી ભૂલ છુપાયેલી છે; તેણે સાબિત કીધું છે કે પૃથ્વી ઉપર મનુષ્ય ચાલવા લાગ્યો, તે પહેલાં ઘણા જમાના થયાં અન્ય પાર્થિવજીવોમાં મૃત્યુ ઘુમતું હતું, અને તેમના બાંધામાં જ તે એવી રીતે પેઠેલું છે કે હાલ જેવી રીતે વેદના અને અશક્તિથી મૃત્યુ થાય છે, તેમ જે વખતે મસ્તોદન અને દિનોથેરિયમ નામનાં હાથીથી મોટાં વિકરાળ પ્રાણીઓ દુનિયામાં અમલ ચલાવતાં હશે, તે વખતે પણ તેમજ થતું હતું. આ બાબતનો ઇન્કાર કરવો હવે અશક્ય છે; અને તેનો ઇકરાર કરવાથી ભૂતકાળનો એક મૂળ સિદ્ધાંત છોડી દેવો પડશે.

વૈજ્ઞાનિક શોધથી બીજી જાતની અસર એ થઈ કે સ્વચ્છંદી દૈવી અંતરાયને સ્થાને નિયમિત કાયદાનો ખ્યાલ ક્રમેક્રમે દાખલ થયો છે. આ સંબંધે ઉપર કહેવાઈ ગયું છે, છતાં કેટલો ને કેવો ફેરફાર થયો છે તે બર

બર સમજાવવા માટે ફરીથી કહેવાની જરૂર છે. જંગલી મનુષ્યોનું ખાસ લક્ષણ એ છે કે તેઓની જીજ્ઞાસા અને વિશેષે કરીને તેઓની ધર્મની લાગણીપર કુદરતના નિત્ય નિયમો કરતાં અસાધારણ બનાવોથી ઘણીજ પ્રબળ અસર થાય છે; માટે તે લોકો ખાસ કરીને તેવા બનાવોને દૈવી અંતરાય માને છે. આવી રીતે પૂંછડીઆ તારા, ખરતા તારા અને વાતાવરણમાં થતા ઉત્પાત સૂર્ય અને તારા પછી ઘણા સમય સુધી ધર્મના વિચારો જોડે સંકળાયેલા હતા.

વિલક્ષણ બનાવોને ધર્મની લાગણી સાથે જોડવાથી વિજ્ઞાન અને ધર્મ સંબંધી બે અગત્યનાં પરિણામ આવે છે. પહેલું તો જ્યાં સુધી અનિયમિત, સ્વચ્છંદી બનાવો તે ઇશ્વિરનાં પોતાનાં કૃત્ય માનવામાં આવે, ત્યાં સુધી વિજ્ઞાન શાસ્ત્રથી તેનો ખુલ્લાસો કરવાના તમામ પ્રયત્નોને તોડી પાડવામાં આવે છે; કેમકે તેવા યત્નો કરવા તે ઇશ્વિરનાં કામોમાં માથું ઘાલવા જેવું છે. અને એવા પ્રયત્ન સફળ થાય, તો તેથી ધાર્મિક લાગણીનાં મૂળ ઓછાં થઇ જાય. બીજું એ પણ પ્રત્યક્ષ છે કે સંસ્કૃતિના પ્રારંભકાળમાં ઇશ્વિર વિષે જે ખ્યાલ હોય છે, તેમાં વખત જતાં ઘણો ફેરફાર થાય છે. વિજ્ઞાનહીન જમાનામાં ઇશ્વરની હાજરીનો ખ્યાલ તેનાં નિયમ રહિત, સ્વચ્છંદી કાર્યો પરથી બંધાય છે. પણ વિજ્ઞાનના યુગમાં તે નિયમિત અખંડ નિયમો પરથી બંધાય છે. બંને યુગમાં ધર્મની લાગણીઓનાં સ્વરૂપ ભિન્નભિન્ન હોવાથી તેમના મૂલભૂત ઇશ્વરના ખ્યાલ પણ જુદાજ હોય છે. પ્રથમનો ખ્યાલ અંતરાય, ચમત્કારો, વિકાર અને સ્વચ્છંદથી ભરેલો હોય છે. બીજામાં તે નિયમ, અવિકાર, આગમચેતી, અને નીતિની પૂર્ણતાયુક્ત હોય છે.

૧૪ મા સૈકામાં પ્રાચીન પુસ્તકોના જાગ્રત થયેલા અભ્યાસથી અને તેથી પણ વિશેષ, આરબી સાહિત્યના અભ્યાસથી જ્યોતિઃ વિદ્યા બહુ આગળ વધી; તેને લીધે ખગોળ વિદ્યા પણ સારા પાયા ઉપર આવી. કોપરનિકસનો મહાન્ ગ્રંથ, કેપ્લર, ગેલીલિઓ જેવા વિદ્વાનોનું એકી વખતે ઉત્પન્ન થવું, દૂરબીનની શોધ તથા તેમાં થયેલા સુધારા–ઇત્યાદિ કારણોને લીધે વહેમના પ્રદેશમાં હવે કુદરતનો નિયમિત કાયદો દાખલ થયો. પહેલાં

લોક માન્યતા એવી હતી કે આકાશી પદાર્થોની જુદી જુદી ગતિઓ ક્રમ વગેરે થાય છે, અને તે તથા વાતાવરણના સઘળા ફેરફાર કરનાર ફિરસ્તાઓ છે. આ સઘળું દેશકાર્ટસ અને ન્યૂટનનાં બુદ્ધિ પ્રભાવ આગળ ટકી શક્યું નહીં. સર્વત્ર નિયમિત કાયદાનું જ સર્વોપરિપણું સ્વીકારવામાં આવ્યું, અને આકાશ મંડળના જુના ખ્યાલવડે ઉત્પન્ન થયેલી માન્યતાઓ ક્ષય પામી, અદૃશ્ય થતી ગઇ.

પણ આ ક્ષીણ થતો વહેમ ઘણાં વર્ષો લગી પૂછડીઆ તારામાં વસી રહેલો હતો, તે જવલ્લેજ દેખાતા હોવાથી, તેમનું સ્વરૂપ નક્કી કરવાની મુસ્કેલીથી, તથા તેમના દેખાવની ભવ્યતા અને ભયંકરતાથી મનુષ્યોનાં મન ઉપર તેમની દેવતાઇ પ્રકૃતિ વિષે મજબૂત છાપ પડી હતી. બહુ પુરાણા વખતથી તેઓ કોઈ મોટી આપત્તિ સૂચક લેખાતા હતા; તથા તે વિષે જથાબંધ પુરાવો એકઠો થયો હતો સીઝર, મહાન્ કોન્સ્ટન્ટાઇન તથા પાંચમા ચાર્લ્સના મરણ પહેલાં એવા તારા દેખાયા હતા. વળી ગ્રીસ દેશપર જર્કિસની ચડાઈ પહેલાં, સ્પાર્ટાના વિગ્રહ પહેલાં, સીઝર અને પોમ્પીના જન પ્રકોપ ( civil wars ) પહેલાં, જેરૂસલેમના પરાભવ તથા એટિલાની ચડાઇ પહેલાં, અને મોટા મોટા દુકાળ તથા મહા રોગોની પહેલાં પૂછડીઆ તારાએ દેખાવ દીધો હતો. કેટલાક પાદરીઓ આ તારાનો અનિષ્ટ ભાવ કબુલ કરતા, પણ તેનો ખુલાસો આપવામાં કાંઇક વિવેક શક્તિ વાપરતા, એટલે કે આકાશમાંથી કે પૃથ્વીમાંથી નીકળતી એક જાતની ખરાબ વરાળના સમૂહના આ તારાઓ બનેલા હતા, જેથી તે વાતાવરણને ખરાબ કરીને રોગ ઉપજાવતા. વળી રાજાઓ તેના ખાસ ભોગ થઇ પડતા, તેનું કારણ એવું હતું કે તેઓની વિલાસી ટેવોથી તથા શ્રમથી તેઓ બીજા લોકો કરતાં નબળા થઈ જતા પણ સાધારણ રીતે ધૂમકેતુઓ માત્ર આપત્તિ સૂચક દૈવી ચેતવણી તરીકે ગણવામાં આવતા. બે ત્રણ મોટા માણસોએ ધર્મ શાસ્ત્ર તથા તત્વ દર્શનની મદદથી આ માન્યતા દૂર કરવા પ્રયાસ કરેલા હતા, પણ ધર્મ અને તત્વજ્ઞાન બંનેને જ્યાં સુધી વિજ્ઞાન શાસ્ત્રની મદદ નહોતી, ત્યાં સુધી તે બંને નિર્વીર્ય હતાં. ધૂમકેતુ

વર્તુળમાં ફરતા હોવા જોઇએ, એવો મત જ્યારે હેલીએ બાંધ્યો ત્યારે તેઓ એકદમ નિયમની હદમાં આવ્યા; તેથી મનુષ્યો ના એક ઘણા જુના વહેમનો નાશ થયો.

૧૭ મા સૈકામાં ખગોળ વિદ્યામાં જે રીત ચાલી રહી હતી, તેવીજ વિજ્ઞાન શાસ્ત્રનાં તમામ ક્ષેત્રોમાં પણ પ્રવર્તતી હતી. સ્થળે સ્થળે દૈવી અંતરાયની જગોએ કુદરતી નિયમનો ખ્યાલ બંધાતો હતો, અને લોકો સમજવા લાગ્યા હતા કે જ્યારે આપણે અમુક બનાવનું કારણ શોધી ન શકીએ, ત્યારે પણ તેમાં કાંઇક કુદરતી નિયમ હોવોજ જોઇએ, એમ સમજવું. બેકનનાં પુસ્તકોનું માહાત્મ્ય કાંઇક અંગ્રેજી પ્રજાના અભિમાનને લીધે, તથા કાંઇક દરજ્જે તેણે પોતાના સમકાલીન પુરૂષો વિષે બાંધેલા હલકા અભિપ્રાયો લોકમાન્ય થવાથી, ઘણું જ વધારી દેવામાં આવ્યું છે તે ખરૂં; પણ તેણે નવીન પ્રવિત્તને યોગ્ય માર્ગે દોરવામાં બીજા કોઈ પણ એકાદ કારણ કરતાં વિશેષ કામ કર્યું છે, અને ઈંગ્લાંડમાં તો તે લગભગ પ્રથમ દરજ્જો ભોગવે છે, તેમાં કાંઈ પણ શંકા નથી. જેવી રીતે જ્યોતિષ શાસ્ત્રથી ખગોળ શાસ્ત્ર જુદું પડ્યું, તેવીજ રીતે કીમીઆ વિદ્યાથી રસાયન શાસ્ત્ર જુદું પડ્યું. ૧૬૫૭ થી ૧૬૬૬ સુધીમાં ટસ્કની, લંડન અને પારિસમાં વૈજ્ઞાનિક શોધને માટે પાઠશાળાઓ તથા મંડળો સ્થપાયાં. એકજ વખતે થતા જુદાં જુદાં શાસ્ત્રોના અધ્યયનથી કુદરતના જુદા જુદા વિભાગો વહેમથી મુક્ત થયા, એટલુંજ નહીં પણ તમામ સ્થળે ઇશ્વરનો એકજ મહાન્ કાયદો લાગુ પડે છે એમ સમજાવાથી લોકો હવે ચમત્કારમાં ઇશ્વરને પ્રત્યક્ષ કરવાની આશા છોડી દઈ નિયમિત કાયદામાં તેને જોવા લાગ્યા. સૂક્ષ્મમાં સૂક્ષ્મ જંતુમાં તથા એક દિવસના આયુષ્ય વાળી માખીમાં પણ ઉત્તમ રચનાનો પુરાવો મળવાથી તથા નિર્બળમાં નિર્બળ પ્રાણીને માટે પણ સુખના અનુકૂળ સંજોગો કરી આપનારી ઇશ્વરની રક્ષણ કરવાની કાળજીનો પુરાવો મળવાથી લોકો તેનું સાશ્ચર્ય ચિન્તવન કરતાં શીખ્યા.

આ ફેરફારનું ઉત્તમ ફળ એ થયું કે ધર્મના સિદ્ધાન્તોનું ઘણું ખરૂં કઠોર અને શોકમય સ્વરૂપ ચાલ્યું ગયું. જ્યાં સુધી અસાધારણ બનાવો

પરથી લોકો ઇશ્વર વિષે વિચાર બાંધે છે, ત્યાં સુધી તેમનું ધ્યાન મુખ્યત્વે ઉપદ્રવો તરફ રહે છે, કારણ કે તે અસાધારણ બનાવો છે; અને સુખનાં સાધનો બહુજ સાધારણ બનાવોમાં રહેલાં છે. વળી મનુષ્ય પ્રકૃતિનું એક એક ઘણું અનિષ્ટ લક્ષણ એ છે કે આભારના કરતાં ભયથી તેના પર હમેશાં વધારે ઊંડી છાપ પડે છે. તે અન્વયે આપણા પૂર્વજોની ભક્તિ મુખ્યત્વે તોફાનો, ઉપદ્રવો અને દુકાળ તથા મરણ જોડે સંબદ્ધ હતી; કેમકે તે શિક્ષારૂપ ગણાતાં હતાં; અને તેટલા જ વાસ્તે લોકો ભયમાં ગાંડા બની જતા. ધર્મના તમામ વિભાગોને પણ તેવો જ રંગ લાગતો. તે એટલે સુધી કે છેવટે મનુષ્યની આ લોકમાં દુઃખી હાલત, અને પરલોકમાં મળવાની ભયંકર શિક્ષા—એ ધર્મશાસ્ત્રના મુખ્ય સિદ્ધાંતો થઇ પડયા. પણ આ સર્વે સંસ્કૃતિના પ્રારંભકાળમાં તદ્દન સ્વાભાવિક હતું, અને જ્યારે ધર્મના વિકાસ ઉપર આધુનિક વિજ્ઞાનનો દોર જામ્યો, ત્યારે તે સર્વ ચાલ્યું ગયું. કારણ કે તમામ જંતુઓના સુખને માટે રચાયેલી અસંખ્ય યોજનાઓ તરફ મુખ્યત્વે માણસોનું ધ્યાન ખેંચાવા લાગ્યું, અને જીંદગીની આફતો વિષે જ્યારે એમ બતાવવામાં આવ્યું કે તે પણ પૃથ્વીની એકંદર રચનામાં ઓતપ્રોત થયેલા સામાન્ય નિયમોનું જ પરિણામ છે, અને તેમાંની ઘણીખરી આફતો મનુષ્ય સૃષ્ટિ પૂર્વે ઘણા કાળથી ચાલુ હતી, ત્યારે તેઓથી પેદા થતો ત્રાસ ઘટી ગયો.

આ ઉપરાંત મનુષ્યોની ચિન્તનાત્મક માન્યતાઓ ઉપર અસર કરનારી સાયન્સની પ્રગતિની એક બીજી શાખાછે, તે સૃષ્ટિના રચના શાસ્ત્રની અભિવૃદ્ધિ છે. ૧૭ મા સૈકાના મોટા વિદ્વાનોના મત પ્રમાણે ઇશ્વરના એકાએક ફરમાનથી આ વિશાળ અને સંમિશ્ર વિશ્વયંત્ર પલવારમાં જન્મ તથા વૃદ્ધિ પામ્યું; પણ ૧૮ મા અને ખાસ ૧૯મા સૈકામાં રસાયન શાસ્ત્રની પ્રગતિથી, શક્તિઓના વિનિમય તથા અવિનાશત્વના સિદ્ધાંતથી, અને ભૂસ્તર શાસ્ત્રની અનેક શોધખોળથી તે વિચાર બહુધા બદલાઇ ગયો છે. વિજ્ઞાન શાસ્ત્રની ઘણી ખરી શાખાઓમાં પદાર્થોમાં નિરંતર થતાં રૂપપરિવર્તન, અમિશ્રમાંથી મિશ્રરૂપો બનાવવામાં કુદરતી નિયમની અસર વડે નિરંતર ચાલ્યા કરતી પ્રગતિ—ઇત્યાદિ વિચારો હવે સર્વોપરિ થયા છે.

વળી એમ પણ માનવાને પૂરતું કારણ મળે છે કે દુનિયા પોતે એક વખત કેવળ વરાળ રૂપે હતી, તે ધીમે ધીમે ઘટ્ટ થઇને સ્થૂલ રૂપમાં આવી; અને તેની વર્તમાન સ્થિતિ અનંત યુગોમાંનો ક્રમવાર પરિણામ બતાવે છે. આ ખ્યાલ વડે દુનિયા જડયંત્ર જેવી નહીં, પણ સેન્દ્રિય પદાર્થ જેવી લાગે છે; અને તેનાં મિશ્રરૂપો તથા યોગ્ય સંવિધાન બાહ્યકૃતિને બદલે આંતર વિકાસનાં પરિણામ ભાસે છે— માટે આ ખ્યાલ એટલો બધો નવીન અને પ્રથમ દૃષ્ટિ એ ચમકાવી દે તેવો લાગેછે કે ઘણા લોકો ભયથી પાછા હઠે છે, તે એવું સમજીને કે તેમાં વિચાર પૂર્વક કૃતિની દલીલ નીકળી જવાથી પરમ બુદ્ધિમાન કર્તા કોઇ છેજ નહીં, એવું કહેવા બરોબર થાયછે. પણ મારી સમજ પ્રમાણે આવો ભય તદ્દન નિષ્કારણ છે. ભલે આ વિશ્વ રચના એકજ ક્ષણિક ઇચ્છા શક્તિનું તાત્કાલિક કાર્ય હો, અથવા ધીમા, ક્રમસર અને સતત પરિણામવાદનું કાર્ય હો—પણ તેને લીધે નીચેના સિદ્ધાન્તો ને જરાએ બાધ લાગતો નથી; એટલે કે ‘જડ પ્રકૃતિ ચૈતન્ય શક્તિને આધીન છે; તથા સૃષ્ટિની અનેક રચનાઓ અને મહા પ્રયત્ન સિદ્ધ કાર્યો સર્વ બુદ્ધિનાં પરિણામ છે. વળી સર્વવ્યાપક અને સંવર્ધક ચૈતન્ય, તેમજ સંવાદકારક અને સંયોજક ચૈતન્ય—એ બંનેના પુરાવા તદ્દન અખંડિત રહ્યા છે, અને આ દિશામાં વિજ્ઞાન શાસ્ત્ર ગમે તેટલું આગળ વધે, તોપણ તેથી તે નાશ પામશે નહીં. વળી તમામ પ્રાણી અને ઉદ્‌ભિજ સૃષ્ટિની, એકજ જીવન પરમાણુમાંથી સ્વાભાવિક પરિણામરીતિ વડે ઉત્પત્તિ થયેલી છે, એ પ્રસિદ્ધ સૂચનાનું પ્રમાણ પૂર્વક સત્ય ઠરે, તોપણ આપણે નીચેની બાબતોને સૃષ્ટિ રચનામાં ઇશ્વરી બુદ્ધિના પુરાવા તરીકે આપી શકીએ: “માપસર અને પ્રગતિમાન વિકાસ; સુપ્રસિદ્ધ, સર્વોત્કૃષ્ટ આકારો, જે કેવળ અંધ દૈવયોગથી બનવા અશક્ય છે; પ્રાણીના જીવનને અનુકૂળ પરિસ્થિતિની ઘટના, અને પરિસ્થિતિને યોગ્ય સજીવ પ્રાણીની ઘટના.” બુદ્ધિ પૂર્વક થયેલી સૃષ્ટિરચનાની દલીલ અહીં ખરેખર બદલવી પડશે: તેને માત્ર નવા રૂપમાં લખવી પડશે; પણ વસ્તુતઃ તે પ્રથમના જેટલીજ સમર્થ રહેશે. ખરેખર એમ કહેવામાં કાંઈ વધારે પડતું નથી કે

સર્વવ્યાપી પરિણામવાદનો આ ખ્યાલ જેમ જેમ વધારે સ્વીકારવામાં આવશે, તેમ તેમ પરમ ચૈતન્ય વિષે વૈજ્ઞાનિક સિદ્ધાન્તનું દૃઢતર સ્થાપન થશે, અને ભાવિ પ્રગતિ સંબંધી અનુમાન વધારે મજબૂત થશે.

મનુષ્યની વિચારાત્મક માન્યતા ઉપર ભૌતિક શાસ્ત્રોથી જે અસર થાયછે, તે જુના મતને હાંકી મુકનાર સીધા તાર્કિક પુરાવા રૂપે હોતી નથી, પણ આકર્ષણ કરનાર નવીન સાદૃશ્ય રૂપે હોય છે. આપણે ઉપર કહી ગયા તેમ સીધી દલીલો વડે અથવા સંપ્રદાયોમાં ટાંકેલાં વિવાદકોનાં કારણો વડે જુના મત બદલાતા નથી, પણ આપણા જ્ઞાનના બીજા વિભાગો જોડે જુના સિદ્ધાન્તોનો વિસંવાદ (અઘટિતપણું) થવાથી તે બદલાય છે. દરેક મનુષ્ય પોતાના વિચારના ભિન્ન ભિન્ન પ્રકારનું સામ્ય કરે છે; કેમકે તેમની વચ્ચે એક જાતનો સંવાદ અથવા ઘટતાપણું હોવું જોઈએ. સંભાવ્યતાના સાધારણ ધોરણ વડે માન્યતા બંધાય છે, અને તે જ્ઞાનના જુદા જુદા વિભાગોમાંથી પ્રાપ્ત થયેલી હોય છે. માટે જ્યારે જ્યારે ભૌતિક શાસ્ત્રમાં વધતી જતી શોધને લીધે નવીન વિચાર સરણિ દાખલ થાય છે, ત્યારે તે અથવા તેના જેવા વિચારો તરતજ ધર્મશાસ્ત્રમાં સંક્રાન્ત થાય છે; કારણ કે તે બંને શાસ્ત્રો મનુષ્યના અને ઇશ્વરના જુદા જુદા પ્રકારના સંબંધ દર્શાવે છે.

પણ આપણે અહીં કબુલ કરવું પડશે કે આપણી માન્યતામાં કેટલાક ભૂલ ભરેલા વિચારોનાં ઉંડાં મૂળ હોવાથી ભૌતિક શાસ્ત્ર વડે કેટલીક ખોટી અસર થવા પામે છે. દાખલા તરીકે ઇશ્વરી કાર્યોનો ખ્યાલ ચમત્કારોમાં એટલો બધો વસી રહેલો છે કે તેવા ચમત્કારોને કુદરતના સામાન્ય નિયમોની હદમાં લાવી આપનારી દરેક નવી શોધ ઘણાં મગજને અધર્મ રૂપ ભાસે છે; અને તેમાં નીચેની બાબતથી પુષ્ટિ મળે છે:—તે એ કે, જ્યારે ભૌતિક શોધની મર્યાદા કુદરતના નિયમોનો અભ્યાસ કરવામાં આવી રહે છે, છતાં વખતે વૈજ્ઞાનિકો પણ ભૂલી જાય છે કે નિયમો શોધી કહાડવા એટલે કારણના સિદ્ધાન્તોનો કાંઈ ખુલાસો થઇ જતો નથી. તમામ આકાશી પદાર્થો ગુરૂત્વાકર્ષણના મહાન્ કાયદાને આધીન છે, એવું જ્યારે સાબિત કરીશું, ત્યારે પણ ગુરૂત્વાકર્ષણ પોતે એક અભેદ્ય પ્રશ્ન રહેશે. એક

જડ વસ્તુ બીજી જડ વસ્તુને શા માટે ખેંચે છે, તે આપણે જાણતા નથી—વખતે કદી પણ આપણે જાણવા સમર્થ થઈશું નહીં. જીંદગીની વૃદ્ધિના નિયમોપર વિજ્ઞાન શાસ્ત્ર ઘણું અજવાળું પાડી શકશે, પણ જીંદગી એ શું છે, અને તેનું મૂળ કારણ શું છે, તે કહેવાને આપણે તદ્દન અશક્ત છીએ. માનવીનું મન જે ધૂમકેતુનો માર્ગ ખોળી કહાડે છે, અને પ્રકાશનો વેગ માપી શકે છે, તે હજુ સુધી ઝીણામાં ઝીણા જન્તુની હયાતી, અથવા તદ્દન નજીવા છોડની વૃદ્ધિનો ખુલાસો કરવાને કેવળ અશક્ત નીવડ્યું છે. બનાવોનું વર્ગીકરણ કરવામાં, તેમનાં પરિણામ અને સાદૃશ્ય નક્કી કરવામાં, તેની ફતેહો અજાયબ છે; પણ અંતિમ કારણો શોધી કહાડવામાં તે કેવળ અશક્ત નીવડ્યું છે. પ્રત્યેક સ્થિત્યાત્મક વસ્તુના મૂળમાં કંઈક અભેદ્ય રહસ્ય રહેલું લાગે છે. આદિ હેતુ, ગત્યાત્મક બળ, જીવન દાત્રી શક્તિ, જે પરંપરા ને આપણે કુદરતી નિયમો કહીએ છીએ, તેનાં નિમિત્ત કારણો—આ સઘળાં આપણી શોધના મહાભારત યત્નોમાંથી પણ છટકી જાય છે. શરીર વ્યવચ્છેદકનું ચપ્પુ અને રસાયન શાસ્ત્રીનું પૃથક્કરણ બંને અહીં કામ લાગતાં નથી. જે સૂક્ષ્મદર્શક યંત્ર લોહીના એક સૂક્ષ્મ બિંદુમાં પણ સર્વ વ્યાપી, સર્વ નિયંત્રી બુદ્ધિનાં ચિન્હ બતાવે છે, અને એક રજકણમાં સેન્દ્રિય, સજીવ જંતુઓથી ભરેલી આખી દુનિઆ પ્રત્યક્ષ કરાવે છે, તેને હજુ આ રહસ્યની કુંચી હાથ લાગતી નથી. આપણા પોતાનાજ દેહમાં, અથવા તો આપણી આસપાસના જગતમાં જડ અને ચૈતન્યના સંબંધ વિષે આપણે કશું પણ જાણતા નથી; માટે નૈસર્ગિક શાસ્ત્રની પ્રગતિથી એમ ધારી લેવું કે સ્વાભાવિક ખુલાસા પૂરા પાડવાથી સૃષ્ટિમાંથી આદિ હેતુનો ખ્યાલ નીકળી જાય છે, તે નૈસર્ગિક શાસ્ત્રના વાસ્તવિક ક્ષેત્ર અને મર્યાદા તરફ આંખો મીંચવા જેવું છે.

વળી એ પણ કબુલ કરવું પડશે કે જેમ કુદરતી નિયમોના વૃદ્ધિ પામતા જ્ઞાનથી ઘણા લોકોને ઈશ્વરી કૃતિના સત્યનો અથવા અવિચ્છેદનો ઈન્કાર કરવા જેવું લાગે છે, તેમ જડ પ્રકૃતિનાં અનેકવિધ કાર્યોના જ્ઞાનની વૃદ્ધિથી ઘણી વખત ચૈતન્ય શક્તિનો નકાર ભણવા તરફ લોકો દોરાઈ જાય

છે. એક ગણિત શાસ્ત્રી કહેતો કે આત્મા એ લંબાણ (=extension=વિતતિ ) હશે, અને સારંગીવાળો કહેતો કે તે એકસ્વરતા હશે. આવી રીતે હમેશાં એકવિષયપંડિતો દુનિયાની તમામ બાબતોનું તોલન પોતાના જ ધોરણ વડે કરવા લાગે છે. લગભગ દરેક નવા શાસ્ત્રને શરૂઆતમાં એ વિઘ્નો સાથે લડવું પડે છે. કેટલાએક તો એવા મતના હોય છે કે ' નવું તે સર્વ જૂઠું.' વળી કેટલાક એવા હોય છે કે એક નવી શોધ જરા તરા હાથ લાગી એટલે તરત એમ જ માની બેસે છે કે દુનિયાની તમામ બાબતોનો ખુલાસો તેમાંથી જ મળી શકશે. એવું કહેવાય છે કે હાર્વિએ કરેલી રૂધિરાભિસરણની શોધ ઘણા ઝઘડા પછી લાંબે વખતે દાક્તરોનાં મગજમાં ઉતરી, એટલે તરત એવા અભિપ્રાયવાળું મંડળ ઉભું થયું કે મનુષ્ય જાતના તમામ રોગનું કારણ અપૂર્ણ રૂધિરાભિસરણ હોવું જોઈએ. આવી જ હકીકત સર્વત્ર બનતી દેખાય છે. વર્તમાન સમયમાં જડ પ્રકૃતિના નિયમોનું અધ્યયન અતિશય વધતું જતું હોવાથી, તેમજ દેહનાં કાર્યો સમજવાના મુખ્ય હેતુથી દેહ અને આત્માનો સંબંધ ઘણે ભાગે શોધવામાં આવે છે. તેથી, દેહાત્મવાદની પ્રવૃત્તિ વધતી જાય તો તેમાં ભય રાખવા જેવું અથવા આશ્ચર્ય જેવું છે નહીં.

વળી ભૌતિક વિજ્ઞાનના અધ્યયનથી બાઇબલના અર્થ કરવાની પદ્ધતિઓ પણ બદલાઈ છે. તેનો પહેલવહેલો દાખલો આપણે લા પીરેર નામના ફ્રેંચ પ્રોટેસ્ટંટના ૧૬૫૫ માં પ્રસિદ્ધ થયેલા ગ્રંથમાં જોઇએ છીએ. તેના મત પ્રમાણે આદમ મનુષ્ય જાતનો પિતા ન હતો, પણ માત્ર યાહુદીઓનો પૂર્વજ હતો; અને પ્રલય કાલની પૂર્વનો તમામ વૃત્તાંત માત્ર એકજ ટોળીનો છે. આવી રીતે પૂર્વ દેશોની પ્રજાઓની અતિ પ્રાચીનતા માન્ય રાખી શકાય, અને પ્રલય સંબંધી મુસ્કેલીઓ પણ દૂર કરી શકાય. પ્રલય આખી દુનિયામાં થયો હોય તે કેવળ અસંભવિત છે, પણ માત્ર સ્થાનિક ગણીએ, તો કાંઇ ખોટું નથી. વળી મૃત્યુ, રોગ અને પીડા આદમના ઉલ્લંઘનથી પેદા થયાં એમ ધારવું ભૂલ ભરેલું છે. આદમે પોતાના કૃત્યથી માત્ર આધ્યાત્મિક શિક્ષા વહોરી લીધી અને તે યાહુદીઓને ભોગવવી પડી. વળી ધંધે

સ્થળે બાઇબલમાં સ્પષ્ટ રીતે રૂપકની તથા અતિશયોક્તિની ભાષા વાપરી છે. માટે માત્ર તેનો વાચ્યાર્થ કરવાથી ખોટી સમજણ ઉત્પન્ન થયેલ છે, અને ઇશ્વરે રક્ષણ કરેલું, તેના ખાસ દાખલાને શુદ્ધ ચમત્કાર તરીકે સમજવામાં પણ ભૂલ થયેલી છે. દાખલા તરીકે યાહુદીઓનાં ઘેટાંની ઉન તેમને જંગલમાં કપડાં પૂરાં પાડવા માટે બસ હતી: માટે ' યાહુદીઓનાં કપડાં ૪૦ વર્ષ સુધી જીર્ણ થયાં નહીં, ' એટલે કે તે લોકોને ૪૦ વર્ષ સુધી કપડાંની તંગી ભોગવવી પડી નહતી. વળી જોશુઆના હુકમથી દિવસ લંબાયો, એટલે તેનો અર્થ એવો નથી કે સૂર્ય અને પૃથ્વીના માર્ગમાં કાંઈ ફેરફાર થયો, પણ ઉત્તર ધ્રુવના પ્રદેશોમાં કોઈ કોઈ વેળા થાય છે તેવો કાંઈ વાતાવરણનો દેખાવ હશે. વળી ઇસુને શૂળી પર ચઢાવ્યો, તે વખતનો અંધકાર માત્ર સ્થાનિક હતો. હેઝેક્યાના રાજ્યમાં શંકુ યંત્રનો પડછાયો પાછળ હઠ્યો, તે આકાશી પદાર્થોના ક્રમમાં ક્ષોભ થવાથી નહીં. ઇસુના પારણા ઉપર પ્રકાશ ખડો હતો, તે ધૂમકેતુ હોવો જોઇએ, કેમકે એકાદ તારાનો પ્રકાશ અમુક ઘરને લક્ષ્ય કરી શકતો નથી.

આવું કોતુકમય પુસ્તક છપાવ્યા પછી કઇક કારણોને લીધે તેનો કર્તા તરત રોમ સંપ્રદાયમાં ભળ્યો, અને બધા વિચાર ફેરવી નાંખ્યા. પણ બાઇબલ વિવરણની જે શાખા તેણે સ્થાપી તે અદ્યાપિ ચાલે છે. તેનો વિસ્તારપૂર્વક ઇતિહાસ લખવો તે આ ગ્રંથનો ઉદ્દેશ નથી. માત્ર એટલું જ કહેવું બસ છે કે ધર્મોની ઉત્પત્તિનો ખુલાસો કરવા માટે એ કુદરતી રીતે મનુષ્યોએ પ્રયત્ન કરેલા છે, અને તેમાંની દરેક અમુક અમુક જમાનામાં કે દેશમાં અત્યંત લોકપ્રિય થયેલી છે. પ્રથમ રીતિનો પ્રતિનિધિ યૂહેમેરસ છે, તે કહેતો કે મૂર્તિપૂજકોના દેવો મૂળ જબરા રાજા હતા, અને તેમના મૃત્યુ પછી લોકોની ઉછળતી લાગણીથી અથવા રાજ્યકર્તાઓની લુચ્ચાઇથી તેમને દેવની પદવી મળી. વળી આજ વર્ગમાં ધૂર્તતા, નેત્રભ્રાંતિ, અથવા કોઈ કુદરતી બનાવની ગેરસમજણ વડે, અથવા બીજા કોઇ છુટક સંજોગવડે ચમત્કારો સમજાવવાના પ્રયત્નોનો સમાવેશ થાય છે. બીજી રીત પોરાણિક કહેવાય છે. તે પિથાગોરસના શિષ્યોએ, નવા મતવાળા પ્લેટોના અનુયા-

ચીઓએ તથા જ્ઞાનવાદીઓએ સ્વીકારીહતી. તે ભિન્ન ભિન્ન વૈદિક સંપ્રદાયોને લોકોમાં પ્રસરેલી ધાર્મિક ઉર્મિઓના અથવા મહાન્ નીતિ વિચારોના મુખ-રૂપ ગણે છે. અથવા બીજા શબ્દોમાં કહેતાં, જે જનમંડળમાં તે ઉત્પત્તિ પામે છે, તેઓના અભિલાષોને સ્ફુટ એટલે સ્થૂલ રૂપ આપનાર ગણે છે. માટે આ શાખાના અનુયાયીઓ ધર્મોત્પત્તિનું ખરૂં કારણ પ્રચલિત માનસિક વાતાવરણમાં જુએ છે. જુદા જુદા ચમત્કારો શી રીતે મનાવા લાગ્યા, તે સમજાવવાનો ડોળ તેઓ કરતા નથી, પણ કહે છે કે અમુક માનસિક સ્થિતિમાં ચમત્કારી કહેવાતા બનાવો અવશ્ય બનશે, અને તે બનાવોનું સાધારણ સ્વરૂપ પ્રચલિત માનસિક વલણને અનુસારે નક્કી થશે. ઉપર કહેલી પ્રથમ રીતિ જુના રોમન લોકોમાં તથા ૧૭ માને ૧૮ મા સૈકામાં અંગ્રેજ ને ફ્રેંચ લોકોમાં બહુ પ્રસરેલી હતી; કેમકે તે પ્રજાઓને ચોકસ, દૃઢ નિર્ણયો બહુ ગમે છે. બીજી રીતિ ૧૯ મા સૈકામાં ચાલી છે, તેના અનુયાયીઓ જર્મન લોકો છે.

વળી ચમત્કારોના કુદરતી રીતે ખુલાસા કરવામાં કેટલાક લોકો આથી પણ વિશેપ ઉત્સાહ દર્શાવે છે, પણ તે ઉત્સાહ બહુધા ખ્રિસ્તિધર્મને તોડી પાડનારો છે. તે લોકો ખુલ્લે ખુલ્લું જણાવી દેછે કે અમારો હેતુ સ્વતંત્ર રીતે પ્રાપ્ત કરેલા વિચારોની જોડે બાઇબલ મળતું આવે તેમ કરવાનો છે. સ્પિનોઝા, લેસિંગ અને કૅન્ટ આ શાખાના પ્રવર્તકો છે. લેસિંગ ભાર દઇને કહે છે કે વિવેક શક્તિથી પ્રતિકૂલ હોય તેવો બાઇબલનો કોઈ પણ ભાગ સ્વીકારવો નહીં. કૅન્ટનો મત તેથી પણ વધારે સ્પષ્ટ છે. તેના પ્રમાણે દરેક ધાર્મિક માન્યતાને શુદ્ધ ધર્મના દ્વાર અથવા આવરણ રૂપે ગણવી જોઇએ. ધાર્મિક માન્યતા જરૂરની છે, કેમકે ઘણાંખરાં માણસો કેવળ વિશુદ્ધ નૈતિક મત ગ્રહણ કરી શકતાં નથી; પણ જો તેને સ્થૂલ રૂપ આપ્યું હોય તો કરી શકે છે. પણ શુદ્ધ ધર્મથી ધાર્મિક માન્યતા ગૌણ દરજ્જે હોવાથી તે શુદ્ધ ધર્મને અનુસરીને થવી જોઇએ, અને કોઈ પણ અર્થ ભલે ગમે તેવો સ્વાભાવિક લાગતો હોય, પણ આપણા સત્યના ખ્યાલથી તે વિરૂદ્ધ હોય તો તેને સ્વીકારવો નહીં.

હવે બુદ્ધિના વિકાસથી 'નીતિના વિકાસપર શી શી અસર થાય છે, તે તપાસીએ. પહેલાં તો આપણને એક એવું કહેનારી શાખા મળે છે કે ધર્મનું ખરૂં તત્ત્વ નૈતિક છે, પણ તેમાં કાંઈ પ્રગતિનું બીજ હોઈ શકે નહીં, કેમકે નીતિશાસ્ત્ર તદ્દન અવિક્રિય છે; સત્યાસત્યનો તફાવત હમેશાં સૌને જ્ઞાત હોય છે, અને તે વિષય પર આપણા વિચારો હાલ છે, તેથી વધારે વિસ્તૃત કદી થઈ શકવાના નહીં.

પણ 'નીતિ' શબ્દમાં માત્ર પ્રત્યક્ષ સદ્‌ગુણમય અને પ્રત્યક્ષ દુર્ગુણમય કૃત્યોના વિવેક ઉપરાંત જો આપણે ઉત્તમતાના નિશાન અથવા ધોરણનો સમાવેશ કરીએ, તો મને ખાત્રી છે કે નીતિના વિચારોમાં પણ બુદ્ધિના જેટલીજ પ્રગતિ થાય છે, અને જનસમાજ ઉપર આ પ્રગતિનું કાર્ય પણ તેટલુંજ અગત્યનું થાય છે.

કેટલાએક સદ્‌ગુણો બીજા સદ્‌ગુણો કરતાં ઉચ્ચતર હોય છે, અને તે પૂર્ણ સંસ્કૃતિની અંદર માત્ર દૃશ્યમાન થાય છે, તે હકીકત આપણને સુવિદિત છે. આ પ્રમાણે 'સત્યનો પ્રેમ એ સદ્‌ગુણ છે એવી પ્રતિજ્ઞા કોઇપણ જમાનાના લોકો ખુશીથી સ્વીકારશે; પણ તે કેટલે દરજ્જે અમલમાં મુકાય છે, તે તપાસીશું તો ઘણોજ તફાવત જોવામાં આવે છે. અસલના સમયમાં ઉગરના મિત્રના તમામ સદ્‌ગુણો અંતઃકરણ પૂર્વક માન્ય થાય છે, છતાં જ્યારે પાક્ષિક અને સાંપ્રદાયિક આવેશ બળવાન હોય છે, ત્યારે શુદ્ધ હૃદયથી અન્વેષણ કરવાના પ્રેમને લીધે કોઈ માણસ પોતાની પસંદગીનો માર્ગ પકડવાનો ઉચ્ચતર સદ્‌ગુણ દર્શાવે, તો તેની કીંમત કોઈ સમજતું નથી, એટલુંજ નહીં; પણ તે દર્શાવવા એજ લગભગ અશક્ય છે. વિચારની પરાકાષ્ઠાએ પહોંચેલા બહુ થોડાજ પુરૂષો તે માન્ય કરી જાણશે; અને સામાન્ય લોકો તે થોડા પુરૂષોની માનસિક સ્થિતિએ પહોંચશે, ત્યારેજ તેઓ પણ આવા ઉચ્ચતર સદ્‌ગુણની કીંમત આંકતાં શીખશે. તેવીજ રીતે બદલાની આશાથી અથવા શિક્ષાના ભયથી સદાચરણ કરવું, તેના કરતાં 'સદ્‌ગુણની ખાતરજ સદ્‌ગુણો આચરવા' તે વધારે ઉત્તમ છે; પણ નિષ્કામ સદ્‌ગુણનો ખ્યાલ બહુ સુધરેલી પ્રજાની ઉચ્ચતર પંક્તિઓમાં માત્ર હોય

છે; અને માનસિક સપાટીમાં જેમ જેમ નીચે ઉતરીએ છીએ, તેમ તેમ બદલો અને શિક્ષા મળવાની પદ્ધતિ મોટા પાયાપર રચવી પડશે.

વળી ભૂતદયા એ વિચારમાં તો અવિક્રિય સદ્‌ગુણ લાગે છે, પણ આચારમાં જોઈશું તો તે વારંવાર ફરતો જણાય છે. સાંઢની લડાઇ, રીંછની લડાઇ, અને મરઘાની લડાઇ, તથા તેવાજ પ્રકારના અસંખ્ય વિનોદ એક વખત યૂરોપમાં બહુ લોકપ્રિય ગણાતા; બહુ સુધરેલા અને બહુ દયાળુ–તમામ લોકો તેમાં ભાગ લેતા, અને અપવાદ વિના તે સંપૂર્ણ કાયદેસર ગણાતા. બહુ પ્રસિદ્ધ ગુણવાન પુરૂષોએ પણ તેમાં આનંદ માનેલો જણાય છે. તે વખતે કોઇએ તેમને જંગલી કહ્યા હોત, તો કહેનારની ઉર્મિઓ મૂર્ખાઇ ભરેલી ગણાત, એટલુંજ નહીં, પણ તે બીજા લોકોના ખ્યાલમાં પણ ઉતરત નહી. અલબત આ વિષયપર કાંઈ ચર્ચા થઈ ન હતી; પણ ધીમે ધીમે સંસ્કૃતિના શાંત દબાણથી લોક મતમાં ગંભીર ફેરફાર થયો. તે જ્ઞાનના વધારાથી અથવા ચોકસ વાદ વિવાદની શૈલીથી નહીં, પણ નીતિના ધોરણનો ક્રમે ક્રમે ઉત્કર્ષ થવાથી થયો છે. એક સમયે જે ક્રીડાઓ સર્વત્ર પ્રચલિત હતી, તે સ્ત્રીઓમાંથી પુરૂષોમાં ગઇ, ઉચ્ચ વર્ગોમાંથી અધમ વર્ગોમાં ગઈ, સજ્જનોમાંથી દુર્જનોમાં ગઇ, અને છેવટે તે બંધ પાડવા માટે સરકારી કાયદો થયો; અને હવે તો તે એકાદ ઠેકાણે બની એવું સાંભળતાં વેંત તિરસ્કારથી શરીરમાં રોમાંચ થાય છે. ગુન્હેગારોની રીબામણીનો વૃત્તાંત, શિક્ષાઓનો વૃત્તાંત, યુદ્ધમાં પકડાયેલા શત્રુ જોડે વર્તનનો વૃત્તાંત, ગુલામગીરીનો વૃત્તાંત—આ સર્વ દૃષ્ટાન્તોથી સ્પષ્ટ થાય છે કે જે આચરણો એક જમાનામાં પૂરેપૂરાં વાજબી અને સ્વાભાવિક ગણાતાં તે બીજા જમાનામાં અતિશય નિર્દય ગણાઇ નીકળી જાય છે. દરેક કિસ્સામાં થયેલો ફેરફાર બુદ્ધિના માર્ગ કરતાં ઊર્મિઓની એક પ્રકારની જાગૃતિથી અને તેને પરિણામે નૈતિક વિવેક શક્તિની જાગૃતિ થવાથી થયેલો છે, માટે ૧૫૦ વર્ષ પહેલાં ઇંગ્લાંડમાં જે આચાર હતા, તે અત્યારે આપણે બીજા કોઇ દેશમાં જોઇએ, તો સમજવું કે તે દેશમાં હજુ પૂર્ણ સુધારો થયેલ નથી. દરેક જમાનામાં પ્રતિષ્ઠાનું ધોરણ જે પ્રથમ તે જમાનાનું નીતિનું ધોરણ દર્શાવે

છે અને પાછળથી તેનાજપર અસર કરે છે, તે હમેશાં જુદું જુદું હોય છે. જંગલી લડાયક લોકોમાં અને સુધરેલા શાંત પ્રકૃતિના લોકોમાં સદ્ગુણનું ધોરણ નદન જુદું હોય છે, અને પહેલા લોકો જે ચાલચલણને વખાણે તેજ બીજા લોકોમાં નિંદા પાત્ર થઇ પડે છે. આ હકીકતમાં એટલું બધું સત્ય રહેલું છે કે સંસ્કૃતિનો દરેક થર પોતાની જોડે જુદું જુદું નૈતિક ધોરણ લાવે છે.

પણ આ નિયમમાં એક જાણવા જોગ અપવાદ છે. જેને નૈતિક પ્રતિભા કહીએ તેવો બનાવ કોઇ વખત દર્શન આપે છે. જેવી રીતે કેટલાક બુદ્ધિશાળી પુરૂષો પોતાની પરિસ્થિતિ કરતાં બહુ આગળ પડતા જન્મે છે, તેમ પ્રસંગોપાત એવા પુરૂષો પણ દર્શન આપે છે કે જેઓ પોતાના જમાના કરતાં નીતિના વિચારોમાં ઘણાજ આગળ વધેલા હોય છે. તેઓ પોતાના સમય કરતાં ઘણુંજ આગળ પડતું નીતિનું ધોરણ બાંધે છે, નિષ્કામ સદ્ગુણ, વિશ્વપ્રીતિ અને સ્વાર્પણનાં વિચારબીજ ચોતરફ વેરે છે, અને તે એટલાં બધાં આગળ વધેલાં હોય છે કે જાણે તેના જમાનાના પવન જોડે કાંઈ સબંધ ન હોય તેવું લાગે છે. વળી તેઓ ફરજો વિષે તથા કાર્યના ઉદ્દેશ વિષે એટલા ઉચા વિચારો દર્સાવે છે કે ઘણા લોકોને તો તે હવાઇ કિલ્લા જેવા લાગે છે. આમ છતાં તેમના ગુણોત્કર્ષની લોહચુંબક જેવી આકર્ષક શક્તિની સમકાલીન પુરૂષોપર જબરી અસર થાય છે. તેઓમાં નવો ઉત્સાહ જાગે છે, અનુયાયીઓનું મંડળ ઉભું થાય છે, અને પરિણામે ઘણા લોકો પોતાના સમયની નૈતિક દશાથી મુક્ત થાય છે. પણ એકંદરે જોતાં આવી પ્રવૃત્તિની અસર અલ્પાયુષી છે. થોડા વખત પછી પ્રથમનો ઉત્સાહ નાશ પામે છે, આસપાસના સંજોગોનું બળ ફરી વધે છે, શુદ્ધ આસ્થા સ્થૂલ રૂપ ધારણ કરે છે, તેના પર પ્રતિકૂળ વિચારોનો કાટ ચડી જાય છે; પછી તે સ્થાનભ્રષ્ટ થાય છે, ને વિકાર પામે છે–એટલે સુધી કે તેનાં મૂળ લક્ષણ છેવટે નદન અદૃશ્ય થાય છે. નૈતિક ઉપદેશ જમાનાને રૂચિકર ન હોવાથી નિર્વીર્ય બની રહે છે; આવી સ્થિતિમાં પોતાને યોગ્ય સંસ્કૃતિનો ઉદય થતાં સુધી તે પડી રહે છે, અથવા બહુ તો આગ્ર હીમતોના સમૂહમાં તે ઝાંખો

ઝાંખો પ્રવેશ કરે છે, જેથી પોતાને અનુકૂળ સિ-
આણી શકાય.

ઉપરના વિચારોથી અનુમાન કરવું મુશ્કેલ નથી
નીતિના નિયમો જોડે શું સંબંધ છે. અર્ધ જંગલી અવસ્થા
સત્યનું ભાન એટલું નબળું હોય છે કે તે મનુષ્યોના વર્તનને
નથી. માટે વૈધિક સિદ્ધાન્તો વચ્ચે આવે છે, અને તે મનુષ્યોને
જે કામ ઘટે તે કરવા પ્રેરે છે, તથા તેમનામાં પ્રમાણિક ચાલચલણ
રાખે છે; કેમકે બીજા કોઇ ઉપાયથી તેમ કરવું અશક્ય છે. પણ નીતિ
બંધાય એટલે ધર્મોની પડતીનું પહેલું પગથીયું મંડાય છે. પછી ધર્મ નીતિ
પાયારૂપ મટી જાય છે, ગૌણ સ્થિતિમાં આવી પડે છે, અને તેની સત્તાનું
મુખ્ય બળ ભાંગી પડે છે. ગ્રીસ ને રોમના ધર્મમાં આ વિભાગ એટલાં બધા જુદા પાડવામાં આવ્યા હતા કે નીતિ ઉપદેશ કરવાનું કામ માત્ર તત્વજ્ઞાનીઓનું ગણાતું, અને પુરોહિતોનું કામ પ્રાયશ્ચિત્ત કરાવવાનું તથા ભવિષ્ય કહેવાનું હતું.

બીજું દરેક ધર્મમાં કેટલીક દંતકથાઓ અથવા કેટલાક સિદ્ધાંતો આપણા સત્યના વિચારોથી ઉલટાં હોય છે. કારણ કે પરમેશ્વર વિષે આપણો ઉંચામાં ઉંચો વિચાર નૈતિક ઉત્કર્ષ સંબંધી હોવાથી માણસો હમેશાં પોતાનું ઉત્તમતાનું ધોરણ ધર્મના સિદ્ધાંતોમાં દાખલ કરશે; પણ શરૂઆતમાં તે ધોરણ ઘણુંજ અપૂર્ણ ને અસ્પષ્ટ હોવાથી પ્રાથમિક સિદ્ધાન્તો પણ તેવાજ હશે. આ સિદ્ધાન્તો એકમાર્ગી થઇ જવાથી અમુક વખત લગી સમાજના નૈતિક વિકાસમાં મોટું વિઘ્ન પાડે છે; પણ આખરે વિરોધ બળવત્તર થવાથી તે સિદ્ધાંતો તુટી પડે છે, અગર ધીમે ધીમે ભુલી જવામાં આવે છે.

ઉપરના નિયમો ખ્રિસ્તિ ધર્મનાં રૂપાંતરોને લગાડતાં આપણને ત્રણ જુદા જુદા પ્રકારના ફેરફાર નજરે પડે છે. પહેલો, જે સિદ્ધાંતો આપણી નીતિની સમજથી વિરૂદ્ધ હોય, તેઓનું ધીમે ધીમે અદૃશ્ય થવું. બીજું જે વિધિઓ અથવા ચિંતનાત્મક સિદ્ધાંતો આપણા અંતઃકરણથી વિરૂદ્ધ ન હોય, છતાં તેના પ્રદેશથી તદન બાહ્ય હોય, તેમની અસરમાં ઘટાડો;

છે અને ત્રીજો સદાચરણના મુખ્ય હેતુ તરીકે શિક્ષાના ભયને સ્થાને ન્યાય્ય છે. એનું ભાન હોવું તે.

આમાંના પહેલા ફેરફારને આવતા પ્રકરણ જોડે સંબંધ હોવાથી તે તેનઆ તેમાં વિચાર કરીશું. બીજો એટલો સુસ્પષ્ટ છે કે તેને બહુ વિસ્તારની જરૂર નથી. જે કોઈ ઇતિહાસથી વાકેફ હશે, તેને માલમ હશે કે અગાઉના વખતમાં કાલ્પનિક સિદ્ધાંતો તથા વિધિઓ તરફ કેટલું બધું લક્ષ અપાતું હતું, અને હાલ કેટલું થોડું અપાય છે. ચોથા પાંચમા સૈકામાં આ પ્રશ્નો ઇસુના દૈત સ્વરૂપ વિષે હતા. મધ્ય યુગમાં ક્રિયાઓ તથા યાત્રાઓ વિષે હતા; અને ધર્મ ક્રાંતિ વખતે સાત સંસ્કારો વિષે હતા. હાલના વખતમાં સંસારી જનોની મોટી સંખ્યા સમજે છે કે આ પ્રશ્નોને નીતિ જોડે કાંઇજ સંબંધ નથી, માટે તે કેવળ નજીવા છે.

પણ ત્રીજો ફેરફાર વધારે ધ્યાન આપવા લાયક છે, કેમકે તેમાં ધાર્મિક જુલમના ઇતિહાસનો સમાવેશ થાય છે. યૂરોપની માનસિક અને નૈતિક પ્રગતિનો જેઓ અભ્યાસ કરે છે, તેને આ ઇતિહાસ બહુ ઉંડા પણ અત્યંત કરૂણારસથી ભરેલો લાગશે.

પ્રારંભ ગુરૂઓ નરકની શિક્ષાના સિદ્ધાંત વિષે કેવો ઘોર ઉપદેશ કરતા અને મધ્યયુગના પુરોહિતોએ તે કેવો વધારી મુક્યો હતો, તે આપણને સુવિદિત છે. અત્યારે તે સિદ્ધાંતનું માહાત્મ્ય એટલું બધું ઘટી ગયું છે અને તે એવા નરમ સ્વરૂપમાં સમજાવી દેવામાં આવે છે કે, તેની અગાઉની ક્રૂરતાનો પડછાયો પણ હાલ તેનામાં રહ્યો નથી. તે વખતે કેવો ઉપદેશ થતો તેના જવાબમાં એટલુંજ કહેવું બસ છે કે પરમેશ્વરે પોતે સરજેલાં પ્રાણીઓની મોટી સંખ્યાના નસીબમાં નિરંતર નરક ભોગવવાનું લખ્યું હતું; અને તે નરકમાં અમુક અસાધારણ સુખ નહીં મળે, એટલું જ હોય તો બસ થયું, પણ ત્યાં તો મહાદારૂણ વેદનાઓ ભોગવવાની હતી. મનુષ્ય દેહને ઘણું કરીને ઉગ્રમાં ઉગ્ર દુઃખ અગ્નિથી બળી મરવાનું ગણાય છે; અને પ્રારંભગુરૂઓ કહે છે કે તેવું દુઃખ મોટા જન સમૂહને વાસ્તે નિર્માણ થયેલું છે, વળી આ સિદ્ધાંતનો વાચ્યાર્થ શબ્દશઃ ખરો છે એમ પ્રતિપાદન

કરવામાં આવતું; આથી ઉલટા મતમાં ઑરિગેન અને તેનો શિષ્ય હતા, પણ તે બે સિવાય તમામ પ્રારંભગુરૂઓ એકમત હતા. આ સિદ્ધાંતની સ્પષ્ટ છાપ તે જમાનાના ધર્મપર પડી હતાં, અને તે હજુ કળાશાસ્ત્રમાં પેઠો ન હતો. પણ તે એટલો બધો મગજમાં ઉતારવામાં આવતો કે આપણને તેનો પૂરો ખ્યાલ આવવો પણ કઠિન છે. અસલના યાહુદી ધર્મમાં તેવું કાંઈ પણ ન હતું. અલબત મૂર્તિપૂજકોની જુની દંત કથાઓમાં નરક વિષે કાંઇક ઝાંખો ખ્યાલ હતો, અને પિથેગોરાસે તેમાં ઉમેરો કર્યો લાગે છે: તેમજ પ્લૅટોએ પણ પાપની શિક્ષાનો ખ્યાલ બીજા કોઇ પણ તત્વચિંતકના કરતાં વધારે ઠસાવ્યો છે. પણ ખ્રિસ્તિ ધર્મના ઉદ્દભવકાળે તે સર્વની લોકોનાં મનમાં બિલકુલ અસર ન હતી; તેમજ ખ્રિસ્તિ ધર્મે નરકને જેવું સ્વરૂપ આપ્યું; તેવું તે લોકોએ કદી પણ આપ્યું ન હતું. કારણ કે મૂર્તિપૂજકોમાં પરલોકની યાતનાઓ માત્ર ગુન્હેગારો માટે નિર્માણ થયેલી હતી, અને તે પણ મહાઘોર પાપી કર્મો કર્યાં હોય, તેવાઓને માટે, પણ ખ્રિસ્તિ ધર્માચાર્યોનો ખાસ સિદ્ધાંત એવો હતો કે કરોડો મનુષ્યોને માટે આપણી કલ્પનામાં પણ ન ઉતરે તેવાં તીવ્ર દુ:ખો નિર્મેલાં હતાં, અને તે સઘળાં દુ:ખો મહા ઉદાર અને પરાક્રમી પણ ખ્રિસ્તિધર્મબાહ્ય તમામ લોકોને ભોગવવાનાં હતાં. ધર્મ સંબંધી ગેર સમજ એજ મોટામાં મોટો અપરાધ છે, એવો સિદ્ધાંત ધર્મક્રાંતિ પહેલાં તમામ ખ્રિસ્તિ દેવળોમાં શીખવવામાં આવતો. કેટલાએક લોકો આવા ( હડહડતા ) સિદ્ધાન્તને શુભ સંદેશ તરીકે ગણવાની ના પાડતા, તેમાં કાંઇ પણ આશ્ચર્ય જેવું છે ખરૂં ?

હવે મધ્ય યુગમાં આપણે આ વિષય તરફ દૃષ્ટિ કરીએ, તો ખરેખરા અગ્નિમાં બળ્યા કરવાનો આ સિદ્ધાંત મોટા વિસ્તારથી લોકોમાં ફેલાવી દેવામાં આવ્યો હતો. દશમા સૈકામાં આ વિષય પર પોતાનો મતભેદ જાહેર કરનાર સ્કોટસ નામનો આયર્લાંડનો એક પંડિત હતો; પણ તે ગ્રીક સાહિત્ય અને તત્વ દર્શનનો મોટો અભ્યાસી હતો, તેથી તે પોતાના જમાનાથી કેવળ અલગ હતો. પણ આ એકજ ઉત્તમ અપવાદ સિવાય તમામ વર્ગો અને તમામ દેશો આ સિદ્ધાંતને ખરો માનતા હતા. વળી મધ્ય

યુગના સ્થૂલ વિચારો જોડે આ સ્થૂલ સિદ્ધાંત બરાબર બંધ બેસતો હતોઃ અને ૧૨ મા સૈકા પછી જે ધાર્મિક જુલમ થયો, તેમાં તેનું મહત્વ વધી ગયું. નરકનાં દુઃખ એજ જાણે ધર્મનો મુખ્ય વિષય હતો. અને લોકો પણ અહર્નિશ તેનું જ ચિંતવન કરતા હતા. તેનો સાક્ષાત્કાર કરાવવામાં યુરોપના તમામ વિદ્વાનો લાગેલા હતા. તમામ સાહિત્ય, ચિત્રકળા અને અને વક્તૃત્વ શક્તિ તેજ ભયંકર વિષયની પછવાડે લાગ્યાં હતાં. સંત પુરૂષોને વારંવાર સ્વપ્ન દર્શનોમાં નાસ્તિકોનાં દુઃખ નિહાળવાની પરવાનગી મળતી, અને પછી તેઓ પોતે જોયેલા બનાવ શ્રોતાજનોને કહી સંભળાવતા હતા. તેઓ ઉમંગથી કહેતા કે ' અનંત જ્વાળાઓનાં પીળાં બળતાંમાં અમે કરોડો મનુષ્યોને અનેક પ્રકારની ભયંકર પીડાથી અંગે અંગ મરડતાં દીઠાં, તે પોતાના ડોળા અવાચ્ય કષ્ટથી ફેરવતાં હતાં, તેમનાં ગાત્રો જખમ પામેલાં, છેદાયેલાં, અને વેદનાથી કંપતાં હતાં, ફરી ફરીને થતાં તીવ્રતર દુઃખથી રીબાતાં હતાં, અને દયાશૂન્ય પ્રભુ તરફ ચીસો પાડીને દયા માટે વૃથા આજીજી કરતાં હતાં. તે વખતે ભયંકર દેખાવનાં ને તરેહવાર આકારનાં બીહામણાં પ્રાણીઓ ચોતરફ ઘુમતાં હતાં, અને તેમના દુઃખની મશ્કરી કરતાં હતાં, તથા તેમને ઉકળતા ગંધકની કડાઓમાં નાંખતાં હતાં, અથવા તેથી પણ સૂક્ષ્મ પ્રકારની યાતના ખોળી કહાડતાં હતાં. આ બધાંની વચ્ચે એક ગંધકનો ઝરો ખદખદ ઉકળતો હતો, અને આગનાં મોજાંનું પોષણ તથા વૃદ્ધિ કરતો હતો. અરેરે, નથી ત્યાં વિસામો, નથી શાંતિ, કે નથી આશા ' !

આ બાબતનો વિસ્તાર કરવાની જરૂર નથી. તે સમયના ઉપદેશોમાં અને આખ્યાનોમાં એકઠી થયેલી ભયંકર કલ્પનાઓ આપણે ચીતરીએ; કેથોલિક આચાર્યો કેવા ઉમંગથી રાતદિન માણસ જાતનાં અતિ જુલમી કૃત્યોને તથા પોતાની તપોમય કલ્પનાને છાજે, તેવી નવી નવી યાતનાઓ ખોળી કહાડી તે ઇશ્વરને શિર ઓઢાડતા હતા, તેની કદાચ આપણે ગણના કરી શકીએ, પણ આ વિચારોનો કેટલો બધો સાક્ષાત્કાર લોકોનાં મગજમાં થતો હશે, અથવા તે વડે કેટલો ઉન્માદ અને કેટલું દુઃખ પેદા થતું

હશે, તેનો બરાબર ખ્યાલ આપણને આવવો મુશ્કેલ છે. કારણ કે તે સમયે હાલના જેવી અનેક માર્ગી પ્રવૃત્તિઓમાં મગજને રોકવું પડતું નહીં હોવાથી માત્ર ધર્મના વિષય તરફ તમામ લોકો કલ્પનાને દોડાવતા હતા. વળી તે સમયે ખેદયુક્ત ચિત્રોની અસર નરમ પાડવાનું કે અટકાવવાનું વલણ તદન અજ્ઞાત હતું, અને વિવેકશક્તિ સ્તબ્ધ બની જવાથી કલ્પના શક્તિને સતેજ કરવા માટે હરેક ઉપાય અજમાવવામાં આવતો હતો. જ્યાં જ્યાં ભક્તજનો પોતાની નજર ફેરવે, ત્યાં સર્વત્ર તેઓ નવા નવા પ્રકારની યાતના દેખતા; વળી એવી તો ઝીણી હકીકતોથી તેનો વિસ્તાર કરવામાં આવતો, અને એટલા જુસ્સાથી તથા સ્પષ્ટતાથી તે મનાવવામાં આવતી કે તે મનમાં નિરંતર રમી રહી હશે, અને ઇશ્વર તરફની પ્રત્યેક કુદરતી લાગણીને ઠંડીગાર કરી દીધી હશે. ખરેખર, એમ નહીં તો બીજું શું હોઈ શકે? માણસોને કહેવામાં આવતું કે પરમેશ્વરે પોતાની નિરંકુશ સત્તાને બળે અસંખ્ય પ્રાણીઓ પેદા કર્યાં, અને તેમને માટે દોઝખનો ખાડો નિર્માણ કરી તેમાં કદી નહીં બુઝાય તેવી આગ સળગાવી છે, અને તેમને વધારે દુઃખ દેવા માટે તેમનું આયુષ્ય અખૂટ બનાવ્યું છે; અને આ હતભાગીઓની યાતનાઓનું ચિંતવન કરવાથી સ્વર્ગવાસી જનો સુખી થાય છે. બીજા કોઇ પણ ધર્મના ઉપદેશકોએ આવા સિદ્ધાંત જાહેર કર્યો નહીં હોય. અને તેનું ચિત્ર 'જ્યાં લગી મગજમાં રમ્યા કરતું હશે, ત્યાં લગી નવા કરારનું શાંત તથા નમ્ર લક્ષ્ય કાંઇ પણ અસર કરી શકે નહીં. ઇશ્વરની ભલાઇનો ખ્યાલ જતો રહેવાથી કુદરતી ધર્મની સઘળી ઇમારત ધૂળધાણી થઇ ગઇ; ત્યારથી ધર્મમાં નીતિનો વિષય રહ્યો નહીં, અને કેવળ મતાંધ સંસ્કારો, ક્રિયાઓ, વહેમ, જુલમ, દેહદમન અને ધમકી–ઇત્યાદિ રહ્યાં. ધર્મનો મુખ્ય આધાર માત્ર પાદરીઓ ઉપર રહ્યો, અને તે લોકો ત્રાસ ને ધમકી વડે તેનું રક્ષણ કરવા લાગ્યા.

આ સિદ્ધાંતની હજુ એક દુઃખદાયક અસર જાણવાની બાકી રહે છે. સૌ કોઇના ધ્યાનમાં હશે કે જરા પણ ક્ષોભ વિના જ્યારે બીજાઓની વેદનાનું ચિન્તવન કરવામાં આવે છે, ત્યારે હૃદયની લાગણીઓ જડ થઇ જાય

છે; અને તેને પરિણામે મનુષ્યમાંથી ઊર્મિનો ભાવ નાશ પામે છે. આ નિયમ વ્હાડકાપ કરનારા દાક્તરો જેવા મનુષ્યોને પણ લાગુ પડે છે, કેમકે તેઓ બીજાંના ફાયદા માટે દુઃખનું ચિન્તવન કરે છે. તેમને તે કામની શરૂઆતમાં ધ્રાસ્કો લાગે છે, પછી તે બદલાઇને તરત બેપરવાઈ આવે છે, તે પછી તેમાં રસ પડવા માંડે છે, અને છેવટે કાપકુપ કરવામાં બહુ જ આનંદ પડે છે. હવે આટલું તો સ્પષ્ટ છે કે દુનિયામાં ઘણાંખરાં દયાનાં કામ થાય છે, તે આ ઊર્મિ ભાવને લીધે થાય છે, અને ખાસ કરીને ભૂત દયાનું પ્રચલિત નિશાન અથવા ધોરણ તેના પર આધાર રાખે છે. કેટલાએક પોતાની પ્રકૃતિ તદ્દન કઠોર હોવા છતાં કર્તવ્યભાનને લીધે ઉદાર થઈ શકતા હશે, પણ તેઓ તો અપવાદ રૂપ અને બહુ જુજ હશે. બાકી મનુષ્ય જાતનો મોટો ભાગ આ બાબતમાં પોતાની ઊર્મિઓને વશ હોય છે. તેમનું ધોરણ તથા કૃત્યો તેમની ઊર્મિઓની જાગૃતિપર આધાર રાખે છે. હવે આમ છે, ત્યારે મધ્ય યુગનાં ચિંતવનોનું પરિણામ કેવું થયું હશે, તે સહજ ધ્યાનમાં ઉતરી શકશે.

વિચારની આવી સ્થિતિ હોવાથી આ સિદ્ધાંતની સીધી અને બળવાન્ અસર મનુષ્યોનાં દુઃખ તરફ સાધારણ બેપરવાઇ અથવા કદાચ ક્રૂર કર્મો વિષે પ્રીતિના રૂપમાં પણ થાય તે સ્વાભાવિક છે. પણ આતો તેની અસરનું માત્ર અપૂર્ણ ચિત્ર કહેવાય. કારણ કે મનુષ્યો આ ઘોર દેખાવો વિષે સદૈવ વાતો કરતા એટલુંજ નહીં, પણ તેમાં આભાર ને હર્ષ માનતા હતા. તેઓને મન ખ્રિસ્તિ ધર્મનું સત્ય પોતાના જાતિભાઇઓના મોટા સમૂહની યાતનામાં રહેલું હતું માટે તેઓ ધારતા કે ખ્રિસ્તિ ધર્મ જુદો હોય તેમ ઇચ્છવું, તે મહા પાપ ગણાય. વળી સંત અગસ્ટૈનની પેઠે તેઓ સમજતા કે ધર્મનો અંતિમ હેતુ જેને આપણે પૂજતા હોઇએ, તેના જેવા બનવામાં રહેલો છે; અને પ્રભુને તો તેઓ તેનાં પ્રાણીઓના એક નાનકડા ( ખ્રિસ્તિ ) મંડળ પર પ્રીતિ વરસાવતો, અને બાકીનાં તમામ જનો ઉપર અતિ ઘોર દુઃખનો વરસાદ વરસાવતો કલ્પતા હતા.

હવે આવી જાતના સિદ્ધાંતોનો જ્યારે અત્યંત સાક્ષાત્કાર થાય છે, ત્યારે જનસમાજની સાધારણ દશામાં ધર્મ વિષે જે બેપરવાઈ હોય છે તે ઉડી જાય છે, તેમાં કાંઇ શંકા નથી. તેમના વડે ઘણોજ દિલભર ઉત્સાહ, ઘણું જ સ્વાત્માર્પણ તથા એકવિષયપરત્વે ધ્યાન—વગેરે ઉત્પન્ન થાય છે. પણ આવી અસર તો કોઇ મહા ઉદાર હૃદયો પર થવી સંભવે છે; બાકી ઘણે ભાગે તે વડે ચાલચલણ નિષ્ઠુર બને છે; અને બીજાંના દુઃખ તરફ કઠોરતા અને દયાહીનતા પ્રસરે છે, જેથી મનુષ્ય જાત ઘણી અધમતાને પામે છે. જો તમે અસંખ્ય જનોની તીવ્ર વેદનાઓ મનુષ્યોના વિચારમાં તથા કલ્પનામાં ઉતાર્યા કરશો, તો અવશ્ય તેમનામાં મનુષ્યોનાં દુઃખ તરફ ક્રમે કરીને તમે બેદરકારી ઉત્પન્ન કરશો; અને કેટલાકમાં તો તેને વિષે અત્યંત હર્ષ માનવાનો સ્વભાવ ઉત્પન થશે. વળી તમે લોકોને એમ શીખવશો કે જે ઇલિહામને તમે શુભ સંદેશ ગણવા બંધાયેલા છો, તેનો એક મુખ્ય ભાગ આ યાતનાઓ છે, તો દયાની હરેક લાગણી દાબી દેતાં, અને દયા હીનતાને સદ્‌ગુણ માની ઉત્તેજન આપતાં તમે શીખવશો. વળી જો તમે ઉપદેશના છેવટમાં કહેશો કે જે પરમેશ્વર તમારા જીવનનું પરમ લક્ષ્ય છે તે કેવળ એક જ ધર્મના અનુયાયીઓને ચાહે છે, અને જેઓ તેની બહાર છે, તે સર્વને હમેશને માટે રીબાવ્યા કરશે, અને તે પ્રભુનાં વહાલાં બાળકો (ખ્રિસ્તિઓ) તે દુઃખો વિષે કેવળ આનંદથી ચિંતવન કરશે—તો તેવા ઉપદેશની અસર એ થશે કે તમારા ધર્મના વાડા બહારના તમામ લોકોને હરેક પ્રકારે સંતાપ આપવાનો માર્ગ તમે તૈયાર કરી આપશો. આ સિદ્ધાંતો જેના મગજમાં રમી રહેશે, તે કાંતો તેના વિચારથી બહુ દુખીઓ થશે, અથવા તો બહુ નિષ્ઠુર બનશે. માનવ સ્વભાવનું જેને થોડું ઘણું જ્ઞાન હશે, તેને સમજતાં વાર લાગશે નહીં કે સંત ઝેવિયરના કરતાં દુનિયામાં ટોર્કેમેડાનું વલણ વધારે સાધારણ છે.

ખ્રિસ્તિ દુનિયાના ઇતિહાસ તરફ જે કોઇ જાણી જોઇને આંખો નહીં મીંચે, તે દરેકના ધ્યાનમાં હશે કે ઉપરના સિદ્ધાંતનું ખરેખરૂં પરિ-

ણામ શું આવ્યું છે. બીજા સૈકાનો એક લેખક તે સિદ્ધાંતનો ખાસ ઉપયોગ લોકોને ધમકી આપવાના સાધન તરીકે કરે છે. તેના સમયના ખ્રિસ્તિઓમાં જાહેર તમાશા જોવાનો શોખ હતો; માટે તેણે વિચાર્યું કે તેઓને ખરેખર ત્યાં જતા અટકાવવા હોય તો બીજો એક વિરૂદ્ધ તમાશો ખોળી કહાડવો જોઈએ. તે તમાશો તેમના જાત ભાઈઓને નરકની યાતના ભોગવતા જોવાનો છે. તે કહે છે કે ' અરે, તે તમાશાનું મહત્વ હું તમને શું કહું ? શી રીતે મારૂં આશ્ચર્ય દર્શાવું ? શી રીતે હું હસું ? કેવી રીતે હું આનંદ બતાવું ? અરે, જ્યારે હું અસંખ્ય, પ્રસિદ્ધ, સ્વર્ગમાં ગયેલા કહેવાતા રાજાઓને તેમના દેવ બૃહસ્પતિની જોડે દોઝખના મહા ઉંડા અંધકારમાં રડવડતા દેખું છું, ત્યારે હું આપણા ધર્મની ફતેહ શી રીતે દર્શાવી શકું ? જે સિપાઇઓએ આપણા ધર્મ તરફ જુલમ ગુજાર્યો છે, તેમણે સંતોને બાળવા માટે જે અગ્નિ ચેતાવ્યો હશે, તેના કરતાં વધારે ભયંકર બળતાંમાં બળતા તેમને પોતાનેજ દેખું છું ! આવા તમાશાને મુકાબલે સુબાઓ કે રાજાઓ પૃથ્વીમાં જે તમાશા કરાવે છે, તે શા હિસાબમાં છે ! વળી જો તમારા દિલમાં શ્રદ્ધા હશે, તો આપણો ઉપર વર્ણવેલો તમાશો જ્યારે જોઇએ ત્યારે તમારી કલ્પનામાં હાજર જ છે ! ”

અમુક પ્રકારનો સાક્ષાત્કાર થવાથી લાગણી ઉપર કેવી અસર થાય છે, તે ઉપરના દૃષ્ટાન્તથી જણાયું હશે. યૂરોપનો માનસિક ઇતિહાસ આલેખતાં આપણને એક મોટો વિરોધાભાસ લાગે છે, અને તે ઉપરના દૃષ્ટાંન્તથીજ સ્પષ્ટ થઈ શકે છે. તમામ પક્ષો એક અવાજે કબુલ કરે છે કે ખ્રિસ્તિ ધર્મ વિશ્વપ્રેમનો ધર્મ થવાને યોજાએલો હતો, અને તેના સાચા અનુયાયીઓની મુખ્ય કસોટી અથવા લક્ષણ 'પ્રેમ' છે એમ કહેવામાં આવતું; છતાં ઘણા સૈકા સુધી તો તેના ધર્માચાર્યોએ પોતાથી જુદા મતવાળા તરફ કઠોર ને ઊર્મિ વિનાની જે વર્તણુક ચલાવી છે, તેનો દાખલો દુનિઆમાં બીજે મળી શકે તેમ નથી. જુલિઅન કહેતો કે કોપાયમાન આચાર્યોના જેવાં વિકરાળ જંગલી પશુઓ પણ નહીં હોય. અને મોન્ટેસ્ક તેઓની નિર્દયતાને માનસશાસ્ત્રના ભાસ તરીકે ગણી તે સંબંધી ચર્ચા કરતો–

બંને આ વાતની સાક્ષી પૂરે છે. આલ્બીજેન્સીસ તથા બાર્થોલોમ્યુસની ઘોર કતલપર આભારનાં ગીત ગાનારા આજ આચાર્યો હતા. ક્રૂશનાં યુદ્ધો તથા ધર્મયુદ્ધો જગની બળતામાં ઘી હોમનારા, ને મનુષ્યોની કાપણી જોઇ આનંદ પામનારા પણ તેઓજ હતા. કજીઆ લંબાવવાને માટે ખાઇપીને મંડયા રહેનાર, લડનારાઓનો ઉત્સાહ કમી થાય, ત્યારે ધર્મની પડતી આવી એમ કહી વિલાપ કરનારા, અને પંડે અપાવેલાં દુઃખ તરફ નિઃસ્વાર્થ અને નિર્દય સંતોષથી જોનારા લોકો આ ધર્માચાર્યો જ હતા. વળી જે ધાર્મિક જુલમ વડે યૂરોપનો એક પ્રાંત યાહુદીઓના તથા નાસ્તિકોના લોહીથી કલંકિત થયો, અને જે મનુષ્યજાતના ઈતિહાસમાં અદ્વિતીય, નિઃસ્નેહ, ઠંડે પેટે ઇચ્છા પૂર્વક વાપરેલી ક્રૂરતા બતાવે છે, તે જુલમના પ્રવર્તકો અને સાધકો પણ તેઓ જ હતા.

હવે જ્યારે પોતાના કર્તવ્યભાનને અનુસરીને વર્તનારા લોકો આવું વલણ બતાવે, ત્યારે તે ઉપરથી એવું અનુમાન થઇ શકે કે તેમ હોવાનું કારણ કાંઇક ધાર્મિક સિદ્ધાંત હોવો જોઇએ; અથવા તો, તેમની આસપાસનું નૈતિક વાતાવરણ દૂષિત હોવું જોઇએ. આ સિદ્ધાંત પારલૌકિક શિક્ષણ સંબંધી હતો. તે શિક્ષણનું સ્વાભાવિક પરિણામ એ થયું કે જે લોકોનાં જીવન એક તરફથી સદ્‌ગુણના આદર્શ રૂપ છે, તેજ બીજી તરફથી અનેક વર્ષો લગી જંગલીપણાના નમુના રૂપ હતાં; અને પોતાના સિદ્ધાંતથી જુદા પડનારા લોકોનાં દુઃખ વિષે તદન બેપરવાઈ દર્શાવતા. વળી આ ક્રૂરતા માત્ર નાસ્તિકો તરફ દર્શાવાતી એમ નથી, પણ તે સમયના આખા સજાના ધારામાં પણ તેનું પ્રતિબિંબ દેખાઇ આવતું. ગુન્હેગારોને અપાતા દેહ કષ્ટનો ઇતિહાસ તપાસતાં આ બાબત વધારે સ્પષ્ટ થાય છે. પ્રાચીન ગ્રીસમાં રાજ્યદ્રોહ સિવાયના ગુન્હા માટે દેહકષ્ટ આપવાનો ધારો ન હતો. રોમની ચડતી કળાના સમયમાં લોકો બહુ નિર્દય છતાં, દેહકષ્ટ તો માત્ર ગુલામોને માટે હતું. પણ મધ્ય યુગના ખ્રિસ્તિઓમાં તેનો બેહદ ઉપયોગ થવા માંડયો, અને જે કેસો પાદરીઓની હકુમત નીચે તપાસ માટે આ-વતા, તેમાં તો તમામ વર્ગને દેહકષ્ટ અપાવા લાગ્યું. મધ્ય યુગના આ

દેહ કષ્ટનો વિચાર કરતાં જેથી આપણું ખાસ ધ્યાન ખેંચાય છે, તે તેની અતિશય ક્રૂરતા (અલબત્ત તેને વિષે જેટલું કહીએ તેટલું થોડું છે છતા) નથી, પણ તેના જુદા જુદા પ્રકાર તથા તેમાં વપરાતું કળા ચાતુર્ય છે. માર્સિલિઅસ ફુલાઈને કહેતો કે મેં દેહકષ્ટનું એવું યંત્ર શોધી કહાડ્યું છે કે પળવાર પણ કેદી નિદ્રા લઇ શકે નહીં. દરેક કેદખાનામાં ક્રૂશ અને યાતના યંત્ર પાસે પાસે આવેલાં હતાં. અને દરેક દેશમાં યાતનાનો પ્રતિબંધ ધર્મસંસ્થાએ શાપેલા માણસોથી છેવટે કરવામાં આવ્યો. ઈંગ્લાંડમાં પહેલેથી જ દેહકષ્ટ હમેશાં ગેરકાયદેસર ગણાતું, તે વાત ખરી, પણ ધર્મના કેસમાં વારંવાર તેનો ઉપયોગ થતો. બાકી બીજા તમામ દેશોમાં આપણે ઉપર કહ્યું તેવી સ્થિતિ હતી. ફ્રાન્સમાં દેહ કષ્ટ વિરૂદ્ધ પહેલો ઝુંડો ઉઠાવનાર અને પહેલો ફ્રેંચ નાસ્તિક મોન્ટેન હતો. પછી તરત કેરન અને બેલ તેની જોડે ભળ્યા; ત્યાર પછી વૉલ્ટેર, મોન્ટેસ્કઝ વગેરેએ તે પક્ષ સ્વીકાર્યો; અને છેવટે મહાપરિવર્તનથી ધર્મસંસ્થા છિન્ન ભિન્ન થઈ, ત્યારે તેનો પૂર્ણ વિજય થયો. સ્પેનમાં જ્યારે ધર્મસંસ્થા જોડે સરકારને તકરાર થઈ, ત્યારે તે દેશમાં દેહકષ્ટ આપવાનો કાયદો રદ થયો. ઇટલીમાં દેહ કષ્ટનો મોટો શત્રુ બેકેરિઆ થયો. તે રૂસોના સિદ્ધાન્તોનો જાહેર પ્રતિપાદક હતો. તેના પુસ્તકનું મોલેરેટ જેવાએ ભાષાંતર કર્યું, વૉલ્ટેર ને દિદેરોએ ટીકા લખી, અને તમામ ફ્રેંચ તત્ત્વજ્ઞોએ તેને અનુમોદન આપ્યું, તેથી આખા યૂરોપમાં તેનો સપાટાબંધ પ્રચાર થયો, અને જે પ્રવૃત્તિએ તેને જન્મ આપ્યો હતો, તેને આગળ વધારવામાં તે ઘણું ઉપયોગી થઇ પડ્યું. તે ચળવળને વશ થઈ રૂશિયાની મહારાણીએ પોતાના મુલકોમાં દેહકષ્ટ બંધ કર્યું, અને તેની જોડે ધર્મ ક્ષાંતિ (toleration) નો હુકમ પ્રસિદ્ધ કર્યો. પ્રશિયાના ફ્રેડરિક બાદશાહને તત્વજ્ઞાનના સિદ્ધાન્તો તરફ બહુ શોખ હોવાથી તેણે પણ તેમજ કર્યું, અને તેને પગલે ટસ્કનીનો શાહજાદો લીઓ પોલ્ડ ચાલ્યો. આ સર્વમાં વિચાર કરીને જોતાં કાંઈ નવાઇ જેવું નથી. જે પ્રવૃત્તિને લીધે દેહ કષ્ટની મના થઈ, તે બુદ્ધિની નહીં, પણ હૃદયની પ્રવૃત્તિ હતી. તે નવી તાર્કિક દલીલોની શોધના કરતાં અનુકંપાની વૃદ્ધિ વિશેષ

દર્શાવે છે. દેહ કષ્ટ શા માટે બંધ થયું, કે સુધારાની પ્રગતિમાં મનુષ્યોની અનુકંપા વિસ્તૃત થતી ગઈ, બીજાંનાં દુઃખનું ભાન તીવ્રતર થયું, તેમની તુલના શક્તિ વધારે ઉદાર થઇ, અને તેઓનાં કૃત્યો વધારે નરમાશ ભરેલાં થયાં તેથી. ખરેખરા ગુન્હેગારને પણ કમકમાટ ભરેલા યાતનાયંત્રમાં રીબાવવો, તે અતિ ક્રૂર અને જંગલી લાગ્યું, તેટલા વાસ્તે તે યંત્રને તોડી પાડવામાં આવ્યું. જે મહાન્ પ્રવૃત્તિને પરિણામે નિર્દય રમતો બંધ પડી, સર્વત્ર કઠોરતાને બદલે મૃદુતા આવી, અને તમામ વર્ગોની રીતભાતમાં સુધારો થયો, તેજ પ્રવૃત્તિનો આ એક ભાગ હતો. અહીં એટલું ઉમેરવાનું બાકી રહે છે કે જે માનસિક વલણને લીધે લોકો દેહકષ્ટના ધારાપર હલ્લો કરવા લાગ્યા, તેજ વલણવડે તેઓએ પરલોકની શિક્ષાના સિદ્ધાન્ત ઉપર પણ હલ્લો કર્યો. તે બંને બાબતો એક જ પ્રકારની સામાજીક સ્થિતિથી ઉદ્ભવ પામેલી હતી. બંનેની સાથે વૃદ્ધિ થઈ, અને નાશ પણ બંનેનો સાથે જ થયો. કારણ એવું છે કે દરેક જમાનામાં અપરાધના મહત્વ સંબંધી લૌકિક ગણના પ્રમાણે સજાનો ધારો પણ બદલાતો જશે. જો તેમ ન થાય તો લાંબા વખત સુધી તેને અમલમાં મુકવો અશક્ય થઇ પડશે. ૧૮ મા સૈકાની આખરે ખૂન કરનારને તથા ઘોડો ચોરનારને દેહાંત દંડની શિક્ષા કાયદામાં ફરમાવેલી હતી. પહેલા કિસ્સામાં પંચ જલદીથી ગુન્હા સંબંધી પોતાના મત જણાવતું, લોકો તે માન્ય રાખતા, અને કાયદાનો અમલ થતો. પણ બીજામાં ગુન્હેગારોને સાધારણ રીતે છોડી મુકવા પડતા. અને જો કદાચ તેમને ફાંસીએ ચડાવવામાં આવતા, તો લોકો ત્રાસ પામતા અને નારાજ થતા. આમ થવાનું કારણ એવું હતું કે ખૂનના અપરાધ માટે ફાંસીની સજા વધારે પડતી નથી, એમ લોકો માનતા હતા; પણ ચોરીને માટે ફાંસીની સજા ઘણી જ વધારે પડતી છે, એવું સમજતા હતા. હમેશાં સુધારાની પ્રગતિમાં સજાના ધારાની સખ્તાઈ ઓછી કરવાનું વલણ રહેલું હોય છે, કેમકે પોતે બીજા પર જે દુઃખ નાંખે છે, તેની તીવ્રતા લોકો સમજવા લાગે છે. તેમજ અપરાધની ગંભીરતા ઓછી ગણવાનાં પણ કારણો વખતે મળી આવે, તો તે ધ્યાનમાં લેતાં શીખે છે. ભાવિ શિક્ષાના વિષય-

પર મધ્યયુગમાં અને ૧૭ મી સદીના મોટા ભાગમાં અપાતા લૌકિક શિક્ષણનાં સ્વાભાવિક ફળ કેવાં નીવડ્યાં, તે આપણે ઉપર જોઇ ગયા છીએ. જે કોઈ જુનું ધર્મ સાહિત્ય અને વર્તમાન શિક્ષણ સરખાવવાની તસ્દી લેશે, તેને સ્પષ્ટ થશે કે તે વખતનું શિક્ષણ હવે પૂરેપૂરૂં ચાલ્યું ગયું છે. વાસ્તવિક અગ્નિનાં અને અનંત યાતનાનાં બીહામણાં ચિત્રો આપણાં મગજમાં ઠસાવવાના ભગીરથ પ્રયત્નોને બદલે હવે નરકના વિષયની થોડાં અસ્પષ્ટ વાક્યોમાં, અથવા આ જીંદગીની વિષમતાઓ ભવિષ્યમાં પાંસરી થશે, એવા સામાન્ય શબ્દોમાં સમાપ્તિ થઇ જાય છે. આવી રીતે મોટામાં મોટી નૈતિક મુશ્કેલીવાળા સિદ્ધાન્તને બદલે હવે કુદરતી રીતે નૈતિક સમજમાંથી ઉત્પન્ન થતો, અને દરેક ખરેખરા નીતિમય ધર્મના મૂળ તત્ત્વરૂપ સિદ્ધાંત શાંત રીતે દાખલ થયો છે.

આમ પરંપરાગત શિક્ષણને બદલે આપણી પોતાનીજ ખરા ખોટા વિષેની સમજપરથી નૈતિક અને માનસિક સત્યો તારવી કહાડવાની આપણી ટેવને પરિણામે લૌકિક વિચારોમાં આ ધીમો અને શાંત ફેરફાર થયો છે. દેકાર્ટસ જેને નીતિતત્ત્વશાસ્ત્રનો મુખ્ય પુનરૂદ્ધારક ગણી શકાય, તે આ ફેરફારનો મૂળ પ્રવર્તક છે; કેમકે આધ્યાત્મિક પ્રશ્નો ચર્ચવામાં તેણે જે રીત વાપરી, તેનો ( જાણ્યે અજાણ્યે ) નૈતિક વિષયોમાં પણ ઉપયોગ થયો. સત્યાસત્યના યોગ્ય વિચારોનું અન્વેષણ કરતી વેળા લોકો ધર્માચાર્યોનાં પુસ્તકોને બદલે પોતાની જ નૈતિક સમજને પુછવા લાગ્યા; અને તરત જ તેઓ તે સમજને અથવા શક્તિને મુખ્ય પ્રમાણ ગણવા લાગ્યા; અને તમામ ધર્મ સાહિત્યને તે શક્તિના ફરમાનને અનુકૂળ બનાવવા લાગ્યા. વળી તેજ સમયે સાંસારિક પ્રોત્સાહનોની વૃદ્ધિ થવાથી, તથા સપાટાબંધ થતી નવી નવી શોધોથી ધર્મગુરૂઓ પણ કાંઇક સહેલાઇથી પોતાના જમાનાના દબાણને વશ થયા.

હવે આ ઉપરાંત એક નાની પ્રવૃત્તિ પણ દેકાર્ટસના નામ સાથે જોડાયેલી છે, અને તે જીવનું સ્વરૂપ શુદ્ધ અમૂર્ત છે એવા ખ્યાલની વૃદ્ધિ થવા વિષે છે. પ્રાચીન લોકોએ—અને તેમાં પણ ખાસ અધ્યાત્મવાદી

શાખાઓએ—એમ માનેલું જણાય છે કે જીવ અતીંદ્રિય, સૂક્ષ્મ પ્રવાહી છે, અથવા શરીરથી તે કેવળ ભિન્ન પદાર્થ છે; અને તેમના તથા તેમના પછી ઘણા વખત સુધી ચાલતા વિચારો મુજબ આવી અત્યંત સૂક્ષ્મતા તે અમૂર્તતા ગણાતી હતી; કારણ કે જીવનું સ્વરૂપ આસપાસની વસ્તુઓથી તદન જુદું, નિરવયવ, અવિચ્છેદ્ય, અને સ્થૂલ વસ્તુઓના નિયમોથી પર હતું. કેટલાએક પ્લેટોમતવાદીઓ જીવનું સ્વરૂપ શુદ્ધ વિચારાત્મક છે એવા આધુનિક ખ્યાલ સુધી લગભગ પહોંચ્યા હતા. પણ સામાન્ય મત તો ઉપર કહ્યો તેવો હતો. હવે પ્રાચીન લોકોમાં અમરતાનો પુરાવો આ ભિન્નતા તથા અમૂર્તતા ઉપર રહેલો હતો. જો ચૈતન્ય એ પ્રકૃતિનું જ કાર્ય હોય, જો વિચાર શક્તિએ મગજનું સ્થૂલ પરિણામ હોય, તો દેહનો લય થતાં મનુષ્યનો નાશ થવો જોઈએ. પણ મનુષ્યમાં જીવનના ભાવિ પ્રદેશ સૂચવતી કાંઈક સહજ પ્રેરણા રહેલી છે, કે જ્યાં આ જીંદગીમાં થયેલા અન્યાયોનો બદલો મળે, અને મૃત્યુએ તોડેલી પ્રેમની સાંકળ ફરી બંધાય. હવે આ પ્રેરણાને આપણી નૈતિક પ્રકૃતિ જોડે એવો તો ગાઢ સંબંધ છે કે જડવાદના સખત ધક્કા લાગવા છતાં તે ટકી રહેશે એમ હું માનું છું. મનુષ્ય દેહ સાથે જોડાયેલું, પણ તેનાથી જુદું, પણ અવિભાજ્ય તત્ત્વ હયાત છે, એજ સોક્રેટિસનો છેલ્લી ઘડીમાં, તથા સિસેરોની વૃદ્ધાવસ્થામાં દિલાસો હતો; અને પ્લેટોવાદનો તમામ નીતિવિષયક સિદ્ધાંત આ ભેદ પર રચાયેલો હતો. તેના ઉત્તમ અલંકારમાં કહીએ તો 'મનુષ્ય એ આત્માની દુનિયા અને પ્રકૃતિની દુનિયાનું સંમેલન કરનારી ક્ષિતિજ રેખા છે. આત્માની પાંખો વડે ઉન્નત થઈ દેવ ભાવ પ્રાપ્ત કરવો, અથવા દેહને વશ થઈ તેના દબાણથી પશુ ભાવ પામવો, તે તેની પોતાની સત્તામાં છે. એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં જવું તે આત્માને માટે નિર્મેલું છે; તેનું સઘળું જ્ઞાન માત્ર સ્મૃતિ રૂપ છે, અને તેની વર્તમાન પ્રવૃત્તિ ઉપરથી ભાવિ સ્થિતિ બંધાશે. જે મનુષ્ય કેવળ સદ્ગુણની જ અપેક્ષા રાખે છે, અને સંસારના ભોગ તથા વિષયોને ધિક્કારે છે, તે આખરે પ્રકૃતિના બંધનમાંથી મુક્ત થશે, અને અદૃશ્ય તથા સ્વતંત્ર દશામાં જ્ઞાનના પરિપાક વડે પૂર્ણ આનંદનું પાન કરશે.

જે મનુષ્ય કેવળ દેહનાજ સુખમાં તત્પર છે, તે મૃત્યુ પછી નવા દેહમાં પૂરાશે, અને શારીરિક દુ:ખવડે શિક્ષા પામશે, અથવા તો મનુષ્ય દૃષ્ટિથી દેખાય તેવું પ્રેતરૂપ પામી જીવતા લોકોને આનંદ ભોગવતી વેળા બ્હીવડાવશે.

પ્રાચીન તત્વચિંતકોમાં સૌથી વધારે આધ્યાત્મિક પ્લેટોની શાખાનો મત ઉપર પ્રમાણે હતો. ખ્રિસ્તિ ધર્મનું શરૂઆતનું વલણ આ વિચારોની તરફેણમાં હતું; પણ તેના બે સિદ્ધાંતોથી વિરૂદ્ધ અસર પેદા થઈ. મૂર્તિ પૂજકો આત્માને અમૂર્ત કહેતા, કેમકે શરીર તો તદન નાશ પામશે એવું તે માનતા હતા. પણ કેટલાક ખ્રિસ્તિઓ આ બીજી વાતની ના પાડતાં બંનેનો ભેદ જ કહાડી નાંખવા લાગ્યા. વળી અગ્નિદાહની યાતના વિષે દઢ શ્રદ્ધાથી અને તે સિદ્ધાંતના મહત્વની વૃદ્ધિથી જડવાદનો પાયો રચાયો. પ્રારંભ ગુરૂઓમાં આ વિષયપર મતભેદ હતો. કેટલાક કહેતા કે મનુષ્યમાં અમૂર્ત આત્મા છે ખરો, પણ તેને અવશ્ય પાતળું, કોમળ, શીઘ્રગ્રાહી, મનુષ્ય દૃષ્ટિએ જોઈ શકાય તેવું શરીર છે. તેમાં ઑરેગન ઉમેરતો કે સ્થૂલ પ્રકૃતિના સંયોગ વિના શુદ્ધ આત્મા તરીકે તો માત્ર ઇશ્વર જ રહી શકે. બીજી શાખામાં ટરટૂલિઅન મુખ્ય હતો. તે લોકો કહેતા કે મનુષ્યમાં શુદ્ધ ચૈતન્યમય તત્ત્વ છેજ નહીં, અને જીવ એ માત્ર બીજું શરીર છે. આ મતનો આધાર તેઓએ ભાવિ યાતનાના ખ્યાલ ઉપરથી લીધો હતો. આ ખ્યાલ એવો પ્રબળ હતો કે સર્વ લોકોની કલ્પનાને તેણે પકડીને બાંધી મુકી હતી. દરેક દેવળની અંદર સંખ્યાબંધ ચિત્રોમાં મુવેલાંઓના આત્માને ખરેખરા અગ્નિમાં ભયંકર રીતે અંગ મરડતાં ખરેખરાં શરીરરૂપે ચીતરવામાં આવેલા હતા. બંને સિદ્ધાંતોમાં ઘણું સામ્ય હતું, અને બંને પરસ્પર સહાયકારક હતા. જેઓ જીવને સ્થૂલ માનતા, તેઓ શિક્ષાને પણ સ્થૂલ માનવા તત્પર હતા. પણ ધર્મક્રાંતિ પહેલાં કેટલાએકના મનમાં આત્મા વિષે વધારે શુદ્ધ વિચારે પહોંચવાની ઇચ્છા થયેલી જણાય છે. ઍવેરોઝની શાખાનાં સર્વેશ્વરવાદ ( pantheism ) નાં લખાણોથી જડ અને ચેતન સૃષ્ટિ વચ્ચે શો સંબંધ છે, તે પ્રશ્ન તરફ ધ્યાન ખેંચાયું. જો સર્વ વ્યાપક આત્મા પત્થરમાં સુષુપ્તિ અવસ્થામાં છે, જાનવરમાં સ્વપ્નાવસ્થામાં છે, અને

મનુષ્યમાં જાગ્રત અવસ્થામાં છે: જે ગૂઢ જીવનતત્ત્વ વિવિધ આકૃતિઓની ઘટના કરે છે, તે તે સર્વમાં વ્યાપી રહેલા ઇશ્વરી તત્ત્વની માત્ર સ્ફુરણા છે–આ માન્યતા જે પ્રાચીન તત્ત્વ વિચારમાં ઉચ્ચ સ્થાન ભોગવતી હતી, તે ફરીથી દૃષ્ટિગોચર થઇ, જેથી તમામ વર્ગના ધર્મ વિવાદકો પર નવીન અસર થઈ. તેને પરિણામે જડ વસ્તુમાં પ્રથમ જીવન શી રીતે સંચરે છે, તે વિષે ચર્ચા થવા લાગી. લ્યુક્રેશિઅસના સિદ્ધાંતનો આધાર ભૂત સ્વયંભૂ જનનનો મત, જેને ૧૮ મા સૈકાના તત્ત્વચિંતકો બહુ વજનદાર ગણતા, તેનું હવે દૃઢતાથી પ્રતિપાદન થવા લાગ્યું, અને જીવોત્પત્તિ જેવા ગહન વિષય પર એટલું બધું મિથ્યા પાંડિત્ય દર્શાવવામાં આવતું કે તે વાંચીને આપણને હસવું આવે છે. જીવોત્પત્તિના પ્રશ્ન પરથી સ્વાભાવિક રીતે જીવના સ્વરૂપ વિષે ચર્ચા ચાલી. તેથી તે પ્રશ્નનું નિરાકરણ કરવા માટે પ્રાચીન લેખકોની મદદ વડે આવી શોધ ખરા દિલથી થવા લાગી; તેને પરિણામે જુદા જુદા પંથવાળા જે નિર્ણય પર આવ્યા, તેની અસર તેઓના ધર્મ સંબધી વિચારો પર ઘણી જ થઈ. છેવટે જ્યારે દેકાર્ત્સે જાહેર કર્યું કે આત્માનું તત્ત્વ વિચાર છે; અને વિચાર કરનારૂં તત્ત્વ દેહથી એટલું બધું જુદી જાતનું છે કે તેનું સ્વરૂપ જડ પ્રકૃતિના એકે આકાર અથવા ગુણ પરથી બિલકુલ સમજી શકાય તેવું નથી, ત્યારે તેણે એવા પ્રકારનું માનસિક વલણ ઉપજાવ્યું કે તેથી મલિન સત્ત્વો, પ્રત્યક્ષ રાક્ષસો અને (સ્વર્ગ પ્રવેશ 'માટે) અગ્નિ શુદ્ધિ ઇત્યાદિ બાબતો પરથી લોકોનાં મન તિરસ્કાર પૂર્વક ઉઠી ગયાં. આવી રીતે દેકાર્ત્સના સિદ્ધાંતથી આંતર શરીરનો જુનો મત હમેશને માટે નષ્ટ થયો. તે દિવસથી વાસ્તવિક નરકના અગ્નિનો સિદ્ધાંત પણ ક્ષીણ થવા લાગ્યો એમ કહીએ તો તેમાં કાંઈ ખોટું નથી. ૧૭ મા તથા ૧૮ મા સૈકાના નાસ્તિકો તેના તરફ બહુ તિરસ્કાર દર્શાવતા હતા. ૧૮ મા સૈકાની આખરે તે સિદ્ધાંત તદ્દન લય પામ્યો, અને સામાન્ય લોક શિક્ષણમાંથી તે વસ્તુતઃ નીકળી ગયો.

આ કમકમાટી ભરેલા સિદ્ધાંત વિષે બહુ વિસ્તાર કરવામાં આવ્યો છે, કારણ કે તેણે ભૂતકાળમાં વિચારસરણિપર તથા વર્તનપર જબરી

અસર કરી છે. સહ્યતાને ઠંડીગાર અને વંધ્ય કરી નાંખવી, બીજાંને દુઃખ આપવા માણસોને તત્પર કરવાં, અને સુધારાના પ્રવાહને મોટો ધક્કો પહોંચાડવો–એ તેનું અવશ્ય કાર્ય હતું, એમ બતાવવા મેં પ્રયાસ કર્યો છે. હવે તે સિદ્ધાંત વાસ્તવિક રીતે નાશ પામ્યો છે, અને તે વડે જે પ્રકારનું વર્તન બંધાયું હતું, તે પણ તેની સાથે જ નાશ પામ્યું છે. અસલના ક્રોધયુક્ત નિર્દય ધર્મ નિરીક્ષકોને બદલે, તથા મહા ભયંકર યાતનાઓમાં સુધારા વધારા કરનારા, તે વિષે મોટા ગ્રંથ લખનારા, મહા વિકરાળ યુદ્ધો જગવનારા અને દેશે દેશમાં નિર્દોષ માનવીઓનાં લોહીની નદીઓ રેલાવનારા તે સમયના ધર્માચાર્યોને બદલે અત્યારના ધર્માચાર્યોમાં સ્ત્રીઓને છાજે તેવી કોમળ લાગણી, અને સજા કરવામાં ખેદયુક્ત નાખુશી આપણે જોઇએ છીએ. વર્તમાન સમયના ખ્રિસ્તિ ધર્મનું મુખ્ય લક્ષણ નિઃસીમ ઔદાર્ય છે. મનુષ્ય જાતનો ઊર્મિભાવ અને ઊર્મિભાવમાં રહેલું દીનવાત્સલ્ય હાલના જેટલો વિકાસ અગાઉ કદી પામ્યાં ન હતાં. અને પ્રોટેસ્ટંટ દેશોમાં તો આ પ્રવૃત્તિનું પ્રાબલ્ય ખુલ્લું હોવાથી આ વિકાસના નેતાઓ અને પ્રતિનિધિઓ હમેશાં પાદરીઓ જ હોય છે.

હવે ઉક્ત પ્રવૃત્તિથી સજાના વિષય પર થયેલી અસરનાં થોડાં ઉદાહરણ લઇએ, પ્રથમ પગલું ભરનાર હાવર્ડ હતો. આખી દુનિયાના પરોપકારના ઇતિહાસમાં તેના જેવું નિષ્કલંક અને સફળ ઔદાર્યનું ચિત્ર બીજે મળવું મુશ્કેલ છે. તેણે દયાનાં કામોમાં ૪૦૦૦૦ માઇલની મુસાફરી કરી, અને આખરે પોતાનું પવિત્ર કાર્ય બજાવતાં પરદેશમાં મૃત્યુ પામ્યો. તેના શ્રમથી માત્ર ઇંગ્લાંડમાંજ નહીં, પણ આખા યૂરોપમાં કેદખાનાંની સ્થિતિ તરફ લોકોનું ધ્યાન ખેંચાયું, અને તેથી કરીને તેમાં જે મોટા ફેરફાર થયા, તેનાં પરિણામનું માપ કરવું અશક્ય છે. તે પછી તરતજ સજાના ધારામાં ઘટાડો કરવામાં આવ્યો. ઘણો વખત થયાં ઇંગ્લાંડમાં તે ધારાની સખ્તાઇનો પાર નહોતો. વળી ત્યાં યૂરોપના અન્ય દેશો કરતાં લુંટફાટના ગુન્હા વધારે બનતા, તેથી ફાંસીની સજા પણ પાર વિનાના લોકોને થતી હતી. છઠ્ઠા હેનરી રાજાનો ન્યાયાધીશ પોતાના દેશના લોકોની બહાદુરી વિષે

ખડાઇ કરતાં કહે છે કે 'ફ્રાન્સમાં સાત વર્ષમાં જેટલાં માણસોને ફાંસી મળે છે, તેના કરતાં ઇંગ્લાંડમાં એક વર્ષમાં વધારે લોકો ફાંસીએ ચડે છે, કેમકે અંગ્રેજ લોકો વધારે છાતીવાળા છે. સ્કોચ લોકો લુટવાની હીંમત કદી જાણતા નથી; તેઓ માત્ર માલ ચોરી જાણે છે.' આઠમા હેનરીએ ધર્મના મઠોનો નાશ કર્યો, તેથી મંદિરોના લાખો ગરીબ આશ્રિતોને ગુજરાનનું કાંઈ સાધન રહ્યું નહીં, તેથી તેઓ લુટવાનો ધંધો કરવા લાગ્યા. એક લેખક જણાવે છે કે તેની ૩૬ વર્ષની કારકીર્દીમાં ૭૨૦૦૦ માણસો ફાંસીએ ચડયા હતા! આ આંકડામાં કદાચ અતિશયોક્તિ હશે, પણ ઇલિઝાબેથના રાજ્યમાં ગરીબોને માટે કાયદો ઘડ્યો હતો, તે છતાં દર વર્ષે ૪૦૦ જણ ફાંસીએ ચડતા. ૧૮ મા સૈકાની મધ્યમાં વસ્તીમાં ઘણો વધારો થયો હતો, છતાં માત્ર ૧૦૦ જણ સરાસરી મરતા હતા. તે પહેલાં થોડે વખતે થોમસ મોરના 'મનોરાજ્યમાં' તથા ક્રોમવેલના એક ભાષણમાં સૂચવેલ પગલે ચાલીને ધર્માધ્યક્ષ બર્કલીએ દેહાંત દંડને બદલે બીજી શિક્ષા કરવા માટે પોતાનો મત જાહેર કર્યો. પણ ત્રીજા જ્યોર્જના વખતમાં પાછી સખ્તાઇ વધી ગઇ, અને રોમિલીના વખતમાં પ્રતિ વર્ષ ૨૩૦ ખૂન થતાં હતાં. માત્ર ૧૮ મા સૈકાની આખરે તથા ૧૯ માની શરૂઆતમાં આ વસ્તુસ્થિતિ બદલાઈ. ઇંગ્લાંડમાં તેમજ યૂરોપમાં જે સુધારો થયો, તે વૉલ્ટેરની શાખાનો પ્રતાપ છે. બેકેરિઆને તે શાખાનો પ્રતિનિધિ કહી શકાય, કારણ કે તેનું 'ગુન્હા અને સજા' વિષે લખેલું પુસ્તક આખા યૂરોપમાં ફરી વળ્યું, અને સર્વ દેશોમાં ગમે તેવા અપરાધીને પણ જેમ બને તેમ થોડું દુઃખ આપવાનું વલણ ઉત્પન્ન કર્યું. મૃત્યુની સજા બને તેમ ઓછી કરાવવાનું માન બેકેરિઆને ઘટે છે. આ પ્રવૃત્તિમાં તત્વચિંતક બેન્થામનો પણ ભાગ હતો, અને યૂરોપ પર તેની સારી અસર થઈ. વળી એમાં કાંઇ શંકા નથી કે રોમિલી, મેકિન્ટોશ, વિલબરફોર્સ અને બ્રુહામને તેમના હેતુ બર લાવવામાં પ્રજા તરફથી જે ટેકો મળ્યો, તે ઉત્પન્ન કરનાર ઘણે દરજ્જે પાદરીઓ જ હતા. તેમણે અપરાધીઓ પ્રત્યે અડગ ઔદાર્ય અને બેહદ ક્ષમાનું વલણ દર્શાવ્યું, અને પરમાર્થના કાર્યોમાં તન મનથી જોડાયા; તેથી કરીનેજ

ઉપર જણાવેલા મહા પુરૂષો તેમનાં કામમાં વિજયી થયા. સજાના ધારામં જે કાંઇ ક્રૂર ને નિંદ્ય હોય, તે કાઢી નંખાવનારા આપણા પાદરીઓમાં, કેટલો બધો તફાવત જણાય છે! જુદા જુદા ધાર્મિક પક્ષવાળા લોકો આમાં માત્ર પ્રતિસ્પર્ધી ધર્મ સંસ્થાઓ વચ્ચેનો ભેદ જોશે; પણ નિખાલસ હૃદયનો ઇતિહાસ લેખક તેમાં જોઈ શકશે કે સુધારા વડે વર્તનના નમૂના કેટલા બધા બદલાઇ જાય છે; અને આ બાબતમાં પ્રોટેસ્ટંટ અને રોમીય પંથોની વચ્ચે જે ભેદ રહેશે, તે જેટલે અંશે તે ધર્મો અધમ ને આગ્રહી વિચારો તરફ પોતાના અનુયાયીઓનાં મનને દોરે છે, તેનું પરિણામ છે એમ જોઇ શકશે.

એમવે કહેવામાં આ છે કે વર્તમાન સમયમાં ધર્મ વિચારોનું વલણ એકમાર્ગી છે—એટલે બાઈબલ અને અંતઃકરણ એ બંને વચ્ચે ઐક્ય ઉત્પન્ન કરવાનું છે. આ વિષે કોઈ દિલગીર હોય તો ભલે, પણ તેની સત્યતા વિષે કોઇ ના કહી શકે તેમ નથી. દિવસે દિવસે નૈતિક શક્તિનું બળ વધારે સ્વતંત્ર થતું જાય છે, અને જે સિદ્ધાંતો તેનાથી વિરૂદ્ધ હશે, તે ક્ષીણ થઈ નાશ પામશે, તથા ધર્મ સાહિત્યનાં વિવિધ અંગો તેની અસરમાં ગ્રસ્ત થઇ નવાં રૂપ ધારણ કરશે. જુના શબ્દો તો ખરેખર એનાએજ રહ્યા છે, પણ મનમાં અસલના જેવાં ચિત્રો ઉપજાવી શકતા નથી, અથવા આગળના જેટલી જીંદગીપર તેમની અસર રહી નથી. તમામ વિચારપ્રણાલી, અને તેનાથી ઉત્પન્ન થતા વર્તનના આદર્શ છેક જ બદલાઇ ગયેલ છે. સઘળું માનસિક વાતાવરણ, સઘળો જીવનનો ભાવાર્થ, પ્રચલિત ઉત્સાહો, કલ્પનાની ભાવનાઓ—સર્વ બદલાઇ ગયાં છે. નિયમિત કાયદાની અસર તળે માનવ બુદ્ધિ અમુક દિશામાં આગળ વહે છે, અને જે જે માન્યતાઓ અમુક જમાનામાં સત્ય ભાસે છે, અને કાર્યકારિણી થાય છે, તે તે સમયની બુદ્ધિની સ્થિતિ જોડે એક રૂપ હોય, તોજ સફળ થઇ શકે છે.

———x———

# પ્રકરણ ૪.

## ધર્મ સંબંધી જુલમ.

### ભાગ ૧.

### ધર્મ સંબંધી જુલમનાં પૂર્વવર્તી કારણો.

ખ્રિસ્તિ ધર્મ સ્થાપનારે 'ઇશ્વર પ્રેમ' અને 'મનુષ્ય પ્રેમ' એ બે સૂત્રોમાં મનુષ્યની ફરજોનો સંક્ષેપ કહી બતાવ્યો છે, એમ જ્યારે આપણે યાદ કરીએ છીએ ત્યારે તેનીજ ધર્મ સંસ્થામાં થયેલા જુલમનો વૃત્તાંત આપણને સખેદ આશ્ચર્ય ઉપજાવે છે. ૧૮ મા સૈકામાં જ્યારે લોકોનાં મન પહેલ વહેલાં આ વિરોધ દેખવા લાગ્યાં, ત્યારે તેનો ખુલાસો કરવામાં આવતો કે તે સઘળું પાદરીઓના સ્વાર્થી હેતુઓને લીધે થયું હશે. પણ આ વિચાર હવે ચાલ્યો ગયો છે. અલબત્ત, કેટલાએક કિસ્સામાં સ્વાર્થી હેતુઓને લીધે જુલમ કરવામાં આવ્યો હશે, તેમાં ખોટું નથી; પણ તેથી કાંઇ બધી બાબતોનો પૂરતો ખુલાસો થઈ જતો નથી. લોકોને બાળી મુકનારા, રીબાવનારા, કેદમાં નંખાવનારા, તેમનો માલ જપ્ત કરાવનારા, તેમનો બહિષ્કાર કરનારા તથા લાંબા વિગ્રહો અને દ્વેષ ભર્યાં ધાર્મિક યુદ્ધો જગવનારા કોણ હતા ? જેઓ મુખ્યત્વે પોતાનું જીવન કેવળ ભક્તિમાં ગાળતા હતા, અને જેમની ચાલચલણ તેમના શત્રુઓએ પણ નિષ્કલંક ઠરાવી છે, તેઓ જ મુખ્યત્વે ઉપરનાં નિંદ્ય કર્મો કરાવતા હતા. પણ તે લોકો તો જનસમૂહના મોટા ભાગની ઇચ્છાઓને સાકાર રૂપ આપી અમલમાં મુકનાર માત્ર પ્રતિનિધિઓ હતા; અને તે મોટો ભાગ સાધારણ રીતે ખરા દિલનો અને નિઃસ્વાર્થ હતો. વળી નિષ્પક્ષ રીતે જોતાં એમ પણ માલમ પડ્યું છે કે અમુક વર્ગના સિદ્ધાંતોનો સાક્ષાત્કાર થતાં જુલમ અવશ્ય વધતો, અને તે

બદલાતાં બદલાતો હતો. તે ઉપરથી તે સિદ્ધાન્તોની અસર વર્તનપર કેવી થઈ તે સંબંધે અનુમાન કરી શકાય.

ગયા પ્રકરણમાં સદરહુ મુશ્કેલીનું નિરાકરણ કરવા કંઈક યત્ન કર્યો છે. તેમાં એમ બતાવાઇ ગયું છે કે અમુક પ્રકારના સિદ્ધાંતો જ્યારે મનમાં રમમાણ થાય છે, ત્યારે સ્વધર્મબાહ્ય તમામ જનોનાં દુઃખ તરફ ઘણીજ બેદરકારી ઉત્પન્ન થવા પામે છે, અને તેને પરિણામે બીજાને દુઃખ આપવાનો કુદરતી અણગમો જે જનમંડળના સ્તંભ રૂપ છે તે જતો રહે છે. હવ ચાલુ પ્રકરણમાં હું એમ બતાવવા માગું છું કે કયાં કયાં કારણોથી લોકો એવું સમજવા લાગ્યા કે જુલમ કરવો તે આપણી ફરજ છે; તેમજ એવી સમજ કેવી રીતે દૂર થઇ.

આખી દુનિયાના લોકોમાં બે નીતિની લાગણીઓ પ્રસરેલી જણાય છે, અને તે તમામ ધર્મ માર્ગોની બીજ ભૂત છે. પહેલું અમુક કાર્યો કરવામાં પુણ્ય રહેલું છે, એવું સદ્‌ગુણનું ભાન; અને બીજું, પાપનું ભાન, જેને લીધે મનુષ્યો સમજે છે કે આપણે ઇશ્વિર પાસે હકદાર તરીકે નહીં પણ શરણાગત તરીકે માગવાનું છે.

હવે આ બંને કેટલેક અંશે પરસ્પર વિરૂદ્ધ હોવા છતાં દરેક ધર્મિષ્ટ હૃદયમાં એકઠાં રહે છે, અને દરેક ધર્મમાં તથા દરેક યુગમાં તે નીતિ વિકાસનાં મુખ્ય તત્વો થઈ પડેલાં છે. આવું છતાં તેમનું તારતમ્ય બિલકુલ એકનું એક રહેતું નથી. અમુક યુગમાં સદ્‌ગુણનું ભાન ધર્મનું મુખ્ય ઝરણ થઈ પડેલ છે, તો બીજામાં પાપનું ભાન થઇ પડેલ છે. જુદી જુદી પ્રજાઓના મૂળ બંધારણમાં ભિન્નતાને લીધે અથવા નૈસર્ગિક પરિસ્થિતિને લીધે કેટલેક દરજ્જે આ કાર્ય હોઇ શકે; પણ ઘણે ભાગે અગ્રસ્થાન ભોગવતા રાજકીય અને માનસિક સંજોગોને લીધે તેમ બને છે. જ્યારે લાંબા વખત સુધી સમૃદ્ધિ, વિજય અને રાજ્ય ચાલુ રહેવાથી અભિમાન જન્મે છે, અને ધીરજ તથા સ્વાશ્રય જેવા રાજકીય મહત્તાને પોપનારા સદ્‌ગુણો ખીલવવામાં આવે છે, ત્યારે મનુષ્યગૌરવનું ભાન એ નીતિનો મુખ્ય નિયમ ગણાશે, અને તેની વિરૂદ્ધ જે કોઇ પંથ હશે, તે અકારો થઈ પડશે. તેથી ઉલટું, જ્યારે કોઇ ધર્મમાર્ગ દુઃખી લોકોની અંદર જન્મે છે, અથવા અતિ-

શય ધર્મની લાગણીવાળા લોકોની અંદર જન્મે છે, ત્યારે તેનું સ્વરૂપ તદ્દન જુદુંજ થશે. જે સંયોગોએ તેને જન્મ આપ્યો, તેની કેટલીક છાયા તેમાં પડશે; તે કરૂણાપૂર્ણ, નમ્રતા પૂર્ણ, અને ઊર્મિમય થશે; લોકોને તે બહુ ઉચ્ચ લક્ષ્યની અપેક્ષા રાખતાં, શંકા પૂર્ણ ચિંતાથી પોતાના અંતઃ કરણને પ્રશ્ન કરતાં, પોતે કયા હેતુથી પ્રવર્તાય છે તે કાળજીથી લક્ષમાં રાખતાં, આત્મ બળ વિષે છેક અશ્રદ્ધા રાખતાં અને કોઇ બાહ્ય સહાયનું અવલંબન કરતાં શીખવશે.

હવે જગતમાં જે જે ધર્મ માર્ગો થયા છે, તેમાં પ્રાચીન ગ્રીસ અને રોમનાં તત્ત્વદર્શને સદ્‌ગુણનું ભાન જાગ્રત કર્યું છે, અને ખ્રિસ્તિ ધર્મે પાપનું ભાન જાગ્રત કર્યું છે. પહેલાનું લક્ષ્ય સ્વાશ્રયી મનુષ્ય જાતિનું ગૌરવ હતું; બીજાનું લક્ષ્ય ઇશ્વરમાં મનુષ્યનો લય એ હતું. ગ્રીક પ્રતિમાની ભવ્ય સુંદરતા જોતાં અથવા પ્લૂટાર્કનું એકાદ પાનું વાંચતાં આપણને ભાન થયા વિના રહેતું નથી કે તેમાં શ્રેષ્ઠતા અને મગરૂરીનું કેવું પૂર્ણ સંમેલન થયું હતું. તેથી ઉલટું, કોઇ ખ્રિસ્તિ સંતનું જીવન નિરીક્ષતાં, અથવા અગાઉના ખ્રિસ્તિ ચિતારાનુ ચિત્ર જોતાં આપણને તરત માલમ પડે છે કે તે લોકોમાં આત્મસંયમ અને પોતા વિષે અશ્રદ્ધા એ પ્રધાન લક્ષણો હતાં. આ બંને સિદ્ધાંતો મૂળ નીતિ-ભાવનામાંથી ઉત્પન્ન થયેલા હોવા છતાં આગળ જતાં તેમણે એવું રૂપ પકડ્યું કે તેજ ભાવના તેમનાથી ત્રાસપૂર્વક નાસવા લાગી. પહેલા સિદ્ધાન્તના પરિણામ તરીકે લોકોએ ધર્મને એક મોટી લેવડ દેવડની યોજનાનું રૂપ આપી દીધું; અને બીજામાં જાગ્રત થયેલા અંતઃકરણથી પેદા થતી અશ્રદ્ધા અને નમ્રતા વખત જતાં એવા સ્વરૂપમાં ઉભી રહી કે પરધર્મીઓના ગમે તેવા સદ્‌ગુણથી કે ભક્તિથી પ્રભુ રાજી થશે નહીં, અને તેમને અનંત નરક-માંથી છોડાવશે નહીં.

પણ ખ્રિસ્તિ ધર્મસંસ્થાની શરૂઆતમાં ઇશ્વર તરફ મનુષ્ય જાતિનો કેવો સંબંધ હતો, તે વિચારતાં એક બીજી બાબત તપાસવાની જરૂર છે. તે વંશ પરંપરા ગુન્હા સંબંધીનો ખ્યાલ છે. કેવળ તત્ત્વ દૃષ્ટિએ જોનાર સુધ-

રેલા માણસને પ્રત્યક્ષ ભાસે છે કે જે કામ કરવામાં માણસે પોતે ભાગ લીધો હોય, તેને માટે ફક્ત તે અપરાધી હોઈ શકે. એક માણસનું દુઃખ બીજાપર આવી પડે છે, તે ખરૂં; પણ અપરાધ તો કેવળ પોતે કરેલાં કર્મ વિષે જ ગણી શકાય. આવું છતાં પરંપરાગત પાપ અને પુણ્યના વિચારોએ તમામ પ્રજાની સંસ્થાઓમાં તથા માન્યતાઓમાં એવાં સજ્જડ મૂળ નાંખેલાં છે કે તે હજુ પણ પૂરાં ઉખડ્યાં નથી. અસલના વખતમાં મા બાપના અપરાધની સજા તેમનાં છોકરાંઓને પણ ભોગવવી પડતી; એક માણસના કામની ખાતર આપેલો શાપ તેનાં બાળકોને વારસામાં મળતો. દરેક વંશપરંપરા પ્રાપ્ત થયેલી ઉમરાવગિરીમાં, અને અમુક કુટુંબોના નાશ વિષેની તમામ પ્રાચીન આખ્યાયિકામાં આપણે પરંપરાગત પાપપુણ્યનો ખ્યાલ જોઈએ છીએ. આ સર્વમાં એવી માન્યતા સમાયેલી છે કે એક માણસના પાપ પુણ્યનાં ફળ તેના વંશજોના પોતાના અપરાધ વિના પણ તેઓને મળે છે. હવે સંસ્કૃતિની અધમ દશામાં આ માન્યતાનું જોર વિશેષ લાગે છે; અને જેમ જેમ બુદ્ધિની વૃદ્ધિ થાય, તેમ તે કાંઇક ઘટે છે—પણ તેમાં એક સરખી રીતે નિરંતર ઘટાડો જ થાય, એવો કાંઈ નિયમ નથી.

મધ્ય યુગમાં જ્યારે જંગલી દશા રૂપી રાત્રિ કંઈક દૂર થઇ, ત્યારે યૂરોપમાં સર્વ સ્થળે અમીરોની સત્તા જામી; તેને પરિણામે વંશ પરંપરા માન મરતબાનો ખ્યાલ વિશેષ દૃઢ થયો. હવે અમીરાતમાં એવો ખ્યાલ રહેલો દેખાય છે કે જીવતાં મનુષ્યોની કીર્તિ અને મોટાઇ તેમનાં પોતાનાં કાર્યો કરતાં તેમના પૂર્વજોનાં યશોગાન ઉપર વધારે આધાર રાખે છે. વળી આ લોકોના વિચારોની અસર આસપાસના મંડળપર ઘણી થાય છે. તેથી કરીને ઉક્ત માન્યતા તરફ લોકોનાં મન ઘડાઇ જાય છે.

આ ઉપરાંત ગુન્હાને માટે સજા થવી જોઈએ એવી સાર્વત્રિક સમજથી તથા કુદરતના ઉત્પાતોએ સામાન્ય નિયમનાં કાર્ય નથી, પણ ખાસ કારણથી ગુસ્સે થયેલા ઇશ્વરનાં સ્વચ્છંદી કાર્ય છે એવી ખોટી સમજથી લોકો એવું અનુમાન કરવા લાગ્યા કે જ્યાં જ્યાં પીડા હોય, ત્યાં ત્યાં પૂર્વ

અપરાધ હોવો જ જોઈએ. તેઓ નજરે જોતા હતા કે દુનિયામાં પરંપરાગત રોગ અથવા દુઃખ હોય છે, માટે પરંપરાગત પાપ પણ હોવું જોઇએ, એવો નિર્ણય કરી લીધો. આ સિવાય દેશાભિમાન તથા ધર્માભિમાન, અને સામાજીક જીવનમાં પ્રેરનારાં દરેક કારણો લોકોને અમુક દરજ્જે ભૂતકાળમાં પ્રવેશ કરતાં અને મુવેલાંનાં કર્મો જોડે તદ્રૂપ બનતાં શીખવે છે. જેવી રીતે દેશહિતૈષી નર પોતાનાં સારાં નરસાં કર્મોથી હર્ષે છે, શોક પામે છે, તેવી રીતે પોતાના પૂર્વજોનાં કર્મોથી પણ તેને માનની કે શરમની લાગણી થાય. વળી કેટલીક પ્રજાઓમાં ભૂતકાળ સંભાર્યા કરવાની કલ્પના જબરી હોવાથી તેઓ હમેશાં એમ ધારે છે કે તે તો સુવર્ણ યુગ હતો, અને આપણા કરતાં ઘણોજ ચડીઆતો હતો; માટે હાલની પડતીનું કારણ કાંઈક મહાન્ ઉત્પાત થયો હોવો જોઈએ.

હવે આવા આવા વિચારોથી ધાર્મિક સિદ્ધાન્તો પર તથા લોકવર્તન પર શી અસર થઈ તે તરત સમજી શકાશે. તે અસર ખુલ્લા અને વજનદાર શબ્દોમાં વર્ણવેલી છે. પ્રારંભ ખ્રિસ્તિસંસ્થાની નિરપવાદ માન્યતા પ્રમાણે તમામ પરધર્મીઓ સદાને માટે નરક વાસ ભોગવવા સરજાયેલા છે; તે તેમના પોતાના અપરાધની ખાતર માત્ર નહીં, પણ આદમ કૃત પરંપરા ઉતરેલા પાપને માટે. આવી રીતે ખ્રિસ્તિને ઘેર જન્મેલું નવું બાળક પણ આદમના પાપનું ભાગી હતું, અને જળસંસ્કાર વડે ખ્રિસ્તિ ધર્મમાં તે પ્રવેશ કરે, ત્યારે જ તેની શુદ્ધિ થઈ શકે. આ માન્યતાથી ઇસાઈઓમાં તરત બાળકોને ઉક્ત સંસ્કાર કરવાનો રિવાજ ચાલ્યો, અને નવા તથા જુના પક્ષવાળા તમામ લોકોએ તે સ્વીકાર્યો. સઘળા પ્રારંભ ગુરૂઓ એક મત હતા કે જે બાળકો તે સંસ્કાર થયા પહેલાં ગુજરી જતાં, તે સ્વર્ગમાંથી બાતલ થતાં. એક પ્રારંભ ગુરૂ લખે છે કે “ખાત્રીથી માનજો, અને જરા પણ શંકા રાખશો નહીં, કે જે માણસોને વિચાર કરવાની શક્તિ છે તે, તથા ગર્ભમાં વસતાં બાળકો તથા જન્મ્યા પછી જે કોઈ, પિતા (ઇશ્વર), પુત્ર (ઇસુ) તથા પવિત્ર આત્માના નામના પવિત્ર સંસ્કારથી પાવન થતાં પહેલાં મૃત્યુ વશ થાય છે, તે તમામ જીવો અક્ષય અગ્નિમાં બળ્યા કરશે;

કેમકે ભલે તેઓએ પોતાની ઇચ્છાથી કાંઈ પણ પાપ કર્યું નથી, પણ વિષયાત્મક ગર્ભવાસથી અને જન્મથી ( આદમ કૃત ) મૂળ પાપની શિક્ષા પોતાની જોડે લેતાં આવ્યાં છે.” પળવાર જીવનારાં આ બચ્ચાંઓ તેમના જન્મ પહેલાં ૪૦૦૦ વર્ષ ઉપર એક જણે ફળ ચાખ્યું, તેની શિક્ષા ખાતર અનંત નરકવાસ ભોગવશે, એમ કહેનારા આ સાધુઓ વળી એમ પ્રતિપાદન કરતા કે તે બચ્ચાંઓનાં જન્મ મરણ થાય છે તે પરમેશ્વરનાં પોતાનાં નિરંકુશ કામ છે.

આખા મધ્યયુગમાં આ સિદ્ધાંતની અસર એ થઈ કે રીતસર સંસ્કારને-સ્થાને અનેક વહેમી ક્રિયાઓ શોધી કહાડવામાં લોકોનાં મન પરોવાયાં. ભયભીત માતાઓ પોતાનાં વહાલાં બચ્ચાંઓને ધર્મ સંસ્થાના ત્રાસદાયક શાસનથી બચાવવા સારૂ કેવા કેવા અનેક રસ્તા શોધી કહાડતી તેના ઉલ્લેખ કરતાં વધારે કૌતુકમય અને કરૂણાજનક બીજું શું હોઈ શકે? કોઇ વખત ગર્ભસ્થાનપર સંસ્કારનું જળ છાંટવામાં આવતું; કોઈ વખત સુવેલું બાળક અવતરે ત્યારે તેના પર જળ સંસ્કાર થતો તે એવી આશાથી કે ઇશ્વર તે ક્રિયાને જરા વહેલી ગણી લઇ તેને અનંત નરકદાહથી બચાવે. પણ આવા ઉપાયોનો નાશ કરવા પાદરીઓ અનેક પ્રયત્નો રચતા; છતાં મધ્ય યુગમાં તે કદી બંધ થયા નહીં. જે નબળી અને વહેમી સ્ત્રીઓના સ્વપ્નામાં પણ નહીં હોય કે આપણે ધર્મ શિક્ષણનો અનાદર કરીએ, તે પોતાનાં બચ્ચાંઓનો નરકવાસ હૃદયથી કબુલ કરી શકતી નહીં, તેથી વહેમી ક્રિયાઓ વધારીને આ મુશ્કેલીમાંથી છુટવા માગતી. પણ ધર્માચાર્યો ચોકી રાખવામાં થાકે તેવા ન હતા. જે જે રીતોથી આ દુઃખી માતાઓ પોતાનાં બાળકો બચશે એવું માની લેવા યત્ન કરતી, તે બધી તેમને નિંદ્ય અને શાપિત ઠરાવનારાં ધર્મ મંડળોનાં શાસનોમાં હજુ મોજુદ છે.

છેવટે ધર્મક્રાંતિ આવી પહોંચી. આ મહાન્ પ્રવૃત્તિનું સ્વરૂપ યથાર્થ સમજવા માટે આપણે તેના તાત્કાલિક ઉદ્દેશ અને અંતિમ કાર્યોનો વિવેક કાળજીપૂર્વક કરવો જોઇએ. જે આ વેગનું તે કંઇક અંશે કારણ અને કેટલેક અંશે કાર્ય હતું, તેમાં છેવટે બુદ્ધિ સ્વાતંત્ર્યનો એવો પવન ફેલાયો

કે ગમે તેવું પાછળમતીયું અથવા મતાંધ દેવળ પણ તેનો પ્રવેશ અટકાવી શક્યું નથી. ને પવનનો મુખ્ય સાર એવો છે કે વિશ્વધર્મના નિયમો વડે એટલે માનવ સ્વભાવમાં સહજ રહેલી જરૂરીઆતો ઉચ્ચ અભિલાષો અને નૈતિક લાગણીઓ વડે ધર્મના જુદા જુદા પંથોની કલમોના અર્થ કરવા. બીજા શબ્દોમાં કહેતાં, સત્ય શું છે, અને સારૂં શું છે, તેનો નિર્ણય પરંપરાગત શિક્ષણ વડે નહીં, પણ તર્ક શક્તિ અને અન્તઃકરણના પ્રકાશ વડે કરવો એવો તેનો મુખ્ય ઉદ્દેશ છે. વળી જ્યાં તેને લીધે પોતાના પંથને ખુલ્લા રીતે કોઈએ બદલ્યો નહીં હોય, તેનામાં પણ વિચાર સાક્ષાત્કાર તો જરૂર બદલાયો હશે. જે સિદ્ધાંતો આપણી ન્યાય બુદ્ધિને ત્રાસ આપે છે, તેને ધીમે ધીમે વિસ્મૃતિ પથે ચડાવી દેવામાં આવે છે; અથવા વખતે કદી આગળ લાવવામાં આવે છે તો એવી ગોળમોળ ભાષામાં તથા એટલી બધી મર્યાદા અને અપવાદથી બોલવામાં આવે છે કે તેમનું મૂળ વજન લગભગ જતું રહે છે. પણ આ સઘળું તો ધર્મક્રાંતિનું અંતિમ ફળ હતું, તાત્કાલિક નહીં; અને ઘણા ખરા ધર્મ સુધારકોએ તેની આશા પણ રાખી નહીં હોય. જે ધર્મ પર તે હલ્લો કરતા હતા, તેના જેવોજ મતાવલંબી, અલગ અને નિષેધક પણ તેના કરતાં પહેલા ૪ સૈકાનું શિક્ષણ વધારે શુદ્ધ રીતે દર્શાવે તેવો ધર્મસંપ્રદાય રચવાની તેઓની યોજના હતી. બાળકોને જળ સંસ્કાર આવશ્યક નથી એવું પ્રતિપાદન કરનારા મંડળમાં જ એટલા બધા અત્યાચાર અને અવ્યવસ્થા થયાં કે ભાગ્યેજ તેને ધર્મવિચારની શાખા ગણી શકાય; પણ તેની એટલી સારી અસર થઈ કે તેણે કરીને બાળકોના જળસંસ્કારના વિષય તરફ ધર્માચાર્યોનું ધ્યાન ખેંચાયું. પણ આ બાબતમાં રોમ સંપ્રદાય કરતાં લ્યૂથરના શિષ્યો કાંઇ ઉતરે તેવા ન હતા. તેઓ તો ઉલટા વિશેષ દુરાગ્રહી બની કહેતા કે મનુષ્ય દેહના જેવી બુરી ચીજ એકે નથી; માત્ર તે ધારણ કરવાથીજ નરકની શિક્ષા કપાળે ચોંટે છે; અને બાળકોનો મોટો ભાગ નરકને વાસ્તેજ સરજાયેલો છે. તેઓ કહેતા કે જે બાળકો મુક્ત થતાં, તે ખ્રિસ્તિ ધર્મના પ્રતાપથી થતાં અને તેઓના નિર્દોષપણાથી નહીં. તેઓ તમામ કહેતા કે સઘળાં બાળકો જગતમાં આવે છે, ત્યારે પાપથી

ભર્યું હોય છે, અને તેમને માથે અનંત નરકની સજા ઠોકેલી છે.

ત્યારે આ બાબતમાં તો ધર્મક્રાંતિથી કાંઇ પણ સુધારો થયો લાગતો નથી. સંસ્કારના સ્વરૂપ વિષે, ધર્મ સંસ્થાની હકુમતના પ્રકાર વિષે, ધર્મ ગ્રંથના અમુક ખંડોના અર્થ વિષે, તથા ધાર્મિક પદ્ધતિઓના જુદા જુદા ભાગોના ક્રમ અને ઉંચી નીચી પંક્તિ વિષે અથાક અને દ્વેષ પૂર્ણ ઉત્સાહથી રોમીય અને પ્રોટેસ્ટંટ મતવાળા વચ્ચે ભારે ચર્ચા થતી. આખો યૂરોપ તે વાદવિવાદથી ખળભળી ઉઠયો, અને આવેશ પૂર્ણ ઉત્સાહ જાગ્રત થયો. પણ આ ઉત્સાહનું તમામ વજન તથા તેનો વેગ વૈધિક પ્રણાલીમાં વહેવા લાગ્યાં. કારણ કે ધર્મક્રાંતિ એ કાંઇ વિચારક્ષેત્રમાં સામ્રાજ્યનો દાવો કરનારી વિવેકશક્તિનું બંડ નહોતું; તેમજ નૈતિક શક્તિના શિક્ષણથી વિરૂદ્ધ લાગતા સિદ્ધાંતો સામે તે શક્તિનું બંડ નહોતું. અથવા કદાચ આવાં તત્ત્વો તેની અંદર હતાં, તો તે ગૂઢ ને શાંત હતાં, અને પ્રોટેસ્ટંટ સંપ્રદાયના પહેલ વહેલા ઉભરામાં તેમનું સ્થાન તદ્દન ગૌણ હતું. બુદ્ધિ સ્વાતંત્ર્યનું બીજ બહાર વેરાઈ ચૂક્યું હતું ખરૂં, પણ તેને વિકસાવવાને માટે એક સૈકાથી પણ વધારે કાળની જરૂર હતી. નીતિના મુખ્ય સવાલોને બદલે ઝીણા ઝીણા વૈધિક પ્રશ્નો તરફ વધારે ધ્યાન અપાતું હતું. પોતાના અંતઃકરણને જ પોતાના પંથનો મુખ્ય આધાર ગણવાનો ખ્યાલ લોકોના મગજમાં છેલ્લો હતો. ક્યાં ક્યાં ઐતિહાસિક પ્રમાણો વધારે ઉપયોગી હતાં, તે વિષે ઘણી શંકા બતાવાતી, પણ ધર્મનો મૂળ પાયો ઐતિહાસિક હોવા વિષે કોઇના મનમાં જરા પણ શંકા ન હતી.

પણ ઉપરની હકીકતમાં એ અપવાદ છે. સોસાઇનસ અને ઝિવંગ્લિ-અસ નામના બે આચાર્યોનાં મત અને પરિસ્થિતિ એક બીજાથી કેવળ ભિન્ન હોવા છતાં, તેઓ એક જ પ્રકારના બુદ્ધિ સ્વાતંત્ર્યના પવનથી પ્રેરાયા હતા; પોતાની જ તર્કશક્તિ તથા પોતાનાજ હૃદય પ્રમાણે સત્ય અને સૌજન્યના વિચારો બાંધવાને ટેવાયેલા હતા અને તમામ સાંપ્રદાયિક અર્થની અવગણના કરીને પોતાના લક્ષ્ય પ્રમાણે પોતાનો પંથ બનાવતાં શીખ્યા હતા. તેઓ પ્રોટેસ્ટંટ શાખાના પ્રથમ યુગમાં બુદ્ધિ સ્વાતંત્ર્યના પ્રતિનિધિઓ ગણી શકાય.

લીલીઅસ સોસાઇનિસે વિસેન્ઝામાં જે નવીન વિચાર પદ્ધતિ સ્થાપી, અને તેના પ્રખ્યાત ભત્રિજાએ બીજા ઇટલીય સાક્ષરોની મદદથી યૂરોપમાં ફેલાવી, તે ઇટલીમાં અનેક સૈકાથી ચાલતા સંજોગોનું કુદરતી પરિણામ હતું. તે દેશનાં પ્રજાસત્તાક રાજ્યોની અગણિત દોલત, તમામ દેશના અને તમામ ધર્મના લોકો જોડે વ્યાપારનો સંબંધ, આખા દેશમાં ઠેકાણે ઠેકાણે આવેલાં પ્રાચીન મૂર્તિપૂજકોનાં સ્મારકો, અને સર્વત્ર પ્રસરેલો ઉત્કૃષ્ટ સૌંદર્યનો વિકાસ—આ બધાં કારણોથી જુદે જુદે રસ્તે અને જુદે જુદે અંશે ઇટલીમાં વિદ્યાભ્યાસનો અતિશય શોખ પેદા થયો હતો, અને તેને માટે અનુકૂળતા પણ ઘણી હતી. ઇસ્તંબૂલ નગરનો પરાભવ થતાં ત્યાંના ગ્રીક પંડિતો દેશનિકાલ થયા, ત્યારે પોતાની સાથે માનસિક પુનરૂજ્જીવનનાં બીજ લઇને ઇટલી તરફ જવાને કુદરતી રીતે આકર્ષાયા. ઇટલીના રાજાઓએ તેમને ઉદાર આશ્રમ આપ્યો, અને ત્યાંની પાઠશાળાઓ તેમના નિવાસનું ઉત્તમ સ્થાન થઇ પડી. તે વખતે પાડુઆ ને બોલોના સ્વતંત્ર વિચારનાં મુખ્ય સ્થાન હતાં. ત્યાં ૧૮ મા સૈકાના જેવા જ સ્વતંત્ર વિચાર કરનારૂં પંડિતોનું મંડળ ઉભું થયું હતું. તેઓ ધર્મના પ્રશ્નોનું અન્વેષણ નિર્ભયપણે કરતા હતા. તેઓના વિચાર પ્રમાણે તર્કનો પ્રદેશ અને શ્રદ્ધાનો પ્રદેશ કેવળ જુદા હતા. તત્વચિંતકો તરીકે વિચાર શક્તિની મદદથી તેઓ ઘણાજ સ્વતંત્ર, અડગ, અને નાસ્તિકોને છાજે તેવા સિદ્ધાંત બાંધતા, પણ કેથોલિક તરીકે અને શ્રદ્ધાની લાગણીથી તેઓ પોતાના દેવળના તમામ સિદ્ધાંતો કબુલ રાખતા. જે સિદ્ધાંતો ને તેઓ શ્રદ્ધા પ્રદેશમાં માન્ય રાખતા, તેજ તર્કના પ્રદેશમાં નામંજુર ઠરાવવા તેમને વાંધો લાગતો નહીં; અને આ બે પ્રકારના વિચારો તદન જુદા પાડવાથી તેઓ શુદ્ધ વ્યાવહારિક રીતે તથા અનન્ય હીંમતથી બુદ્ધિવિમર્શ કરવા સમર્થ થયા. આવો દ્વિધાભાવ કેથોલિક પંથમાં પણ બહુ વખત ચાલે તેમ ન્હોતું, તો પછી પ્રોટેસ્ટંટ પંથ જેનો ખાસ ઉદ્દેશ શ્રદ્ધાના પાયા તરીકે મનુષ્યની વિવેક શક્તિને જ ગણવાનો હતો, તેમાં તો તે શી રીતે ચાલી શકે? શ્રદ્ધા એટલે 'વિચાર શક્તિમાં બંધ ન બેસે છતાં તે માનવું,' એવી સમજ ધર્મમાંથી ચાલી ગઇ, અને વિચાર શક્તિએ

સ્થાપેલા વિચારો ફક્ત બાકી રહ્યા. આ સર્વને પરિણામે ઇટલીમાં જે ધર્મ સુધારણા થઈ તે માત્ર થોડા પંડિતોની મંડળીમાં સમાયેલી હતી; અને તેઓએ સંપ્રદાયની કે પરિણામની દરકાર રાખ્યા વગર, તેમજ અદ્વિતીય વ્યાવહારિક વલણથી અડગ તર્કનો ઉપયોગ કરી ધર્મ સુધારણાના નિયમોને છેવટની હદ સુધી લઇ ગયા. વિવેકશક્તિ અને અંતઃકરણનાં ફરમાનથી પરંપરાગત સિદ્ધાંતોને નીચે દરજ્જે રાખવા, એ સોસાઇનિસની મુખ્ય ઇચ્છા હતી. આ ઇચ્છાને બળે તેણે બાઇબિલના અર્થ કરવાનો નવો માર્ગ શોધી કહાડ્યો; અને ધર્મ ભ્રાંતિમાં પાપ છે, તથા અપરાધ વંશપરંપરાએ ઉતરે છે, એ બે જુના સિદ્ધાંતોને ખુલ્લા શબ્દોમાં સખ્તાઇથી ખોટા ઠરાવ્યા.

ઝિવંગ્લિઅસનું પણ મુખ્ય લક્ષણ વિવેક શક્તિને તથા અંતઃકરણને અનુસરીને ધર્મના તમામ સિદ્ધાંતોનો અર્થ કરવાનું હતું. તે ઘણો બાહોશ માણસ હોવા છતાં તેનામાં વિદ્વત્તા થોડી હતી, માટે જે જમાનામાં માણસો પરંપરાના શિક્ષણથી છુટા થવા યત્ન કરતા હોય, તેમાં ઓછી વિદ્વત્તા લાભકારક થઇ પડે છે. તેના મનનું વલણ ‘ પ્રભુના ખાણા ’ સંબંધી વાદવિવાદમાં તરત પ્રત્યક્ષ થયું. આ પ્રશ્ન એવો હતો કે તે વિષે મોટા મોટા સુધારકો પણ સંશયમાં હતા, અને જુના મતનો ત્યાગ કરવો બહુ મુશ્કેલ લાગતો હતો. તર્ક શક્તિને પુછો તો તે સ્પષ્ટ રીતે એક માર્ગ બતાવતી; અને સંપ્રદાયને વજન આપો તો જુદો જ માર્ગ દર્શાવાતો; અને બાઇબલની ભાષા દ્વિઅર્થી જણાતી હતી: લ્યૂથર ખાણાના પદાર્થોમાં ઇસુના શરીરસંયોગથી આગળ વધી શક્યો નહતો. કેલવિનની બુદ્ધિ અનેક રીતે દોલારૂઢ થયા પછી તે અંતિમ નિર્ણયપર આવ્યો. અંગ્રેજ સુધારકો તો કાંઇ પણ ચોક્કસ નિર્ણયપર આવ્યા જ નહી. માત્ર ઝિવંગ્લિઅસ એકલો શરૂઆતથી તમામ મુદ્દાપર દૃઢ નિશ્ચય બતાવી શક્યો. માત્ર તે એકજ ૧૭ મા સૈકાના ધર્મભ્રાંતિની નિર્દોષતાના તથા તેને બક્ષવી જોઇતી ક્ષમાના બુદ્ધિ સ્વાતંત્ર્યવાદના સિદ્ધાંતો અગાઉથી જોઈ શક્યો, તે બહુ નવાઇ જેવું છે. વળી તેટલીજ હીંમતથી મૂળ પાપ વિષેના પોતાના મતમાં તે અન્ય સુધારકોથી જુદો પડ્યો, અને જાહેર કર્યું કે મૂળપાપ એટલે માત્ર રોગ

અગ્રવા દુષ્ટ વાસના એમ સમજવું; પણ તેમાં કોઇ જાતનો અપરાધ નથી.

આવી રીતે ધર્મક્રાંતિના બે અગ્રેસરો પોતાના મનના વિવેકશીલ લક્ષણ વડે પરંપરાગત પાપ, તથા તે પર આધાર રાખતા સંસ્કારહીન બાળકોના સિદ્ધાંત સંબંધી ખ્યાલ છોડી દેવા સમર્થ થયા. તે દિવસથી વિચારનો પ્રવાહ તેજ દિશામાં વહે છે, તે બુદ્ધિસ્વાતંત્ર્યના પવનના વધતા જતા પ્રસારને લીધે છે, અને અમુક ચોક્કસ દલીલોને લીધે અથવા જુસ્સાભર પ્રચારને લીધે નથી. સહજ ન્યાય બુદ્ધિ ( intuitive sense of right ) વડે તમામ સિદ્ધાંતોનું તોલન કરી, જે કસોટી ખમી શકે નહીં, તેનો ઇન્કાર કરવો અથવા છોડી દેવા, અથવા તેની અગત્યતા ઓછી કરી દેવી ( પછી ભલે તેમને પ્રમાણ કહેનારા અધિકારીઓ ગમે તેવા જબરા હોય )—આ સર્વ જાણે કુદરતી પ્રેરણાથી, અજાણતાં લોકો શીખી ગયા છે. આ વિચાર રીતિ એક સમયે બહુ અલ્પ હતી, પણ હાલ તો તે ઘણી સાધારણ થઇ પડી છે. દરેક જમાનામાં તેનો વિજય વધારે ખુલ્લો થતો જાય છે, અને તેની અસરથી આખાં ધર્મ સાહિત્યનાં ક્ષેત્રો પાછાં હઠયાં છે, અથવા વધારે પ્રકાશમય બન્યાં છે. સંસ્કાર હીન બાળકોના સિદ્ધાંતમાં કેટલો તફાવત પડી ગયો છે, તે કોને પ્રત્યક્ષ નહીં થાય ? લોકોપદેશમાંથી તે સિદ્ધાંત નીકળી ગયો છે, અને તેનું નામ માત્ર લેતાં સૌને કેટલી બધી કંપારી છુટે છે ! એક સમયે તે સ્વતઃ સિદ્ધ સત્ય ગણાતું હતું; અત્યારે તે કમકમાટ અને તિરસ્કારની દૃષ્ટિએ જોવાય છે. આનો વિશેષ પુરાવો જોઈતો હોય તો કવેકર અને બૅપટિસ્ટ પંથવાળા બાળકો જળસંસ્કાર અનાવશ્યક માને છે, છતાં તેમની સ્થિતિ ખ્રિસ્તિઓમાં ઉચ્ચ ને માનવંત ગણાય છે, તે પરથી જોઇ શકાશે. આવા પંથોને પ્રારંભકાળમાં મહા પાખંડી ગણી કેટલા ધિક્કારવામાં આવ્યા હોય અને તેમને મોક્ષના અધિકારથી ભ્રષ્ટ ગણવામાં આવ્યા હોત, તે સહજ સમજી શકાય તેવું છે. હાલના વખતમાં મૉર્મન પંથવાળાઓના અનેકપત્નીત્વ માટે તેમને આપણે જેટલા ધિક્કારીએ છીએ તે કરતાં હજારગણા પ્રારંભ ગુરૂઓએ કવેકર અને બૅપટિસ્ટ પંથને બાળકોનો સંસ્કાર નહીં માનવા માટે ધિક્કાર્યા હોત.

પણ પ્રસ્તુત સિદ્ધાંત કેવળ બાળકોનેજ લાગુ પડતો ન હતો; ખ્રિસ્તિ ધર્મબાહ્ય તમામ પુખ્ત ઉમરનાં માણસોને પણ તે લાગુ હતો. પ્રારંભ ગુરૂઓ સ્પષ્ટ કહેતા કે આખી દુનિયાને શિર નરકની સજા ઝઝૂમે છે, અને તે ખ્રિસ્તિ ધર્મ સ્વીકાર્યા વગર મટી શકે તેમ નથી. કોઈ પણ જમાનામાં, કોઈ પણ સ્થિતિમાં આવો સિદ્ધાંત કેવળ ત્રાસ રૂપ લાગે; પણ જે વખતે પ્રારંભ ગુરૂઓએ તે ઘડી કહાડયો, તે વખતે તો તે વિશેષ ત્રાસ રૂપ હશે, કેમકે જે માણસ પોતાના સુખને વાસ્તે આવા સિદ્ધાંતને ઈશ્વરના શુભ સંદેશના અંગ તરીકે સ્વીકારતો, તેને એવું માનવું પડતું, કે મારી જનની, મને ખોળાપર રમાડનાર પિતા, બચપણમાં ને યુવાનીમાં સંગાતે રમાડનાર વહાલા મિત્રો, મારા હૃદયમાં પોતાનાં જીવન અથવા સૂત્રોવડે નૈતિક ઉત્સાહ પ્રદીપ્ત કરનારા વીર અને જ્ઞાની પુરૂષો, એ સર્વ અનંતકાળ નરકમાં બળ્યા કરશે ! આ સર્વ લોકોનું એક સપાટે આવી બન્યું ! નાસ્તિકો તો હજુ બાકી રહ્યા. તેમની પણ ગમે તેવી નજીવી ભૂલ હોય, છતાં ઉગ્ર નરક સિવાય તેમને બીજો આશ્રય મળવાનો નહીં ! પ્રારંભ ગુરૂઓના પ્રિય દૃષ્ટાંત મુજબ " વિનાશના અપાર મહાસાગરમાં ખ્રિસ્તિ સંસ્થા રૂપી એકનો એક મછવો છેઃ તેમાં બેસો તો ઉગરશોઃ નહિ તો નાશ પામશો. "

મનુષ્ય જાતના ઇતિહાસપર બીજા કોઇ પણ ચિંતનાત્મક સિદ્ધાંતથી વધારે ગાઢ અસર થઇ છે. પ્રાચીન સમયના મહાન્ ઉપદેશકોના સિદ્ધાંતથી તે કેટલો બધો ભિન્ન છે તે પ્રત્યક્ષ કરવું હોય તો જુઓ, ' આત્મા અમર છે ' એ સિદ્ધાંત તેઓ કેટલા પ્રેમથી મનમાં ગ્રહી રાખતા, મૃત્યુની સવારી વિષે કેટલા ધૈર્યથી વિચાર કરી શકતા, અને ભવિષ્ય તરફ કેટલી ઉછળતી આશાથી નજર ફેંકતા ! તે ઉદાર દિલના ગ્રીક નર (સોક્રેટિસ) ને લોકો કેમ ભુલી જશે—જેણે પોતાને ગેરવાજબી સજા થતાં વહાલામાં વહાલા શિષ્યોને પોતાની આસપાસ બોલાવ્યા; પછી આત્માના અમરપણા વિષે, સદ્‌ગુણના બદલા વિષે તથા દેવોની ભલાઇ વિષે તેમને સમ-

જાવ્યા; અને હસતાં હસતાં ઝેરનો પ્યાલો પીધો, અને આ જીંદગી રૂપી રોગ મટાડનાર દેવનો આભાર માની આ જગતમાંથી ચાલ્યો ગયો ! સત્યથી ચાલનાર મનુષ્યે મોતમાં હીંમત હારવી નહીં; જેણે પોતાની ફરજ અપૂર્ણતાથી પણ સાચા દિલથી બજાવવાને યત્ન કર્યો છે, તેને મોત પછી કાંઇ પણ ભય નથી—એવી દિલાસો આપનારી શ્રદ્ધા સઘળા પ્રાચીન પુરૂષોમાં હતી. સત્યને માટે હીંમતભરી, બંધનરહિત અને નિષ્પક્ષ શોધ કરવી તે મનુષ્ય જાતનું ઉત્તમ ને નિર્દોષ કર્તવ્ય છે, એવો મત ભૂતકાળનાં બધાં તત્ત્વદર્શનોનો પ્રોત્સાહક હતો. વળી કાંઇ આથેન્સના જ કુંજોમાં આ વલણ દૃશ્યમાન થાય છે એમ નથી; જ્યારે ઇસા પેગંબરે કહ્યું કે 'સત્ય, દયા અને નમ્રતાપૂર્ણ જીવન' એટલીજ સેવા ઇશ્વરને જોઇએ છીએ; જ્યારે ડાહ્યા પુરૂષે ( સુલેમાન રાજાએ ) કહ્યું કે મનુષ્યોની તમામ ફરજ ઇશ્વરની બીકમાં અને તેના હુકમ પાળવામાં રહેલી છે; જ્યારે ઇસુના શિષ્યે કીધું કે ખરો ધર્મ હૃદયની ઉદારતા અને શુદ્ધિમાં રહેલો છે અને જ્યારે તેના કરતાં પણ મોટા ઉપદેશકે ( ઇસુએ ) કહ્યું કે ખરી પૂજા કેવળ આધ્યાત્મિક છે, અને છેવટનો ન્યાય ઇશ્વર કરશે એટલે માણસોને તેમના ધાર્મિક મત પ્રમાણે નહીં, પણ કર્મ પ્રમાણે જુદાં પાડશે—ત્યારે તે સર્વેએ પોતાની ભાષામાં બુદ્ધિસ્વાતંત્ર્ય મતનું જ ઉચ્ચતમ અનુમોદન કરેલું છે.

આ બધું ગમે તેમ હોય, પણ જ્યારે ખ્રિસ્તિ ધર્મ કેવળ નૈતિક સ્વરૂપમાં આવ્યો, ત્યારે ખ્રિસ્તિઓ જ કેવળ મોક્ષના અધિકારી છે, એવો સિદ્ધાંત એક મતથી ગ્રહણ કરવામાં આવ્યો. સુધારકોએ જે હઠથી તેને પકડી રાખ્યો, તેનું કારણ કાંઇક અંશે જુની ધાર્મિક વિચાર સરણિમાંથી મનને મુક્ત કરવાની મુશ્કેલી હતી; અને તેથી પણ મોટી મુશ્કેલી એ હતી કે પહેલેથી જ ખ્રિસ્તિ ધર્મ મનુષ્યની પ્રકૃતિ અને મનુષ્યનાં કામને ધિક્કારતો હોવાથી સ્વાભાવિક રીતે તેના અનુયાયીઓને વૈધિક સિદ્ધાંતોનો આશ્રય લેવો પડયો. તમામ સુધારકો આ બાબત વિષે પૂરેપૂરા એકમત હતા. લ્યૂથર અને કેલ્વિનના શિષ્યો તથા તમામ અન્ય પંથવાળા આગ્રહથી કહેતા કે ઇસાઇઓ સિવાય અન્ય જનોનાં પાપ માફ થશે નહીં, અને તેમને મોક્ષ

મળશે નહીં. સુધારાના અગ્રણીઓમાં માત્ર એક ઝિવંગ્લિઅસ ખુલ્લા શબ્દોમાં તે વાતની ના પાડતો. તેણે મરતા પહેલાં લખેલી ' શ્રદ્ધાની કબુલત ' જે માનવ બુદ્ધિના ઇતિહાસમાં અગત્યનો યુગ બતાવે છે, તેમાં છટાદાર ભાષામાં જણાવ્યું કે " તમામ સંત પુરૂષો, શૂરવીર, ભક્તિમાન્ સદ્દગુણી જનોની મંડળીમાં એબેલ અને એનોક, નોઆ અને અબ્રામ, ઐસાક અને જેકબ, સોક્રેટિસ, એરિસ્ટાઇડિસ અને હર્ક્યુલીસ વગેરે સૌ એકઠા મળશે, અને દરેક પ્રમાણિક ને પવિત્ર પુરૂષ પ્રભુની આગળ હાજર રહેશે." હાલના સમયમાં આવી ભાષામાં કાંઇ વિસ્મયકારક લાગતું નથી; પણ જ્યારે તે પહેલ વહેલી લખવામાં આવી, ત્યારે ચોતરફ ગુસ્સો અને અચંબો લાગ્યો. લ્યૂથરે તે વાંચીને જ કહ્યું કે ઝિવંગ્લિઅસના મોક્ષ માટે મને આશા નથી.

હવે આ ' નિરાસક મોક્ષ ' ( exclusive salvation ) ના સિદ્ધાંતથી થયેલાં કેટલાંક દૂરનાં કાર્યો તપાસીએ. પ્રથમ જ્યારે ધર્મસંસ્થાનું વાતાવરણ તદ્દન શાંત હોય છે, ત્યારે માન્યતા પર હૃદયની અસર થશે, અને વૈધિક સિદ્ધાંતો ધીમે ધીમે વિસારે પડશે. પણ જ્યારે વાદવિવાદના ક્ષોભથી કલ્પનામાં તે સિદ્ધાંત ખડો થાય છે, અને ચર્ચાના ઉત્સાહમાં હૃદયનો અવાજ દબાઇ જાય છે, ત્યારે વૈધિક દિશામાં ધર્મની વૃદ્ધિ થતાં થતાં નૈસર્ગિક ધર્મની રૂપરેખા પણ ભુસાઇ જશે. આવી રીતે ઉક્ત સિદ્ધાંતથી જન્મ પામેલ દિષ્ટિવાદ અગસ્ટૈને સ્વીકાર્યો હતો, પણ કેલ્વિન અને લ્યૂથર જેવા સુધારકોએ તેનું મહત્વ વધારી દીધું. સંત અગસ્ટૈન નીચે મુજબ દૃષ્ટાંત આપે છે. ' ધારો કે એક માનાં બે બચ્ચાં છે. આ દરેકે કાંઇ પણ નીતિનું કાર્ય કર્યું નથી; એક માના શરીર નીચે દબાઇને સંસ્કાર થયા પહેલાં મરી જાય છે; બીજાને સંસ્કાર થાય છે, અને તે ફક્ત નરકમાંથી બચે છે. " ભલા અને શાણા ઇરેસ્મસે જોયું કે આ ધર્મક્રાંતિથી પેદા થયેલું એક અનિષ્ટ ફળ છે; માટે ' ઇચ્છા સ્વાતંત્ર્ય ' ના બચાવમાં તેણે એક પુસ્તક લખ્યું; તે વાંચીને લ્યૂથરે દિષ્ટિ વાદ વિષે પોતાની માન્યતા ખુલ્લા શબ્દોમાં જણાવી. તેણે કહ્યું કે ' મનુષ્ય ઇચ્છા એક ભારવાહી પશુ જેવી છે. જો ઇશ્વર તેના પર ચડી બેસે છે, તો તે ઇશ્વરની મરજી મુજબ ચાલે

છે. પણ જો સેતાન બેસે છે, તો સેતાનની મરજી પ્રમાણે ચાલે છે. વળી તેના હાથમાં પોતાનો સવાર પસંદ કરવાનું પણ નથી, અથવા અમુક સવારને શરણે જઈ શકે તેમ પણ નથી; પણ સવારો ( ઇશ્વિર અને સેતાન ) તેના કબજા માટે લડયા કરે છે.'

કૅલ્વિનનો મત પણ તેટલોજ સ્પષ્ટ હતો. તેના પ્રમાણે 'પરમેશ્વર દરેક માણસને પેદા કર્યા પહેલાં ઘણો વખત આગાઉથી તેનું સારૂં નરસું નસીબ નક્કી કરી રાખે છે; લાખો કરોડો જીવોને માટે નરકનો અગ્નિ ચેતાવી રાખે છે; આ જીંદગીમાં બચવાનો માત્ર એકજ ઉપાય છે, તેનાથી પણ દૂર રાખે છે. વળી એટલાં એટલાં અસંખ્ય માણસોને જીવતાં તે ધિક્કારે છે, અને મુવા પછી નરકનો અગ્નિ ચેતાવી તેમાં તેમને પીડાતાં અનંત યુગ સુધી બેઠો બેઠો નિર્દયપણે જોયા કરશે.'

આવા શિક્ષણપર વિવેચન કરવાની જરૂર નથી. તે શિક્ષણ ઇશ્વરને પોતાને જ પાપનો કર્તા બનાવે છે, અને દયા તથા ન્યાય વિષેના આપણા તમામ વિચારોને ઉલટાવી નાંખે છે. જે પરમેશ્વર મનુષ્યના પોતાના અપરાધ વગર તેને બિચારાને ગુન્હેગાર ગણે, કરોડો બાળકોને ઘડીભરની જીંદગી આપી અનંતકાળ નરકમાં સડવા દે, મહાન્ પ્રજાઓને પેદા કરી, પછી તેઓ મરે ત્યારે નરકમાં નાંખે, કેમકે જે ખ્રિસ્તિ ધર્મ વિષે તેમણે કાને કદી સાંભળેલું નહીં, તેમાં તેઓ ન્હોતા માનતા; અથવા તેઓ જન્મ્યા પહેલાં હજારો વર્ષ ઉપર એક મનુષ્યે ગુન્હો કર્યો, તેટલા સારૂ તેના વંશવારસોને પીડ્યાજ કરે—આવો પરમેશ્વર શું ન્યાયી અને દયાળુ કહેવાય? આવા પરમેશ્વરને દયાળુ અને ન્યાયી કહેશો તો મનુષ્ય હૃદયમાં દયા અને ન્યાયના ખ્યાલ પ્રભુએ કોતરેલા છે, તે ભુસાઇ જશે, અને હૃદયનો દીવો બુઝાઇ જશે; હૃદયના અવાજને જુઠો સાક્ષી ગણી તેને છુંદી નાંખતાં લોકોને તમે શીખવશો, અને તેનો અનાદર કરવામાંજ સદાચાર રહેલો છે, એમ માનતાં શીખવશો.

ઉપર વર્ણવેલા તમામ સિદ્ધાંતો એકઠા કરીએ, તો મનુષ્ય જાતના ધાર્મિક ઇતિહાસમાં તેની જોડી મળે તેમ નથી. આપણા સમયમાં તે બુદ્ધિના

જ્વલંત પ્રકાશથી પાછા હઠી ગયા છે; માત્ર અપ્રસિદ્ધ માણસોનાં અપ્રસિદ્ધ લખાણોમાં તે દેખાય છે. પોતાની કીર્તિની દરકાર કરનારો કોઇ પણ બુદ્ધિમાન્ પુરૂષ અથવા પ્રસિદ્ધ લેખક એવા સિદ્ધાંત કબુલ કરતો નથી. લ્યૂથર, કેલ્વિન અને એઝ્રા જેવાઓએ જે ભાષા વાપરી હતી, તે છતાં તેમના સમયમાં તેઓ લોકપ્રિય હતા; પણ હવે તેજ ભાષાથી કોઈ પણ ધર્મોપદેશક પોતાના નાના અને નિર્જીવ મંડળની બહાર લોકપ્રિયતા સંપાદન કરી શકે નહીં. બુદ્ધિસ્વાતંત્ર્યનો પવન આપણી તમામ વિચારપ્રણાલિકામાં એવો વ્યાપી ગયો છે, કે આપણી નૈતિક સમજને જે કોઈ સિદ્ધાંત અકારો લાગે, તેના ઉપર આપણો તિરસ્કાર વધતો જાય છે; અને 'નિરાસક મોક્ષ' નો સિદ્ધાંત જેના વડે મનુષ્ય જાતિની સ્વતઃ દુષ્ટતા અને અનુદ્ધાર્યતાનો સિદ્ધાંત માનવાને લોકોનાં મન કેળવાઈ ગયાં હતાં, તે બંને હવે નિંદ્ય અને ત્યાજ્ય ગણાય છે.

નિરાસક મોક્ષના સિદ્ધાંતની એક બીજા અગત્યના વિષય પર ઘણી અસર થઈ છે; તે મતાંધતા અને નીતિના સંબંધ વિષે છે. આગળના ધર્માચાર્યો એમ માનતા કે મતાગ્રહી સિદ્ધાંતોમાં જ કંઈ ઑર ગુણ રહેલો છે; અને તેમની અસર રહેણી કરણીપર થાય છે, કે નહીં, તે તપાસતા નહીં. તે અનુસાર આપણે ઉપર જણાવી ગયા છીએ કે ઇસુના દ્વિગુણ સ્વરૂપ વિષેનો પ્રશ્ન શરૂઆતના કાળમાં વિશેષ અગત્યતા ભોગવતો હતો; અને ક્રાંતિ સમયે સનાતન પક્ષની મુખ્ય કસોટી ખાણામાં ઇસુ પ્રવેશનો સિદ્ધાંત માનવામાં રહેલી હતી. તેથી ઉલટું, વ્યાવહારિક યુગમાં અમુક ધર્મની અસર મનુષ્યોનાં આચરણ પર જેટલી થાય છે, તેટલે દરજ્જે રાજ્યતંત્રી તે ધર્મની કીંમત આંકે છે. તે જુએ છે કે ધાર્મિકવાદયુદ્ધોએ ઘણી વખત સામાજીક બંધારણ તોડી નાંખ્યું છે, પ્રજાના ભિન્ન ભિન્ન વર્ગોનું ઐક્ય થવા દેવામાં દુસ્તર વિઘ્ન પાડ્યું છે, દીર્ઘકાળ પર્યંત પ્રાણ ઘાતક લડાઇઓ ચલાવી છે, અને સમાજને લાભ થાય તેવાં કાર્યોમાંથી બુદ્ધિમાન ને ઉત્સાહી પુરૂષોને અવળે માર્ગે ચડાવી દીધા છે. આ સર્વ ધર્મનાં અનિષ્ટ ફળો છે, એમ તે ગણે છે; પણ તેમનો બદલો કેટલાંક સારાં પરિણામથી વળે છે; જેવાં કે,

મનુષ્યોની વિષયવૃત્તિને તે નિયમમાં રાખે છે, ઉચ્ચ પ્રકારનું કર્તવ્ય ભાન તે ફેલાવે છે, ઘડપણમાં, રોગમાં ને શોકમાં તે દિલાસા રૂપ થઇ પડે છે, અને અતિશય માનવપ્રેમ તે જગવે છે. માટે રાજ્યતંત્રીનો હેતુ એવો હોય છે કે જે ધર્મમાં નીતિતત્ત્વ વિશેષ, અને મતાંધતા કમતી હોય, તે ધર્મને ઉત્તેજન આપવું. બુદ્ધિ સ્વાતંત્ર્યવાદી આ બંનેની વચ્ચેનો દરજ્જો ભોગવે છે. પ્રાચીન આચાર્યોની પેઠે તે કહે છે કે ધર્મની ઉત્તમતાનું માપ કેવળ બાહ્ય ઉપયોગમાં સમાપ્ત થતું નથી; રાજ્યતંત્રીની પેઠે તે કહે છે કે મતાગ્રહી સિદ્ધાંતોમાં સ્વતઃ સિદ્ધ કાંઈ ગુણ નથી. તે માને છે કે માનવ પ્રકૃતિના ઊર્મિ ભાવપર અસર કરવાને તથા તેને વિકસાવવાને તે રચાયેલા છે. વળી ધર્મનાં અમુક તત્ત્વો જે બીજી કોઈ રીતે મનમાં દાખલ થવા પામત નહીં, તેનાં દ્વાર રૂપી તે છે; અને જ્યારે તેમનું કાર્ય સંપૂર્ણ થાય છે, ત્યારે તેમની જરૂર રહેતી નથી. જનસમાજના ઉદયકાળમાં ઇશ્વર વિષે લોકો શુદ્ધ આધ્યાત્મિક અથવા નૈતિક ભાવના કરી શકતા નથી, માટે તેઓ મૂર્તિદ્વારા તેને પૂજે છે. આથી કરીને ઇશ્વર સંબંધી જુઠો હલકો ખ્યાલ બંધાય છે ખરો, પણ પૂજાની નૈતિક અસર રહે છે: આમ મોટા લાભની ખાતર મોટું અનિષ્ટ વહોરવું પડે છે. પણ જેમ જેમ વૃદ્ધિ પામતા સુધારાની જોડે લોકોમાં વધારે શુદ્ધ અને વધારે નૈતિક ખ્યાલ કરવાની શક્તિ આવતી જાય છે, તેમ તેમ મૂર્તિપૂજા કેવળ અનિષ્ટકર થઇ પડે છે, અને છેવટે તે તજી દેવામાં આવે છે. તેવીજ રીતે કેવળ નીતિપર રચેલો ધર્મ જે મનુષ્યોને નિષ્કામ કર્તવ્ય ભાન અને ઉત્કર્ષ ગ્રહણ શક્તિ આપવા મથે છે, તે સમાજની પ્રારંભ દશામાં કદી સફળ થતો નથી. તેથી કરીને તે જડ ભાવ પામે છે, અનેક ક્રિયાઓ સાથે જોડાય છે, અને તેમાં વધારી દીધેલી માન્યતાઓ, નીતિની લાગણીથી કેવળ અસંબદ્ધ ફરજો, દેવાલયોનો ડોળડમાક અને વિસ્તૃત દંત કથાઓ, ઇત્યાદિ ઓતપ્રોત થઇ જાય છે. આ સર્વ બાહ્ય વસ્તુઓમાં થઇને નીતિનો સાર લોકોના મનમાં નીતરે છે, અને ઉચ્ચતર વિકાસની કળાઓ માટે તેઓને તૈયાર કરે છે. ક્રમે ક્રમે ક્રિયાઓ પડી ભાંગે છે, સિદ્ધાંતોની સંખ્યા ઘટતી જાય છે, જીંદગી

અને વર્તનમાંથી ધાર્મિક નિશાન જતું રહે છે, ને તેને સ્થાને નૈતિક નિશાન આવે છે; દુરાગ્રહી મતો શિથિલ થતા જાય છે, અને આખરે ધર્મ પોતાનું સ્વરૂપ પલટી નવું જીવન પ્રાપ્ત કરે છે, અને જે શુદ્ધ ભાવનાથી તેનું સ્થાપન થયું, તેજ ભાવના તેનાં સર્વ અંગોમાં ઝળહળતી પ્રકાશવા લાગે છે.

નિરાસક મોક્ષના સિદ્ધાંતનું એક પ્રત્યક્ષ ફળ એ થયું કે તેથી કાયમને માટે નીતિના કરતાં ક્રિયાકાંડ ઉચ્ચતર ગણાવા લાગ્યો. જ્યારે અમુક સિદ્ધાંતો માનવાથી જ ફક્ત મોક્ષની પ્રાપ્તિ હોય, ત્યારે નીતિપર ઓછું ધ્યાન અપાય, અને તે સિદ્ધાંતોપર વિશેષ અપાય તે દેખીતું છે. ગમે તેવી જીવન શુદ્ધિથી જો ધર્મ ભ્રાંતિનો બદલો વળી શકતો ન હોય, પણ અમુક ક્રિયાઓ વડે જો તમામ અપરાધ ધોવાઇ જતા હોય, તો કુદરતી રીતે મન સારી રહેણી કરણીના કરતાં વૈધિક સિદ્ધાંતો તરફ વિશેષ વળશે. રોમ સંપ્રદાયમાં આ વલણ કેટલું બધું વધી ગયું છે, તે સૌ કોઇ જાણે છે. પ્રોટેસ્ટંટ વિવાદકોએ પ્રસિદ્ધ કેથોલિકોનાં લાંબાં અને ભરોસાદાર પત્રકો તૈયાર કરી સિદ્ધ કર્યું છે કે તેઓ દરેક જાતના ગુન્હાથી ભ્રષ્ટ થયેલા હતા, છતાં ધર્મસંસ્થાના વહાલા ભકતો ગણાતા હતા, અને સનાતન પક્ષને છાજતી દઢતાથી તેનાં શાસનો પાળતા, તથા હૃદયના ડંખ મટાડવા સારૂ તેની પાપ ક્ષમા મેળવતા, અને છેવટે એકાદ મઠની સ્થાપના અર્થે દ્રવ્ય આપી, અથવા અમુક પ્રાયશ્ચિત્ત કરી અથવા પાખંડીઓ પર જુલમ ગુજારવાની યોજના કરી આપી મનમાં એમ જ સમજતા કે હવે આપણી જીંદગીનાં તમામ પાપ ધોવાઇ ગયાં છે.

પ્રોટેસ્ટંટ પંથમાં ભક્તિ ને અનીતિનો આવો સંયોગ (જે દંભથી કેવળ જુદા પ્રકારનો છે તે) ઓછો દેખાય છે. બેન્વેનુટો સેલિનિના જેવી જીંદગી જેમાં એક તરફથી ઘોર ગુન્હાઓ અને બીજી તરફથી અતિશય ભક્તિનું સંમિશ્રણ હોય, તેવા દાખલા જવલ્લે જ મળે છે, પણ આ પંથ આવાં પાપથી છેક જ શુદ્ધ છે એમ કહી શકાશે નહીં. ધર્મક્રાંતિનાં જુનાં શાસનોને જેટલા દુરાગ્રહથી પ્રોટેસ્ટંટ પ્રજાઓ વળગી રહે છે, તેટલે દરજ્જે નીતિના નિયમો તેઓમાં જોવામાં આવતા નથી; અને બધા દેશોમાં

સ્વીડન આવા દુરાગ્રહ માટે પ્રસિદ્ધ છે. છતાં ત્યાંના લોકોમાં ગુપ્ત રીતે જન્મેલાં બાળકોની સંખ્યા ઘણી જ છે!

જે લોકોમાં ઉંચી પંક્તિની પવિત્રતા હોતી નથી, અને જેઓ એમ સમજે છે કે આપણે ધર્મનો વધારે અગત્યનો ભાગ પાળીએ, તો વિષયાસક્તિને માટે એક જાતનો પરવાનો મળે છે, તેવા લોકોમાં નિરાસક મોક્ષના સિદ્ધાંતથી આવાં વિરૂદ્ધ પરિણામો ઉપજે છે. હવે તેમનાથી જુદા વર્ગના લોકો જેઓનો ઉત્સાહ કેવળ બીન સ્વાર્થ હોય છે, તેઓ પણ કેવી માઠી અસર કરે છે, તે જોઇએ. નાસ્તિક્યના જેવું બીજું મોટું કમનસીબ નથી; અને નાસ્તિકને હમેશાં દુઃખ ભોગવવાનું લખેલું છે, એવી તેઓને ખાત્રી હોવાથી તેઓએ પોતાના સિદ્ધાંતોને સાધારણ રીતે ધૂર્તતાને અસત્યથી ટેકો આપેલો જણાય છે. હવે તેઓ આમ કરે તો તેમાં કાંઇ નવાઇ નથી. નીતિના કાયદાનો પાયો ગમે તે હોય, પણ આટલું તો ખરૂં છે કે મનુષ્ય જાતિનો મોટો ભાગ એમ સમજે છે કે કેટલાક આપત્તિ ધર્મની અંદર તેનો ભંગ કરવો વાજબી છે. મરણની પથારીએ પડેલા માણસ પર કોઇ મોટી આફત આવવાની હોય, અને વૈદ્ય કહેશે કે તે જણાવવાથી તરત મરી જશે, અને તે છુપાવવા માટે અસત્ય બોલ્યા વિના બીજો ઉપાય નથી, તો તેવા અસત્યને નિંદ્ય ગણનારા નીતિશાસ્ત્રીઓ કોઇક જ હશે. કોઇ નિરપરાધ માણસની પછવાડે દોડતો કોઇ ખુની મળે, અને તેને ખોટો રસ્તો બતાવવાથી પહેલો માણસ બચી જાય તેમ હોય, તો ગમે તે માણસ કાંઇ પણ સંકોચ વિના જુઠું બોલશે, એમ કહી શકાય. આ બાબતો વાજબી છે, એમ દલીલથી સાબિત કરવું, અથવા દોષયુક્ત ને નિર્દોષ અસત્યની વચ્ચે સ્પષ્ટ રેખા દોરવી, તે સહેલું કામ નથી, પણ કેટલાક સંજોગોમાં જુઠું બોલવું જોઇએ, તે સૌ માણસો હમેશાં કબુલ કરતા આવ્યા છે, અને પ્રખ્યાત નીતિશાસ્ત્રજ્ઞો તે વિષે ચોખ્ખું લખતા ગયા છે. માટે જ્યારે એમ માનવામાં આવે છે કે ખોટા મતવાળાઓને નરકમાં નાંખવામાં આવશે; એટલું જ નહીં, પણ તે બાબતના સત્યવિષે રાતદિવસના અભ્યાસથી પાદરીના મનમાં સાક્ષાત્કાર થતો જાય છે, અને જ્યારે તે જુએ છે, કે

જરા જુઠું બોલવાથી, અથવા સત્ય છુપાવવાથી, અથવા તેને બીજા રૂપમાં બતાવવાથી મારા ધર્મના પુરાવા સુદૃઢ થઈ શકશે, ત્યારે તે લાલચને વશ થઇ જાય છે. પણ ઉપરના કલ્પિત કિસ્સાઓમાં અને ધર્મ ગુરૂઓનાં ‘ પવિત્ર કપટ ’ માં ઘણો તફાવત રહેલો છે. પહેલા પ્રકારમાં છુટક છુટક નીતિની સમજનાં પરિણામ છે. પણ બીજામાં તો તેને રીતસર સિદ્ધાંતનું મહત્ત્વ આપવામાં આવે છે. પહેલા પ્રકારમાં તો જવલ્લેજ અને અપવાદ રૂપ સંજોગોમાં જુઠું બોલવું પડે છે; તેથી તે બોલનારની સામાન્ય સત્યની ટેવ નાબુદ થતી નથી; પણ બીજામાં તો અહર્નિશ જુઠું બોલવાની ટેવ પડે છે. પ્રારંભ ગુરૂઓએ સ્પષ્ટ પ્રતિજ્ઞા લખેલી છે કે ‘ પવિત્ર કપટ ’ ન્યાયયુક્ત અને સ્તુત્ય છે. કદાચ તેમ ન લખ્યું હોત, તોપણ નિરાસક મોક્ષના પરિણામ તરીકે તેનો પ્રચાર થયા વિના રહેતજ નહીં. આવી રીતે ધર્મ સાહિત્ય એકદમ અત્યંત નિર્લજ્જ અસત્યના વલણથી કલંકિત થયું. મૂર્તિપૂજકોને હંફાવવા હતા, માટે ઇસુના આગમનની ભવિષ્ય વાણીઓ ખોટી ઘડી કહાડવામાં આવી; જુઠા અદ્‌ભુત ચમત્કારોની વૃદ્ધિ કરવામાં આવી. જેઓ સામા થતા, તેમના પર નિંદિત કૃત્યોનાં આળ ઓઢાડવામાં આવતાં. પાખંડીઓને ખાત્રી કરાવવા સારૂ જુનાં પુસ્તકોમાં ક્ષેપક ભાગ ઉમેરાયા, અથવા તેમણે બનાવેલાં જુઠાં બાઇબિલો સામે જુઠા દસ્તાવેજવાળાં લખાણો ઘડી કાઢવામાં આવ્યાં. આ વલણ કાળક્રમે વધતું ગયું; એટલે સુધી કે છેવટે સત્ય વિષે ભાન અને સત્ય પ્રેમ લોકોનાં મગજમાંથી ભુસાઈ ગયાં.

મધ્ય યુગની આ સ્થિતિ હતી, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી, તે તે સમયનું સાહિત્ય જાણનારાઓને વિદિત હશે. તે સમયમાં યૂરોપમાં ભણેલા ફક્ત ધર્માચાર્યો હતા; અને તેઓ ખરાદિલથી માનતા કે લોકોના ભલાની ખાતર ગમે તેટલું અસત્ય નિંદા પાત્ર નથી. તેઓના ધર્મના પ્રતિપક્ષીઓ પર નીચમાં નીચ હલ્લા કરી, તેમની પાછળ લાગવામાં, દરેક સંત પુરૂષની આસપાસ સ્પષ્ટ રીતે જોડી કહાડેલા ચમત્કારો રૂપી પ્રભામંડળ આલેખવામાં, ભક્તિની વૃદ્ધિ કરવા માટે હજારો ચમત્કારો શોધી

કહાડવામાં તેઓએ કાંઇ બાકી રાખ્યું નહીં; એટલું જ નહીં; પણ ધર્મના ક્ષેત્રમાં સંપાદન કરેલી સત્ય વિષે બેદરકારી તેઓ અન્ય વિષયોમાં પણ લઈ ગયા. તેમનાં સર્વ લખાણો, અને ખાસ કરીને ઐતિહાસિક લખાણો એટલાં બધાં કપોળ કલ્પિત, હાસ્યજનક અને ધૃષ્ટ છે કે પાછળના જમાનાને તે બહુ રમુજ આપે છે. વળી ખ્રિસ્તિ ધર્મની ચોમેર આવી બનાવટી વાતો છુટથી વેરનારા લોકો શીખવતા હતા કે ભોળપણ એ સદ્‌ગુણ છે, અને અશ્રદ્ધા એ દુર્ગુણ છે. આ અતિશ્રદ્ધાની ટેવ જે નિરાસક્ત મોક્ષનું પરિણામ હતું તેને લીધે યૂરોપમાં અતિશય જુઠાપણું પેદા થયું, અને સત્યનો પરાજય થયો: જે માણસ સત્યને ખરેખર ચાહે છે, તે સંતોષથી અમુક વાત માની છાનોમાનો બેસી શકતો નથી. કોઇ પણ શંકા ભરેલી વાત માનતાં તે ઘણો થોભશે, વિરૂદ્ધ દલીલો કાળજીથી તોળી જોશે, દરેક આખ્યાનમાં તે બહુ ઊંડો ઉતરશે, પોતે અગાઉથી બાંધી લીધેલા મત દૂર રાખશે, અને સંભવિત બાબતોને ખરી માની બેસશે નહીં. સત્યના વલણનાં આ મુખ્ય લક્ષણો છે, અને તેમને ઉત્તેજન આપવાથી અથવા દાબી દેવાથી આપણે જાણી શકીએ કે અમુક વૈધિક સિદ્ધાંતો તે વલણને કેટલે દરજ્જે અનુસરે છે.

નિરાસક્ત મોક્ષની માન્યતાથી આવી રીતે ત્રણ બુરાં પરિણામ આવ્યાં. (૧) જરા પણ ક્ષોભ વિના સંખ્યાબંધ પવિત્ર કપટ કરવામાં આવ્યાં (૨) એક પ્રકારનું અસત્ય જેને મૃષાવાદ કહેવામાં આવે છે અને જેમાં સામા પક્ષની ખરી હકીકત દાબી દેવામાં આવે છે, તેની વૃદ્ધિ થઈ (૩) સત્ય શોધનની જીજ્ઞાસા નાશ પામી.

હજુ નિરાસક્ત મોક્ષની માન્યતાથી થયેલી એક જુદા પ્રકારની માઠી અસર બાકી રહે છે; તે એ છે કે જે વાતને આપણી વિવેક શક્તિ ના કબુલ કરતી હોય, તેને ઇચ્છાના બળે પરાણે માનવી; એટલે કે તમામ પ્રયત્નો વડે એક પક્ષમાંથી ધ્યાન ખેંચી લઈ, તેને બીજા પક્ષપર લગાડી, લાગણીઓને મરડી મચડી, પોતાની તર્ક શક્તિનો અવાજ દાબી દેવો. જે જે સમાજોમાં ઉપરનો સિદ્ધાંત પ્રબળ હોય છે તે સર્વમાં આ નિયમ

પાળવામાં આવેછે. મનુષ્યો પણે ભાગે જુઠી દલીલોથી કે મિથ્યાવાદથી છેતરાઈ શકતાં નથી; પણ ઇચ્છાપૂર્વક તે મિથ્યાવાદ માને, ત્યારે જ છેતરાય છે. જ્યાં જ્યાં નિરાસક મોક્ષનો સિદ્ધાંત માનવામાં આવે છે, ત્યાં સર્વત્ર આ નિયમને ધોરણસર સદ્‌ગુણ માની પાળવામાં આવે છે.

છેલ્લા ત્રણ સૈકાનાં સાધારણ ચલનવલન વિષે ભલે ગમે તે અભિપ્રાય બાંધવામાં આવતો હોય, પણ એટલું તો નિઃસંદેહ છે કે સત્યનું વલણ અતિશય ફેલાયું છે, અને તે સઘળી જુઠી બાબતો તરફ દર્શાવાતી અસહિષ્ણુતા તથા શંકા ભરેલી બાબતો તરફ વૃદ્ધિ પામતી અશ્રદ્ધા ઉપરથી પ્રત્યક્ષ થાય છે. અનેક માનસિક પ્રોત્સાહનોના સંમેલનથી વધતી જતી સંસ્કૃતિનું આ એક સાધારણ પરિણામ છે; પણ ખાસ કરીને તે ૧૭ મા સૈકાના મહાન્ વ્યાવહારિક તત્ત્વચિંતકોનાં લખાણોનું પરિણામ ગણી શકાય. આ મહાન્ તત્ત્વચિંતકો બેકન, દેશકાર્ટસ્ અને લૉક હતા. તેઓએ જુની વિચાર સરણિનો નાશ કર્યો, તે સીધી વાદકુશળ ચર્ચાવડે નહીં, પણ સત્ય શોધનની નવી રીત, તથા જુની વિચાર સરણિ જોડે ભળી ન શકે તેવું ઉત્તમતાનું ધોરણ દાખલ કરવાથી તેમ કરી શક્યા. ભોળાપણું લજ્જાસ્પદ છે એવું માનતાં, પોતાના બંધાઈ ગયેલા ખોટા વિચારો સામે સખત લડત ચલાવતાં, ભૂતકાળના નિર્ણયો વિષે અશ્રદ્ધા રાખતાં, અને પોતાની માન્યતાના પાયાનું સાવધાનપણે બારીક પૃથક્કરણ કરતાં તેઓએ લોકોને શીખવ્યું. વળી મનુષ્ય જાતિનું ઉચ્ચતમ લક્ષણ—સત્ય ને સત્યની ખાતર ચહાવું તે—શીખવ્યું. સત્ય પ્રેમ જે મનુષ્ય બુદ્ધિને અનેક બંધનોમાંથી સ્વતંત્ર કરી શકે છે, અને મનુષ્યકૃત સિદ્ધાંતોની ભૂલવણીમાંથી ખરો રસ્તો બતાવે છે, અને જે કોઈ પણ વહાલો સિદ્ધાંત અથવા જુનો સંબંધ (સત્યની ખાતર) તજી દેતાં ડર ખાતો નથી, અને ઈશ્વરને પોતામાંજ પ્રતિફલિત થયેલો જોઈને પોતામાં જ પોતાનો બદલો શોધી લે છે. એવો સત્ય પ્રેમ આ વિદ્વાનોએ શીખવ્યો.

જુની વિચાર સરણિના મૂળમાં જ પેઠેલ કોઈ માનસિક દુર્વ્યસનપર આ વિદ્વાનોએ ઘણીજ બાહોશી અને ફતેહથી હલ્લો કર્યો. દેશકાર્ટ્સે

શીખવ્યું કે દરેક જુનો પક્ષપાતી વિચાર છોડી દેવો અને વિવેક શક્તિની કસોટીમાં દરેક અભિપ્રાયને મુકવાનો દૃઢ નિશ્ચય, એજ જ્ઞાન પ્રાપ્તિની શરૂઆત કહેવાય. માનુષી શક્તિઓની સીમારેખા દોરવાની જરૂર શીખવનાર લૉક હતો; સહજ વિચારો વિષેના તેના સિદ્ધાંતથી, અને મુખ્યત્વે ઊર્મિભાવની અતિનિપુણ પૃથક્કૃતિથી તેણે જે લોકો અમુક પ્રકારના માનસિક બનાવોને તર્કપ્રદેશથી અગોચર ગણે છે, તેમના અભિપ્રાયો નષ્ટ કર્યા. બેકનની અતિમાનુષી બુદ્ધિ દરેક ક્ષેત્રમાં ફરી વળી, અને માનસિક પ્રતિમાઓ અથવા મનપર વાંકીચુંકી અસર કરનારી બાબતોનું વર્ગીકરણ કરવા માટે, તથા પ્રયોગશાસ્ત્રવડે આગમ શાસ્ત્રનું વારંવાર શોધન કરવાના ઉપદેશ માટે તે અતિ પ્રસિદ્ધ હતી. વળી દેકાર્ટ્સે તત્ત્વજ્ઞાનના વિષયને બહુ સહેલી ભાષામાં લખીને તે વિષય સાધારણ લોકોને બુદ્ધિગોચર થઈ શકે તેવું કર્યું. પ્રાચીન દાર્શનિકોએ તત્ત્વજ્ઞાનમાં પૂર્ણતા પ્રાપ્ત કરી હતી, પણ તેમની શૈલી ઘણીજ કઠિન, અને ભાષા લેટિન હોવાથી તેનો લાભ સાધારણ લોકો લઈ શક્તા નહીં. દેકાર્ટ્સના પહેલાં ૬૦ વર્ષ રેમસે 'આન્વીક્ષિકી વિદ્યા' નામનું પુસ્તક ફ્રેંચમાં તથા બ્રુનોએ કેટલાક વિચારો ઇટલીઅ ભાષામાં છપાવવાની પહેલ કરી હતી. પણ પહેલાને કેથોલિકોએ ઠાર કર્યો, અને બીજાને પોપે જીવતો બાળી દીધો, તેથી તેમનો દાખલો ઉત્તેજન રૂપ થઈ શક્યો નહીં. તત્ત્વજ્ઞાનને લૌકિક રૂપમાં લાવવાનું માન દેકાર્ટ્સને ખાસ ઘટેછે.

વળી લૉક અને બેકનનાં લખાણોમાં એક પ્રકારની કલ્પનાની ખામીથી અસલના મિથ્યા કથાઓ લખવાના વલણમાં સુધારો થયો. આ હકીકત લૉકના સંબંધમાં તો યથાર્થ લાગે છે, પણ બેકનમાં તે બહુ નવાઇ જેવી લાગે છે; કેમકે તેના મગજમાં કલ્પનાશક્તિ બેહદ હતી. યૂરોપીય લેખકો પણ કહે છે કે બેકનના કેવળ વ્યાવહારિક તત્ત્વજ્ઞાનથી અંગ્રેજોના મનમાં ઉંચા પ્રકારના વ્યાપ્તિવાદ વિષે પ્રેમ રહ્યો નથી, તથા જે જે વિચારોથી પ્રત્યક્ષ વ્યાવહારિક લાભ ન હોય તે સર્વને માટે તેમને અણગમો છે, એ ખરાબ પરિણામ આવ્યું છે. પણ ખરી હકીકત એવી છે કે બેકનના શિષ્યો તેનાથી આગળ વધી ગયા છે. વિજ્ઞાનશાસ્ત્રનો હેતુ માત્ર બાહ્ય ઉપયોગ

છે એવું તેણે કહ્યું નથી, અથવા"ઉપયોગ એટલે માત્ર ભૌતિક લાભ, એમ પણ તેણે જણાવ્યું નથી. તમામ પ્રકારની ભૌતિક શોધના કરતાં શુદ્ધ સત્ય ચડીઆતું છે, એમ તેણે ઉમદા શબ્દોમાં જણાવ્યું છે. "અને વળી (આખું સત્ય કહીએ તો) જેવી રીતે આપણે પ્રકાશના ઋણી છીએ, કેમકે તે આપણને રસ્તો બતાવે છે, હુન્નરો શીખવામાં તથા એક બીજાને ઓળખવામાં સહાયકારી છે, છતાં પ્રકાશનું દર્શન એજ તેના અગણિત ઉપયોગો કરતાં વધારે ઉત્તમ અને રમણીય છે; તેવાજ રીતે ખરેખર પદાર્થોનું તેઓ છે તેવેજ રૂપે ચિંતવન કરવું—અને તે વહેમ અગર ધૂર્તતા સિવાય, ભ્રાંતિ અથવા ગરબડ સિવાય કરવું—એજ તેની તમામ શોધના ફળ કરતાં વધારે યોગ્ય છે." આમ છતાં એટલું તો કબુલ કરવું જોઇશે કે તેનાં લખાણોનો સામાન્ય ભાવ, પ્રયોગોની કીંમત બહુ ભારે છે એવો તેનો મત, અને ભૌતિકવૈભવ જોડે તેનાં તત્ત્વ દર્શનનો સંબંધ—આ સર્વ અત્યંત સંકુચિત ઉપયોગિતાવાદ ઉત્પન્ન કરવાનું વલણ દર્શાવે છે. જે લોકો પ્રકૃતિ વિદ્યાને માત્ર મનુષ્યજાતનાં ભૌતિક સુખ માટે નિર્માયેલી માનતા તે બેકનના શિષ્યો હતા. તેમણે પોતાના ગુરૂના સિદ્ધાંતો યથાર્થ રૂપમાં બતાવ્યા નહીં, પણ તેના ઉપદેશનું સામાન્ય વલણ દર્શાવ્યું છે.

વ્યાપ્તિવાદથી અંગ્રેજ પ્રજાનાં મનપર થતી અસર વિષે સાંપ્રતકાળમાં ગમે તે અભિપ્રાય ચાલતા હોય, પણ એટલું તો નિઃસંશય છે કે તેના, તથા લૉકના નિબંધના કાંઇક કલ્પના શૈથિલ્યને લીધે મધ્યયુગની વિચારસરણિ નાશ પામી. ઇંદ્રિયગોચર પ્રદેશનો વિસ્તાર કરીને, સત્યની છેલ્લી કસોટી અનુભવનેજ બનાવીને, શુષ્ક વિચારકોની કલ્પનાને હદ બહાર રખડતી અટકાવીને—તેઓએ યૂરોપીય કલ્પનાબાહુલ્ય અટકાવી દીધું. અત્યાર સુધી સ્વીકારવામાં આવતી અદ્દ્ભુત કહાણીઓને હાસ્યરૂપ ઠરાવી, અને પરંપરાગત વાર્તાઓને તથા ઊર્મિભાવને કસોટીમાંથી કહાડવાનું લોકોને શીખવ્યું, જેથી કરીને દેખીતો ગૂઢભાવ તેમાંથી ચાલ્યો ગયો. લૉક અને બેકનનાં લખાણોપરથી વૉલ્ટેરે અને તેના શિષ્યોએ જે નિયમો ખેંચ્યા, તેને પરિણામે યૂરોપની મહાભવ્ય ધાર્મિક ઇમારતો જમીનદોસ્ત થઈ; અને તેજ

તત્ત્વચિંતકોની સામે મધ્યયુગના ધર્મસાહિત્યના હિમાયતીઓએ ઉગ્ર વૈરભાવ દર્શાવ્યો છે.

મધ્યયુગમાં ધર્મ એજ સર્વોપરિ વિષય ગણાતો, અને તેનું વલણ અનન્ય શ્રદ્ધાને રૂપે હતું; તેથી વિચારનાં તમામ ક્ષેત્રોમાં તેજ વલણ પ્રસરી ગયું હતું. પણ ૧૭ મા સૈકામાં ધર્મનું સામ્રાજ્ય અનિર્ણીત હતું, અને મહાન્ વ્યાવહારિક લેખકોએ સમદૃષ્ટિ વિષે તથા સ્વતંત્ર તપાસ વિષે જે પ્રેમ દાખલ કર્યો, તે નૈસર્ગિકશાસ્ત્ર અને આધ્યાત્મિક દર્શનોમાંથી તરત ધર્મ સાહિત્યમાં પેઠો, અને જે જે સિદ્ધાંતો પોતાને અરૂચિકર હતા, તેમનો નાશ કર્યો, અથવા તો તેમને નિઃસત્વ કરી દીધા. બેકન અને લૉકનાં લખાણોની વચ્ચેના કાળમાં લગભગ પહેલીજવાર ચિલિંગવર્થ શીખવવા લાગ્યો કે પ્રામાણિક ધર્મભ્રાંતિ કેવળ દોષહીન છે. વળી તેજ અરસામાં જે અંગીકાર વિસ્તૃતિ ( latitudinarian school ) ની શાખા સ્થપાઇ, તેમાં ટેલર, ગ્લૅનવિલ અને હેલ્સની પ્રતિભાશક્તિનો જ્વલંત પ્રકાશ પડવાથી તે ધર્મસ્વાતંત્ર્યનું કેંદ્રસ્થાન અને બીજ ક્ષેત્ર થઈ પડી. વળી તેજ સમયમાં કાયદાના પુસ્તકમાંથી ' નાસ્તિકને બાળી દેવો ' એ હુકમ રદ થયો, અને આંગ્લભૂમિ નાસ્તિકના લોહીથી ખરડાતી બંધ થઇ !

—x—

# પ્રકરણ ૪.



## ધર્મ સંબંધી જુલમ.



### ભાગ ૨.



### ધર્મ સંબંધી જુલમનો ઇતિહાસ.

આ પ્રકરણના પહેલા ભાગમાં જે વિચારો મેં દર્શાવ્યા છે, તે ઉપરથી પૂરતી રીતે જણાશે કે નિરાસક મોક્ષના સિદ્ધાંતથી કેવી માઠી અસરો થઈ છે. હજુ આપણે એક અસર તપાસવી બાકી રહે છે, અને તે એવી છે કે બીજી બધી તેની આગળ કાંઈ લેખામાં નથી; તે ધર્મ સંબંધી જોરજુલમ વિષે છે. મનુષ્યોએ પોતાના જાતિ ભાઇઓપર જે જે દુઃખ નાંખેલાં છે, તેમાં આ કદાચ સર્વથી મોટું ગણાય, અને તે અત્યાર સુધી વિચારાત્મક સ્વરૂપમાં આલેખેલા સિદ્ધાંતોનું કાર્યના રૂપમાં સીધું પરિણામ ગણી શકાય. જો મનુષ્યો ખાત્રીથી અને શ્રદ્ધાથી એમ માને કે અમુક સંદિગ્ધ પ્રશ્ન વિષે આપણો પોતાનો જ વિચાર સાચો છે, અને આપણાથી ભિન્ન મતવાળા તમામ જનોને પરમેશ્વર અનંત દુઃખમાં નાંખશે, તો આ લોકો વહેલા મોડા પોતાની પૂરેપૂરી સત્તા પ્રમાણે જુલમ કર્યા વિના રહેશે નહીં. જોરજુલમથી થતાં શારીરિક અને માનસિક દુઃખ વિષે અથવા તે જુલમનો ભોગ થઈ પડેલા માણસોની પ્રમાણિકતા તથા નિઃસ્વાર્થ શૌર્ય વિષે તમે તેની પાસે વાત કરશો, તો તેઓ જવાબ આપશે કે અમારો સિદ્ધાંત તમે પૂરો સમજતા નથી માટે આવી આવી દલીલો કરો છો; પાખંડીઓને

નરકમાં જે અનંત દુઃખ ભોગવવાં પડશે તેની આગળ મનુષ્યોએ આપેલું દુઃખ શા હિસાબમાં છે! ધર્મસંબંધી જરા સરખી ભ્રાંતિને માટે જો પરમેશ્વર પોતે અતિશય ઘોર સજા કરે છે, તો પછી મનુષ્યના સદ્‌ગુણ અમારી ક્ષમાને પાત્ર શી રીતે હોઈ શકે? જે લોકો માને છે કે પાખંડીની ધાર્મિક પૂજાથી ઇશ્વરનું પ્રત્યક્ષ અપમાન થાય છે, તેઓ જો કે તેની માનસિક પ્રકૃતિ ફેરવી શકશે નહીં, પણ પોતાનું ચાલશે ત્યાં સુધી તેનાં કૃત્યો દાબી દેવાને યત્ન કરશે. વળી તેઓ જોશે કે રાજ્યસત્તા વચ્ચે પડવાથી જેમ બાહ્ય પ્રતિજ્ઞાપર અસર થાય છે, તેમ અંતરની માન્યતા ઉપર પણ થઈ શકે છે. સોમાંથી નવાણું લોકોના મત કેળવણી વડે બંધાય છે, અને કેળવણી કોના હાથમાં સોંપવી, તેમાં કયા કયા વિષયોનો સમાવેશ કરવો, અને તે દ્વારા કયા નિયમો શીખવવા, ઇત્યાદિ બાબતોનો નિર્ણય રાજ્યસત્તા કરી શકે છે. વળી જેઓ કેળવણીથી બંધાયેલા વિચારોથી છુટા થાય છે, તેમાંના ઘણાખરા વાંચન કે ચર્ચાપરથી વિચારો બાંધે છે, અને રાજ્યસત્તા પોતાથી વિરૂદ્ધ મતનાં તમામ પુસ્તકો તથા શિક્ષકોને બાતલ કરી શકે છે. અમુક મતવાળાને અમુક સજા, અને તેથી વિરૂદ્ધ મતાનુસારીઓને અમુક ઇનામ આપવાનું ઠરાવવાથી જેમ ઘણાક દંભી મનુષ્યો પેદા થશે, તેમ ઘણા સાચા દિલથી પણ નવા મતમાં ભળશે. માન્યતાઓ શી રીતે બંધાય છે, તે જેણે ધ્યાન પૂર્વક જોયું હશે, તેને માલમ હશે કે નવો મત સ્વીકારતાં પહેલાં ભલે દલીલોનું અવલોકન કરવામાં આવ્યું હોય, પણ શુદ્ધ દલીલોના કરતાં બીજાં કેટલાંક આડાંઅવળાં કારણો મનુષ્યોની વિચારશક્તિનો ભ્રંશ કરે છે, અને તેને પરિણામે તે વટલે છે. આમાં સૌથી વધારે પ્રબળ કારણ સ્વાર્થ છે. જ્યારે કોઈ માણસ અમુક રોજગારમાં ભળવાની ખાતર અથવા મિત્રોને ખુશી કરવા સારૂ, કે મનની શાંતિને અર્થે, અથવા વિજય વાસનાની તૃપ્તિ માટે, અગર અમુક મતાનુયાયીઓ પ્રસિદ્ધિમાં આવતા હોવાથી પોતે પણ તેવી કીર્તિ મેળવવાની ખાતર અમુક વર્ગના સિદ્ધાંતો સ્વીકારવા હૃદયપૂર્વક ઇચ્છા રાખે છે, ત્યારે સાધારણ રીતે તેની ઇચ્છા પૂરી થવામાં હરકત આવશે નહીં. ભલે તેણે દૃઢ નિશ્ચય કર્યો હોય કે હું

ગમે તેટલું નુકસાન ભોગવીશ,, પણ જે વાતને હું માનતો નહીં હોઉં, તેની જુઠી પ્રતિજ્ઞા કદી કરીશ નહીં—છતાં તેની લાગણીઓ તેનાં પ્રીતિપાત્રોમાં એવું આકર્ષણ મુકશે કે તે વિષે તેને પોતાને પણ બરાબર ખબર નહીં પડે. સત્ય શું છે, તે નક્કી કરવા માટે તે દલીલો કરશે નહીં, પણ અમુક મત સાચો છે એવું હું મારા હૃદયથી કહી શકું કે નહીં, તે વિષે તે વિચાર કર્યા કરશે. એક પક્ષના દોષ તરફથી અજાણ્યે તેનું ધ્યાન સરી જશે અને બીજા પક્ષપર તે અતિશય ઉત્સાહથી એકાગ્ર થશે. દરેક નિર્ણયને માટે તે દલીલ ખોળી કહાડશે, પણ તે દલીલ તેની ઇચ્છાના ગૂઢ વળણથી નક્કી થયેલી હશે. માટે જેમ રાજ્યકર્તા લોકોની ઇચ્છાપર અસર કરી શકે છે, તેમ તેઓની વિવેક શક્તિ ઉપર પણ જબરી અસર કરી શકે, તેમાં કાંઈ સંશય નથી.

આવી કેટલીક દલીલોવડે ખ્રિસ્તિ ઇતિહાસની શરૂઆતના કાળમાં જુલમ કરનારા પોતાનાં કૃત્યોનો બચાવ કરતા હશે, અને અર્વાચીન સમયના અનુભવથી તેમનું કહેવું સાચું ઠરે છે, કેમકે વાદવિવાદ અને જોર જુલમના પરસ્પર વિરોધમાં હમેશાં જોરજુલમ ફાવી ગયેલ છે. જોરજુલમ વડે જાપાનમાંથી ખ્રિસ્તિધર્મ નિર્મૂળ થયો; આલ્બિજેન્સીસનું રૂડું ભવિષ્ય તેને લીધેજ ધુળધાણી થયું; સ્પેનમાંથી પ્રોટેસ્ટંટ મતનું નસંતાન તેણેજ કહાડ્યું. ઘણા કાળપર્યંત ફ્રાન્સ દેશ રોમીયમતનો મુખ્ય હિમાયતી હતો, અને તેનું મુખ્ય કારણ સંત બાર્થોલોમ્યુસની રાતે પ્રોટેસ્ટંટોની ભયંકર કતલ થઈ અને નાંન્ટસ્‌નો ધારો રદ થયો, તે હતું. ઇંગ્લાંડ પ્રોટેસ્ટંટ મતનો મુખ્ય સ્તંભ ગણાય છે, પણ જ્યાં લગી ઇલિઝાબેથ રાણીની ચતુરાઈ ભરેલી રાજનીતિથી અને સખત કાયદાથી પ્રોસ્ટંટ મત સબળ થયો નહતો, ત્યાં સુધી અંગ્રેજ પ્રજા પણ બંને મત વચ્ચે અનિશ્ચિત સ્થિતિમાં લટકતી હતી. વળી ધર્મક્રાંતિ વખતે દરેક રાજ્યકર્તાએ એક અથવા બીજા ધર્મનો પ્રતિબંધ કર્યો હતો, તે વખતે સરકારી ધર્મવાળા બહુ થોડી સંખ્યામાં, અને નુઅંગ હતા; પણ થોડા જમાના વીત્યાબાદ તે સંખ્યામાં ઘણો જ વધારો અને ઐક્ય માલમ પડે છે. તેમજ જ્યારથી નિગ્રહની રાજનીતિ છોડી

દેવામાં આવી છે, ત્યારપછી બંને ધર્મની સંખ્યામાં વધારો ઘટાડો થયો નથી.

જોરજુલમથી સામો પક્ષ ચગદાઈ જવાને બદલે ઉલટો બળવત્તર થતો જાય છે, એમ માનનારા તરફથી ઘણી વખત કહેવામાં આવે છે કે આયર્લાંડમાં રોમીય મંડળીપર અત્યંત જુલમ થવા છતાં તેમની સંખ્યામાં છેક નહીં જેવો ઘટાડો થયો છે. પ્રોટેસ્ટંટ વર્ગ માટે કીર્તિ અને દ્રવ્યોપાર્જનના તમામ માર્ગ ખુલ્લા હતા, પણ રોમીય મંડળી માટે જીંદગીના તમામ વ્યવહારમાં પ્રતિબંધની બેડીઓ હતી. આમ છતાં તોફાનનાં વાદળાં આવી પડતાં તેઓ સ્વધર્મને વિશેષ પ્રેમથી વળગતા ગયા, તેમ થવાનું કારણ શું હોવું જોઇએ ?

પ્રથમ દૃષ્ટિએ ઉપરનો અપવાદ ખરો જણાય છે; પણ તેમાં આયર્લાંડના ધાર્મિક ઇતિહાસનું એક અંગ બતાવવું બાકી રહી જાય છે. અન્ય દેશોની માફક આયર્લાંડમાં જુના અને નવા મત વચ્ચેનો ઝઘડો ધાર્મિક નહતો, પણ રાજકીય હતો, અને તેમાં દેશવાત્સલ્ય પૂરેપૂરૂં ભળ્યું હતું. જ્યારે તમામ ઉત્તર દેશોએ રોમીય પંથ છોડી દીધો, ત્યારે આઇરિશ લોકોએ પોતાના દુશ્મનોના વિરોધની ખાતર તે પકડી રાખ્યો, અને જેટલાં બંડ થતાં તે સર્વમાં રાજકીય કારણો રહેલાં હતાં.

તેવી રીતે તલસ્પર્શી વિચારકો કહે છે કે ઇંગ્લાંડનો સરકારી ધર્મ પોતાનાથી જુદા મતવાળાને ખૂબ સતાવતો હતો, છતાં સામા પક્ષનું જોર એટલું વધ્યું કે તેણે રાજ્ય અને ધર્મસંસ્થા બંનેને છિન્ન ભિન્ન કર્યાં, અને રાજાને તથા કેન્ટરબરીના વડા ધર્માધ્યક્ષને ફાંસીએ લટકાવ્યા. પણ હકીકતનું ખરૂં સ્વરૂપ એવું છે કે સરકારી ધર્મસંસ્થા જુલમી રાજાઓ આગળ હાજી હા ભણી તમામ વિરૂદ્ધ પક્ષોપર ત્રાસ વર્તાવતી હતી, તે કારણથી સામાન્ય લોકો અતિસુધારક શાખામાં ભળ્યા હતા. માટે તેઓનો બળવો મૂળ ધર્મના કારણથી થયેલો નહતો, પણ રાજકીય કારણોથી હતો.

ધર્મ સંબંધી ફેરફારો થવાનાં બે મુખ્ય કારણ હોય એમ લાગે છે. પહેલું, વખતોવખત થતો મહાન્ ધર્મશિક્ષકોનો જન્મ અને બીજું સંસ્કૃતિની વારાફરતી આવતી કળાઓ; પહેલા કારણથી ધાર્મિક સત્યનાં બીજ

ચોતરફ વેરાય છે; બીજાથી તે બીજાના પોષણ માટે જુદાં જુદાં વાતાવરણ પ્રાપ્ત થાય છે. પણ જ્યારે આ કાયદાથી વારંવાર માન્યતા બદલાતી જાય છે, અને તે આખા સમાજમાં પ્રસરે છે, ત્યારે બીજાં કેટલાંક ગૌણ પ્રોત્સાહનોને તે અવકાશ આપે છે; તેથી કરીને ફલિત થતી માન્યતામાં તથા બાહ્યપ્રતિજ્ઞામાં ઘણાં રૂપાંતર દેખાય છે. આ પ્રોત્સાહનોમાં સરકારી સત્તા સૌથી વધારે બળવાન છે. ખરેખર ગમે તેવી વાદકુશળ ચર્ચાના કરતાં તેની સત્તા ઘણી જ વધારે છે. અસલના રાજાઓએ જુલમ ન વાપર્યો હોત તો હાલના લાખો ભક્તિમાન્ કેથોલિકો અને સાચા દિલના પ્રોટેસ્ટંટો જે મતમાં અત્યારે ચુસ્ત છે, તેજ મતનો ગુસ્સાથી ઇન્કાર કરતા હોત. હરેક દેશમાં ચાલતો ધર્મ અસલના કાયદા ઉપર ઘણે દરજ્જે આધાર રાખે છે. જોરજુલમથી માન્યતાપર અસર થઈ શકે છે, તે વાતનો ભલે વાચક અંગીકાર ન કરે, પણ અત્યાર લગી તે નિઃસંદેહ ગણાતી હતી. વળી એ પણ નક્કી છે કે જે જમાનામાં નિરાસક મોક્ષના સિદ્ધાંતનો પૂરેપૂરો સાક્ષાત્કાર થાય છે, તેમાં શ્રદ્ધાનું વલણ એવું ઉત્કટ બનશે કે પોતાની માન્યતાના સત્ય વિષે રાજ્યાધિકારીઓને જરા પણ સંશય રહેશે નહીં. હવે જ્યારે લોકો એમ ખાત્રી પૂર્વક માને છે કે સર્વથી ઉત્તમ હેતુ સ્વધર્મની ઉન્નતિ કરવામાં રહેલો છે, અને બળાત્કાર કરવાથી તે હેતુ પૂરેપૂરો સાધી શકાય તેમ છે, ત્યારે તેઓ પોતાની સત્તા અને ઉત્સાહના પ્રમાણમાં જોરજુલમનો ઉપયોગ કરશે.

જુલમ થવાનાં ઉપરનાં કારણો ઉપરાંત હજુ એક બાકી છે, તે યાહુદી ધારા મંત્રીઓનો દાખલો છે. અત્યારે આપણે માનીએ છીએ કે કેનાનની કતલ, બાલના પુરોહિતોનાં ખૂન, અથવા જોશીઆના બળાત્કાર વડે સુધારા ઇત્યાદિ બનાવોને વર્તમાનકાળ જોડે બિલકુલ સંબંધ નથી; પણ પ્રારંભ ખ્રિસ્તિ સંસ્થામાં તથા ૧૬ મા સૈકામાં તો તે દાખલાઓની જબરી અસર થતી. રાજ્ય અને રાજ્યધર્મનો સંબંધ મુખ્યત્વે જુના કરારપરથી લેવામાં આવતો હતો. માટે યાહુદી ધર્મમાં જે નીતિ પ્રશસ્ત ગણાતી, તે ખ્રિસ્તિ ધર્મમાં નિંદ્ય તો ન્હોતીજ. વળી યાહુદી ધારો જગતમાં ધાર્મિક

જુલમનો પહેલો જ ધારો હતો; અને મૂર્તિપૂજા એ ભૂલ છે એટલું જ નહીં, પણ ભારે ગુન્હો છે, અને લોહીથી જ તેનું પ્રાયશ્ચિત્ થવું જોઇએ, એમ તેમું કહેવું હતું.

પ્રારંભ ગુરૂઓમાં આ વિષે મતભેદ હતો. જે વખતે રાજ્યસત્તા મૂર્તિપૂજક અથવા નાસ્તિક હતી, તે વખતના લેખકો ધર્મક્ષાંતિના હિમાયતી છે; પણ જ્યારે ખ્રિસ્તિ ધર્મનું પ્રબળ થયું, ત્યારે તેઓ સાધારણ રીતે જોરજુલમની હિમાયત કરવા લાગ્યા. પણ એટલું તો કહેવું જોઇએ કે નાસ્તિકોને મોતની સજા કરવામાં ઘણાખરા વિરૂદ્ધ હતા. એરિઅસ મતવાળા તેમના કરતાં વધારે ક્રૂર હતા, અને વેલેન્સ બાદશાહના વખતમાં ૮૦ કેથોલિક પુરોહિતોને વહાણમાં ચડાવી બાળી મુક્યા હતા.

પણ જ્યારથી કોન્સ્ટન્ટાઇનની નીચે રાજ્યની લગામ ધર્મના હાથમાં આવી, ત્યારથી જોરજુલમનો કાયદો યાહુદી, નાસ્તિક અને મૂર્તિપૂજક તમામને લાગુ પાડવામાં આવ્યો. યાહુદી લોકો પોતાના વટલી ગયેલા ભાઇઓને હેરાન કરતા, અથવા પાછા સ્વધર્મમાં દાખલ કરવા યત્ન કરતા હતા, માટે તે બાદશાહે ફરમાવ્યું કે જે યાહુદી ખ્રિસ્તિ થયેલા તરફ પત્થર ફેંકશે; તેને જીવતો બાળી દેવામાં આવશે, અને જે કોઇ ખ્રિસ્તિ પાછો યાહુદી થઈ જાય, તેને સખત સજા કરવી. એરિઅસ મતવાળા તરફ અને ડૉનેટિસ્ટ પાખંડીઓ તરફ તેના ધારા વધારે સખત હતા. તેમનાં દેવળો તોડી પાડવામાં આવ્યાં; સભાઓ બંધ કરવામાં આવી. તેમના ધર્મગુરૂઓને દેશ નિકાલ કરી તેમના ગ્રંથો બાળી દીધા, અને જે કોઈ પુસ્તક સંતાડે, તેને મોતની ધમકી આપવામાં આવતી. જ્યાં સુધી મૂર્તિપૂજક લાઇસીનિઅસ કોન્સ્ટન્ટાઇનનો રાજ્યમાં સહકારી હતો, ત્યાં સુધી તેણે મૂર્તિપૂજકોને ઘણી છૂટ આપી, તેમના તરફ બહુ નરમાશ બતાવી. પણ ઈ. સ. ૩૨૪માં લાઇસીનિઅસની હાર થઇ, ત્યારથી રાજનીતિ બદલાવા લાગી. પ્રાંતોના સુબાઓને હુકમ થયો કે મૂર્તિને માન આપવું નહીં, એટલે હવેથી કુલ અખત્યાર ખ્રિસ્તિઓના હાથમાં આવ્યો. ઈ. સ. ૩૩૦ માં મંદિરોમાં પૂજા કરવાની મના થઇ, અને લાઇબેનિઅસ કહે છે કે જુના દેવોની સાથે

વ્યવહાર રાખવાની સજા મૃત્યુથી થતી. આમ હોવા છતાં રાજ્યધર્મવાળાની સંખ્યા થોડી હતી, તેથી, તથા કાયદાનો અમલ બહુજ શિથિલતાથી થતો, તેથી મૂર્તિપૂજા ઘણે ભાગે ગામડાંમાં ચાલુ રહી. પણ ધીમે ધીમે તેઓનું રાજકીય મહત્ત્વ ઓછું કરવા તરફ હમેશાં સરકારનું લક્ષ રહેતું, અને જાદુ વગેરેની ક્રિયાઓ જે ધર્મનાં મુખ્ય અંગ નહતાં, તેનો પ્રતિબંધ થયો. આવી રીતે થિઓડોસ્યસના વખત સુધી ચાલ્યું. તે બાદશાહે પ્રથમ મૂર્તિ-પૂજકોને રાજ્યની નોકરીથી દૂર કર્યા. પછી તેમના છાના યજ્ઞો બંધ કર્યા; પછી હરકોઈ પ્રકારે ભવિષ્ય ભાખવાનું બંધ થયું; તે પછી જાહેર યજ્ઞોની મના થઈ; અને છેવટે દહેરાં તોડી, મૂર્તિઓ ભાંગી, પૂજા તદ્દન બંધ કરવામાં આવી. આ હુકમોનો અમલ ગામડાંમાં થતાં બહુ મુસ્કેલી અને સંતાપ થયાં. તે વખતમાં આવજાવનાં સાધન થોડાં, અને અજ્ઞાન સાધારણ હોવાથી બિચારા ગામડીઆ લોકોએ ખ્રિસ્તિ ધર્મ વિષે પૂરૂં સાંભળ્યું પણ નહીં હોય, એવામાં હુકમ આવ્યો કે તેમનાં મંદિરો તોડી પાડવાં. જુલિઅનના પ્રધાન લાઇબેનિઅસે પોતાના સ્વામી કરતાં પણ વધારે ધર્મ ક્ષાંતિનું વલણ દર્શાવ્યું હતું, તેણે આ વેળા પણ હીંમતથી, આત્મગૌરવથી અને કરૂણાથી ગામડીઆ લોકોની હિમાયત કરી. તેણે કહ્યું, કે "મંદિર એ તેમને મન કુદરતનું ચક્ષુ છે; હયાત ઇશ્વરનું પ્રત્યક્ષ ચિન્હ છે; સર્વ દુઃખોમાં વિશ્રામ છે; અને પવિત્રમાં પવિત્ર આનંદ છે. જો તેને તોડી નાંખશો, તો તેઓના વહાલામાં વહાલા સંબંધ વિનાશ પામશે; મરનારાં જોડેની તેઓની ગાંઠ કપાઈ જશે; જીવનનું કવિત્વ, શ્રમનો દિલાસો, શ્રદ્ધાનું મૂળ નાશ પામશે." પણ આ આજીજી નિષ્ફળ ગઈ. મહાન્ થિઓડોસ્યસની કારકીર્દીમાં તમામ મંદિરો જમીન દોસ્ત થયાં, અને તમામ પ્રકારની મૂર્તિપૂજકોની તથા નાસ્તિકોની પૂજા વિધિ બંધ કરવામાં આવી.

ચોથા અને પાંચમા સૈકામાં ખ્રિસ્તિઓએ આવી રીતે જોર જુલમ કરવાની વૃત્તિ બતાવી. ધર્મવિકાસનું તે કેટલે દરજ્જે પરિણામ હતું, અને તે વિકાસે ક્યાં ક્યાં સ્થિત્યંતર ધારણ કર્યાં, તે જાણવું અગત્યનું અને રસમય થઈ પડશે. જ્યારે ખ્રિસ્તિઓના પોતાના ઉપર જુલમ થતો, ત્યારે

તેઓએ જુલમ નહીં કરવા બાબત કહાડેલા ઉદ્‌ગારમાં અને ઉપર વર્ણવેલી હકીકતમાં કેટલો બધો તફાવત માલમ પડે છે! કમનસીબે નવા સંજોગોથી નવા અભિપ્રાય જન્મે છે, અને ઇચ્છાનું વલણ જ્યારે બદલાય છે, ત્યારે વિવેક શક્તિ પણ વિકૃત થઇ જાય છે. પણ આ જુલમગાર ખ્રિસ્તિ પાદરીઓને માટે ન્યાય દૃષ્ટિએ જોતાં કહેવું જોઇએ કે જે સિદ્ધાંતો ધર્મસંસ્થામાં અગાઉથી હતા, તેના તેઓ માત્ર પ્રકાશકો હતા. આ સિદ્ધાંતો ત્રણ હતા. ૧ નિરાસક મોક્ષ. ૨ ધર્મભ્રાંતિ સાપરાધ છે એવો ખ્યાલ. ૩ ધર્મગુરૂઓની સત્તાનો ખ્યાલ. આ સિવાય કોન્સ્ટન્ટેનિઅસની પહેલાં કેટલાક ધર્માચાર્યોએ યાહુદી પાદરીઓના કાયદામાં ફરમાવેલ સજાઓનો આધાર લઇને તે પ્રમાણે પોતે પાખંડીઓ તરફ વર્તવું એવું અનુમાન કહાડ્યું હતું. તેઓ કહેતા કે 'નાસ્તિકનો બહિષ્કાર કરવો તે તેને અનંત દુઃખમાં નાંખવા બરોબર છે; માટે જે કોઈ અમારા અધિકાર સામે બંડ કરે, તેને આવી સજા કરવામાં ન્યાય રહેલો છે, કેમકે અસલના મૂર્તિપૂજકને મોતની સજા થતી હતી.' હવે આવા સિદ્ધાંતને અને ધર્મસંબંધી જોર જુલમને માત્ર એક ડગલાનું અંતર હતું. મૂળ પ્રતિજ્ઞાઓ તૈયાર હતી, ફક્ત તે પરથી અનુમાન કહાડવું બાકી હતું.

ધર્મસંસ્થાના અગ્રેસરોનાં મન આવી વિચાર સરણિથી એવાં તો કેળવાઇ ગયાં હતાં કે કોન્સ્ટન્ટાઇનના જુલમી કાયદાનાં જે અતિશય વખાણ યુસેબિઅસ કરે છે, તે માત્ર તે લોકોની લાગણીઓનાં યથાર્થવાચક છે, એમ કહીએ તો ખોટું નથી. પણ જે લેખકે જોર જુલમની આખી પદ્ધતિ દૃઢતાથી બાંધી અને પાછળના તમામ હિમાયતીઓને દલીલો પૂરી પાડી, જેના નામનો પવિત્ર આધાર અપાતાં દયાના કાલાવાલા બિલકુલ બંધ થઈ જતા, અને દરેક જુલમ કરનાર અમલદાર જેને કીર્તિ અને વિશ્વાસનું સૂત્ર માનતો, તે માણસ ખરેખર સંત અગસ્ટાઇન છે. અને તેને શિર બીજા કોઈ પણ ધર્મગુરૂના કરતાં આ ભયંકર શાપની સૌથી વધારે જવાબદારી રહેલી છે. એકી વખતે તે વિષયાસક્ત અને શુભાશુભ યુદ્ધવાદનો અનુયાયી, તત્વચિંતક અને ધર્માચાર્ય, અતિ કોમળ ભક્તિ રસમાં લીન થતો સંત

અને અતિક્રૂર જુલમનો હિમાયતી હતો. આમ એકજ મનને વિકસાવવામાં કેવી કેવી પરસ્પર વિરુદ્ધ વૃત્તિઓનું સંમેલન થયું હતું, અને તે મન અત્યંત વિસંવાદી પક્ષોના સ્વાર્થ ઉપર કેવી અસર કરી શક્યું છે, તે આપણે આ સાધુના જીવનમાં જોઇએ છીએ. તેની યુવાનીની ઉચ્છૃંખલ વિષયાસક્તિ, અથવા તો તેણે ચિરકાળ ધારણ કરેલા પાખંડ મતના અત્યાચાર તેની ભવ્ય બુદ્ધિની પ્રભાને ઝાંખી પાડી શક્યાં નહીં. વળી તે બુદ્ધિ તે સમયમાં પણ જ્ઞાનનાં તમામ ક્ષેત્રોમાં ફરી વળતી હતી, અને બહુ અનિષ્ટ પ્રદેશોમાં નવું બળ સંપાદન કરતી હતી. કાર્થેજની વિલાસી સુંદરીઓની ભુજ બાથમાં તે મનોવૃત્તિઓના તાર બહુ ચતુરાઇથી ઝણઝણાવતાં શીખ્યો હતો, અને ઇશાની અધ્યાત્મવાદની સૂક્ષ્મતા, પાપની ઉત્પત્તિના ભયંકર સિદ્ધાંતો, તથા આત્માનું રહસ્ય જેનો પાર પામવાને તે ફોકટ મથતો તે સર્વેથી માનવ સૃષ્ટિની આસપાસના દુર્બોધ અંધકારનું તેને એટલું બધું ભાન થયું કે તેની છાયા તેના શિક્ષણના દરેક ભાગમાં પડી. તેની અપૂર્વ બુદ્ધિનું વજન અને વિશાળતા, માણસો અને પુસ્તકો બંને સંબંધી તેનું અગાધ જ્ઞાન, તેનાં પાછલાં તમામ લખાણોમાં અવર્ણ્ય મોહકતા મૂકનાર પવિત્રતાનો કંઇક ગંધ અને દરેક વિઘ્નને લાત મારતી તેની સાહસિક ચાલ ચલણ આ સર્વવડે તે ખ્રિસ્તિ ધર્મસંસ્થામાં સર્વશ્રેષ્ટ વિદ્વાન્ ગણાયો છે. બીજા પુરૂષોએ ધર્મનાં સૂત્રો ઘડવામાં વધારે ભાગ લીધો હશે, પણ ઇસુના શિષ્યો પછી બીજા કોઇએ ધર્મસંસ્થામાં પોતાનો જુસ્સો આના જેટલો ફુંક્યો નહીં હોય. ધર્મ સાહિત્યની ચોક્કસ મર્યાદા બાંધવાનું, તેના સિદ્ધાંતોનો સંપૂર્ણ વિકાસ કરવાનું અને તેનાં જુદાં જુદાં અંગો એકત્ર કરી એક સમગ્ર અધિકારયુક્ત સંસ્થા બનાવવાનું કામ કરવું એ તેણે પોતાના જીવનનો મુખ્ય ઉદ્દેશ રાખ્યો. સંશયગ્રસ્ત મન રાખવું એ તેની પ્રકૃતિથી વિરુદ્ધ હોવાથી ગમે તેવું અનુમાન કહાડતાં તે અચકાતો નહીં. મનુષ્ય જાતની સ્વાભાવિક પ્રેરણાને ધૂળમાં રગદોળાવવામાં તથા અતિ દુષ્ટ સિદ્ધાન્તો લોકો પાસે નમ્રતાથી કબુલ કરાવવામાં તે અતિ આનંદ માનતો. જોર જુલમ વાપરવાના તમામ સિદ્ધાંતોનો તે સમર્થ પ્રતિપાદક હતો. તેની પહેલાં બીજા કોઇએ નરક યાતનાનું

સ્થૂલરૂપ આટલી સંપૂર્ણતાથી ચીતર્યું ન્હોતું. દૈવવાદના સિદ્ધાંતોમાં બીજા કોઈ તેના જેટલા ઊંડા ઉતર્યા ન હતા. ખ્રિસ્તિ સંસ્કાર વિનાનાં સર્વ માણસો નરકમાં જશે, એવું કોઇએ યુક્તિપૂર્વક વિસ્તારથી વર્ણવ્યું ન હતું. ક્ષમા શૂન્ય ધર્મનો તે મોટો ગ્રંથકાર અને પ્રતિનિધિ થયો.

આ માણસનું ભાગ્ય આપણને બહુ આશ્ચર્ય પમાડે છે! તેના પ્રસિદ્ધ સમકાલીન પુરૂષો થોડા સૈકામાં ભુલાઇ ગયા, પણ અગસ્ટાઇન તેના અપૂર્વ બુદ્ધિબળથી અનેક જમાનાનું સંક્રમણ કરતો આવ્યો, છતાં તેનો પ્રભાવ તેવોને તેવોજ રહ્યો. પણ તે તદ્દન વિરોધી સિદ્ધાંતોનું વિશ્વાસ સૂત્ર બન્યો, અને માનવ પ્રકૃતિની સારી તેમજ નરસી લાગણીનો ઉત્તેજક થઇ પડ્યો. સંક્રાન્ત પુણ્ય, દિષ્ટિવાદ અને સુકૃત્યો—એ પ્રોટેસ્ટંટોનાં બળવાન આયુધો થયાં; તેના સિદ્ધાંતોની ક્ષમાશૂન્ય અડગતા, અધિકારને આપેલું ઉચ્ચસ્થાન અને તેની બુદ્ધિનું ધૃષ્ટ સ્વરૂપ એ સર્વમાં કેથોલિકો પોતાનો આબેહુબ આદર્શ દેખવા લાગ્યા. બંને પંથો પોતાની ધાર્મિક લાગણીઓનું શુદ્ધ આવિષ્કરણ તેમાં નિહાળતા, અને બંને પોતાની અક્ષમાને તેના નામ તળે સંતાડતા.

નાસ્તિકોને શિક્ષા કરવા સંબંધી તેની દલીલો આપણે ઉપર કહી ગયા તેવી હતી. કેટલીક નિરાસક મોક્ષના સિદ્ધાન્તપરથી લીધેલી હતી, અને બીજી જુના કરારમાંથી લીધી હતી. તે કહે છે કે 'નાસ્તિકોને મોતની સજા કરવી તે દયા ભરેલું છે; કેમકે તેથી તેઓ અથવા નહીં વટલેલા બાજા લોકો અનંત નરકથી બચવા પામશે.' પાખંડને ધર્મ શાસ્ત્રમાં એક પ્રકારનો વ્યભિચાર કહેલો છે; પાખંડ એ આત્મહત્યા હોવાથી અતિ અધમ પ્રકારનું ખૂન છે; વળી તે પ્રભુની નિંદા છેઃ માટે તે સજાને પાત્ર છે.' આમ છતાં પાખંડીઓને મોતની સજા કરવાને બદલે માત્ર હદપાર કરવા, એવો તેનો મત કંઇક અંશે પ્રશંસનીય છે. એક પત્રમાં અગસ્ટાઇન આપણને એ બાબતોની સાક્ષી આપે છે. પહેલી જે પૂજા રોમના રાજ્યમાં માત્ર થોડાં વર્ષ ઉપર સર્વ સ્થળે પ્રસરેલી હતી, તે કરનારને હવે મૃત્યુ દંડ અપાતો; અને બીજી એ છે કે, ખ્રિસ્તિ દેવળોમાં આ સજાનાં બહુ વખાણ થતાં.

જો કે નાસ્તિકોની પૂજા બળાત્કારથી બંધ કરાવવામાં આવતી, અને

તેમના ગુરૂઓને દેશપાર કરવામાં આવતા, પણ તેમને મારી નહીં નાંખવા એવી ઇચ્છા ખ્રિસ્તિઓમાં ઘણો વખત જારી રહી. ઇ. સ. ૩૮૫ માં એ પાદરીઓએ તેવા કૃત્યમાં ભાગ લીધો, માટે સર્વ લોકો તેમનાપર બહુ ગુસ્સે થયા હતા; કારણ કે ખ્રિસ્તિઓમાં પ્રથમથીજ એવો અભિપ્રાય હતો કે પોતાના જાત ભાઇઓને કદી મારી નંખાવવા નહીં. પણ જ્યારથી તેમના હાથમાં રાજ્ય સત્તા આવી, ત્યારથી સાંસારિક જનોને તો તેવી છુટ આપ્યા વગર ચાલે તેમ નહતું; પણ પાદરીઓ માટે તો મૂળ પ્રતિબંધ ચાલુ રહ્યો. પ્રથમ આ પ્રતિબંધનો ઉદ્‌ભવ પવિત્ર ભૂત દયાથી થયેલો, પણ સમય જતાં ને એક દાંભિક રિવાજ બની રહ્યો. દાખલા તરીકે ધર્મ નિરીક્ષકોએ પોતે કોઇ અપરાધીને ગુન્હેગાર ઠરાવી મોતની સજા ફરમાવેલી હોય, છતાં તેની જીંદગી માટે તેઓ ન્યાયાધીશને ઉપલક પ્રાર્થના કરતા. તેવીજ રીતે પોપ આઠમા ઇનસંટે જો કોઇ પણ ન્યાયાધીશ પાખંડીઓને મોતની સજા ન કરે, અથવા કર્યા પછી છ દિવસની અંદર અમલમાં ન લાવે, તો તેનો બહિષ્કાર કરવાનું ફરમાન કહાડ્યું હતું.

ચોથા સૈકાના મધ્યમાં બે કારણોથી આ જોર જુલમ વધ્યો. પહેલું, પાદરીઓની સભાઓનું સ્થાપન થવાથી તે લોકોનું જોર વધ્યું; બીજું મઠમાં ત્યાગી જીવન ગાળવાનો રિવાજ ચાલુ થયો, તેથી એવા સાધુઓ પેદા થયા કે જેઓની બરોબરી સ્વાત્માર્પણમાં, એક નિષ્ઠામાં, અસ્ખલિત ધૈર્યમાં, અને નિર્દય ઝનૂનમાં કોઇ કરી શકે નહીં. કુટુંબની અને મિત્રતાની દરેક ગાંઠ તેમણે તોડી નાંખી હતી. મોજ શોખનો ત્યાગ કર્યો હતો, એટલુંજ નહીં, પણ જીંદગીની ઘણીએક જરૂરીઆતો પણ છોડી દીધી; તે પોતાનાં શરીરને ચાબુક મારવા તથા જખમી કરવા લાગ્યા; ગંદા, નિર્જન ને એકાંત સ્થળમાં રહેવા લાગ્યા, અને અર્ધ ભુખ્યા તથ અર્ધનગ્ન રહી એવાં જંગલોમાં ભમવ લાગ્યા કે જંગલી પશુઓ વિના અન્ય સહચારી મળત નહીં. આવી રીતે ને સાધુઓએ દરેક કુદરતી લાગણી બુઝાવી દીધી, અને જેમ બને તેમ મનુષ્યાવસ્થામાંથી મુક્ત થયા. કીર્તિ, દ્રવ્ય અને સુખ, તથા જે જે ઉદ્દેશો મનુષ્યજાતપર પ્રબળ સત્તા ચલાવે છે, તે સર્વ તેઓને

મન નિરર્થક શબ્દો હતા. કોઇ પણ બદલાથી તે લલચાતા નહીં, ગમે તેવા ભયથી બીતા નહીં, ગમે તેવા પ્રેમની તેમને લાગણી થતી નહીં. દુઃખને તો તેઓ પ્રેમ ભર્યું આલિંગન આપતા. કમકમાટી ભરેલાં પ્રાયશ્ચિત્તો વધારી દેવામાં, અને દરેક કુદરતી ઇચ્છાને છુંદી નાંખવામાં તેઓ એક પ્રકારનો ઘોર આનંદ માનતા. સ્વયંકૃત કષ્ટોથી વિકાર પામેલી તેમની કલ્પનામાં એકાંત વાસ પોતાના જેવાં ભૂત પ્રેતોથી ભરેલો લાગતો, અને તેઓ ઇચ્છાનુસાર મૃત્યુની હદ ઓળંગી, ત્યાં શું થાય છે તે સર્વ જોઈ શક્તા. પોતાની સંસ્થાની ઉન્નતિ કરવી એ તેમની એકની એક ઇચ્છા હતી, અને તે પૂરી કરવામાં ગમે તેવાં દુઃખ પોતે ખમવાને અથવા ગમે તેવાં બીજાને આપવાને તૈયાર હતા. દહેરાં તોડી પાડવામાં તે કેવું ઝનૂન દાખવતા, તેનું આબેહુબ વર્ણન મૂર્તિપૂજક ઇતિહાસકારો આપણને આપે છે. જ્યારે કોઈ વેળા સરકારી અમલદારો પોતે સાહસ કરતાં ડરતા, ત્યારે ધર્માચાર્ય પોતે ટોળીને મોખરે થઈ દહેરાં તોડવા જતો, અને માર્સેલસ નામના એક આચાર્યને ગામડીઆ લોકોએ પોતાના દેવોના કુંડનું રક્ષણ કરતાં જામેલા ઝઘડામાં ઠાર કર્યો હતો. જુના ધર્મનું નખોદ વાળવા માટે થોડાં વરસ આવું ઝનૂન બસ હતું, અને મૂર્તિપૂજકોનો ધર્મ રોમના રાજ્યમાં એક અલગ ધર્મ તરીકે નાશ પામ્યો.

રોમન સલ્તનતમાં મૂર્તિપૂજા નાશ પામ્યા પછી ઘણા સૈકા સુધી ધર્મ સંબંધી જુલમ છેક મંદ પડી ગયો. અલબત્ત જુલમનો સિદ્ધાંત કાયમ હતો, અને જરૂર પડયે તેનો ઉપયોગ પણ થતો; પણ પાખંડ મત ઉદ્ભવ પામતો નહીં, અને કોઈ જુજ દાખલા બનતા, તો તે કાંઈ જાણવા જોગ નહતા. પોપસંપ્રદાય તે વખતની યૂરોપીય હાજતો પૂરી પાડવા તદ્દન સમર્થ હતો. ધર્મસંસ્થા એ જાણે ખ્રિસ્તિમંડળનું હૃદય હતું, અને તેમાંથી નીકળતું તેજ જીવનની સર્વે ગ્રંથિઓમાં પ્રવેશી, પોતાથી ઉત્પન્ન નહીં થયેલી સંસ્થાઓમાં પણ રંગ પૂરતું હતું. જ્યાં સુધી કોઈ પણ ધર્મસંસ્થા પોતાના જમાનાની માનસિક સ્થિતિ બાંધી શકે એટલી સત્તાવાન હોય છે, અને દરેક પ્રશ્નનું નિરીક્ષણ કરવાનું દૃષ્ટિબિંદુ પૂરૂં પાડે છે, ત્યાં સુધી તેના અધિ-

કાર વિષે કોઈ વાંધો ઉઠાવતું નથી. લોકોના સામાન્ય વિચારો તેમાં સંપૂર્ણ પ્રતિફલિત થયેલા હોવાથી તફસીલ સંબંધી અડચણો તેમાં ગંભીર ક્ષોભ ઉપજાવશે નહીં. આવી શ્રેષ્ઠતા મધ્યયુગમાં કેથોલિક ધર્મે કોઈ પણ ભૂત અથવા ભાવિ સંપ્રદાયના કરતાં વિશેષ પ્રાપ્ત કરેલી હતી, અને તે વડે ઉત્પન્ન થયેલી સુધારાની કળા જનસમાજની ઉત્ક્રાંતિમાં બહુ ઉપયોગી થઈ પડી. તેણે રોમન સલ્તનતની પડતી પછી ઉત્પન્ન થયેલાં વિજાતીય અને બંડખોર તત્ત્વોને સંલગ્ન કરી દીધાં. પ્રજા તરીકેના સંબંધ કરતાં ઉચ્ચતર ધાર્મિક સંબંધ, અને સત્તાના બંધન કરતાં ઉચ્ચતર નીતિનું બંધન તેણે ખ્રિસ્તિ સમાજમાં દાખલ કર્યાં. ગુલામોને કાંઈક ઊંચા પ્રકારનું દાસત્વ બક્ષી ધીમે ધીમે તેમની સ્વતંત્રતાનો માર્ગ તૈયાર કર્યો; આવી રીતે કેથોલિક ધર્મે અર્વાચીન સંસ્કૃતિનો પાયો રચ્યો. તે પોતે પણ એક પ્રકારની સુવ્યવસ્થિત મંડળી હોવાથી તેના આશ્રય નીચે રાજકીય, નાગરિક અને સામાજીક મંડળો ઉભાં થયાં, જેમાંથી અર્વાચીન બંધારણનાં ઘણાં સાધનો મળી શક્યાં છે.

આ સ્થિતિ ઘણી રીતે વખાણવા લાયક અને ઉપયોગી છતાં સ્પષ્ટ રીતે અસ્થાયુપી હતી. તમામ વિવેચક શક્તિને દાબી દેવાથી અને ચિંતનાત્મક શક્તિઓને તદન સ્તબ્ધ કરી દેવાથી જ તે સ્થિતિ જળવાઈ શકે તેમ હતું. તેની અંદર વિશ્વતંત્રના ભૂતકાળના ઇતિહાસના અને ભવિષ્યની આશાના કેવળ જુદા વિચારો ભરેલા હોવાથી જ્ઞાનની વૃદ્ધિ થતાં તેનો અવશ્ય લય થવો જોઇએ. સાહિત્યનું પુનરૂજ્જીવન થતાં, માનસિક જીવનનો નવો સંચાર થતાં તરતજ વિલયની શરૂઆત થઈ. તે દિવસથી કેથોલિક સંપ્રદાયે જનસમાજનો અશક્ય ગતિરોધ કરવા માંડ્યો, અને તેટલા વાસ્તે પાછાં પગલાં ભરાવવાં એ તેનું મુખ્ય કર્તવ્ય થયું. તે દિવસથી તેણે મનુષ્ય બુદ્ધિનો વિકાસ અટકાવવાને, જ્ઞાનનો ફેલાવ બંધ કરવાને તથા સ્વાતંત્ર્યનો દીવો લોહીવડે બુઝાવવાને પોતાની ઉચ્ચ પદવી અને ઉપયોગિતાવડે પ્રાપ્ત થયેલાં તમામ સાધનો વાપરવા માંડ્યાં. બારમા સૈકામાં આ વિપર્યાસ દૃષ્ટિગોચર થયો, અને ૧૩ મામાં જોર જુલમની પદ્ધતિ ઘડાઈ.

૧૨૦૮ માં પોપે ધર્મ નિરીક્ષણ સભા સ્થાપી. ૧૨૦૯ માં ડીમોન્ટફર્ટે આલ્બિજેન્સિસની કતલ માંડી. લગભગ આખો યૂરોપ અનેક સૈકા પર્યંત લોહીથી તર થયો, અને તે સર્વ ધર્મગુરૂઓની સીધી પ્રેરણાથી અથવા તેમની પૂર્ણ સંમતિથી અથવા તેમણે ઉશ્કેરેલા લોકમતના દબાણથી થયું છે. દુનિયામાં કોઈ પણ ધર્મસંસ્થાના કરતાં રોમસંસ્થાએ નિર્દોષ આદમીઓનું લોહી વધારે રેડાવ્યું છે, તેમાં કોઇથી ના પડાય તેમ નથી. તેના જુલમની યાદીઓ હાલ ઘણીખરી ગુમ થઈ છે, તેથી તેણે લીધેલા ભોગનો ખ્યાલ પૂરેપૂરો લાવવો કઠિન છે, અને ગમે તેટલા કલ્પના બળથી હતભાગીઓનાં દુઃખ સમજી શકાય તેવાં નથી. લૉરંટ જેને સ્પેનની ધર્મનિરીક્ષક સભાના દફતરખાનામાં જવાની છુટ હતી, તે લખે છે કે તે એકજ સભાએ ૩૧૦૦૦ લોકોને બાળ્યા, અને ૨૯૦૦૦૦ ને મોતથી જરા ઉતરતી સજા કરી હતી.

પાંચમા ચાર્લ્સની કારકીર્દીમાં એકલા હૉલાંડમાં ૫૦,૦૦૦ (પણ ગ્રોશ્યસના કહેવા મુજબ ૧૦,૦૦૦) માણસોને ધર્મની ખાતર મારી નાંખ્યા હતા, અને તેના પુત્રના રાજ્યમાં લગભગ તેની અર્ધસંખ્યાની તેજ દશા થઈ હતી. હવે જો આ પ્રસિદ્ધ દાખલાઓમાં બેસુમાર અપ્રસિદ્ધ દાખલા ઉમેરીએ, અને તે આખા યૂરોપમાં સ્થળે સ્થળે બનતા તે યાદ કરીએ, તો પાષાણમય હૃદયો પણ તે દેખાવથી દૂર નાસશે; કારણ કે આ ઘોર કર્મો કાંઈ એકાદ જુલમી રાજ્યના આવેશથી થયેલાં, અથવા અપ્રસિદ્ધ ધર્માંધજનોના હાથથી થયેલાં નથી, પણ એક વિજયવંતી ધર્મસંસ્થાએ વિચારપૂર્વક ગંભીરપણે કરેલાં તે કૃત્યો હતાં. વળી અપરાધીઓ બિચારા તાત્કાલિક અને દુઃખરહિત મોતથી મરતા નહતા, પણ જે રીતે મનુષ્યદેહને તીવ્રમાં તીવ્ર દુઃખ થાય, તેવી કાળજીપૂર્વક શોધી કહાડેલી રીતથી મારવામાં આવતા હતા. સાધારણ રીતે તેમને જીવતા બાળવામાં આવતા. વારંવાર તેમને ધીમી બળતી આગમાં જીવતા બાળવામાં આવતા. જે પુરૂષો સત્યના અન્વેષણમાં પોતાની બુદ્ધિ વાપરવાની હીંમત ધરતા, તેમનેજ માથે ખાસ આવું શારીરિક દુઃખ પડતું હતું. પણ અરેરે, તેની જોડે જે

મનોવ્યથા થતી હશે, તે કઈ ભાષાથી વર્ણવી શકાય, અથવા કોની કલ્પનાથી કલ્પી શકાય તેવું છે! તે વખતમાં કુટુંબોમાંજ અંદર અંદર મતભેદ પડતા હતા. ઘણીવાર નિશ્ચયાત્મક સંકલ્પનું કિરણ એક મનુષ્ય પર પડતું, અને બીજાં સર્વ કુટુંબીઓ તે કિરણના પ્રકાશથી અસ્પૃષ્ટ રહેતાં. ડાકિની પ્રયોગ માટે મરનાર અપરાધીઓમાં મુખ્યત્વે એકલી, બેભાન સ્ત્રીઓ હતી; પણ પાખંડીઓને માટે તેમ નહતું. તેઓ ભર જુવાનીના ઉમંગવાળા, ઉદ્યોગી પુરૂષો હતા, અને તેમનાં વહાલાંમાં વહાલાં સગાં નક્કી સમજતાં કે આ જગતનાં દુ:ખ ભોગવ્યા પછી તેઓ ભવિષ્યની અપાર યાતનાને શરણે જવાના છે! આવું વિશેષે કરીને નબળી સ્ત્રીઓને થતું, કેમકે નબળી સ્ત્રીઓને બીજાંનાં દુ:ખની બહુ તીવ્ર લાગણી થાય છે, અને પાદરીઓએ પણ તેવીનાં મનપર પોતાની જાળ પાથરવામાં વિશેષ સફળતા મેળવી હતી. આવા શિક્ષણને લીધે મરનારની મા, તેની સ્ત્રી, તેની બેન, તથા તેની પુત્રીને કેટલું દુ:ખ થતું હશે, તેનો વિચાર કરતાં ભયંકર ત્રાસ છૂટે છે! પોતાના પ્રાણથી પણ વહાલાનું શરીર દુ:ખથી કંપતું, મરડાતું અને કટકા થતું તે દેખતી! અંગે અંગે ચડતી ધીમી ઝાળ જોતાં જોતાં છેવટે દુ:ખની જ્વાળામાં તેના શરીરનો પુળો વળી જતો, અને અંતે જ્યારે વેદનાની ચીસો સંભળાતી બંધ થઈ જતી, અને રીબાયેલું શરીર હાલતું ચાલતું બંધ થતું, ત્યારે તે બિચારીને સમજાવવામાં આવતું કે જે ઇશ્વરની તું સેવા કરે છે, તેને આ સઘળું પ્રિય છે, અને મુવેલાં ઉપર અનંતકાળ સુધી તે જે દુ:ખ નાંખશે, તેની આ માત્ર ઝાંખી પ્રતિમા છે! આ સિદ્ધાંતને દૃઢ કરવામાં કાંઈ બાકી રહેતું નહીં. દરેક ઉપદેશપીઠપરથી તેની ગર્જના થતી; દરેક ભીંતપર તેનાં ચિત્રો હતાં; સ્પેનમાં પાખંડીને ભૂતનાં અને બીહામણાં યાતનાનાં ચિત્રોવાળા પોશાકમાં ઝાળ પાસે લઈ જવામાં આવતો, જેથી પ્રેક્ષકોને છેવટ સુધી ધ્યાનમાં રહે કે તેનું ભાવિ કેવું બનવાનું છે!

રોમના જુલમ કરવાના વલણથી મનુષ્ય જાતિપર જે જે દુ:ખ પડ્યાં છે, તેનો આ માત્ર નાનો સરખો ભાગ છે. કારણ કે મનુષ્યોની હીંમતના સાધારણ માપ ઉપરથી વિચાર કરીએ તો, જે જે માણસ બળતી ઝાળ

આગળ પોતાનો મત ખુલ્લો જણાવવાની હીંમત ધરતો, તે દરેકના બદ-લામાં બીજા એવા ઘણા હશે, જે પોતાના દિલથી માનતા હશે કે આમ ખુલ્લી રીતે આપણો મત જાહેર કરવાથીજ આત્મા બચી શકશે, છતાં પોતાનાં દુ:ખોના વિચારથી અથવા પોતાની પાછળ થતી બાળકોની નિરા-ધાર હાલતથી ડરી જઇને અહર્નિશ દાંભિક ક્રિયાઓ અને કૃત્રિમ અસત્યો શીખતા હશે, અને છેવટે આત્મવંચનાથી ક્ષુદ્ર બની જઈ નિરાશ અને ભયભીત દશામાં કબરમાં જતા. વળી આ સર્વ ઉપરાંત કોઇ કોઈ વખત તો જુલમનો પવન વધીને વિસ્તીર્ણ પ્રદેશોપર વાતો હતો. તેના દૃષ્ટાંત તરીકે જગતમાં કદી નહીં બનેલી કતલો આપણે સંભારવી. પોપે પોતે પ્રવ-ર્તાવેલી આલ્બિજેન્સિસની કતલ, અથવા એક બીજા પોપે જેને વાસ્તે પ્રભુનો જાહેર આભાર માન્યો તે બાર્થોલોમ્યુસની કતલ—આપણે યાદ કરવી. વળી સૈકે સૈકે જાગતા ધર્મના ઝનૂની વિગ્રહો, જેણે સીરિઆને રૂધિર ક્ષેત્ર કરી દીધું, જેણે યૂરોપના અતિ સુંદર પ્રદેશોમાં લોહીનાં પૂર રેલાવ્યાં, જેણે ઘણીક ઉમદા પ્રજાની સમૃદ્ધિ ધૂળમાં રોળાવી, અને તેમની બુદ્ધિને જડ કરી નાંખી; અને જેણે યૂરોપમાં એવાં વેર રોપ્યાં કે બસો અઢીસો વર્ષે પણ તે પૂરાં નાશ પામ્યાં નથી. વળી આથી કરીને પ્રેક્ષકોનાં મન કેવાં નિષ્ઠુર બનતાં હશે, તે આપણે ભુલવું જોઇતું નથી. જ્યારે જ્યારે સ્પેનના રાજકુટુંબમાં લગ્ન થવાનું હોય ત્યારે નાસ્તિકોને બાળીને તમાશગીરોને ખુશ કરવામાં આવતા; અથવા ટુલૂઝના મોટા ચોકમાં ૪૦૦ ડાકણોનાં ઝાળમાં તરફડીયાં નિહાળવા બોલાવવામાં આવતા. જ્યારે આપણે યાદ કરીએ છીએ કે આ સર્વ દુ:ખનો ભોગ થઇ પડેલા માણસો કેવળ નિર્દોષ હતા એટલું જ નહીં, પણ તેમનામાં સર્વોત્કૃષ્ટ, વીરપુરૂષોને છાજે તેવા સદ્‌ગુણો હતા, એવું પોતાના પ્રાણાર્પણથી જ તેઓ સાબિત કરી આપતા હતા. આ સર્વ કપટ પ્રબંધ માનવબુદ્ધિના વિકાસને અટકાવી દેવા માટે, તથા નિષ્પક્ષ, સ્વતંત્ર તપાસનું વલણ જે પ્રગતિનું તેમ જ સત્યનું પહેલું પગથીઉં છે તેનો નાશ કરવા માટે રચાયેલો હતો, એમ જ્યારે યાદ કરીએ છીએ, ત્યારે કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી કે દુનિયામાં જે જે ધર્મ

થઈ ગયા છે, તેમાં પોપ સંપ્રદાયના જેટલું નિર્દોષ લોહી બીજા કોઇએ રેલાવ્યું નહીં હોય. આ ચિત્ર પૂરૂં કરવામાં હવે એટલું જ ઉમેરવું બાકી રહે છે કે જે ધર્મગુરૂ (ઇસુ) એ શીખવ્યું હતું કે 'તમે પરસ્પર ચાહો છો, એ નિશાનીવડે જગત્ તમને મારા શાગીર્દો તરીકે ઓળખશે' તેજ ગુરૂના નામમાં આ સઘળો જુલમ વર્તતો હતો.

પણ પોપ સંપ્રદાયવાળાજ જુલમ કરતા, અને પ્રોટેસ્ટંટ ન્હોતા કરતા, એમ માનવું ખોટું છે. પ્રોટેસ્ટંટ દેશોમાં પાદરીઓનું જોર ઓછું હતું, તેથી જુલમ ઓછો થયો છે, પણ સિદ્ધાંત તો બંનેનો એકજ હતો, અને જ્યારે જ્યારે પ્રસંગ આવતો, ત્યારે તેનો લાભ લેવા તેઓ ચુકે તેવા ન હતા. જર્મનીનાં પ્રોટેસ્ટંટ સંસ્થાનોમાં અને ઇંગ્લાંડમાં ઇલિઝાબેથના વખતમાં રોમન કેથોલિકોને પોતાની પ્રાર્થના કરવાની મના હતી. લાંબા વખત સુધી પ્રેસ્બીટેરિઅનોને કેદમાં ઘાલી, રીબાવી, અંગ કાપી, ફટકા મારી, યાતના યંત્રમાં ઘાલવામાં આવતા હતા. ઘણા કેથોલિકોને જુઠા આરોપથી રીબાવીને ફાંસીએ લટકાવવામાં આવતા હતા. પ્રૌઢ બાપ્તિસ્માવાદીઓ ( anabaptists ) ને તથા એરિઅસના અનુયાયીઓને જીવતા બાળી દેવામાં આવતા. આયર્લાંડમાં વસ્તીના મોટા ભાગને પોતાનો ધર્મ પાળવાની મના હતી. સ્કોટલાંડમાં અંગ્રેજ સરકારે જે જુલમ કર્યો છે, તે ત્રાસદાયક છે. જે કોઈ ઇંગ્લાંડનો રાજસંમત ધર્મ ન પાળે તેને સખત સજા થતી. પ્રેસ્બિટેરિઅનોનો અપરાધીઓની માફક ડુંગરોમાં શિકાર થતો હતો. તેમના કાન મૂળમાંથી ખેંચી કહાડવામાં આવતા. ધગધગતાં લોઢાં તેમને અંગે ચાંપી દેવામાં આવતાં. તેમની આંગળીઓ થંબસ્ક્રૂથી છુંદી નાંખતા હતા. તેઓના પગનાં હાડકાં લોઢાના જોડામાં ભાંગી નાંખવામાં આવતાં. સ્ત્રીઓને રસ્તાપર જાહેર ફટકા મરાતા. હજારોને બાર્બેડોઝ દ્વીપમાં દેશપાર કરતા, તેમના પર છાકટા સિપાઇઓને છોડી મુકવામાં આવતા, અને તમામ પ્રકારે તેમને સતાવવામાં તેમનું ચાતુર્ય વાપરવાની છુટ હતી.

નોક્સ કહે છે કે આપણા દેશપર ૧૦,૦૦૦ હથિઆરબંધ સિપાઇઓ ઉતરી પડે, તેના કરતાં એક રોમીય પ્રાર્થના થાય તે વધારે ભયંકર છે.

ફ્રાન્સમાં અમુક શહેરોનું રાજ્ય પ્રોટેસ્ટંટોના હાથમાં આવ્યું કે તરતજ તેમણે કેથોલિક પૂજા બંધ કરી. આવો જુલમ સ્વીડન, સ્વિટ્ઝર્લાંડ, હોલાંડ તથા અમેરિકામાં સર્વત્ર ચાલુ હતો. જ્યારે દેકાર્ટસ હોલાંડ ગયો, ત્યારે સુધારક પાદરીઓએ રાજ્યસત્તાને ઉશ્કેરી તેનાપર નાસ્તિક્યનો આરોપ મુકવાનો યત્ન કર્યો. લ્યૂથર, કેલ્વિન, બેઝા અને જુર્યુ–સૌએ ધાર્મિક જુલમના વાજબીપણા વિષે પુસ્તકો લખ્યાં. નોક્સે જુના કરારમાંથી આધાર ટાંકી બતાવ્યું કે મૂર્તિપૂજકને મારી નાંખવો તેજ વાજબી છે. છઠ્ઠા એડ્વર્ડના રાજ્યમાં ક્રેન્મર અને રીડ્લી તથા બીજા ચાર ધર્માધ્યક્ષોને પ્રૌઢ બાપ્તિસ્માવાદીઓપર કેસ ચલાવવા નીમ્યા હતા. આ વલણમાં માત્ર સોસાઇનિસ અને ઝિંવગ્લિઅસ બે જણ અપવાદ રૂપ છે. તે બે સિવાય તમામ પ્રખ્યાત સુધારકો જુલમના પક્ષમાં હતા, અને જ્યાં જ્યાં તેમના આત્મશ્લાઘાયુક્ત સુધારાની ફતેહ થઈ, ત્યાં સર્વત્ર જુલમનો ઉપયોગ થયો હતો. જ્યારે કૅલ્વિને સર્વેટસને બાળી મુકયો, ત્યારે તમામ પ્રોટેસ્ટંટ શાખાઓએ પોતાની ખુશાલી જણાવી. નાખુશી બતાવનાર માત્ર એક ફ્રેંચ પંડિત હતો. તેનું નામ કેસ્ટાલિઓ છે. તેને સંપૂર્ણ ધર્મસ્વાતંત્ર્યનો પ્રથમ ઉસ્તાદ તથા બુદ્ધિસ્વાતંત્ર્યવાદનો અગ્રયાયી ગણી શકાય. તે ઘણો વિદ્વાન્ હતો, અને સાહિત્ય વિવેચક તરીકે ઘણો હીંમતથી બોલનાર હતો. પહેલાં તે કૅલ્વિનનો મિત્ર તથા જીનીવામાં પ્રોફેસર હતો. તેણે બાઇબલનો લૅટિન ભાષામાં તરજુમો કર્યો, અને તે પ્રસંગે તેણે નિર્ણય કર્યો કે રાજા સુલેમાનનું ગીત યાહુદીઓનું શૃંગારનું ગીત છે, અને તેની અંદર માત્ર રૂપકાલંકાર છે એમ ધારવામાં આવતું, તે તદન જોડી કાઢેલું છે. વળી તેણે કૅલ્વિનના દૈવવાદને જુઠો ઠરાવ્યો, માટે જીનીવાના ધર્માચાર્યોની નજરમાં તેણે ગંભીર અપરાધ કર્યો. આથી તેને જીનીવા છોડી બેસલ જવું પડયું. ત્યાં તેણે સર્વેટસનું ખૂન ગેરવાજબી ઠરાવ્યું, અને ખ્રિસ્તિ મંડળમાં પહેલીજ વખત ઉપદેશ કર્યો કે સંપૂર્ણ ધર્મક્ષાંતિ એ મનુષ્યોની પહેલી ફરજ છે; કેમકે ધર્મના સિદ્ધાંતો સમજવામાં કદાચ પ્રમાદ થાય, તો તે દોષરૂપ નથી. તેણે જણાવ્યું કે સિદ્ધાન્તોનો ઉદ્દેશ મનુષ્યોને સુધારવાનો છે. માટે

થઈ ગયા છે, તેમાં પોપ સંપ્રદાયના જેટલું નિર્દોષ લોહી બીજા કોઇએ રેલાવ્યું નહીં હોય. આ ચિત્ર પૂરૂં કરવામાં હવે એટલુંજ ઉમેરવું બાકી રહે છે કે જે ધર્મગુરૂ (ઇસુ) એ શીખવ્યું હતું કે 'તમે પરસ્પર ચાહો છો, એ નિશાનીવડે જગત્ તમને મારા શાગીર્દો તરીકે ઓળખશે' તેજ ગુરૂના નામમાં આ સઘળો જુલમ વર્તતો હતો.

પણ પોપ સંપ્રદાયવાળાજ જુલમ કરતા, અને પ્રોટેસ્ટંટ ન્હોતા કરતા, એમ માનવું ખોટું છે. પ્રોટેસ્ટંટ દેશોમાં પાદરીઓનું જોર ઓછું હતું, તેથી જુલમ ઓછો થયો છે, પણ સિદ્ધાંત તો બંનેનો એકજ હતો, અને જ્યારે જ્યારે પ્રસંગ આવતો, ત્યારે તેનો લાભ લેવા તેઓ ચુકે તેવા ન હતા. જર્મનીનાં પ્રોટેસ્ટંટ સંસ્થાનોમાં અને ઇંગ્લાંડમાં ઇલિઝાબેથના વખતમાં રોમન કેથોલિકોને પોતાની પ્રાર્થના કરવાની મના હતી. લાંબા વખત સુધી પ્રેસ્બીટેરિઅનોને કેદમાં ઘાલી, રીબાવી, અંગ કાપી, ફટકા મારી, યાતના યંત્રમાં ઘાલવામાં આવતા હતા. ઘણા કેથોલિકોને જુઠા આરોપથી રીબાવીને ફાંસીએ લટકાવવામાં આવતા હતા. પ્રૌઢ બાપ્તિસ્માવાદીઓ ( anabaptists ) ને તથા એરિઅસના અનુયાયીઓને જીવતા બાળી દેવામાં આવતા. આયર્લાંડમાં વસ્તીના મોટા ભાગને પોતાનો ધર્મ પાળવાની મના હતી. સ્કોટલાંડમાં અંગ્રેજ સરકારે જે જુલમ કર્યો છે, તે ત્રાસદાયક છે. જે કોઈ ઇંગ્લાંડનો રાજસંમત ધર્મ ન પાળે તેને સખત સજા થતી. પ્રેસ્બિટેરિઅનોનો અપરાધીઓની માફક ડુંગરોમાં શિકાર થતો હતો. તેમના કાન મૂળમાંથી ખેંચી કહાડવામાં આવતા. ધગધગતાં લોઢાં તેમને અંગે ચાંપી દેવામાં આવતાં. તેમની આંગળીઓ થંબસ્ક્રૂથી છુંદી નાંખતા હતા. તેઓના પગનાં હાડકાં લોઢાના જોડામાં ભાંગી નાંખવામાં આવતાં. સ્ત્રીઓને રસ્તાપર જાહેર ફટકા મરાતા. હજારોને બાર્બેડોઝ દ્વીપમાં દેશપાર કરતા, તેમના પર છાકટા સિપાઇઓને છોડી મુકવામાં આવતા, અને તમામ પ્રકારે તેમને સતાવવામાં તેમનું ચાતુર્ય વાપરવાની છુટ હતી.

નોક્સ કહે છે કે આપણા દેશપર ૧૦,૦૦૦ હથિઆરબંધ સિપાઇઓ ઉતરી પડે, તેના કરતાં એક રોમીય પ્રાર્થના થાય તે વધારે ભયંકર છે.

ફ્રાન્સમાં અમુક શહેરોનું રાજ્ય પ્રોટેસ્ટંટોના હાથમાં આવ્યું કે તરતજ તેમણે કેથોલિક પૂજા બંધ કરી. આવો જુલમ સ્વીડન, સ્વિટ્ઝર્લાંડ, હોલાંડ તથા અમેરિકામાં સર્વત્ર ચાલુ હતો. જ્યારે દેકાર્ટસ હોલાંડ ગયો, ત્યારે સુધારક પાદરીઓએ રાજ્યસત્તાને ઉશ્કેરી તેનાપર નાસ્તિક્યનો આરોપ મુકવાનો યત્ન કર્યો. લ્યૂથર, કેલ્વિન, બેઝા અને જ્યુર્યુ—સૌએ ધાર્મિક જુલમના વાજબીપણા વિષે પુસ્તકો લખ્યાં. નોકસે જુના કરારમાંથી આધાર ટાંકી બતાવ્યું કે મૂર્તિપૂજકને મારી નાંખવો તેજ વાજબી છે. છઠ્ઠા એડ્વર્ડના રાજ્યમાં ક્રેન્મર અને રીડ્લી તથા બીજા ચાર ધર્માધ્યક્ષોને પ્રૌઢ બાપ્તિસ્માવાદીઓપર કેસ ચલાવવા નીમ્યા હતા. આ વલણમાં માત્ર સોસાઇનિસ અને ઝિવંગ્લિઅસ બે જણ અપવાદ રૂપ છે. તે બે સિવાય તમામ પ્રખ્યાત સુધારકો જુલમના પક્ષમાં હતા, અને જ્યાં જ્યાં તેમના આત્મશ્લાઘાયુક્ત સુધારાની ફતેહ થઈ, ત્યાં સર્વત્ર જુલમનો ઉપયોગ થયો હતો. જ્યારે કૅલ્વિને સર્વેટસને બાળી મુકયો, ત્યારે તમામ પ્રોટેસ્ટંટ શાખાઓએ પોતાની ખુશાલી જણાવી. નાખુશી બતાવનાર માત્ર એક ફ્રેંચ પંડિત હતો. તેનું નામ કેસ્ટીલિઓ છે. તેને સપૂર્ણ ધર્મસ્વાતંત્ર્યનો પ્રથમ ઉસ્તાદ તથા બુદ્ધિસ્વાતંત્ર્યવાદનો અગ્રયાયી ગણી શકાય. તે ઘણો વિદ્વાન હતો, અને સાહિત્ય વિવેચક તરીકે ઘણો હીંમતથી બોલનાર હતો. પહેલાં તે કૅલ્વિનનો મિત્ર તથા જીનીવામાં પ્રોફેસર હતો. તેણે બાઇબલનો લૅટિન ભાષામાં તરજુમો કર્યો, અને તે પ્રસંગે તેણે નિર્ણય કર્યો કે રાજા સુલેમાનનું ગીત યાહુદીઓનું શૃંગારનું ગીત છે, અને તેની અંદર માત્ર રૂપકાલંકાર છે એમ ધારવામાં આવતું, તે તદન જોડી કાઢેલું છે. વળી તેણે કૅલ્વિનના દૈવવાદને જુઠો ઠરાવ્યો, માટે જીનીવાના ધર્માચાર્યોની નજરમાં તેણે ગંભીર અપરાધ કર્યો. આથી તેને જીનીવા છોડી બેસલ જવું પડ્યું. ત્યાં તેણે સર્વેટસનું ખૂન ગેરવાજબી ઠરાવ્યું, અને ખ્રિસ્તિ મંડળમાં પહેલીજ વખત ઉપદેશ કર્યો કે સંપૂર્ણ ધર્મક્ષાંતિ એ મનુષ્યોની પહેલી ફરજ છે; કેમકે ધર્મના સિદ્ધાંતો સમજવામાં કદાચ પ્રમાદ થાય, તો તે દોષરૂપ નથી. તેણે જણાવ્યું કે સિદ્ધાન્તોનો ઉદ્દેશ મનુષ્યોને સુધારવાનો છે. માટે

ઘણી વખત કહેવામાં આવે છે કે પ્રોટેસ્ટંટોને રોમ પાસેથી જુલમ કરવાનો વારસો મળ્યો હતો; પણ જુલમ કરવો તે તેના લક્ષણથી વિરૂદ્ધ હોવાથી વખત જતાં તે છોડી દેવામાં આવ્યો. અમુક અર્થમાં આ ખરૂં છે. પ્રોટેસ્ટંટ સંપ્રદાયને રોમ પાસેથી જેવી રીતે મતાંધ શિક્ષણ વારસામાં મળ્યું હતું, તેવી રીતે જુલમ કરવાનો સિદ્ધાંત પણ તેની પાસેથીજ મળ્યો હતો, અને તેનાં મૂળ નિરાસક મોક્ષના સિદ્ધાંતમાં ઊંડાં પેઠેલ હતાં. માટે જોરજુલમ એ પ્રોટેસ્ટંટોનું થોડા વખતના ઝઘડા માટે ગ્રહણ કરેલું આયુધ નહતું, તેમજ સ્વાભાવિક રોષનો આવેશ, અથવા જુના સિદ્ધાંતનું વગર વિચાર્યું અનુસરણ પણ નહતું. જુલમ એ શરૂઆતના પ્રોટેસ્ટંટોનો સ્પષ્ટ અને નિર્ણીત સિદ્ધાંત હતો, તેના ઉપર તેમણે વિસ્તારથી લખાણો કર્યાં હતાં, કેળવાએલા અને દૂરદર્શી ધર્માચાર્યોએ તેનું સંવર્ધન કર્યું હતું, અને રાંકડા તેમજ ભયંકર સંપ્રદાયો તરફ એકસરખી રીતે તે લગાડવામાં આવતો હતો. પ્રોટેસ્ટંટ ધર્મની ચડતીના દિવસોનો તે સિદ્ધાંત હતો. જે પુરૂષો વાજબી રીતે પ્રોટેસ્ટંટ પંથના અગ્રેસરો ગણાયા છે, તેઓજ તેનો બોધ કરનારા હતા. જે વર્ગોએ તેનું મતાલબી શિક્ષણ ખૂબ લીધું હતું, તેમનામાં તેનો સ્પષ્ટ આવિર્ભાવ થયો હતો. ઇંગ્લાંડનો રાજસંમત ધર્મ જુલમ આચરવા માટે સંત અગસ્ટૈનનો આધાર આપતો હતો. કૅલ્વિન તથા સ્કૉચ પ્યુરિટનો જુના કરારનાં પ્રમાણ દર્શાવતા. પણ બંને કિસ્સામાં નિરાસક મોક્ષ, તથા ધર્મભ્રાંતિ દોષાર્હ છે, એ બે સિદ્ધાંતોમાં જુલમનું બીજ રહેલું હતું.

ઉપરના પુરાવાથી જણાશે કે પ્રોટેસ્ટંટ સંપ્રદાયને એક મતાભિમાની સંપ્રદાય ગણતાં તેણે ધર્મની છૂટ કેટલી થોડી આપી છે! વળી એમ પણ ભાસે કે ધર્મક્રાંતિની અસર પ્રગતિ પર કેટલી થોડી થઈ છે! પણ આ બીજો નિર્ણય ભૂલ ભરેલો છે; કેમકે ધર્મક્રાંતિની સીધી અસર તે પર થઈ નથી, માટે પરોક્ષ રીતે જે થઈ તે કાંઈ ઓછી બળવાન નહતી. જે બુદ્ધિ સ્વાતંત્ર્યના પવનથી છેવટે જુલમ બંધ થયો, તે ધર્મક્રાંતિથીજ ઉત્પન્ન થયો છે. ધર્મક્રાંતિ પછી બનેલા બનાવોને લીધે ભિન્ન ભિન્ન શાખાના અનુયાયીઓ

એટલા બધા મિશ્ર થઈ ગયા કે ધર્મક્ષાંતિનો પક્ષ કરવામાં દરેકને પોતાને લાભ હતો. વળી ધર્મક્રાંતિ સમયે પાદરીઓના બ્રહ્મચર્ય પાળવાના રિવાજ પર હલ્લો થયો અને નવાં દેવળોના પૂજારીઓ પરણેલા હોવાથી જનસમાજ જોડે વધારે મળતા હળતા થયા, તેથી કેથોલિક પૂજારીઓ કરતાં તેમનાં હૃદય વધારે કોમળ થયાં. તે સિવાય ઇંગ્લાંડમાં તો ધર્માચાર્યના ઉમદા ગુણો જોડે વિદ્વત્તા અને ગૃહસ્થની રીતભાત ભળેલાં હોવાથી તેઓ ઝનૂનથી બિલકુલ મુક્ત હોઈ આદર્શ રૂપ મનાય છે. વળી ધર્મક્રાંતિથી જે દેવળો ઉભાં થયાં, તે જ્યારે જરૂર પડે ત્યારે દેશકાળને અનુસરીને પોતાની અંદર સુધારો વધારો દાખલ કરી શકે તેવાં નીવડ્યાં; પણ કેથોલિક ધર્મ તો હજુ પણ ધર્મક્ષાંતિનો કટ્ટો શત્રુ રહ્યો છે.

ધર્મ સ્વાતંત્ર્યનો ઇતિહાસ યથાર્થ સમજવા માટે બે પ્રકારની હકીકતો ધ્યાનમાં લેવાની છે. એક તો બુદ્ધિના ફેરફાર, જેથી કરીને જુલમના આધારભૂત સિદ્ધાંતો નાશ પામે છે, અને બીજું, તેને પરિણામે થતા તથા તેના પર સામી અસર કરતા રાજકીય ફેરફાર. ૧૬ મા સૈકાને અંતે ફ્રાન્સમાં અનાસ્થાની જે મહાન્ ચળવળ ઉભી થઈ, અને રાજ્યક્રાંતિમાં જેનો દિગ્વિજય થયો, તે ચળવળ ફ્રાન્સની ધર્મક્ષાંતિનો માનસિક પાયો છે. આ ચળવળ જોર બીજા કોઈ દેશમાં અહીંના જેટલું જામ્યું નથી, તેનાં બે કારણો છે. એક તો ફ્રાન્સમાં તે ઘણીજ બાહોશીથી ચલાવવામાં આવી હતી; અને બીજું ઘણી નવાઇની વાત એ છે કે, ત્યાં જે ત્રણ મહાન્ નેતાઓ થયા, તે દરેકના મગજની પ્રકૃતિ જુદી જુદી હોવાથી જનસમાજના ત્રણ જુદા જુદા વર્ગો પર તેમની અસર થઈ. મોન્ટેનનું નાસ્તિક્ય વ્યવહારી પુરૂષના જેવું હતું. દેકાર્ટસનું નાસ્તિક્ય તત્ત્વ ચિંતકનું હતું, અને બેલનું નાસ્તિક્ય પાંડિત્યથી ભરેલું હતું. મોન્ટેને જોયું કે સરખા હોશિયાર માણસો એકસરખી ખાત્રીથી અનેક પ્રકારના મત બાંધે છે, તે તરફ પક્ષપાત વિના જોઇએ, અને તીવ્ર સંસારી અને કાંઈક તલસ્પર્શી સામાન્ય બુદ્ધિથી બધા વિષયોનો વિચાર કરીએ તો આપણે એવા નિર્ણય પર આવીશું કે સત્યની શોધ કરવી તે વૃથા છે, અને આવું કામ મનુષ્યોની શક્તિથી બહાર છે. માટે ડાહ્યા

માણસે પ્રતિસ્પર્ધી શાખાઓની વચ્ચે તટસ્થ રહેવું તે સારૂં છે. આથી કરીને તેણે ફ્રાન્સમાં પહેલીજ વખત શીખવ્યું કે ભ્રાંતિ એ દોષાસ્પદ નથી અને જુલમ કરવો તે ખરાબ છે.

દેકાર્ટ્સને માનુષી શક્તિઓ વિષે ઘણી ઊંચી શ્રદ્ધા હતી, પણ સાધારણ જનોના અનુભવ પરથી બાંધેલી તુલના વિષે ઘણીજ અશ્રદ્ધા હતી. તેણે લોકોને શીખવ્યું કે તમામ ડહાપણની શરુઆત સ્વતંત્ર, સાર્વત્રિક અનાસ્થાથી થાય છે; માટે બચપણના તમામ સંસ્કાર, ઇંદ્રિયોના તમામ નિર્ણય, તથા જીંદગીમાં જે જે વાતો દેખીતી સ્પષ્ટ લાગે છે તે સર્વ દૂર કરવી જોઇએ, અને માત્ર સંજ્ઞા ( Consciousness ) ઉપરથી જ્ઞાનની તમામ યોજના રચવી જોઇએ.

બેલની બુદ્ધિ આ બંનેથી જુદી હતી; તથા કેટલીક બાબતમાં તદ્દન અપૂર્વ હતી. તેના કરતાં ઘણા મોટા માણસો થયા છે, પણ પોતાની વિદ્યા વડે, શક્તિઓ વડે અને વળી ખામીઓ વડે સંપૂર્ણ વિવેચનકાર થવાને માટે યોગ્ય પુરૂષ બીજો કોઈ ભાગ્યેજ થયો હશે. તેના ઊંડા અને વિવિધ જ્ઞાનની જોડે તેનામાં પૂર્વપક્ષી સિદ્ધાંતનું દષ્ટિબિંદુ ધારણ કરવાની તથા તે પક્ષના પ્રવીણ વકીલની પેઠે દલીલો કરવાની અનુપમ શક્તિ હતી. પણ તેનામાં ઉત્પાદક શક્તિની તદ્દન ખામી હતી, અને વાદવિવાદનાં પરિણામ તરફ તે સાવ બેદરકાર હતો. તે કાંઈ પણ બાબત અસત્ય છે એમ કહેતો નહીં. તે કાંઈ પણ બાબત નવી શીખવતો નહીં. તે ભાગ્યેજ પોતાની પસંદગી બતાવતો હતો. ઘણા વિરોધી ઉપદેશકોની દલીલો એકઠી કરવામાં, ઘણી ચતુરાઇથી તેમના વિભાગ પાડી પૃથક્કૃતિ કરવામાં, અને પછી છેવટે તેઓ એક બીજાનું ખંડન કરે ત્યાં સુધી તેમને વધારવામાં તે બહુ આનંદ પામતો હતો. પરસ્પર વિરોધી સંપ્રદાયોનાં ખંડેરો પર અજવાળું પાડવામાં અને મનુષ્ય બુદ્ધિના ભાંગી ગયેલા યશઃ સ્તંભો ખોદી કહાડી તેની નિષ્ફળતા અને વૃથાભિમાન પ્રત્યક્ષ દેખાડી આપવામાં તેની પ્રતિભા ઝળકી ઉઠતી. તેનાં લખાણોના વિશાળ ભંડારમાંથી વૉલ્ટેર તથા દરેક વિદ્વાને પોતાનાં નામી હથિઆરો પ્રાપ્ત કર્યાં છે. મનુષ્યકૃત સિદ્ધાંતોનું વૃથાભિમાન તથા

સંપૂર્ણ તપાસની ખંડન શક્તિ સ્પષ્ટ દર્શાવનારૂં આના જેવું બીજું પુસ્તક ભાગ્યેજ હશે. એકજ વર્ગના મતને ફક્ત માન આપવું, અથવા જ્ઞાનના કોઈ પણ મૂલ તત્ત્વને જોર જુલમથી દાબી દેવું, તેના કરતાં વધારે અકારૂં આવા વિદ્વાન્ માણસને બીજું શું હોઈ શકે? તેની ઠંડી પ્રકૃતિને ઉત્સાહના રૂપમાં પ્રજ્વલિત કરનાર બુદ્ધિ સ્વાતંત્રનો એકજ વિષય હતો. તે જે કાંઇ લખતો તેમાં એકાગ્ર મનથી અને અડગપણે બુદ્ધિ સ્વાતંત્ર્યની હિમાયત કરતો, અને પોતાની આસપાસના સાક્ષરોમાં તથા પ્રાચીન વસ્તુ શોધક પંડિતોમાં પોતાનો જુસ્સો ફેલાવતો. વળી અગસ્ટાઇને ધર્મ ઉપર જે મોહ જાળ પાથરી હતી તે તોડી નાંખવાનું માન તેને ઘટે છે. તે સાધુના ચરિત્ર પર સખત લેખથી પ્રસ્તાવના કરી તેના મત ઉપર તેણે જબરો હુમલો કર્યો. 'તેમને દાખલ થવાની ફરજ પાડો' એ વાક્યનો અર્થ અગસ્ટાઇને એવો કર્યો હતો કે બીજાઓને મરજી વિરૂદ્ધ ખ્રિસ્તિ કરવા. બેલ કહે છે કે તે વાક્યનો અર્થ શો કરવો તે કહેવાનું મારૂં કામ નથી, પણ કેટલાક સાધારણ નિયમો વડે તેનું ખંડન કરવા હું ઇચ્છું છું. મનુષ્ય જાતિમાં કેટલાક માનસિક અને નૈતિક સત્યો સર્વમાન્ય છે, જે પ્રથમ અને પ્રત્યક્ષ અંતર્જ્ઞાન રૂપી હોવાથી તેમના વિષે કદી વાંધો લઈ શકાતો નથી. સત્ય અને અસત્યના મુખ્ય ભેદ આપણા મન પર એવા દૃઢ છપાઇ ગયા છે કે, તેમને તમામ્ નીતિ શિક્ષણના અન્તિમ પુરાવા તરીકે ગણી શકાય. અને ગમે તેવાં સ્પષ્ટ ફરમાનોથી તે રદ થઈ શકતાં નથી. અમુક ઇશ્વર પ્રણીત વાક્યનો અર્થ તેમનાથી વિરૂદ્ધ થતો હોય, તો તે અર્થજ ખોટો હોવો જોઇએ. કદાચ તે વાક્યનો બીજો કાંઈ પણ અર્થ થઈ શકે તેમ ન હોય તો પણ તે વાક્ય માન્ય કરવું નહીં. માટે આ ધોરણે પ્રસ્તુત વાક્યની કસોટી કરીએ, તો મનુષ્યો જે ધર્મ માનતાં ન હોય, તે કબુલ કરવા તેમને ફરજ પાડવી તે અત્યંત અનીતિ ભરેલું છે; માટે ઇશ્વરે આવું ફરમાન કર્યું હોવું નહીં જોઇએ. વળી જેટલું તે અનીતિમય છે, તેટલુંજ તે વિચાર શૂન્ય છે. કારણ કે જોર જુલમનું પહેલું અને પ્રત્યક્ષ ફળ એ થાય છે કે સત્ય શોધનને માટે ઘણા ભિન્ન ભિન્ન વર્ગના અભિપ્રાયો ખાસ સરખાવવા જોઇએ, તેને

ગયો. જ્યાં જ્યાં તેની અસર પંહોંચી વળતી, ત્યાં ત્યાં ધર્મ નિરીક્ષકનો હાથ સ્તબ્ધ થઈ જતો, કેદીની બેડીઓ તુટી પડતી, અને તુરંગનાં દ્વાર ખોલી દેવામાં આવતાં. તેની સખત વ્યાજોક્તિ આગળ જોર જુલમ દોષ યુક્ત અને ગર્હણીય લાગતો, અને તેના વખતથી અદૃશ્ય થઈ ગયો છે, તથા બીજાં નામ તળે પોતાનું રૂપ સંતાડતો ફરે છે.

ધર્મ સંબંધી જુલમની ખરાબી વિષે રૂસોનો મત પણ વૉલ્ટેરના જેવો જ હતો, બહુ વિચિત્ર રીતે તેના અત્યાચારોનું તે સમર્થન કરતો હતો. તેણે સ્પષ્ટ રીતે જોયું કે અગાઉનો, જુલમ કોઈ અચાનક સંજોગોને લીધે અથવા કોઈ સ્વાર્થી હેતુઓથી થયેલો નથી, પણ નિરાસક મોક્ષના સિદ્ધાંતનું સાધારણ પરિણામ છે. વળી તે કહેતો હતો કે ક્ષમા અરસપરસ હોવી જોઈએ; એટલે કે જો સબળ પક્ષવાળાને ખાત્રી હોય કે આપણી કહાચ પડતી થાય તો સામા પક્ષવાળા આપણને ક્ષમા બક્ષશે, તોજ તેમણે ક્ષમા બક્ષવી જોઇએ. આ બે નિયમો ઉપરથી તેણે અત્યંત અક્ષમા જરૂરની છે, એવું અનુમાન કહાડ્યું. નિરાસક મોક્ષવાદીઓને તે કહેતો હતો કે જેઓ તમારાથી જુદા મતના હોય, તે તમામને હેરાન કરવાની તમારી ફરજ છે. તત્ત્વચિંતકોને તે કહેતો કે તમામ નિરાસક મોક્ષવાદીઓને તમારે હદ પાર કરવા એ તમારૂં કર્તવ્ય છે, કેમકે તેમનો સિદ્ધાંત જનસમાજની શાંતિને વિઘ્નરૂપ છે. રૂસોની આ ખોટી સમજ તેના વખતના ઘણા જનોમાં પેઠી હતી. માટેજ ખાસ ફ્રાન્સના રાજ્ય પરિવર્તનમાં આપણે વારંવાર–ધર્મ સ્વાતંત્ર્ય વિષે ઉત્કટ પ્રેમ, અને અક્ષમા તરફ દૃઢ પક્ષપાત–એ બંને વલણ પ્રત્યક્ષ કરીએ છીએ. જે ઉદાર ધારા વડે પ્રોટેસ્ટંટો અને યાહુદીઓની તમામ શહેરીઓ તરીકેની મુશ્કેલીઓ એક સપાટે દૂર કરવામાં આવી, તેમાં પહેલા વલણનું ઉત્તમ ઉદાહરણ આપણે જોઇએ છીએ. વળી કેથોલિક પાદરીઓને દેશવટો દેવામાં, લૂટી લેવામાં અને વારંવાર મારી નાંખવામાં આપણે બીજાનું શોકમય ઉદાહરણ જોઇએ છીએ. તો પણ આ બધા અત્યાચારોની તરફેણમાં એટલું બોલી શકાય કે જે વખતે લોકો આવેશમાં ગાંડાતુર બની

ગયા હતા, જે વખતે તેઓનાં મનમાં રાજ્યના લાંબા વખતના દારૂણ ત્રાસથી ક્રોધ સળગી રહ્યો હતો, જ્યારે દેશના ઉપર પરદેશી શત્રુઓ ઝઝૂમી રહ્યા હતા, અને ઘણા ખરા કૅથોલિક પાદરીઓ પોતાના દેશની સ્વતંત્રતા વેચવા માટે ખુલ્લી રીતે કાવતરાં કરતા હતા—તેવે વખતે અત્યાચારો બનેલા છે. વળી એ પણ યાદ રાખવું જોઇએ કે કૅથોલિક પાદરીઓ છેવટની ઘડી સુધી ધર્મ સ્વાતંત્ર્ય જોડે કટ્ટી દુશ્મનાવટ જાહેર કરી બેઠા હતા. ગમે તેમ હો, પણ આખરે ધર્મક્ષાંતિનું વલણ ફાવ્યું, અને મહા ઉત્ક્રાંતિનાં તોફાની મોજાં શમી જતાં સુવ્યવસ્થ રાજ્ય સ્થપાયું, ત્યારે બીજા કોઈ પણ કૅથોલિક અથવા પ્રોટેસ્ટંટ દેશોમાં નહીં હોય, તેવું ધર્મ સ્વાતંત્ર્ય ફ્રાન્સમાં પ્રાપ્ત થયું. ઉત્ક્રાંતિ સમયે મેળવેલી સામાજીક અને માનસિક ઉન્નતિને લીધે આ સ્વાતંત્ર્ય જન્મેલું હોવાથી, તેનો આધાર રાજકીય સંજોગો પર નહતો, માટે છેલ્લા સૈકામાં થયેલા રાજકીય ફેરફારોથી તેને નુકસાન થવાને બદલે દિવસે દિવસે તેમાં દઢતર વૃદ્ધિ થતી ગઈ છે.

ઉપરની હકીકત પરથી એવું અનુમાન નીકળે છે કે ધર્મ સ્વાતંત્ર્યને તથા પોપ સંપ્રદાયને હમેશાં બારમો ચંદ્ર હતો, અને પહેલાની જેટલી ઉન્નતિ થઈ, તેટલીજ બીજાની અવનતિ થઈ. એક વખત લૅમેનસ નામે વિદ્વાન્ અને ભક્તિમાન્ કૅથોલિકે પોતાના પંથમાં સુધારો દાખલ કરવા યત્ન કર્યો, પણ તેનો બધો પરિશ્રમ વ્યર્થ ગયો, અને પોપ ૧૬ મા ગ્રેગરીએ ઉલટી ધર્મ સ્વાતંત્ર્યની ઘણીજ નિંદા કરી, તેથી છેવટે તેણે સમૂળો કૅથોલિક ધર્મ તજી દીધો.

હવે ઉપરના વૃત્તાંત જોડે ઇંગ્લાંડની ધર્મક્ષાંતિનો વૃત્તાંત સરખાવીશું, તો કેટલુંક મળતાપણું જણાશે, પણ તેની સાથે કેટલીએક ભિન્નતા એવા પ્રકારની માલમ પડે છે કે તે પરથી પોપ સંપ્રદાય કરતાં પ્રોટેસ્ટંટ સંપ્રદાયની વિશિષ્ટતા સમજી શકાય છે.

આપણે કહી ગયા તેમ બંને પક્ષોમાં બુદ્ધિ સ્વાતંત્ર્યનો પવન પહેલો વાયો, અને પછી ધર્મક્ષાંતિ શક્ય થઈ. જ્યાં સુધી લોકો માનતા હતા કે અમા-

રાથી જુદા મત વાળા સર્વ નરકે જશે, ત્યાં સુધી તેઓએ જુલમ કરવો ચાલુ રાખ્યો. જ્યારે આવશ્યક ગણાતા વૈધક સિદ્ધાંતોની સંખ્યા ભારે હતી, ત્યારે જુલમ ઘણો સખત થતો. જ્યારે વિચાર સ્વાતંત્ર્યની પ્રગતિથી તે સંખ્યા ઓછી થઈ, ત્યારે ક્ષમાનું ચક્ર તેટલા પ્રમાણમાં વિસ્તૃત થયું. નિરાસક મોક્ષનો સિદ્ધાંત નહીં માનનારા વર્ગોના હાથમાં જ્યારે રાજ્યની લગામ આવી, ત્યારે જુલમ તદન બંધ પડ્યો. બીજાં કારણો—જેવાં કે સ્વાર્થનો વિરોધ, રાજકીય સ્વતંત્રતાની પ્રગતિ, રીતભાતમાં સુધારો, અથવા કોઇ કોઈ ધર્મ ગુરૂઓની ઉદાર વૃત્તિ–ઇત્યાદીથી સદરહુ પ્રવૃત્તિ પર અસર થઈ છે ખરી, પણ તેમની અસર એટલી બધી ગૌણ હતી કે સાધારણ રીતે એમ કહેવામાં કાંઈ ખોટું નથી કે જેવી રીતે નિરાસક મોક્ષનો સિદ્ધાંત દારૂણ ત્રાસનું મુખ્ય કારણ હતો, તેવા રીતે તે ત્રાસનો નાશ કરનાર બુદ્ધિ સ્વાતંત્ર્યનો પવન એજ ધર્મસ્વાતંત્ર્યનું મુખ્ય કારણ છે. વળી એ પણ ખરૂં છે કે પ્રોટેસ્ટંટ તથા કેથોલિક બંને દેશોના પાદરીઓ નવીન ચળવળના કટ્ટા શત્રુઓ હતા, તેઓ અતિ સાહસ ભરેલા દુરાગ્રહથી એક પછી એક મોરચાનો બચાવ કર્યે જતા, અને ધર્મ ક્ષાંતિની કેટલીક મોટી મોટી ફતેહો તેમની પડતીની સાક્ષીભૂત છે. પણ આ સ્થળે બંને ધર્મના માર્ગ જુદા પડે છે, અને પ્રોટેસ્ટંટ પંથની વિશિષ્ટતા બે બાબતોથી સ્પષ્ટ થાય છે. તેમાં સ્થિતિ સ્થાપકત્વ એટલું બધું છે કે પહેલાં પોતે જે પ્રવૃત્તિ સામે ચિરકાળ પર્યન્ત ટક્કર લીધી હતી, તેનીજ જોડે હવે તેણે હદકપૂર્વક ઐક્ય કરી લીધું છે. પણ રોમ સંપ્રદાય તો હજુ પણ તેમ કરવાને અશક્ત હોવાથી તેને અટકાવવાના વ્યર્થ શ્રમમાં પોતાનું બળ ગુમાવે છે. વળી ધર્મ ક્ષાંતિનો સિદ્ધાંત પ્રોટેસ્ટંટોએ માની લીધેલા બીજા ગમે તે સિદ્ધાંતોથી વિરૂદ્ધ હોય, છતાં તે સ્વવિવેક શક્તિનું સીધું, યુક્તિસર પરિણામ હોવાથી પ્રોટેસ્ટંટ મતનુંજ પરિણામ ગણી શકાય. વળી પોતાની વિવેક શક્તિનો વારંવાર ઉપયોગ કરવાથી જે સત્ય પ્રેમ પેદા થાય છે, તે ૧૭ મા સૈકાના ધર્માચાર્યોનાં લખાણોમાં સ્પષ્ટ તરી આવે છે. તેમાં હુકર, બર્કલી અને ચિલિંગવર્થના ગ્રંથો મુખ્ય છે. સત્યના બળ વિષે તેઓની ઉદાર શ્રદ્ધા, મતાંધતાના સામ્રાજ્ય જોડે ચાલુ

ઝઘડો વિચાર શક્તિના નિયમો અને મર્યાદા વિષે તેમના બહુ વિસ્તીર્ણ વિચારો, જ્ઞાન તરફ તેમનો ઉછળતો પ્રેમ, અને તેમની ભવ્ય તથા ઉચ્ચ ગ્રાહી ઉર્મિઓ—આ સર્વ વડે ઇંગ્લાંડમાં ધાર્મિક જુલમથી વિરૂદ્ધ પ્રકારની વિચાર સરણિ પેદા થઈ, અને તેમનાં લખાણોના અખૂટ ઝરામાંથી પાન કરીને અત્યારે પણ બહાદૂર હૃદયો વધારે બહાદૂર બને છે.

પહેલા ચાર્લ્સના વખતમાં થયેલા મોટા બળવા સુધી ઇંગ્લાંડમાં ધર્મ સ્વાતંત્ર્ય માટે કોઈ સામાન્ય પ્રવૃત્તિ થયેલી જણાતી નથી. ધર્માધ્યક્ષ લૉડના જુલમથી લોકો ત્રાહિ ત્રાહિ કરી રહ્યા હતા. ફરી ફરીને થતી રાજ્યની ઉથલપાથલથી સર્વ પક્ષોને જુલમનાં ફળ ચાખવાં પડ્યાં, અને જુનું રાજ્ય પડી ભાગતાં કેટલાક બાહોશ અંગ્રેજો સત્તાધારી થયા. જે વખતે ક્રોમવેલ રાજ્યની લગામ ખેંચતો હતો, અને મિલ્ટન આંગ્લબુદ્ધિને દોરતો હતો, અને જ્યારે ખુણે ખુણે સ્વાતંત્ર્યનો ઉત્સાહ ઝણઝણાટ કરી રહ્યો હતો, તે વખતે આ પ્રશ્ન હાથ ધરવામાં ન આવે તે અસંભવિત હતું. અલબત્ત હજુ પોપ સંપ્રદાયવાળા તથા જુના રાજધર્મ ( prelacy ) વાળાનો કાંઈ ઘડો થાય તેવું નહતું. પણ તે બે અપવાદ સિવાય તમામ પક્ષને ઘણીજ છૂટ મળી. યાહુદીઓનો નિવાસ ઇંગ્લાંડમાં કાયદેસર ઠરાવી ક્રોમ્વેલે તેમને પોતાની પૂજા કરવાની છૂટ આપી.

આ વખતે ધર્મ ક્ષાંતિના ત્રણ નેતાઓ હતા. હેરિંગ્ટન આ વિષય-પર રાજ્યતંત્રીની દૃષ્ટિએ જોતો હતો, અને મિલ્ટન તથા ટેલર ધર્મ સાહિત્યકારની દૃષ્ટિએ જોતા હતા. તેમાં રાજ્ય તંત્રીનો વિચાર બહુ વિસ્તીર્ણ હતો, એમ કહી શકાય. તેણે સ્પષ્ટ જોયું કે જ્યાં સંપૂર્ણ ધર્મ સ્વાતંત્ર્ય નથી હોતું, ત્યાં રાજકીય સ્વાતંત્ર્ય રહી શકતું નથી; અને ધર્મ સ્વાતંત્ર્યનો સમાવેશ માત્ર ધર્મ ક્ષાંતિમાં થતો નથી, પણ ધર્મની ખાતર તે પાળનારને વ્યવહારમાં પડતી તમામ મુશ્કેલીઓ દૂર કરવામાં આવે, ત્યારેજ ખરૂં ધર્મ સ્વાતંત્ર્ય છે એમ કહી શકાય. આ બાબતમાં ૧૯ મી સદીના વિચાર ભાખનાર તે એકજ પુરૂષ હતો.

મિલ્ટને પોતાના મોટા દરજ્જાને લીધે તથા પુસ્તકની રસભરી ભાષા-

વડે ઉક્ત પ્રવૃત્તિપર બહુ સારી અસર કરી. ‘ બૌસ શિખર ’ નામનું પુસ્તક ખરેખર મિલ્ટનની અપૂર્વ બુદ્ધિનું પ્રતાપી સ્મારક છે. તે પુસ્તકના ઉદ્દેશ ઘણો કાળ થયાં સફળ થઇ ગયા છે, છતાં અત્યારે તે વાંચતાં જુસ્સો ઉત્પન્ન થાય છે, તો તેના સમયમાં ધર્મ સ્વાતંત્ર્યનો માર્ગ સરળ કરવાના કાર્યમાં તેની કેટલી બધી અસર થઈ હશે ! તે કહે છે કે ‘સત્યનું બળ ઇશ્વરથી બીજે નંબરે છે. વિજય મેળવવા માટે તેને રાજનીતિ, છળકપટ અથવા સનંદની જરૂર પડતી નથી; આ સર્વ છળ અને જુઠા ઉપાયો ભ્રાંતિ તેની સત્તા સામે વાપરે છે.’ પણ જો સત્યના રક્ષણ માટે જુલમ આવશ્યક નથી, તો તેને શોધી કહાડતાં લોકોને અટકાવી દેવામાં તે બહુ બળવાન છે. વળી જ્યારે તેનો એવે પ્રકારે ઉપયોગ કરવામાં આવે છે. અને મનુષ્ય જાતિ સ્ખલનશીલ છે, તો તેથી કરીને સત્યનો નિર્ણય ચોક્કસ રીતે કોઇ કરી શકતું નથી. કારણ કે મનુષ્ય જાતિમાં ચોમેર ઘણે દૂર સુધી નાના નાના અંશમાં સત્ય વેરાઇ ગયું છે. તે ભ્રાંતિરૂપી માટી જોડે મિશ્ર થયેલી ધાતુ છે; વળી તેને કોઇ પણ સંપૂર્ણ ગ્રહણ કરી શકતું નથી. અને વિરૂદ્ધ માર્ગોને કાળજીપૂર્વક એકઠા કરી સરખાવવાથી જરા તરા મળી શકે છે. માટે આ માર્ગોને તોડી પાડવાથી, વાદવિવાદનો અવાજ ચુપ કરી દેવાથી, છાપખાનાંનો પ્રતિબંધ કરવાથી, અથવા એકમાર્ગી વિચારો દર્શાવવાની તેને ફરજ પાડવાથી સત્યાન્વેષણના એકના એક સાધનનો આપણે નાશ કરીએ છીએ. પ્રોટેસ્ટંટોની તમામ શાખાને છૂટ આપવી એવો આ મહા કવિનો મત હતો; પણ કેથોલિકો મૂર્તિપૂજકો હોવાથી અને જુના કરારમાં મૂર્તિપૂજા પ્રતિષિદ્ધ હોવાથી તેમને જરા પણ છૂટ નહીં આપવી એવો તેનો મત હતો.

ત્રીજો લેખક જેરેમી ટેલર હતો. તે દેશવટો ભોગવતો હતો, ત્યારે તેણે ‘ધર્મોપદેશની છૂટ’ એવું પુસ્તક લખ્યું. સૂર્યપ્રકાશના અભારમાં નહાતા ઉંડા સમુદ્રના મંદ ખળખળાટના જેવી તેની શૈલી કલ્પના અને લાગણી વડે ઘેરી રંગાયેલી છે. અને તેનું તાલબદ્ધ માધુર્ય, તથા અત્યંત કોમળ અને વિવિધ મંજુલતા તેના સૌમ્યવર્તનના આદર્શ રૂપ છે. તેની દલીલો

બહુ સરળ છે. તે માનતો હતો કે ઘણીખરી ધાર્મિક પ્રતિજ્ઞાઓ બાઇબલમાંથી નીકળી શકે તેમ નથી, માટે તે માનવી જરૂરની નથી. ઇસુના શિષ્યોએ સ્વીકારેલો મત સાબિત કરી શકાય તેવો છે, માટે તેથી વધારે પડતું જે કાંઈ હોય તે માનવું નહીં.

રાજ્ય પ્રત્યર્પણના છેવટના ભાગ સુધી ધર્મક્ષાંતિની આ પ્રવૃત્તિ ચાલુ રહી. ઈંગ્લાંડના રાજસંમત ધર્મમાં 'અંગીકાર વિસ્તૃતિની શાખા' સ્થપાઇ. તે લોકો પ્રધાન અને ગૌણ સિદ્ધાન્તોના ભેદ ઉપરથી ધર્મક્ષાંતિ રચતા હતા. પણ કેટલા પ્રધાન સિદ્ધાન્તો ગણવા તે સૌ સૌની અનાસ્થા પ્રમાણે થતું. ગ્લૅનવિલે પ્રધાન સિદ્ધાંતોની એવી ટીપ બનાવી કે તેમાંથી કોઈ પણ શાખા બાતલ થાય નહીં. પરિણામે છેવટે ઈ. સ. ૧૬૭૭ માં નાસ્તિકોને બાળી દેવાની સત્તા ધર્મસંસ્થા પાસેથી લઈ લેવામાં આવી.

ઈંગ્લાંડના ધર્મ સાહિત્યમાં એક નોંધી રાખવા જેવી બાબત એ છે કે ધર્માચાર્યો પોતેજ મોટા ઉત્સાહથી ધર્મક્ષાંતિ પ્રવર્તાવવામાં આગળ પડતા હતા, છતાં તેઓ ફ્રાન્સના આચાર્યો જેવા નાસ્તિક નહતો! વળી તે સંબંધમાં બીજું એ પણ જાણવા જેવું છે કે તેજ અરસામાં ઇસાઈ મત વિરૂદ્ધ લખનાર તત્ત્વચિંતક હૉબ્સ જોરજુલમનો હિમાયતી હતો!

આમ ધર્મ મંદિરોમાં વિવેક શક્તિનું વલણ મક્કમ પાયાપર આવ્યું હતું, છતાં મતાંધ સિદ્ધાંતોનું જુનું વલણ છેક નાબુદ થયું નહતું. તેથી જો કે નાસ્તિકોને બાળી મુકવાની મના થઇ હતી, છતાં તેથી ઉતરતા પ્રકારનાં દુઃખ આપવામાં પાદરી લોકો કાંઇ કચાશ રાખતા નહીં. છેવટે બીજો જેમ્સ પોતાના સહધર્મી કેથોલિકોનાં દુઃખ જોઇ ગુસ્સે થયો, અને તેમના સુખ માટે (ધર્મક્ષાંતિના પ્રેમની ખાતર નહીં) ધર્મક્ષાંતિનો ખરડો ઘડી મંદિરોમાં તે વાંચવાનો તમામ પાદરીઓને હુકમ કીધો. આનું પરિણામ શું આવ્યું તે સર્વ કેળવાયેલા વાચકો જાણતા હશે. પાદરીઓએ તે વાંચવાની સાફ ના પાડી. તેથી પ્રજામાં તે બહુ વહાલા થઈ પડ્યા, અને છેવટે રાજ્ય પરિવર્તન થયું. પણ તે થઇ ગયા પછી પાછો તેઓનો જુસ્સો એવો નરમ પડી ગયો કે ફરીથી ધર્મક્ષાંતિનો કાયદો થયો; અત્યારે

આપણને તે અપૂર્ણ લાગશે, પણ તે વખતે તો તેનું મહત્વ એટલું બધું હતું કે તેને 'ધર્મ સ્વાતંત્ર્યના મહાલેખ' તરીકે ગણવામાં આવ્યો છે. તે પછી થોડા વખતમાં સ્કોટલાંડની ધર્મ સંસ્થાનું સ્થાપન થયું. આ બંનેથી તમામ પ્રોટેસ્ટંટોને પૂજાની છૂટ મળી; તેમજ મુદ્રણ નિયંતાનો હોદ્દો કાઢી નાંખવાથી વાદવિવાદ કરવાની છૂટ મળી. આવી રીતે યુદ્ધમાં વિજય થયો. અક્ષમા હવેથી અપવાદ રૂપ અને અપ્રમાણ ભાસવા લાગી; અને તેના છેવટના મોરચા ક્યારે પડશે, તે માત્ર વખતનો સવાલ રહ્યો.

ચાલુ પ્રકરણમાં વર્ણવેલી હકીકતપરથી સ્વભાવિક રીતે કેટલાએક પ્રશ્ન ઉઠે છે. જોરજુલમથી મનાવવાની પદ્ધતિથી ભિન્ન પ્રકારની જે વિવેક શક્તિની અન્વેષણ પદ્ધતિ કહી, તેનું છેવટનું પરિણામ શું આવે છે? સત્ય શું છે? એ પ્રશ્નનો ઉત્તર ઝટ દઇને મળી જાય એવી આશા નથી; પણ સત્યનું વલણ શું છે, એ પ્રશ્ન વિષે સારી રીતે વિચાર થઇ શકે તેવું છે. અને તેમાં એક મત થવાની આશા પણ વિશેષ છે. 'સત્યનું વલણ' એટલે પોતાની સ્ખલનશીલતા કબુલ કરનારા અને સત્યાન્વેષણને સૌથી વધારે ચાહનારા લોકોને પ્રતિસ્પર્દ્ધી દલીલોની અંદર નિર્ણયપર લાવનારી માનસિક સ્થિતિ. જેવા તે લોકો જુએ છે કે માત્ર વિવેક શક્તિથીજ આપણી માન્યતા નક્કી થવી જોઇએ, તથા આપણને જે શીખવવામાં આવ્યું હોય તેનો પુરાવો જ્યાં સુધી તપાસીએ નહીં, તથા તેની વિરૂદ્ધ દલીલો સાંભળીએ નહીં, ત્યાં સુધી તે શિક્ષણના સત્યની વાજબી ખાત્રી કદી પણ થઇ શકે નહીં; અને જે કોઇ કારણ ઇચ્છા શક્તિને એક પક્ષી બનાવે છે, તે સત્યાન્વેષણમાં અવશ્ય વિઘ્નરૂપ છે—એમ જેવા તે લોકો જુએ છે કે તરતજ જોરજુલમનો તમામ સિદ્ધાંત પડી ભાંગે છે; કેમકે જુલમ કરનારનો હેતુ એવો હોય છે, કે ચર્ચાના વિભાગોમાંનો અમુક દબાવી દેવો, વિવેકશક્તિ સિવાય બીજા કોઈ કારણવડે નિર્ણય કરવો, અને સત્ય પ્રાપ્તિને માટે ફક્ત એકજ રીત—તપાસ કરવાની છૂટ—છે તે બંધ કરવી. અસત્યને બદલે સત્યને તો હું ત્રાસ આપતો નહીં હોઉં, એવી ખાત્રી જુલમ કરનારના મનમાં કદી થઇ શકતી નથી, પણ સત્યના વલણને તો

તે અવશ્ય ત્રાસ આપે છે, એમ તેણે નક્કી માનવું. અને ખરેખર એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી કે મનુષ્ય જાતિમાં સદૈવ રહેલા સત્યના વલણ સામે ઉપર વર્ણવેલા સિદ્ધાંતો અતિ નિપુણ અને સફળ કપટ પ્રબંધ દર્શાવે છે. યોગ્ય અન્વેષણ માટે જે જે માનસિક વૃત્તિને તત્ત્વ-જ્ઞાન આવશ્યક ગણે છે, તે દરેકને ૧૭ મા સૈકા સુધી અત્યંત પાપિષ્ઠ ગણ-વામાં આવતી, અને ઘોર દુર્વૃત્તિઓને જાણી બુઝીને સદ્દગુણ તરીકે શીખ-વવામાં આવતી. બાલ્યાવસ્થામાં પરીક્ષા કર્યા વિના મગજમાં જે અભિપ્રાય ઠસાવવામાં આવ્યા હોય, તે વિષે શંકા કરવી તે પાપ ગણાતું. સમજ્યા વિના દૃઢ અતિ શ્રદ્ધાથી તેમને પકડી રાખવા તે સદ્દગુણ મનાતો. તે અભિપ્રાયોમાં જે કાંઈ વાંધા ભરેલું હોય, તે ધ્યાનમાં લેવું અગર વધારવું, તે દુર્ગુણ હતો, પણ તેને સેતાને સુઝાડેલું ગણી દાબી દેવું તે સદ્દગુણ હતો. બંને પક્ષનાં લખાણોનું તટસ્થ વૃત્તિથી સરખું ધ્યાન આપી અધ્ય-યન કરવું, તેમાં પાપ ગણાતું; પુરાવા રૂપી અજવાળું આપણને જ્યાં જ્યાં દોરે, ત્યાં જવાને નિશ્ચય કરવો તે પાપ હતું; વિરૂદ્ધ અભિપ્રાયો વચ્ચે શંકાથી લટકવું, તે પાપ મનાતું; અનિર્ણાયક દલીલો માટે સ્પષ્ટ અનુમતિ ન આપવી તે પાપ હતું; વિપક્ષીઓનો નૈતિક અથવા માનસિક ઉત્કર્ષ કબુલ કરવો તે પણ પાપ હતું; શુદ્ધ સત્યનો પ્રેમ દર્શાવનારી જે કોઈ મનોવૃત્તિ હતી, અથવા તે પ્રાપ્ત કરવા માટે જે જે નિયમો આવશ્યક હતા, તે તમામને પાદરીઓ ઈશ્વરનું અપમાન કરનાર ગણી નિંદતા હતા. ચર્ચા ઉત્પન્ન કરી શકે તેવા હરેક પુસ્તકનો નાશ કરીને, જ્ઞાનના પ્રત્યેક ક્ષેત્રમાં અતિશય ભોળપણનું વલણ ફેલાવીને, તથા પોતાનાથી જુદા મત-વાળાને ઘોર ત્રાસ આપીને તેઓ યૂરોપીય બુદ્ધિનું કાર્ય અટકાવી દેવામાં, તથા નિષ્પક્ષ, શોધક બુદ્ધિ એ બુરામાં બુરો દુર્ગુણ છે, એમ લોકોને સમજાવવામાં દીર્ઘકાળ સુધી ફાવ્યા હતા. આ ભયંકર દશામાંથી યૂરોપીય બુદ્ધિનો છુટકારો છેવટે ધર્મક્રાંતિને જન્મ આપનારાં માનસિક પ્રોત્સાહનોથી, અન્વેષણના નિયમો સ્પષ્ટ શીખવનારા મહાન્ તત્ત્વચિંતકોથી તથા બ્રુનો અને વેનિનિનાં કમકમાટ ભરેલાં મૃત્યુ નજરે દેખતા છતાં ભૂતકાળના

સિદ્ધાન્તોપર ખુલ્લા આક્ષેપ કરનારા બહાદૂર નાસ્તિકોથી થયો. આ સાધનોથી તત્ત્વજ્ઞાનનું અથવા સત્યનું વલણ ઉત્કર્ષ પામ્યું, અને મતાંધતાનું વલણ તથા તેનાં તમામ પરિણામો તેટલા પ્રમાણમાં ઓછાં થયાં. એક યુગમાં જુલમ કરનાર પાખંડીને બાળી મૂકતો હતો; બીજા યુગમાં તેને સજાના ધારા તળે છુંદી નાંખતો; ત્રીજામાં તેને મોટે દરજ્જે ચડતાં અટકાવતો, અને ચોથામાં સમાજથી બહિષ્કૃત કરતો. આવી રીતે વિસ્તાર પામતી ધર્મક્ષાંતિની દરેક કળા મતાંધ વલણની અવનતિ, અને સત્યના વલણની ઉન્નતિ સૂચવે છે.

દેકાર્ટ્સના સમયથી ઉચ્ચતર યૂરોપીય બુદ્ધિ સત્યાન્વેષી માર્ગ તરફ દૃઢતાથી વળતી જાય છે, અને પ્રાચીન ગ્રીસના તત્ત્વચિંતકો જેવી રીતે સત્યના વલણને ઉત્તમ સદ્‌ગુણ માનતા હતા, તેવીજ રીતે ખ્રિસ્તિ સમાજ પણ માનશે, તેમાં કાંઈ શંકા રાખવા જેવું નથી. જે સત્ય પ્રેમ કાંઇ પણ પારકું પોતાનું ગણતો નથી; વિવેકશક્તિ અથવા અંતઃકરણને આધારે દરેક નિર્ણય બાંધવાનું, અને યુક્તિસર ન હોય તેવી અસર દૂર રાખવાનું જે અભિમાન ધરાવે છે, તે ( સત્ય પ્રેમ ) પુરૂષ જાતિમાં કે સ્ત્રી જાતિમાં સાધારણ નથી, અને જેઓ પોતે એક પક્ષી વિચારોથી તદ્દન મુક્ત હોવાનો દાવો ધરાવે છે, તે સર્વનો ખરેખર તે પ્રોત્સાહક નથી. તેમ છતાં આપણે તેની પ્રાપ્તિ તરફ આગળને આગળ વધતાં જઇએ છીએ, અને ખ્રિસ્તિ ધર્મની ફતેહ પછી બીજે કોઈ પણ કાળે હાલની પેઠે મનુષ્યોના ધર્મ પ્રમાણે તેમને વિષે અભિપ્રાય ન બંધાતો હોય, અને બીજો ઇતિહાસ તો શું, પણ ધર્મનો ઇતિહાસ પણ હાલના જેટલી કાળજીથી અને સમદૃષ્ટિથી લખાતો હોય, એવું બન્યું નથી. રાજ્ય વિષયમાં આ વિજય પૂરેપૂરો મળ્યો છે. સામાજીક ક્ષેત્રમાં જો કે ભિન્ન ભિન્ન પંથનાં તડોનો મિલાપ હજુ ઘણો અધૂરો છે, અને કુટુંબનો એકાદ જણ પરધર્મમાં જતાં ઘણીવાર કુટુંબમાં ભેદ પડે છે, તથા તેને ઘણી રીતે સતાવવામાં આવે છે, છતાં એકંદર ઘણો ગંભીર અને ઝડપથી સુધારો થયો છે. એક વખતે પ્રોટેસ્ટંટો અને કેથોલિકો પરસ્પર સખત આક્ષેપ કરતા, તે હવે દરેક

પક્ષના માત્ર જુજ ઉત્સાહી શાગિર્દોના નાના, મંડળમાં જોવામાં આવે છે; અને કેળવાયેલા લોકોમાં સાધારણ રીતે કબુલ કરવામાં આવે છે કે જેઓ કર્તવ્યભાનથી પ્રેરાઇને ઘણી મનોવ્યથા પછી પરધર્મમાં દાખલ થયા હોય, તેમને અધમ મનુષ્ય કહેવા નહીં; પછી ભલે તેઓએ પોતાના આચાર-નિયંતાના અભિપ્રાય નાકબુલ કર્યા હોય. જે વખતે નાસ્તિકને પાપીમાં પાપી ગુન્હેગાર ગણવામાં આવતો, અને સ્વધર્મ ત્યાગ એ મહાન્ અપરાધ લેખાતો, તે વખતથી આજ સુધીમાં આ પ્રમાણે થયેલો સુધારો કાંઈ થોડો ગણાય નહીં. વળી તેજ પ્રોત્સાહનોને બળે મહા પાઠશાળાઓમાં કેળવણીનું સંકુચિત સ્વરૂપ પણ બદલાઈ ગયું છે; અને જુદા જુદા પંથના અનુયાયીઓ તેમાં દાખલ થઇ શકે છે, તેથી જે ઉમરે માણસો પોતે કયો મત સ્વીકારવો તેનો વિચાર કરતા હોય છે, તે વખતેજ તેઓ જુદીજુદી માન્યતાવાળાના સંસર્ગમાં આવે છે. તેજ પ્રવૃત્તિથી કેળવણીની પ્રાથમિક સ્થિતિમાં પણ છેવટે સુધારો થશે, એમાં કાંઈ પણ સંશય નથી. જો સૌએ પોતપોતાનીજ વિવેકશક્તિવડે માન્યતા બાંધવી એવો નિયમ છે, તો તે શક્તિને બને તેટલી પ્રબળ કરવી, અને તેને એકપક્ષી બનતી યથાશક્તિ અટકાવવી, તે કેળવણી આપનારની ફરજ છે. કાચા મગજમાં એકદેશીય વિચારો ઠસાવવા, અને બચપણના પવિત્ર સંસ્કારોમાં તે વિચારો જોડી દેવા, એ ખરેખર વ્યક્તિની વિચારશક્તિને બહુ હાનિકર છે.

આ પ્રમાણે આપણી આસપાસની પ્રવૃત્તિની રૂપરેખા છે. પણ તેનો વિચાર કરતાં કમનસીબે એમ પણ લાગ્યા વગર રહેતું નથી કે ચિલિંગવર્થને પ્રોટેસ્ટંટ મત એટલું ઉચ્ચ લક્ષ્ય છે કે આપણા જમાનામાં તો ઘણીજ અપૂર્ણતાથી તેની દિશામાં જઈ શકાશે. મનુષ્ય જાતિનો મોટો સમૂહ આપ્ત વાક્યો પ્રમાણે પોતાનો મત બાંધે છે. તેઓ કેથોલિકોની પેઠે ખુલ્લા શબ્દોમાં તેમ કરે, અથવા પ્રોટેસ્ટંટોની પેઠે અજાણતાં તેમ કરે, તેથી કાંઈ ફેર પડતો નથી. પોતાને માટે તપાસ કરવાનો તેમને વખત નથી, તેમ પ્રસંગ પણ નથી. જે વખતે તેઓ વિચાર કરવાને અશક્ત હોય છે, તે વખતે તકરારી પ્રશ્નોપર અમુક સિદ્ધાંતો તેમને એવી રીતે શીખવવામાં આવે

છે કે જાણે તે નિઃશંક સત્યોજ હોય; અને તે સંસ્કારની ઉંડી છાપ પાડવા માટે દરેક ઉપાય યોજવામાં આવે છે. તેમની માન્યતાનું ખરેખરૂં મૂળ આવું છે. લાંબાં વર્ષોના માનસિક ઝઘડા વગર ચિત્તની શાંતિનું અમુલ્ય વરદાન તેમને મળી શકતું નથી. પ્રાચીન ગ્રીક્સની વાર્તામાં હજુ પણ સત્ય રહેલું લાગે છે. હજુ પણ જીંદગીના દ્વાર આગળ એક સ્ત્રી બેઠી છે, અને જે કોઇ અંદર જાય છે, તે દરેકને એકેક પ્યાલો પીવા આપે છે, જેમાં રહેલું ઝેર તેની રગેરગમાં એવું પ્રસરી જાય છે, કે જીવતાં સુધી તે જતું નથી. વિચારશક્તિ કદાચ દુરાગ્રહનાં વાદળાંને ભેદી શકે; તેના બળના સમયમાં તે પોતાની સ્વતંત્રતાથી ફૂલાઇને ગર્વ પણ માને; પણ બચપણના ખ્યાલ ચિરકાળ પર્યંત મનમાં છુપાયેલા રહેશે, અને નબળાઇને દરેક પ્રસંગે જ્યારે વિચારશક્તિ ઢીલી પડે છે, અને જુના સંબંધોની સત્તા સર્વોપરિ થાય છે, ત્યારે તે ફરી ફરીને દેખાવ દેશે. માનસિક ઝઘડો લડવાને માટે હીંમત તથા ખંત બહુ થોડા લોકોમાં હોય તેમાં કાંઈ નવાઈ જેવું નથી. મોટા લોકસમુદાય પોતે જે માન્યતા વારસામાં પામ્યા હોય છે, તે કદી તપાસતા નથી; અથવા તપાસે છે તો પોતાને મળેલી કેળવણીની અસરને એટલા બધા વશ થઇને તપાસે છે, કે ગમે તેવા સિદ્ધાંત તેમને શીખવવામાં આવ્યા હોય, તેને તેઓ અવશ્ય સાચા માને છે, અને ધારે છે કે તેનો ઈન્કાર કરનાર મનુષ્ય કેવળ વિચારમૂઢ હોવો જોઈએ. જે અલ્પ જનોને ઉચ્ચ વિષયોનું ઝાંખું તેજ મળ્યું હોય છે, તેમાંના ઘણાખરા આવો માનસિક ઝઘડો સહન કરી શકતા નથી, કેમકે તેમાં જુના સંબંધો, તથા ભ્રાંતિને સાપરાધ ગણવાનો જુનો સિદ્ધાંત ઘણીજ કટુતા રોપે છે. તર્કનો અવાજ તેઓ દાબી દે છે, જ્ઞાનના માર્ગથી પાછા હઠે છે, અને સત્યનો ભોગ અર્પી સુલેહ ખરીદે છે. આ ખરેખર ચાલુ જમાનામાં સત્ય શોધનું મોટામાં મોટું નાશકારી વિઘ્ન છે. જ્યારે જુની દુનિયા પ્રલયની સ્થિતિપર આવી, ત્યારેજ પ્રભુએ કહ્યું કે ‘પ્રકાશ થાઓ’ માટે જેમ કુદરતના તેમ જ્ઞાનના ક્રમમાં નવી સૃષ્ટિ બનતા પહેલાં જુનીનો લય થવો જોઈએ. આત્મપરીક્ષકના ઈતિહાસમાં એવો વખત આવે છે કે જ્યારે

જુના મત ડગમગી જાય છે, અને નવા હજુ બંધાયા હોતા નથી; જે વખતે શંકા, ત્રાસ અને અંધકાર તેને ઘેરી લે છે; જ્યારે દુરાગ્રહી મતના ભણકારા તેના મગજમાંથી પૂરેપૂરા ખસી ગયા હોતા નથી, અને ભૂતકાળની મૂર્તિઓ મગજમાં તરતી હોય છે; આવે વખતે જમીનની દરેક નિશાની અદૃશ્ય થાય છે, દરેક તારો ઢંકાઈ જાય છે, અને અનાથ આત્મા તોફાની પવન આગળ સુકાન વિના ઘસડાતો જાય છે! આવે સંક્રાંતિકાળે વિવેકશક્તિને દાબી દેનારાં પ્રલોભનો ભયંકર શક્તિ ધરાવે છે. જ્યારે ભૂતકાળની શ્રદ્ધાજન્ય શાંતિ જોડે વર્તમાન જીજ્ઞાસાની બેચેની સરખાવીએ છીએ, ત્યારે સત્યના રસ્તામાંથી મન પાછું હઠી જાય તેવું લાગે છે. અમુક બાબત સાબિત કરવી, તેના કરતાં તે માની લેવી તે બહુ સહેલું છે; શંકા રાખવી, તેના કરતાં માની લેવામાં બહુ થોડું દુઃખ છે; શ્રદ્ધાના એક તાનમાં જ્યારે કોઈ શંકા ખલેલ પહોંચાડતી નથી, ત્યારે એકમાર્ગી વિચારોની શાંતિમાં બહુ મઝા છે. જ્યારે પ્રિયમાં પ્રિય વાસનાઓ જુઠી પડે છે, અને જુની માન્યતાઓ છોડી દેવી પડે છે, ત્યારે દુઃખથી એવો તો પ્રકંપ થાય છે કે (જ્ઞાનરૂપી) અનિષ્ટ પ્રકાશ તરફ લોકો આંખો મીંચે, તો તેમાં કાંઈ નવાઈ જેવું નથી. આજ કારણને લીધે લાંબા સમયથી જુઠા સાબિત થઈ ચૂકેલા કાનુનો હજુ ટકી રહ્યા છે. તેજ કારણથી ઘણા લોકો સત્ય શોધમાં દોલાયમાન થાય છે, અને બીકણપણું બતાવે છે; તેમજ સત્ય વિષે ઉદાસીનતા, તથા તાત્કાલિક લાભ વિષે પ્રીતિ દર્શાવે છે; પણ જોતા નથી કે તેમ કરવાથી અનેક જનોનું ઉજ્વલ ભવિષ્ય તમોગ્રસ્ત થઈ જાય છે.

આવી અંતર્વ્યથા ચાલુ સમયમાં ઘણા બહોળા મંડળમાં પ્રસરેલી છે, અને ઘણી ભિન્ન ભિન્ન પંક્તિના વિદ્વાનો તેનો અનુભવ કરે છે. ઘણુંખરૂં સમકાલીન સાહિત્ય આથી કરીને અસ્થિર તથા વ્યગ્રરૂપ પકડે છે તે ખરૂં, પણ દરેક જીજ્ઞાસુ વ્યક્તિનો બોજો પણ તેથીજ ઓછો થઇ જાય છે, તે ભુલવું જોઇએ નહીં. તેણે યાદ કરવું કે ગયા સૈકાના મોટા બુદ્ધિમાન પુરૂષો મારા પહેલાં થઇ ગયા છે, તેઓની પ્રતિભાથી મારા માર્ગપર

પ્રકાશ પડે છે; મને સહાય આપવા માટે અનેક હિતૈષીઓ પોતાના હાથ લંબાવે છે; વળી આસપાસના ખેદાન મેદાનપર નજર પડવાથી મારા માર્ગમાં સરળતા પ્રાપ્ત થશે. સત્યના (બેલી) પ્રભુને સત્યની શોધ કદી પણ અપમાનકારક હોઈ શકે નહીં, એમ માનીને જે પોતાને રસ્તે અડગ ધૈર્યથી ચાલ્યો જાય છે, તેણે ખચિત આશા રાખવી કે પ્રકાશ પ્રાપ્તિના ઝઘડામાં જરાતરા અંશે પણ હું બીજાઓને મદદ કરૂં છું, અને કાળની અનુકૂળતા પ્રમાણે માન્યતાઓમાં ફેરફાર કરવામાં, તથા અસલનો જુલમ તોડી નાંખી સંક્રાંતિ કાળની અવ્યવસ્થા દૂર કરવામાં હું થોડે ઘણે દરજ્જે પણ સહાયભૂત છું.



# પ્રકરણ ૫.

## રાજનીતિ ઐહિક રૂપ ધારણ કરે છે.

ગયા પ્રકરણમાં મેં જે પુરાવો એકઠો કર્યો છે, તે બુદ્ધિ સ્વાતંત્ર્યની પ્રવૃત્તિનું સ્વરૂપ તથા તેના વિકાસની રીત બતાવી આપવાને પૂરતો થશે. આ ગ્રંથના બાકીના ભાગમાં યૂરોપના રાજકીય અને આર્થિક ઇતિહાસ જોડે તે પ્રવૃત્તિનો સંબંધ વિસ્તારથી વર્ણવવા, અથવા બીજા શબ્દોમાં કહીએ, તો એક તરફથી ધર્મ વિકાસને લીધે રાજકીય ને આર્થિક સિદ્ધાન્તોમાં શા શા ફેરફાર થયા છે તે, તથા બીજી તરફથી આ બે પ્રવૃત્તિઓ વડે ધર્મપર શી અસર થઇ છે, તે બતાવવા ઇચ્છું છું.

પણ આ ક્ષેત્રમાં પ્રવેશ કરતા પહેલાં જે મુખ્ય સિદ્ધાંત ઉપર આ હકીકત આધાર રાખે છે, તે વાચકને ફરીથી યાદ આપવાની જરૂર છે. કોઈ મોટો જન સમૂહ અમુક માન્યતાઓ સ્વીકારે છે, તે તેની દલીલોને લીધે નહીં, પણ તે ગ્રહણ કરવાના પૂર્વ વલણ ( predisposition ) ને લીધે, હોય છે. આ પૂર્વ વલણ ઘણા લોકોમાં તેમની પરિસ્થિતિ ઉપર એટલે બચપણના, મિત્રતાના, અથવા સ્વાર્થના સંબંધ ઉપર આધાર રાખે છે, અને તેમાં દલીલોની બિલકુલ જરૂર પડતી નથી. બીજા કેટલાક લોકોમાં અમુકજ વર્ગની દલીલો તરફ આકર્ષાતી તેઓની માનસિક પ્રકૃતિપર તે આધાર રાખે છે. વળી આ માનસિક પ્રકૃતિ કંઇક અંશે કુદરતી તથા વારસામાં મળેલી ખાસિયતથી તથા કંઇક અંશે મન ઉપર અસર કરનારાં સમસ્ત પ્રોત્સાહનોથી ઉદ્ભવ પામે છે. કારણ કે મનુષ્યનું મન જ્ઞાનનો સંગ્રહ કરનારૂં જડપાત્ર નથી, પણ જે વિચારો તે પ્રાપ્ત કરે છે, તેનો પોતાના બંધારણમાં લય કરી તેમને એક રૂપ કરી દે છે. મનની નીરોગ સ્થિતિમાં જ્ઞાનની વૃદ્ધિથી માનસિક શક્તિ વધે છે; અને જુદાજુદા પ્રકા-

રના અધ્યયનથી તે તે પ્રકારના જ્ઞાનમાં સંગ્રહ થાય છે તે ઉપરાંત તોલન-શક્તિનું ખાસ વલણ પેદા થાય છે. રસાયનશાસ્ત્રીઓ જેને સામ્યસંબંધના નિયમો કહે છે, તેને અધીન તમામ મન હોય છે. એક વસ્તુ પોતાના જેવી બીજી વસ્તુને આકર્ષે છે. દરેક માણસની મુખ્ય વાસના તેના તમામ વિચારો ઉપર પોતાનો પટ બેસાડે છે, અને જે જે વિષય તે તપાસે છે, તે દરેકમાં પોતાના ધંધાને અનુકૂળ સ્વરૂપ તરફ વળવાની તેને કુદરતી પ્રેરણા થઈ આવે છે.

હવે રાજનીતિનો વિષય હમેશાં માણસોનાં મનમાં ઘણી જગો રોકતો હોવાથી ધાર્મિક અભિપ્રાયોને જન્મ આપનારી વિચારસરણિ ઉપર તે સર્વકાળે ઘણીજ અસર કરે છે; અને ધર્મનું બળ ઘટી જતાં રાજનીતિ ઐહિકરૂપ ધારણ કરે છે. ચાલુ પ્રકરણમાં તે ઐહિકતાની ભિન્ન ભિન્ન કક્ષાઓ તથા તેની જોડે સંબંધ ધરાવતા નાના નાના ફેરફારો હું તપાસીશ. સ્વાભાવિક રીતે આ વિષયના બે ભાગ પડી જશે. પ્રથમ આપણે જોઈશું કે ધર્મની ખાતર મુખ્યત્વે રાજ્ય સાધઓ થતી, તે ધીમેધીમે બંધ પડી; અને પાછળથી રાજાઓના ઇશ્વિરી હકનો ઈન્કાર તથા **આદી સમાજ સંકેત** (social contract)નું પ્રતિપાદન થવાથી રાજ્યાધિકારનો પાયો વ્યાવહારિક બન્યો.

જો આપણે ઇતિહાસના માર્ગનું સ્થૂલ અવલોકન કરીશું, અને મોટા જન સમુદાયના સંબંધ તપાસીશું તો આપણને માલમ પડશે કે તેઓનાં નૈતિક પ્રોત્સાહનોમાં ધર્મ અને દેશાભિમાન એ બે મુખ્ય છે, અને એ બેમાં મનુષ્ય જાતના નૈતિક ઇતિહાસનો સમાવેશ થઈ જાય છે. ખ્રિસ્તિ ધર્મ દાખલ થયા પહેલાં કેટલાક સૈકા સુધી સ્વદેશાભિમાન મુખ્ય નૈતિક પ્રોત્સાહન હતું, અને ધર્મની સ્થિતિ તદન ગૌણ હતી. વીરોને છાજે તેવા સ્વાત્માર્પણના લગભગ તમામ દાખલા અને નિઃસ્વાર્થ ઉદ્દેશની જુસ્સાભરી ભક્તિ જે પ્રાચીન કાળમાં નજરે પડે છે, તે સ્વદેશાભિમાનનાં ફળો હતાં. હિસ્પસ તથા રેગ્યુલસ, લિયોનિડાસ અને હર્મોડિઅસ, ઈત્યાદિ વીરોનાં દષ્ટાંત ખ્રિસ્તિ ધર્મ વીરોને મળતાં છે. વળી પ્રજાને માથે મોટી આફત

આવી પડે ત્યારેજ માત્ર આ જુસ્સો પેદા થતો એમ નહતું. દેશ વાત્સલ્યનું અભિમાન, તેથી જન્મતું આત્મગૌરવ, સામાન્ય હેતુથી બંધાતી પરસ્પર લાગણીની સજ્જડ ગાંઠ, મોટાં સાહસોને જન્મ આપનારૂં ઉત્સાહ અને મૃદુતાભર્યું વર્તન–ઇત્યાદિ ગુણો પ્રાચીનકાળની મહા પ્રજાઓમાં સાધારણ થઈ પડયા હતા. તમામ વર્ગોમાં દેશાભિમાનનો જુસ્સો વ્યાપી રહ્યો હતો, તેથી એક ખાસ પ્રકારનું વર્તન બંધાતું, જેમાં ઘણા સદ્દગુણો તથા કેટલાક દુર્ગુણો નજરે પડતા હતા.

જનસમાજની આવી દશામાં તેમની નૈતિક સ્થિતિની કીંમત આંકીએ, તો ઘણી બાબતમાં તેને અતિશય ઉચ્ચ સ્થાન આપવું પડશે. સ્વદેશ પ્રીતિ હમેશાં મનુષ્યજાતિને ઉદ્દીપક નીવડી છે, અને તેના બળે કઠિન અને દૃઢ સદ્દગુણો પૂર્ણતાને પામ્યા હતા. જે અડગ ધૈર્ય એક તરફથી મંદતા અને બાયલાપણાથી મુક્ત હોય છે, તેમજ બીજી તરફથી અતિ ઉત્સુક અને ખેદયુક્ત આવેશથી રહિત હોય છે—તે આ સદ્દગુણનું ફળ છે. જે પ્રજાઓમાં દીર્ધકાળ પર્યન્ત પ્રબળ અને ચાલુ રાજકીય જીવન વ્યાપેલું રહે છે, તેમની નાડી દૃઢ ને ઉતાવળી ચાલે છે, તથા તેમનામાં સ્વાશ્રયી ટેવો બંધાય છે, જેવડે મનુષ્યો શાંત પૌરૂષવડે ભયની સામા ટક્કર લેવા સમર્થ થાય છે, અને અત્યંત કસોટીની સ્થિતિમાં સ્વભાવને ઉદ્વેગથી મુક્ત રાખી શકે છે. સંયુક્ત કાર્યો કરવાનું, આત્માર્પણનું, તથા લાંબા ભગીરથ પ્રયત્નો કરવાનું સામર્થ્ય પ્રજામાં સાધારણ થઇ જાય છે. ઉંચું, પણ વખતે સ્વચ્છંદી એવું આબરૂનું ધોરણ બંધાય છે, અને યોગીના જેવી સાદી ટેવોને ઉત્તેજન મળે છે. પ્રાચીન રોમ અને ગ્રીસનાં પ્રજાસત્તાક રાજ્યોના સુવર્ણ યુગમાં મનુષ્યો પોતાની વાસનાઓને દાબમાં રાખવાને ટેવાઈ ગયાં હતાં, લોકોની રસવૃત્તિ સાદી અને પવિત્ર હતી, તથા ભવ્ય પરાક્રમો વારંવાર બનતાં હતાં; અને તે પાછળના યુગમાં બનેલાં અતિ ઉમદા પરાક્રમોથી જરા પણ ઉતરતાં નહતાં. અત્યંત દમદમા ભરેલા ગૌરવથી પોતાનું જીવન ગાળનારાં અથવા અવિલુપ્ત શાંતિથી મૃત્યુને ભેટનારાં માણસો બીજે કોઈ કાળે ભાગ્યેજ થયાં હશે. તેમનું નમુનારૂપ ઉચ્ચ વર્તન ફરીથી કદી

સંપૂર્ણ દશાએ પહોંચ્યું નથી, પણ તેનો જુસ્સો આધુનિક જીવનના ચિંતા ભરેલા ઝઘડામાં ઘણી વખતે શ્વાસ પૂરે છે, અને જનસમાજમાં એવું શૌર્ય અને ધીરજ મુકે છે કે તેમાંથી સમાજનો અવશ્ય પુનરૂદ્ધાર થાય છે. જે પ્રજાઓની ધાર્મિક લાગણી ઘણી ઓછી હતી, અને જેઓએ ધર્મને રાજ્યના એક અંગ તરીકે ગણેલો, તેઓની અંદર આ સર્વ બન્યું છે. સ્વદેશ પ્રીતિનો નિઃસ્વાર્થ ઉત્સાહ તેમનામાં ફેલાઇ ગયો હતો. તે ઉત્સાહે તેમને પ્રેર્યા હતા, તથા મનુષ્ય જાતની ઉંચામાં ઉંચી નૈતિક શક્તિઓમાં ચેતન પૂર્યું હતું.

પણ આ ચિત્રની બીજી બાજુ શોકપ્રદ છે. રોમન સંસ્કૃતિમાં કઠિન ગુણો ઘણે ઉંચે દરજ્જે પહોંચ્યા, પણ કોમળ ગુણોની તો તદ્દન ખોટ હતી. જીવનમાં કરૂણારસ સાધારણ રીતે દાબી દેવામાં આવતો. વ્યાધિ-ગ્રસ્ત અને નિર્બળ લોકોને માટે લાગણી અથવા મદદનો અભાવ હતો. ગુલામો, લડાઈના કેદી, માંદા, અનાથ વગેરે તરફ ઠંડી બેપરવાઈ, અથવા નિર્દય ઘાતકીપણું બતાવવામાં આવતું. ખેરાતી દવાખાનાં કે અનાથાશ્રમ તે વખતે બિલકુલ હતાં નહીં. સૌ લોકોને મૃત્યુ અને દુઃખના તમાશા જોવાનો શોખ હતો. સર્વત્ર શારીરિક બળ પૂજાતું હોવાથી સૂક્ષ્મ લાગ-ણીઓ નષ્ટ થઇ. અમાનુષી સત્તાનો અગર પાપનો ખ્યાલ તે વખતે હતો નહીં; અને ભૌતિક વસ્તુઓથી વધારે ઉંચા અભિલાષ પણ શૂન્ય હતા. અભિમાન એ મોટામાં મોટો સદ્ગુણ ગણાતો, અને નમ્રતા એ અત્યંત ગર્હણીય નિર્બળતા ગણાતી હતી. નિઃસ્વાર્થ ભક્તિનો ઉચ્ચતમ હેતુ રાષ્ટ્ર કલ્યાણ હોવાથી સદ્ગુણ અને દુર્ગુણ તે ધોરણે માપવામાં આવતા, અને સમષ્ટિના ભલા માટે વ્યક્તિનો ભોગ આપવામાં આવતો હતો.

પણ પ્રાચીન સ્વદેશાભિમાનનો સર્વથી મોટો દુર્ગુણ એ હતો કે તેથી બહુજ સંકુચિત લાગણી પેદા થતી. પોતાની પ્રજાના ટુંકા મંડળની બહા-રના તમામ લોકો તરફ તિરસ્કાર અથવા બેદરકારીથી જોવામાં આવતું. બીજા દેશો જીતવાથીજ પ્રજાની ચડતી થાય છે, એવું માનવામાં આવતું હતું, તેથી બીજી સર્વ પ્રજા જોડે વિરોધ હોવામાંજ પોતાનું શ્રેય મનાતું

હતું. જેટલે દરજ્જે મનુષ્ય પોતાના દેશને ચહાતો, તેટલેજ દરજ્જે તે અન્ય દેશને ધિક્કારતો હતો. જે ઉત્સાહવડે નાના મંડળમાં મહાન્ સદ્‌ગુણો પોષાયા, તેનેજ લીધે બીજી પ્રજાઓ માટે ધિક્કાર પેદા થયો.

રોમ અને ગ્રીસ કરતાં જુડિઆમાં ધર્મનું સ્થાન ઉચ્ચતર હતું. વળી તે પ્રજાકીય કલ્યાણ સાથે ગાઢ રીતે જોડાએલો હતો, અને તેમાં ભક્તિ રાખવી તે દેશપ્રીતિનું એક સ્વરૂપ હતું. તેમના ધર્મની બધી પ્રાચીન કથાઓ યશસ્વી પ્રજાકીય ફતેહો સાથે એક ભાવ પામી હતી. ઇજિપ્તમાંથી છુટકારો, કેનાનની જીત, તેના રહેવાસીઓની કતલ, પરદેશી રાજાનું બંધન તોડનારા ઇશ્વર પ્રેરિત વીરોનાં પરાક્રમો, આસિરિયાનાં અગણિત વાદળનો નાશ–આ સર્વ ધર્મ આખ્યાયિકાઓમાં યાહુદી મનમાં ધર્મસંસ્થા અને રાજ્યનો સંબંધ મળેલો હતો. સાંપ્રદાયિક વલણ, અથવા કેવળ ભાવનામય સિદ્ધાંતોને બદલે ચોક્કસ અને વ્યવસ્થિત ધર્મ સંસ્થાની ભક્તિ એક રીતે દેશ ભક્તિને ઘણીજ મળતી આવે છે, પણ તેનો અન્ય પ્રકારનો ઉદ્દેશ હોવાથી ઘણા કિસ્સામાં તે બંને વિરૂદ્ધ હોય છે. જુડિઆમાં દેશ પ્રીતિ અને સંપ્રદાય પ્રીતિ બંનેનો સંયોગ થયો હતો. બંને પરસ્પર પોષક હતી, અને બંનેનું પરિણામ કેવળ અક્ષમા હોવાથી તે બમણા જુસ્સામાં પ્રવર્તતી હતી.

જ્યારે વિશ્વ સૌભ્રાત્ર (universal brotherhood) નો ઉત્કૃષ્ટ સિદ્ધાંત મનુષ્ય જાતને ઉપદેશવામાં આવ્યો, ત્યારે મૂર્તિપૂજક અને યાહુદી સમાજોની આવી સ્થિતિ હતી. ૧૮૦૦ વર્ષને અંતે હજુ લોકોનાં મગજમાં તે ઉતરવાની માત્ર શરૂઆત થઇ છે, અને જ્યારે તેનો પ્રથમ ઘોષ થયો, ત્યારે તે જમાનાનાં વહાલામાં વહાલાં વલણોથી તે તદ્દન વિરૂદ્ધ હતો. જુડિઆમાં અનન્ય સ્વદેશ પ્રીતિનું વલણ લોકોના મનમાં વસી ગયું હતું, એટલુંજ નહીં, પણ આ વખતે કાર્યકારી નૈતિક સિદ્ધાંત પણ તેજ હતો. તેથી ઉલટું રોમન રાજ્યમાં દેશ ભક્તિનો ખ્યાલ માત્ર વિચારાત્મક હતો; જનસમાજમાં નીતિનાં બંધારણ ત્રુટી ગયાં હતાં, અને નિઃસ્વાર્થ ઉત્સાહ બહુ જુજ હતો. આ સંજોગોથી ઉછરતા ખ્રિસ્તિ ધર્મનું ભાગ્ય

ક્ષણે દરજ્જે નક્કી થયું. જુડિઆમાં તે તિરસ્કારપૂર્વક નામંજુર થયો, પણ રોમન રાજ્યમાં તેની અદ્ભૂત ફતેહ થઇ. પણ જ્યારે તેણે સાંપ્રદાયિક વલણનું રૂપ પકડ્યું ત્યારેજ તેની ફતેહ થઈ. આ સાંપ્રદાયિક વલણ ઝેરીમાં ઝેરી દેશભક્તિના વલણથી પણ વધારે પ્રબળ હતું. પ્રાચીન દેશભક્ત પોતાની હદબહારની પ્રજાઓ તરફ માત્ર બેદરકારીથી વર્તતો, અથવા તેમના પ્રતિ હરીફાઈનું વલણ દર્શાવતો, પણ ધર્માચાર્ય તો કહેવા લાગ્યો, કે મારો મત જે કોઈ કબુલ કરશે નહીં, તે સર્વે ગુન્હેગાર છે.

આ વખતથી ઘણા સૈકા લગી કેથોલિક ધર્મે યૂરોપનું નિષ્કંટક સ્વામિત્વ ભોગવ્યું. તેના સ્વાર્થ વિરૂદ્ધ પ્રજાકીય લાગણી ભાગ્યેજ થઇ શકતી, અને તમામ કાર્યપ્રવાહ ધર્મવડેજ ચાલતો. પણ જ્યારે બુદ્ધિ સ્વાતંત્ર્યના વલણમાં યૂરોપમાં પહેલવહેલો દમ આવ્યો, ત્યારે તેની અસરથી વૈધિક સિદ્ધાંતો નાશ પામવા લાગ્યા; અને તેમની મોટી અગત્યતા વિષે વાંધો ઉઠાવવામાં આવ્યો, ત્યારે એક નવું વલણ પેદા થયું. ધર્મના લાભને રાજ્યના લાભથી ઉતરતી પંક્તિએ મુકવામાં આવ્યા. રાજનીતિમાંથી એકે એક ધર્મને બાતલ કરવામાં આવ્યો, અને છેવટે તમામ રાજ્યપદ્ધતિ વ્યાવહારિક બની. જે વખતે રાજનીતિ કેવળ ધર્મને વશ બની રહી હતી, તે ક્રૂશયુદ્ધો ( crusades ) નો વખત હતો. આ યુદ્ધો કાંઈ યૂરોપીય રાજ્યોની સમતોલ સત્તા જાળવી રાખવા માટે થયેલાં ન હતાં, પણ ઉત્સાહથી થયાં હતાં. તે ઉત્સાહવડે ખ્રિસ્તિ દુનિયાના રહેવાસીઓ પોતાના ધર્મના ઉત્પત્તિ સ્થાન અને ચિન્હ ગણાતા જેરૂસલેમ શહેર તરફ આકર્ષાતા હતા. તે વખતે ધાર્મિક ઉન્માદમાં તમામ સ્વાર્થ ડુબી જતા. તમામ વર્ગો તેનેજ વશ હતા, અને તમામ આવેશ તેની તળે દબાતા, અથવા તો તેનાથી રંગાતા હતા. સેંકડો વર્ષ થયાં ચાલી આવતી પ્રજાની દુશ્મનાવટ તેની સત્તાવડે શાંત બની જતી. રાજ્યતંત્રીની ખટપટ અને રાજાઓના દ્વેષ તેની સત્તા તળે અદૃશ્ય થતા. તેણે લગભગ ૨૦,૦૦,૦૦૦ મનુષ્યોનું બળિદાન લીધું છે. તેની ફતેહના બદલામાં અવ્યવસ્થિત રાજ્યો, ખાલી થઈ ગયેલા ખજાના તથા ઉજડ થઇ ગયેલા દેશને લોકો ખુશીથી

સ્વીકારતા હતા. દુનિઆમાં જે જે લડાઇઓ થઈ છે, તેમાં આના જેવી લોકપ્રિય, નિઃસ્વાર્થ, અને બેહદ નુકસાનકારક કદી થઈ નથી.

ધર્મક્રાંતિ પહેલાં ઘણો વખત થયાં ધર્મયુદ્ધો જેવી લડાઇઓ અસંભવિત બની હતી, અને તેટલે અંશે વ્યવહારિક નીતિનું પ્રાધાન્ય વધ્યું હતું. આ કાંઇક દરજ્જે મુલ્કી રાજ્ય વ્યવસ્થામાં સુધારો થવાનું ફળ હતું; કેમકે લોકોને માટે અગાઉ જે કાર્ય ધર્મસંસ્થા બજાવતી હતી, તે હવે રાજ્ય સત્તાએ ઉપાડી લીધું. દાખલા તરીકે અતિશય અંધાધુંધીના કાળમાં જ્યારે અમીરો લુટારા જેવા થઈ પડયા હતા, ત્યારે ૧૧ મા સૈકામાં ધર્મમંદિર તરફથી ' ઇશ્વરની સુલેહ ' જાહેર કરવામાં આવતી. વળી દરેક ટંટામાં ધર્માધ્યક્ષો ત્રાહિત તરીકે ન્યાય ચુકવતા, અને તે સમયનું ઘાતકીપણું શાંત કરવામાં તેઓ ઘણે ભાગે સફળ થતા. પણ જ્યારે રાજ્ય સત્તા મજબુત થઇ, ત્યારે સુલેહ જાળવવાનું કામ ધર્માધ્યક્ષો પાસેથી ચાલ્યું ગયું, અને તેમ થતાં તેઓની સત્તા પણ તેટલા પ્રમાણમાં ઘટી.

વળી આ ઉપરાંત ઘણા સૈકા સુધી ધર્મસંસ્થાની નિરંતર સ્પર્ધા કરનાર રાજ્યસત્તા નીવડી, બંનેના ઝઘડાનું છેવટ લોકોના વ્હેમીપણા ઉપર આધાર રાખતું હતું. અત્યંત વહેમી જમાનામાં બહિષ્કાર અથવા ધર્મકાર્ય નિષેધ inter-dict ) ની સામે ટક્કર લેવા ગમે તેટલું ચાતુર્ય કે નિશ્ચય સમર્થ ન હતા; અને મધ્ય યુગના મોટા રાજાઓ તેના ફાંસામાં આવી પડતા. પણ ધર્મ ક્રાંતિ પહેલાં કેટલોક સમય થયાં તેઓનો ત્રાસ ઘણે ભાગે નાશ પામ્યો. ધાર્મિક વલણથી હમેશાં અલગ રહેલા કારીગર વર્ગની વૃદ્ધિ; નિર્ભય, બંધન રહિત તપાસ કરવાના વલણનું પુનર્જીવન; તથા પ્રતિસ્પર્ધી પોપોને લીધે ધર્મ સંસ્થાએ ગુમાવેલી આબરૂ; મઠોમાં ભ્રષ્ટ નીતિ—વગેરે કારણોથી ધર્મનો ત્રાસ ઓછો થયો. જ્યારે શંકાના વલણથી જુના વહેમો શિથિલ થયા, અને ઐહિક લાભનું મિશ્રણ થવાથી તેમાં ઘટાડો થયો, ત્યારે જ ધર્મક્રાંતિ શક્ય થઈ. તેવે સમયે રાજાઓએ પોપના અંકુશમાંથી છુટા થવાનો ખુશીથી લાભ લીધો. પરદેશી સત્તાના ઉપરીપણા સામે દેશભક્ત પુરૂષોએ બંડ કર્યાં. સામાન્ય વર્ગોએ આ ફેરફાર વધાવી લીધો, કેમકે તેથી પાદરીઓનું દબાણ ઓછું થયું.

ધર્મક્રાંતિથી થયેલા વિગ્રહોને ક્રૂશ યુદ્ધો જોડે સરખાવવાથી જણાશે કે યૂરોપીય વલણ કેટલું બધું બદલાઈ ગયું હતું. ક્રૂશ યુદ્ધો કેવળ ધર્માર્થે થયાં હતાં, અને ૨૦૦ વર્ષ સુધી બેહદ સ્વાર્થત્યાગવડે તે ચલાવવામાં આવ્યાં હતાં. પણ ધર્મ ક્રાંતિ પછી થયેલા વિગ્રહોમાં સાંસારિક અને ધાર્મિક બંને કારણો સમતોલ હતાં. આખો યૂરોપ લોહીથી રેલાવવાને માટે ધર્માધિકારીઓનો જુસ્સો પૂરતો હતો, પણ જ્યારે તેમાં રાજ્ય સત્તાના લોભનો સંયોગ થતો, ત્યારે જ તે અમલમાં મુકાતો. અલબત્ત, હજુ પણ સંધિકાર્યમાં મતાંધ સંપ્રદાયોપર આધાર રહેતો, અને નાસ્તિકો જોડે સંધિ કરવી તે પાપ ગણાતું.

આવા અભિપ્રાયો ધર્મક્રાંતિ પછી ૧૦૦ વર્ષ સુધી ચાલ્યા. વૃદ્ધિ પામતા સુધારાના દબાણથી તે ચાલ્યા ગયા, પણ રિશેલ્યુના કારભાર સુધી તો તે ચાલુ હતા. પહેલા ફ્રાન્સિસે તુર્કો જોડે સલાહ કરી હતી, અને બીજા કેટલાક રાજાઓએ પણ તેવું વલણ બતાવ્યું હતું, પણ તેમની રાજનીતિ સફળ થયેલી ન હતી. છેવટે પણ ઘણીજ મુશ્કેલીથી આ ફેરફાર દાખલ થવા પામ્યો. રિશેલ્યુની અપૂર્વ બુદ્ધિ તેના સમયનાં માનસિક પ્રોત્સાહનોની સહાયવડે દરેક મુશ્કેલીને હઠાવી શકી; અને વેસ્ટ ફેલિઆનું તહનામું ધર્મ યુદ્ધોના અંતકાળ તરીકે ગણી શકાય. હવેથી માત્ર ધર્મની ખાતર કદી લડાઇઓ અથવા તહનામાં થવાની જરા પણ વકી નથી.

આવી રીતે થોડા સૈકામાં તમામ સુધરેલી પ્રજાની પરરાજ્યો જોડેની નીતિ છેવટને માટે સંપૂર્ણ રીતે વ્યાવહારિક બની. એક કાળે જે લડાઇઓ ફરજ રૂપ મનાતી, તે હવે અશક્ય થઇ. જે સંધિઓ અગાઉ નિંદ્ય ગણાતી, તે હવે સાધારણ અને નિર્વિવાદ થઈ. આવી રીતે લોક વર્તનમાં થયેલો મોટો ફેરફાર સૂચવે છે કે તેમની માન્યતામાં પણ તેવોજ ગંભીર ફેરફાર થયેલો હોવો જોઇએ.

પ્રજાઓની આંતર રાજનીતિપર ધર્મ સંસ્થાની કેટલી અસર હતી, તે આપણે ધાર્મિક જુલમના પ્રકરણમાં જોઈ ગયા છીએ. પણ તેમાં ધર્મ નિ-

રીક્ષણ સભાના એક સ્વરૂપ વિષે ઇસારો કર્યો નથી, કેમકે તે આ પ્રકરણના વિષયને લગતો છે—અને તે રાજ્ય સત્તા જોડે તેની હમેશની દુશ્મનાવટ વિષે છે.

૧૩ મા સૈકા પહેલાં નાસ્તિક્યને અપરાધી ઠરાવવાનું કામ ધર્માચાર્ય અને મુલ્કી ન્યાયાધીશ વચ્ચે વહેંચાયેલું હતું. ધર્માચાર્ય કહેતો કે કોઇ પણ સાંસારિક ગુન્હા કરતાં આ ગુન્હો મોટો છે, માટે તેના પ્રમાણમાં ભારે સજા થવી જોઇએ; તેથી તેના તરફથી તહોમત લાવવામાં આવતું, અને ન્યાયાધીશ તેની તપાસ ચલાવી શિક્ષા ફરમાવતો. મધ્ય યુગની શરૂઆતમાં મુલ્કી સત્તા ઘણી નબળી હતી, તેથી આમ થતું, પણ જ્યારે ૧૨ મા સૈકાની આખરે ધર્મ સંસ્થા સામે બંડનું વલણ બહુ ફેલાયું, ત્યારે પોપોએ વિચાર્યું કે આપણો દાબ મજબુત રાખવા માટે કાંઇક નવીન યોજના ઘડવી જોઈએ, તેથી તેમણે ધર્મ નિરીક્ષણ સભા સ્થાપી. તેનો હેતુ પાખંડનું ઉચ્છેદન કરવા ઉપરાંત ધર્મ સત્તાનો વહીવટ વધારવાનો હતો. આ નવી સભા સંત ડૉમિનિક અને સંત ફ્રાન્સિસના બે સંપ્રદાયોના હાથમાં મુકવામાં આવી, અને તેનો પ્રથમ હેતુ પાખંડ વિષે સર્વ તપાસ પોતાને કબજે કરી લેવાનો હતો. વળી તમામ સત્તાનું સમાકર્ષણ કરવા માટે રોમમાં ધર્મ નિરીક્ષણનો એક વડો અધિકારી નીમવામાં આવ્યો, અને તે સભાની તમામ શાખાઓને તેની જોડે વારંવાર પત્ર વ્યવહાર રાખવાનો હુકમ થયો.

આ મંડળની ધાર્મિક અગત્યતા ઉપરાંત તેનું રાજકીય મહત્વ પણ ઘણું જ હતું. અત્યાર સુધી જે કામ મુલ્કી સત્તાનું ગણાતું, તે હવેથી ધર્મ સત્તા તળે આવ્યું; વળી જે જે દેશોમાં તે સ્વીકારવામાં આવ્યું, તે સર્વમાં વિદેશીય સ્વામીના કુલ અખત્યાર નીચેનું, અસાધારણ સત્તાવાળું મંડળ ઉભું થયું.

સંત ડૉમિનિકના આખ્યાનમાં કહેવામાં આવે છે કે તેની માતાને ગર્ભાવસ્થા દરમ્યાન સ્વપ્ન આવ્યું કે મને એક કુતરો અવતરશે, અને તે પોતાના હાથમાં રહેલી મશાલ વડે આખી દુનિઆ સળગાવશે. ખરેખર, જો આપણે ધર્મ નિરીક્ષક સભાની ફતેહ ધ્યાનમાં લઈએ તો ઉપરનું સ્વપ્ન

ફળીભૂત થયું છે, એમ કહેવામાં જરા પણ સંદેહ નથી. બસો ત્રણસો વર્ષ સુધી પોપ નીતિનો મુખ્ય હેતુ તેને વધારવાનો જ હતો, અને આ લાંબા સમયમાં એક પણ પોપ એવો નહીં હોય કે જે તેને વખાણ્યા વિના રહ્યો હોય. આવી રીતે પાખંડને સખત ધા લાગ્યો તે ખરૂં છે, પણ એકંદર જોતાં પોપનીતિની દીર્ઘ દૃષ્ટિ વિષે વાંધો ઉઠાવી શકાય તેવું છે, કેમકે ધર્મ નિરીક્ષકોના ત્રાસથી જ છેવટે રાજનીતિએ વ્યાવહારિક રૂપ પકડ્યું. તેના સ્થાપન પહેલાં પાખંડીને સજા કરવાનો અખત્યાર મુલ્કી સત્તાનો છે, તે વિષે કોઇને શંકા હતી નહીં, પણ તેનું સ્થાપન થયા પછી બંને સત્તાઓ જુદી પડી. વળી તે સભા વારંવાર મુલ્કી સત્તાની આડે આવતી, અને એક બીજાની સત્તાની મર્યાદા બાબત ઝઘડા થતા. જે જે સ્થળે ધર્મ નિરીક્ષણ સભા થઈ, ત્યાં તમામ પાખંડના અપરાધો, તથા ઘણાએક ધર્માચાર્યોના ગુન્હા, જેવા કે પ્રાયશ્ચિત્ત કરનારી બાઇઓને પાપ કબુલ કરાવવાને બહાને પાદરીઓ તેમને ભ્રષ્ટ કરતા, તે સર્વ મુલકી ન્યાયાધીશની સત્તા બહાર થયા; અને આ છેલ્લા દુરાચાર વિષે તે સમયનાં લખાણોમાં બહુ વર્ણન આવતું. વળી ડાકનીપ્રયોગ પણ તેનીજ સત્તામાં ગણાતો, પણ કોઈ કોઈ વખત ન્યાયાધીશો તેની સજા અમલમાં મુકવાને ના પાડતા હતા. વળી પાદરીઓ કહેતા કે વ્યાજ ખાવું તે ધર્મની નજરમાં મોટો અપરાધ છે; પણ ધારામંત્રીઓ તેની તપાસ ચલાવવા ધર્મ નિરીક્ષકોને મંજુરી આપતા નહીં. જુઠી સાક્ષી, દ્વિભાર્યાકરણ, તથા બીજા કેટલાક ગુન્હાથી બંને સત્તા વચ્ચે આવી તકરારો ઉઠતી હતી.

આમ જ્યારે ધામિક જુલમને રાજ્ય સત્તાથી જુદો પાડવામાં આવ્યો, ત્યારે તેને અમલમાં મુકનાર કચેરીની અત્યંત ક્રૂરતાથી લોકોમાં ઠેક ઠેકાણે ભારે ગુસ્સો પેદા થયો. ખાસ કરીને ઇટલીમાં ઘણા બળવા થયા. ઇટલીનો મધ્ય અને ઉત્તર ભાગ અંકુશ નીચે ભયંકર રીતે ચળવળવા લાગ્યો. ૧૨૪૨ માં મિલન શહેરમાં, અને ૧૨૭૯ માં પાર્મામાં એવાં બંડ થયાં કે આખાં શહેરો નાશ પામશે એમ લાગ્યું. સેંકડો વર્ષો સુધી ઇટલીના લોકોએ જુસ્સાભેર લડત ચલાવી. ૧૫૧૮ માં અસંખ્ય સજાઓથી લોકોએ એવું બંડ

મચાવ્યું કે તે સજા સરકારે માફ કરી, ત્યારે જ માંડમાંડ લોકો શાંત થયા. ૧૫૬૭ માં માન્ટુઆમાં તેવું જ બંડ ઉઠયું, અને ચોથા પૉલના મૃત્યુ વખતે રોમમાં ધર્મ નિરીક્ષક સભાની જેલો ગુસ્સે થયેલા લોકોના ટોળાએ તોડી પાડી અને દફતરો બાળી દીધાં. સ્પેનમાં તો યાહુદી અને પાખંડીને બાળવા તે ધર્મકાર્ય તથા જાહેર તમાશો ગણાતું હતું. ૧૬૮૦ માં બાળી મુકવાના અપરાધીઓમાં એક ૧૭ વર્ષની અંદરની યાહુદી કુમારિકા હતી, તેના અનુપમ લાવણ્યથી છક થઇ તમામ પ્રેક્ષકો તેની પ્રશંસા કરવા લાગ્યા. દહન સ્તંભ પાસે જતાં જતાં તેણે બુમ પાડી રાણીને કહ્યું, ' ઓ મહારાણી ! મારા દુઃખમાં કાંઈ પણ ઘટાડો કરાવવા શું આપની હાજરી સમર્થ નથી ? મારી બાલ્યાવસ્થા સામું જુઓ, અને જે ધર્મ મારી માતાના ધાવણ સાથે જ મેં ચુસ્યો છે, તે પાળવા માટે મને સજા થાય છે, તે જરા નિગાહમાં લીઓ ! ' પણ રાણીએ તો પોતાની દૃષ્ટિ અન્ય દિશામાં ફેરવી.

રાજનીતિ ધાર્મિક મટી વ્યાવહારિક થઈ, તેના ઇતિહાસમાં આ સર્વે બાબતોને સ્થાન મળવું જોઈએ; કારણ કે તે સર્વથી અંતે જોર જુલમનું વલણ નરમ પડયું, અને તેને રાજ્ય સત્તાથી અલગ કરવામાં આવ્યું. પણ જ્યાં સુધી મતાંધ સિદ્ધાંતો પ્રબળ રહ્યા, ત્યાં સુધી એક અથવા બીજા રૂપમાં જોર જુલમ જારી રહ્યો. તે બળ કેવી રીતે ઓછું થયું, અને તેને પરિણામે લોકો પોતાનાથી અન્ય મતવાળાને બાળતા અથવા કેદ કરતા શી રીતે બંધ પડયા, તે ગયા પ્રકરણમાં બતાવાઇ ગયું છે.

રાજનીતિના વ્યવહારીપણાની આ સ્થિતિ ઘણી અગત્યની હતી, છતાં નાસ્તિક લખાણો સામે મુદ્રણ નિયંતૃત્વ લાગુ પાડવામાં આવતું, અને અમુક ધર્મવાળાને નોકરી માટે અયોગ્ય ઠરાવવાનો રિવાજ હજુ ચાલુ હતો. આખા મધ્ય યુગમાં નાસ્તિક લેખો બાળી દેવામાં આવતા અને ધર્મક્રાંતિ પહેલાનું નાસ્તિકોનું તમામ સાહિત્ય બાળી નાંખવામાં ધર્મ નિરીક્ષકો સફળ નીવડયા. પણ સાહિત્યના પુનરૂજ્જીવન સમયે આ ધારાથી કાંઈક વિરોધ પેદા થયો. ૧૫૧૦ માં કૉલોનના ધર્માચાર્યો જુના કરાર સિવાય યાહુદીઓનું તમામ સાહિત્ય બાળી દેવા તત્પર થયા, પણ રિશેલ્યુ જે તે સમયનો મોટો

હિબ્રુ ભાષાનો પંડિત ગણાતો હતો, તે આ કાર્ય વિરૂદ્ધ થયો, અને યાહુદી સાહિત્યની દાર્શનિક અને ઐતિહાસિક કીંમત વજનદાર શબ્દોમાં જાહેર કરીને તેનું રક્ષણ કરવાનો તેણે આગ્રહ કર્યો. પછી તરત જર્મનીના તમામ વિદ્વાન્ લેખકો પણ તે પક્ષમાં ભળ્યા, તેથી છેવટે તે નિશ્ચય પડતો મુકવામાં આવ્યો, પણ ધર્મક્રાંતિના ઉદયથી ધર્મ નિયંતૃત્વની સખ્તાઈમાં વધારો થયો. છાપવાની કળાના શોધ પછી તરત હોલાંડ ને ઇટલીનાં થોડાં શહેરો સિવાય ધાર્મિક છાપાની બીજે કયાંય છૂટ ન હતી. છેવટે ઈંગ્લાંડમાં અને પછી ફ્રાન્સમાં રાજ્યના પરિવર્તનથી એક મહાન્ સિદ્ધાંત સ્થપાયો, જે જલદીથી વિશ્વમાન્ય થતો જાય છે—અને તે એ છે કે ધાર્મિક લખાણોનો ન્યાય કરવાનું કામ ધારા મંત્રીઓના પ્રદેશથી તદ્દન બહાર છે.

ધર્મ ક્રાંતિના પહેલ વહેલા હિમાયતીઓ નીચેનો સિદ્ધાંત સ્વયંસિદ્ધ માનતા હતા કે દરેક પ્રજાએ રાજ્ય ધર્મ તરીકે અમુક ધર્મ સ્વીકારવો જોઈએ અને જેમ કોઈ એક વ્યક્તિ એકાગ્રતાથી પોતાનો ધર્મ પાળે, તેમ રાજ્યે પણ અમુક ધર્મ પાળવો જોઇએ. ધર્મ અને રાજ્યના સંબંધ વિષેનો આ સિદ્ધાંત જે સુધારાની પ્રાચીન સ્થિતિના ધાર્મિક વલણનું છેલ્લું ચિન્હ છે, તે હજુ પણ ઘણા દેશોમાં નજરે પડે છે. પણ અર્વાચીન સમયની રાજકીય ચળવળને જે પ્રજાઓ વશ થઇ છે, તે સર્વમાં અત્યારે આ વલણ નાશ પામ્યું છે.

યૂરોપની જે બે પ્રજાઓની રાજનીતિમાં વર્તમાન માનસિક વલણો સંપૂર્ણ દેખાય છે, તે ફ્રાન્સ ને ઈંગ્લાંડ છે, અને આ પ્રજાઓમાં જ ઉપરના સિદ્ધાંતપર કરવામાં આવેલો આક્ષેપ સફળ થયો છે. થોડીવાર આમતેમ દોલાયમાન થયા પછી ફ્રેંચ લોકોએ પોતાના રાજ્ય બંધારણના પાયા તરીકે આ નિયમ જાહેર કર્યો કે ફ્રાન્સ દેશ કોઈ પણ રાજ્ય ધર્મ સ્વીકારતો નથી. તેને પરિણામે લુઇ ફિલિપની નીચે રાજ્યની લગામ એક પ્રોટેસ્ટંટના હાથમાં મુકાઈ હતી, અને ૧૮૪૮ ના મંત્રી મંડળમાં આપણે એક યાહુદીને દેખીએ છીએ. જુના સિદ્ધાંતના આવા સંપૂર્ણ ત્યાગવડે વર્તમાન ઉદાર પક્ષની રાજનીતિમાં ફ્રાન્સ પહેલો દરજ્જો ભોગવે છે.

ઇંગ્લાંડમાં આ પ્રવૃત્તિ ધીમે ધીમે ક્રમસર આગળ વધી છે, અને રાજ્ય તંત્રીઓમાં બુદ્ધિ સ્વાતંત્ર્યના નિયમોની વૃદ્ધિનું તે દર્શન કરાવે છે. પહેલું મોટું પગલું રાજ્ય પરિવર્તન પછી થયેલી પાદરીઓની મંદતાના વખતમાં ભરવામાં આવ્યું. સ્કૉટલાંડના જુલમી દેવળની સ્વતંત્ર સ્થાપનાથી ખરેખર ઇંગ્લાંડની ધર્મ સંસ્થાનો પરાભવ થયો એમ ગણી શકાય, પણ આયર્લાંડની પ્રતિનિધિ સભાથી ફરી તેનો વિજય થયો. તે સભાની ઉદાર રાજનીતિ હમેશાં તેની સ્વતંત્રતાના પ્રમાણમાં દેખાતી હતી. જ્યારે અમેરિકન વિગ્રહના બનાવોથી તેનામાં જુસ્સો રેડાયો, અને ૧૭૮૨ માં સ્વતંત્રતાનું જાહેરનામું બહાર પાડવામાં આવ્યું, ત્યારે ધર્મ ક્ષાંતિનું વલણ સ્પષ્ટ દેખાતું હતું. લગભગ તમામ પ્રસિદ્ધ વક્તાઓ જેમણે તેના આખરના સમયની આસપાસ અવિનાશી વક્તૃત્વની પ્રભા સળગાવી, તે સર્વે ધર્મસ્વાતંત્ર્યના હિમાયતી હતા. અને જેઓ તેના ધારા સ્વાતંત્ર્યના શત્રુ હતા, તેઓ ધર્મ સ્વાતંત્ર્યના પણ શત્રુ હતા.

એકંદર જોતાં અંગ્રેજ અને આઈરિશ પાર્લમેન્ટ ( પ્રતિનિધિ સભા ) નો સંયોગ ધર્મ સ્વાતંત્ર્યની પ્રવૃત્તિને હાનિકારક નીવડયો છે. ઇંગ્લાંડમાં કેથોલિક લોકો બહુ જુજ હોવાથી તેમને રાજ્ય કારભારથી બાતલ કરવામાં બહુ મોટો અન્યાય દેખાતો નહીં, પણ આયર્લાંડમાં તો તેમની સંખ્યા બહુ મોટી હોવાથી આ અન્યાયનું સ્વરૂપ બહુ ગંભીર જણાવા લાગ્યું. જ્યારે આઇરિશ પાર્લમેન્ટ અદ્રશ્ય થઇ, ત્યારે તેનાથી ઉત્પન્ન થયેલો શુદ્ધ પ્રજાકીય અને વ્યાવહારિક પવન નાશ પામ્યો, દેશભક્તિનું સ્થાન સંપ્રદાયે લીધું, અને આ અનિષ્ટ ચાલુ રહેવાથી છેવટે યૂરોપમાં આઇરિશ પ્રજા સૌથી વધારે આચાર્યવશ બની. આ કારણોથી ઇ. સ. ૧૭૯૬ માં ધર્મ સ્વાતંત્ર્યનું જે વરદાન પાસે આવ્યું લાગતું હતું, તે મળતાં પચીશેક વર્ષની ઢીલ થઇ. તેથી ઉલટું, ઇંગ્લાંડમાં વ્હિગપક્ષ સાંસારિક પ્રવૃત્તિનો પ્રતિનિધિ બન્યો હતો, તથા તેમાં વિચારસ્વાતંત્ર્યના ઘણા હિમાયતી ભળ્યા હતા, અને તેમનો 'એડિનબર્ગ રિવ્યુ' નામનો છાપો ઘણાં વર્ષ સુધી ઇંગ્લાંડનું પ્રબળ માનસિક પ્રોત્સાહન થઇ પડયો હતો. તેજ સમયે પ્રસિદ્ધ વક્તા ઓકૉનેલ પોતાના

કેથોલિક ભાઇઓ માટે તેમજ અન્ય ધર્મીઓ માટે લડત ચલાવી રહ્યો હતો. છેવટે વિજય પ્રાપ્ત થયો. 'હું અમુક ધર્મ પાળું છું' એવા સોગન રાજ્યના દરેક નોકરને લેવડાવવાના ધારા રદ થયા; તેથી ધર્મ સત્તા અને રાજ્ય સત્તાના સંમેલનનો લાંબા વખતનો સિદ્ધાંત પડી ભાંગ્યો. તોપણ ધર્મ સ્વાતંત્ર્યને પગલે પગલે યુદ્ધ મચ્યું. કેથોલિકોને લેવામાં આવ્યા તે માત્ર બળવાના ભયથી; અને તેમાં પણ એવી તો અનિચ્છા અને દુષ્ટ ભાવ દર્શાવવામાં આવ્યાં કે તેથી કાંઇ લાભ થયો નહીં, અથવા કેથોલિકોએ આભાર વૃત્તિ દર્શાવી નહીં. યાહુદીઓને છૂટ આપતાં ઘણાં વર્ષ નીકળી ગયાં. છેવટે મહા પાઠશાળાઓના સાંપ્રદાયિક સ્વરૂપ ઉપર હલ્લો થયો, તે ધર્મક્ષાંતિના અગ્રણીઓએ શરૂ કીધેલી પ્રવૃત્તિનું છેલ્લું પગથીયું બતાવે છે.

આ પ્રવૃત્તિનું એક અવશ્ય પરિણામ એ થયું કે પાદરીઓનો સમૂહ રાજનીતિમાં પાછળ પગલાં ભરનારો અથવા પ્રગતિહીન વર્ગ થઈ પડ્યો. મધ્ય યુગમાં તો તેઓ દરેક પ્રગતિમાન ચળવળના પ્રવર્તકો હતા, પણ હાલનો પ્રવાહ તેમના સ્વાર્થ વિરૂદ્ધ જતો હોવાથી સ્વાભાવિક રીતે તેઓ ભૂતકાળના હિમાયતી બની ગયા છે. વળી તેજ કારણોને લીધે તેમની સત્તા રાજ્યમાં ઘટતી જાય છે. ૧૮ મા સૈકાની શરૂઆતથી ઇંગ્લાંડના રાજ્યમાં કોઇ પણ મોટો હોદ્દો પાદરીઓએ ભોગવ્યો નથી; અને યૂરોપની લગભગ દરેક પ્રજાપર પણ તેવીજ અસર થઇ છે.

મોટા રાજકીય ફેરફારોથી જનસમાજના માનસિક ભાવ પણ તેજ દિશામાં બદલાય છે, એ મહાન્ સત્ય જેઓ સમજ્યા હશે, તેઓને ઉપર વર્ણવેલી હકીકત પરથી ખાત્રી થશે કે મતાંધ ધર્મની અસર હવે ઘટતી જાય છે. વિચાર અને કાર્યનું વિશાળ ખાતું જેને 'રાજનીતિ' કહેવામાં આવે છે તે એક વખત તેની સત્તા પ્રમાણે ચાલતું હતું. હવે તે જલદીથી, સર્વ સ્થળે અને સંપૂર્ણ રીતે તેની સત્તામાંથી મુક્ત થતું જાય છે. ખાસ મતાગ્રહી સિદ્ધાંતોથી ભરેલા મગજવાળા વર્ગો એક સમયે યૂરોપીય નીતિના નેતાઓ હતા. હવે તેમની જુજ સંખ્યા હાર પામેલી અને શોકયુક્ત દેખાય છે, તેમના અતિપ્રિય રાજકીય સિદ્ધાંતો તદન તજી દેવામાં

આવ્યા છે, તેઓ ચાલુ જમાનાના નિરંતર વધતા જતા પવન સામે નિર્બળ અને નિષ્ફળ ટક્કર લે છે, અને તેઓનું લક્ષ્ય ભવિષ્યમાં નહીં, પણ ભૂતકાળમાં રહેલું છે. સઘળા યૂરોપમાં હવે પાદરીઓ જુના પક્ષની, પરાવર્તનની અગર વિઘ્ન કરવાની નીતિ પકડી બેઠા છે. આખા યૂરોપમાં તેઓનાં છાપાં આસપાસની પ્રગતિથી વિરૂદ્ધ છે, અને જલદીથી તિરસ્કારને પાત્ર થતાં જાય છે. જે દેશમાં પ્રબળ રાજકીય જીવન દેખાય છે, ત્યાં પરિણામે રાજનીતિ ઐહિક સ્વરૂપ ધારણ કરે છે. જેઓ વૈધિક ધર્મ વિષે તદ્દન બેદરકાર છે, તેમણે જ આ નવીન પ્રવૃત્તિની દરેક કળા પ્રવર્તાવી છે તથા અમલમાં આણી છે, પણ જેઓ રાત દિવસ ધર્મમાં ગુંથાયેલા રહે છે, તેઓ ડગલે ડગલે વિરોધ દર્શાવતા આવ્યા છે.

જ્યારે હું આ શબ્દો લખું છું, ત્યારે યાદ આવ્યા વિના રહેતું નથી કે જે મહાન્ પ્રશ્નો પર અત્યારે પણ રાજનીતિજ્ઞોનું ધ્યાન એકત્ર થયેલું છે, તેમાંનો એક પ્રશ્ન વર્તમાન યૂરોપના એકના એક દેવરાજ્યની પડતી વિષે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો રાજનીતિ અને ધર્મશાસ્ત્રની સંધિના મહાન્ પ્રતિનિધિ ( પોપ ) ની પડતી વિષે છે. જે ગાદી ઉપર નિર્વિકાર લાગતી ધર્મસંસ્થાએ જાણે પોતાની અનંતતાની છાપ મારી હતી, તે આપણા યુગમાં નિરાશા ભરી પડતીની દશા ભોગવે છે, અને પોતાની નિર્માલ્યતા કબુલ કરીને ફક્ત જીંદગી લંબાવે છે. એક વેળા એવી હતી, કે જ્યારે પોપના મહેલમાંથી નીકળતો અવાજ યૂરોપનાં મગ ધ્રૂજાવતો, અને મગરૂર સેનાઓને સીરિઆનાં ઉજ્જડ મેદાનોમાં મોકલી શકતો. હવે તેનો હુકમ સાંભળનારા માત્ર થોડા ઘણા ફ્રેંચ લોકો, બેલ્જીઅન અને આઈરિશ લોકો છે. લગભગ ૧૦૦ વર્ષ થયાં દરેક રાજાની નીચે, દરેક પ્રકારની રાજનીતિમાં, તે સંસ્થા નિરાશાથી, દૃઢતાથી અને જલદીથી અવનતિ પામતી જાય છે. દીર્ઘ સમય થયાં જે ( પ્રોત્સાહનો ) તેને કોતરી ખાતાં હતાં, તે વિજયી નીવડયાં છે. રાજ્ય પરિવર્તનથી તેની પડતી થઈ, અને ત્યારથી વિદેશી સેનાની મદદ વિના જીવવું પણ તેને દુર્લભ થઈ પડ્યું છે. તેના દેહમાંથી જીવન તત્ત્વ ઉડી ગયું છે.

કોઈ પણ માનુષી કલમ તેનો મૃત્યુ લેખ લખી શકે તેમ નથી, કારણ કે તેના યશ કલ્પનામાં ઉતારવા અશક્ય છે. જેઓ રાજ્યની મહત્તા દેશના વિસ્તારપરથી અથવા તેના યોદ્ધાનાં પરાક્રમો પરથી નહીં, પણ મનુષ્ય જાત પર તેણે કરેલી અસર ઉપરથી ગણે છે, તેઓને મન પોપ સામ્રાજ્ય ભૂત અથવા ભવિષ્યમાં અદ્વિતીય લાગશે. ભૂતકાળની તેની મહત્તા આપણાથી આંકી શકાય તેમ નથી, પણ તેની અવનતિનાં કારણો આલેખી શકાય તેવાં છે. કોઇ પણ રાજ્યે ફતેહમંદ થવા માટે સમાજની નિરંતર બદલાતી માનસિક સ્થિતિને અનુકૂળ રહેવું જોઇએ, અને યાદ રાખવું જોઇએ કે એક સૈકામાં જે નીતિ અત્યંત ફલવતી થાય છે, તે બીજા સૈકામાં વિનાશ અને દુર્ભાગ્ય લાવે છે. આ મહાન્ સત્યની તેણે ઉપેક્ષા કરી, માટે તેની પડતી થઈ. પોપચક્ર રાજનીતિ અને ધર્મશાસ્ત્ર બંનેના સંયોગનું પ્રતિનિધિ હતું, અને યૂરોપીય બુદ્ધિએ તો તે બંનેનો વિશ્લેષ જાહેર કરી તેને કાલ વિપર્યય તરીકે ઠરાવ્યું હતું, તેથી તેની પડતી થઈ.

આ પ્રમાણે મતાંધ ધર્મની લાગણી કમી થવાથી રાજનીતિ ઐહિક રૂપ પકડે છે, તે આપણે ઉપર દર્શાવ્યું. હવે કાર્યની અસર કારણ ઉપર પાછી કેવે પ્રકારે થાય છે તે જોઇએ.

પ્રથમ તો શુદ્ધ વ્યવહારી રાજકીય લાગણીની અસર ફેલાવાથી સાંપ્રદાયિક ઉન્માદ ઓછો થશે. અગાઉ સંપ્રદાયને ધોરણે તમામ બાબતો અને તમામ લોકો વિષે વિચાર કરવામાં આવતો. પણ જ્યારે શુદ્ધ રાજકીય લાગણી ઉત્પન્ન થાય છે, ત્યારે મનમાં નવો ઉત્સાહ પ્રવેશ કરે છે; તે પ્રથમ તો લાગણીઓમાં ભેદ પાડે છે, અને જે ઉન્માદ અગાઉ સર્વોપરિ હતો તેને દાબી દે છે. લોકો પોતાના સહચારીઓની નવા નિયમ પ્રમાણે વર્ગણી કરે છે. ધર્મની લાગણીથી જેને તેઓ ધિક્કારતા, તેને વ્યવહારી ફાયદાની ખાતર મિત્ર ભાવથી જુએ છે, તથા જેને ધર્મની ખાતર અત્યંત માનની નજરે જોતા, તેમને હવે બીજાં કારણો માટે દાબી દેતાં, અથવા તેમના સામા થતાં શીખે છે.

રાજકીય જીવનની માનસિક અસરનું બીજું પરિણામ એ થાય છે કે સાંસારિક લાભની ખાતર સામાન્ય સિદ્ધાંતોને કોરે મુકવામાં આવે છે. ઘણી વખત એમ કહેવામાં આવે છે કે અંગ્રેજી રાજ્ય બંધારણ જે રાજકીય સ્વાતંત્ર્યની પૂર્ણ પ્રાપ્તિરૂપ લેખાય છે, તે બીજાં બધાં બંધારણ કરતાં વધારે યુક્તિ વિરૂદ્ધ છે; અને જે ધારા ઘણાજ ફાયદાકારક નીવડયા છે, તેમાંનો મોટો ભાગ તદન અયુક્તિસિદ્ધ તથા કોઈ સામાન્ય નિયમના અપૂર્ણ ને વિષમ યોગનું કાર્ય છે. રાજતંત્રીનો હેતુ અમુક ધારો હિતાવહ છે કે નહીં તે જોવામાં રહેલો છે, અને તેની ફરજ પ્રજાના અપકવ, અપૂર્ણ અને બદલાતા વિચારોને ઉચિત ધારા બનાવવામાં સમાયેલી છે. તેથી ઉલટું, તત્વચિંતકનો હેતુ સત્યાન્વેષણ છે, અને પરિણામની દરકાર કર્યા વિના પોતે ખરા માનેલા દરેક સિદ્ધાંતને તેના યોગ્ય અંત સુધી લઇ જવો એ તેની ફરજ છે. રાજનીતિમાં તત્વચિંતનને પ્રાધાન્ય આપવું, તેના કરતાં વધારે હાનિકારક બીજું કશું નથી; અથવા તત્વચિંતનમાં રાજકીય વલણને પ્રાધાન્ય આપવું તે પણ તેટલુંજ નુકસાનકારક છે. જે દેશોમાં રાજકીય જીવન ઘણું પ્રબળ છે, તેમાં તત્વચિંતનપર બહુ માઠી અસર થાય છે તેમાં કાંઇ સંદેહ નથી. પ્રબળ રાજકીય વલણ જોડે નિષ્કામ સત્યપ્રેમ ભાગ્યેજ રહી શકે છે. એવું લાગે છે કે જર્મન તત્વચિંતકોએ યૂરોપમાં શુદ્ધ સત્યાન્વેષણની જે અપૂર્વ શક્તિ દાખવી છે, તે ઘણે ભાગે તેમની પ્રજાની રાજકીય મંદતાને લીધે છે.

બુદ્ધિ સ્વાતંત્ર્યવાદની પ્રગતિ ઉપર આ પૂર્વ વલણ જુદી જુદી રીતે અસર કરે છે. તે અત્યંત સ્થિતિપાલક વિચારો પેદા કરે છે તેથી, તથા જે શુદ્ધ દાર્શનિક વલણ નીચે વિચારાત્મક માન્યતાનાં તમામ અંગોને બુદ્ધિ સ્વાતંત્ર્યવાદ મુકવા માગે છે તે વલણથી તે વિરૂદ્ધ છે માટે–આ બે કારણોની ખાતર રાજકીય જીવન બુદ્ધિસ્વાતંત્ર્યને હાનિકારક છે. પણ એક કારણથી તે લાભકારક છે; તે એ કે, રાજકીય જીવન મનુષ્યોનાં મનને તેઓના પંથના મતાગ્રહી સ્વરૂપમાંથી પાછાં ખેંચી લઇ નૈતિક સ્વરૂપ પર એકાગ્ર કરે છે· અને રાજનીતિજ્ઞો તેમજ બુદ્ધિસ્વાતંત્ર્યના હિમાયતીઓની નજરમાં આ લાભ સૌથી વધારે અગત્યનો છે.

પણ રાજકીય જીવનની તેથી પણ વધારે અગત્યની અને લાભકારક અસર એ થાય છે કે તપાસ કરવાની ખરી રીત લોકોના શીખવામાં આવે છે. જે દેશમાં કાયદો સર્વોપરિ છે, ત્યાં ચર્ચાવડે રાજ્ય ચલાવવામાં આવે છે, તેથી બંને પક્ષની તમામ દલીલો પૂરેપૂરી છૂટથી આગળ લાવવામાં આવે છે, અને સરકારની વિરૂદ્ધ દેશના બાહોશ પુરૂષોનું શું કહેવું છે તેની પૂરી વિગત દરેક છાપામાં છપાઈને બહાર પડે છે. દરેક પ્રશ્નની બંને બાજુઓ સાથે સાથે મુકવામાં આવે છે, અને જે કોઈને તે વિષય સાથે સંબંધ હોય છે, તે બંને પક્ષની દલીલો તપાસી શકે છે. આનુંજ નામ સત્યનું વલણ—જે અસત્ય અથવા ધૂર્તતાના વલણથી વિરૂદ્ધ છે. આ અસત્ય અને ધૂર્તતાના વલણે દરેક યુગમાં અને વિચારનાં તમામ ક્ષેત્રોમાં સામા પક્ષના સિદ્ધાન્તોનું અધ્યયન કરતાં લોકોને અટકાવ્યા છે, પ્રતિપક્ષી દલીલોના પ્રસાર તરફ શોક જણાવ્યો છે, અને તે સાંભળનારાઓને ગુન્હેગાર ઠરાવ્યા છે. ઉંચી પંક્તિના સાક્ષરોમાં સત્યનું વલણ તત્ત્વજ્ઞાનના અભ્યાસથી કેળવાય છે, કેમકે તે અભ્યાસથી શોધ કરવા માટે મનને કવાયત અને શક્તિ મળે છે. પણ તત્ત્વજ્ઞાનના અભ્યાસથી જે લાભ થોડા પુરૂષોને મળે છે, તે રાજકીય જીવનથી જો કે અપૂર્ણપણે, પણ ઘણી મોટી સંખ્યાને મળે છે. તે વડે સૂક્ષ્મ તર્ક કરવાની ટેવ વૃદ્ધિ પામે છે, તથા નિષ્પક્ષપાતની અને માનસિક ન્યાયીપણાની ટેવો પોષાય છે, અને ચર્ચાના દરેક પ્રકારમાં જ્યારે તે ટેવો પહોંચી વળે છે, ત્યારે જે સંપ્રદાયો તેને સ્વીકારવાની ના કહે છે, તેવા સંપ્રદાયોનો તે નાશ કરે છે.

અર્વાચીન ધારાયંત્રિત ( constitutional ) રાજ્યોના અનુભવ પરથી આપણને માલમ પડે છે કે સાંપ્રદાયિક અને સત્યાન્વેષી વલણના ઝઘડાની ત્રણ દશાઓ છે. મતાંધ ધર્મમાં ચુસ્ત રહેલી પ્રજામાં જ્યારે પ્રથમ રાજકીય જીવન દાખલ થાય છે, ત્યારે તમામ રાજ્ય કારભારમાં ધર્મનું પ્રબળ વધશે, અને રાજકીય લાભને બદલે ધાર્મિક લાભ જોવામાં આવશે. થોડા વખતમાં આપણે ચાલુ પ્રકરણમાં વર્ણવી ગયા, તેવી પ્રવૃત્તિ દૃશ્યમાન થશે. સાંસારિક તત્ત્વ પ્રકાશમાં આવશે. છેવટે તે સર્વોપરિ સ્થિતિને પામશે,

અને ક્રમે કરીને તમામ રાજ્યતંત્રના કિલ્લામાંથી ધર્મને હાંકી મૂકશે, તેથી મન ઉપર ધર્મની અસર ઓછી થઈ જશે. આમ છતાં હજુ પણ થોડો વખત સાંપ્રદાયિક વલણ અન્યરૂપે હાજર રહેશે; પોતાનું નામ અને હેતુ બદલી રાજકીય ચર્ચામાં તે પેસશે, અને પાક્ષિક જુસ્સાનું રૂપ ધારણ કરશે. પણ જેમ જેમ રાજકીય જીવન વૃદ્ધિ પામતું જશે, તેમ તેમ આ જુસ્સો નાબુદ થશે, અને સ્વતંત્ર રાજ્યોની ઉચ્ચતર દશામાં તે તદ્દન અદૃશ્ય થશે. હવે એવું ન્યાયાન્વેષી વલણ બંધાશે કે ધર્મશાસ્ત્રમાં તેમજ રાજનીતિમાં લોકો સારગ્રાહી થતાં શીખશે, અને તમામ પ્રશ્નો વિષે તેના પોતાના ગુણ પરથી મત બાંધશે. રાજકીય જીવનનો પ્રદેશ અને જુસ્સો વધારવાથી ઉપરનું વલણ વૃદ્ધિ પામશે; અને જેમ જેમ રાજકાર્યમાં પોતાનો મત આપવાની છૂટ વધારે લોકોને મળશે, તેમ તેમ વધારે વિશાળ મંડળમાં એવી વિચારની ટેવ પ્રસરશે કે તેથી ધાર્મિક માન્યતામાં ફેર પડયા વિના રહેશે નહીં.

ત્યારે શુદ્ધ સાંસારિક રાજકીય વલણ જે પોતે ધર્મની ઘંટતી જતી અસરનું પરિણામ છે, તેને લીધે ઉપર કહેલી મુખ્ય મુખ્ય અસર થઈ શકી છે. હવે આપણા વિષયનો બીજો ભાગ તપાસીએ—એટલે કે જે પાયા અથવા અધિકારના મૂળ નિયમ પર તમામ રાજ્ય બંધારણો રહેલાં છે, તેનું વ્યાવહારિક સ્વરૂપ શી રીતે થયું.

ગયાં થોડાં વર્ષો દરમ્યાન ઘણી પ્રજાઓએ પોતાના રાજા સામે બંડ કર્યાં છે, અને સૌથી આગળ વધેલી યૂરોપીય પ્રજાના સામાન્ય લોકમતે તે કાર્યો માટે પોતાની પ્રેમભરી ખુશાલી દર્શાવી છે. કેટલાક દેશોએ એકઠા મળી એક બળવાન્ સામ્રાજ્ય બનાવવા માટે પોતપોતાના રાજાઓને કાઢી મૂકયા છે, કેટલાએક જુલમી અથવા નાલાયક હતા, માટે કાઢી મૂકયા છે. કેટલાએકની રાજ્ય પદ્ધતિ જુની થઇ ગઈ હતી માટે, તથા કેટલાક દેશોએ કોઈ ઐતિહાસિક પ્રજાત્વ સંપાદન કરવા માટે તેમ કર્યું છે. ઘણાક કિસ્સામાં પદભ્રષ્ટ થયેલા રાજાઓ પોતાની પ્રજા તરફ સ્પષ્ટ કરારોથી બંધાયેલા ન હતા, તેઓએ કોઈ કાયદાનું ઉલ્લંઘન કર્યું ન હતું, અગર અસાધારણ ક્રૂરતા વાપરી ન હતી. છતાં આ ફેરફારોને વાજબી કહેવાનું કારણ

એટલું જ હતું કે 'પ્રજાનો મોટો ભાગ તે ઇચ્છતો હતો,' અને તે કારણ પૂરતું માનવામાં આવેલું છે. સામાન્ય લોકમતમાં કેટલો બધો ફેરફાર થયો છે તે સાદી રીતે બતાવી આપવા માટે એટલુંજ જણાવવું બસ થશે કે ઘણા સૈકા પર્યન્ત આવાં તમામ બંડને ધર્માચાર્યોએ મહાપાતક ગણ્યાં હોત, અને તેમાં ભાગ લેનારા સૌ કોઇને નરકના અધિકારી થવું પડ્યું હોત.

આ સંબંધમાં પ્રારંભ ગુરૂઓનું શિક્ષણ તદ્દન એકમત અને સ્પષ્ટ છે. જે કોઈ આ વિષયપર બોલતા, તેઓ એક પણ અપવાદ સિવાય કહેતા કે સ્થાપિત રાજ્યસત્તા સામે હરકોઈ કારણથી થવું તે કેવળ પાતકી છે. આ સિદ્ધાન્ત ઘણા વજનદાર શબ્દોમાં શીખવવામાં આવતો, અને તે ખાસ સંજોગોમાં જ લાગુ પડે તેવી ઔચિત્યની સલાહ તરીકે નહીં, પણ અંતરાત્માને બાંધનાર નીતિના નિત્ય અને સામાન્ય નિયમ તરીકે તે શીખવાતો હતો. અત્યંત દારૂણ જુલમના વખતમાં પણ તેનો ઉપદેશ થતો હતો. જ્યારે ખ્રિસ્તિઓની સંખ્યા વધી ગઈ, ત્યારે પણ તે શીખવવામાં આવતો હતો, અને પોતાની સંખ્યા જબરી હોવા છતાં આવો નિયમ પાળવા માટે ખ્રિસ્તિઓ સદ્દગુણનો દાવો કરતા.

હવે આવો સિદ્ધાંત રાજકીય સ્વાતંત્ર્યથી તદ્દન વિરૂદ્ધ છે, તે સ્પષ્ટ છે. રાજાના પક્ષના ઇતિહાસ કર્તા હ્યુમે પણ કબુલ કર્યું છે કે 'જ્યારે નિયંત્રિત રાજા હદ બહાર જાય, ત્યારે પણ તેની સામા ન થવું, એમાં શબ્દ વિરોધ છે.' આ સિવાય લગભગ દરેક કિસ્સામાં નિરંકુશ રાજાની સામે જ્યારે લોકો થયા, ત્યારે જ તેઓ નિયંત્રિત રાજ્ય સંપાદન કરી શક્યા છે, અને ઇતિહાસની તમામ ગતિ સંપૂર્ણ રીતે બતાવે છે કે જ્યારે એક વખત સત્તા ભોગવવામાં આવે, ત્યારે તે કદી રાજી ખુશીથી છોડી શકાતી નથી. આ વિચાર પરથી ગ્રોશ્યસ અને બીજા ઘણા લેખકો નિર્ણય પર આવ્યા છે કે જ્યારે ખ્રિસ્તિઓ જુલમી રાજાથી દુઃખી થતા હોય, ત્યારે પોતાના ધર્મની ખાતર તેઓ સ્વતંત્રતાની આશાનો ભોગ આપવા બંધાયેલા છે! વળી શેફ્ટ્સબરી અને તેના શાગિર્દો 'ખ્રિસ્તિ ધર્મ સ્વતંત્રતાથી વિરૂદ્ધ છે' એમ કહી તેની નિંદા કરે છે! પણ જેઓ ખ્રિસ્તિ

ધર્મના ઇતિહાસને એક સમગ્ર રૂપમાં જોતા નથી, પણ ભિન્ન ભિન્ન દશાઓની પરંપરા તરીકે જુએ છે, તેઓને તેના પ્રારંભ નેતાઓની વૃત્તિ જુદાજ પ્રકારની લાગશે; કારણ કે સ્વતંત્રતાની પહેલી શરત માત્ર ભયના કરતાં કાંઇક ઉચ્ચતર કર્તવ્ય નિયમની સ્થાપનામાં રહેલી છે. કેવળ ભૌતિક બળપર આધાર રાખનારૂં રાજ્ય ગમે તે રૂપ ધારણ કરે તો પણ તે અવશ્ય જુલમી હોવું જોઈએ; અને જ્યારે ખ્રિસ્તિ ધર્મ પ્રબળ થયો, ત્યારે રોમના રાજ્યની આવી ભયંકર દશા જલદીથી આવવા લાગી હતી. વધતી જતી ભ્રષ્ટતાથી ધર્મની અને દેશ પ્રીતિની ગાંઠ નાશ પામી હતી, અને રાજ્યનું નસીબ માત્ર લશ્કરના હાથમાં રહેલું હતું. થોડા વખત પછી જંગલી ધાડાંના હુમલાથી આ દુર્દશામાં વધારો થયો. અનિયંત્રિત સ્વાતંત્ર્યની જીંદગીમાંથી તાજા છૂટેલા, અઢળક ધનની પ્રાપ્તિથી અર્ધે ગાંડા થયેલા, અને અનેક જુદી જુદી ટોળીઓમાં વસતા જંગલી લોકોના સમૂહો ઉપરીપણાને વાસ્તે ઘોર યુદ્ધ મચાવી રહ્યા હતા. શારીર બળ એજ માત્ર માનનું કારણ થઈ પડયું હતું. આ સર્વ વિસંવાદી અર્થો ( interests ) માં ફક્ત ખ્રિસ્તિઓએ પોતાનાં ધર્મ સૂત્રોથી અને રહેણી કરણીથી નીતિના કાયદાની જરૂર બતાવી આપી, અને અધિકારને માન આપવાની તથા આત્મસંયમ રાખવાની લોકોને ટેવ પાડી; કારણ કે તે બંને હરકોઈ રાજ્ય બંધારણના સ્તંભ છે. કદાચ તેઓએ રાજ્ય સત્તાને માન આપવામાં ઘણી અતિશયોક્તિ કરી, પણ તેમ કર્યા વગર તેમના સિદ્ધાંતો સફળ થાત નહીં. તે સમયે અંધેર અને ગેર વ્યવસ્થા ઉત્પન્ન કરવાનાં એટલાં બધાં આકર્ષણો હતાં કે તાબેદારીનો સિદ્ધાન્ત જરા પણ ઢીલો કરવામાં આવ્યો હોત તો તે તદ્દન નિષ્ફળ જાત. હમેશને માટે આ સિદ્ધાંત પળાવવાથી સામાજીક પ્રગતિ અટકી જાય તે ખરૂં છે, પણ જે વખતે ખ્રિસ્તિ લોકોએ તેનું પાલન કર્યું, તે વખતે તો તેની જેટલી કીંમત ગણીએ તેટલી ઓછી છે.

વળી એ પણ યાદ રાખવું જોઇએ કે ખ્રિસ્તિ ધર્મશાસનની શરૂઆતની પદ્ધતિ પ્રજાસત્તાક નિયમોપર રચાયેલી હતી. તમામ લોકોના મતવડે ધર્માધ્યક્ષોને ચૂંટી કહાડવાનો રિવાજ કદાચ ચાલુ રહ્યો હોત, તો લોકોની

અંદર સ્વતંત્રતાની એવી ટેવો ફેલાત કે અત્યારે થયેલા ફેરફારો ઘણા સૈકા વ્હેલા થઈ શક્યા હોત; અને તે પણ વળી કેથોલિક ધર્મના આશ્રય તળે થયા હોત. પણ તેમ થવું સરજેલું ન્હોતું. પાદરીઓની ચૂંટણીનો રિવાજ તે જમાનાથી બહુ આગળ પડતો હતો, તેથી તે વખતે એવા ગોટાળા થયા કે તરતજ તે બંધ કરવો એ ઠીક લાગ્યું. વળી રોમનું દેવળ નવી વ્યવસ્થામાં મધ્યસ્થાન થઈ પડે તેવા અનુકૂળ સંજોગો ઘણા આવી મળ્યા. દુનિઆમાં રોમની સ્થિતિ, ઇસ્તંબૂલમાં રાજ્યગાદી ચાલી જવાથી રોમના અધ્યક્ષની સત્તામાં થયેલો વધારો, રોમન સલ્તનત પાસેથી કેથોલિક પાદરીઓએ ગ્રહણ કરેલી ઉત્તમ વ્યવસ્થાની, તથા રાજ્ય ચલાવવાની બુદ્ધિ, તેમનો અવિરત લોભ, સંત ગ્રેગરી અને લીઓ જેવાની પ્રતિભાથી તથા સદ્ગુણોથી પોપની ગાદીના યશમાં થયેલો વધારો, જંગલીઓનું વટલવું, જેરૂસલેમ, એન્ટિઓક અને અલેકઝાન્દ્રિઆની પ્રતિસ્પર્ધી ગાદીઓનું પડી ભાંગવું, અને ગ્રીક તડ—આ સર્વ કારણોને લીધે પડી ભાંગેલું રોમન મહા રાજ્ય નવે રૂપે ફરી ખડું થયું.

આમ જ્યારે પોપની સત્તા પૂરી જામી, ત્યારે તથા તે વખતથી ધર્મક્રાંતિ સુધી રાજાની વિરૂદ્ધ પ્રજાના હકો વિષે બિલકુલ ધ્યાન અપાતું નહીં. ફક્ત સંસારી રાજાઓ અને પોપોની વચ્ચે તેમના હક સંબંધી પ્રશ્નો ઉઠતા હતા. જો કે રાજાઓપર પોપોની સત્તાને લીધે ઘણી ભયંકર આપદાઓ જન્મ પામી છે, જોકે તેને લીધે ક્રૂશ યુદ્ધો અને ધાર્મિક જુલમ થયા છે, તથા અર્ધ ધાર્મિક વિગ્રહોનાં ઘણાં માઠાં ફળો તેથી ઉત્પન્ન થયાં છે, તો પણ તેથી છેવટે એકંદર જોતાં પ્રજાકીય સ્વાતંત્ર્યને લાભ થયો છે, તેમાં કોઇ શંકા નથી. પ્રજાઓને માથે બે સ્વામીઓ હતા, તેજ બાબત આપ અખત્યારી રાજ્યને અટકાયત હતી; અને ધર્મ સંસ્થાને લોકો મદદ કરે ત્યારેજ રાજાની સામેનાં તેનાં ફરમાનો અમલમાં આવી શકતાં; આવી રીતે ધર્મ સંસ્થાને લોકોની મદદની ગરજ પડતી હતી. તેથી કરીને ધર્માચાર્યોની અંદર લોકોના પક્ષમાં એક પ્રકારનું પૂર્વવલણ થયું. વળી મધ્યયુગના પોપો

પોતાના પ્રતિસ્પર્ધી રાજાઓ કરતાં ઉચ્ચતર સંસ્કૃતિ પામેલા હતા. તેઓના ગમે તે દોષ હોય, પણ શારીર બળ, અજ્ઞાન ને જંગલીપણાના સમયમાં તેઓ નૈતિક સંયમના તથા વિદ્વત્તા અને દયાના પ્રતિનિધિઓ હતા.

ધર્મસત્તાએ ક્રમે ક્રમે રાજ્યસત્તાપર કેવી રીતે પોતાનો અંકુશ જમાવ્યો, અથવા રાજાઓને પદભ્રષ્ટ કરવાનો તેને કેટલો હક હતો, તે સંબંધી ચર્ચામાં ઊંડા ઉતરવું, તે આ પ્રકરણનો મુખ્ય ઉદ્દેશ નથી. પણ બે બાબતો વિષે અહીં ઇસારો કરવાની જરૂર છે. પ્રથમ, રાજાને પદભ્રષ્ટ કરવાની પોપને સત્તા છે કે નહીં; આ વિષે એમ કહી શકાય કે તે સમયે નૈતિક પ્રશ્નોનો છેવટનો નિર્ણય કર્તા પોપ ગણાતો હોવાથી લોકમત તેની તરફ હતો. ગમે તેવા સંજોગોમાં પણ રાજાને પૂર્ણમાન આપવાનો પ્રારંભ ગુરૂઓનો મત સહેલાઇથી કોરે મૂકવામાં આવ્યો, અને પોપના ધાર્મિક હક વિષે શંકા કરવી તે લગભગ પાખંડ જેવું ગણાતું હતું. બીજું, પોપ સંપ્રદાયના સામાન્ય શિક્ષણ પરથી પણ અનુમાનવડે રાજાને પદભ્રષ્ટ કરવાનો સિદ્ધાંત નીકળી શકતો હતો. કોઇ નામીચા પાપીને જાહેર પશ્ચાત્તાપ કરવા ફરજ પાડવાની સત્તા પોપને છે કે નહીં, તે વિષે કેથોલિકોમાં ચર્ચા થતી હતી. હવે જાહેર પશ્ચાત્તાપ કરનાર આદમી તમામ સાંસારિક કાર્યો કરવાને નાલાયક ઠરતો, માટે રાજાને તેમ કરવું પડે એટલે તે પદભ્રષ્ટ થયો ગણાય. કદાચ પોપની આવી સત્તા શંકા ભરેલી હોય, તો પણ તેને તાબે રહેવાની રાજાએ લીધેલી પ્રતિજ્ઞામાં ઘટાડો કરવાનો અથવા તે રદ કરવાનો હક હોવાથી રાજકીય ઉપરીપણું પ્રાપ્ત થયું.

વળી મધ્ય યુગમાં સૂક્ષ્મ તાર્કિકો ( School-men ) ની શાખા સ્થપાવાથી પણ સ્વતંત્રતાને કેટલીક પુષ્ટિ મળી. તેઓએ રાજાનો ઇશ્વરી હક ઘટાડી નાખ્યો. તેઓના મત પ્રમાણે પોપ ઇશ્વરનો સીધો પ્રતિનિધિ હતો પણ રાજાએ તો પોતાની સત્તા લોકો પાસેથી મેળવેલી હતી. અધિકારનું ભાવનામય સ્વરૂપ ઇશ્વરી છે ખરૂં, અને જ્યારે અમુક કુટુંબને લોકોએ ગાદી આપી હતી, ત્યારે તે કુટુંબનાં મનુષ્યોને ઇશ્વરની મંજુરી પ્રાપ્ત થતી. તેમ છતાં રાજ્યસત્તાનું સીધું મૂળ પ્રજામાં રહેલું હતું. આ શાખાની

વ્યાખ્યાઓમાં લૉક અને રૂસોનાં સિદ્ધાંતોનું બીજ રહેલું હતું—જેથી છેવટે રાજ્યપરિવર્તન થયું.

પણ ધર્મક્રાંતિ સુધી આ સર્વ માત્ર પુસ્તકોમાં રહેલું હતું. ધર્મક્રાંતિ સમયે જ યૂરોપમાં પ્રજાકીય હકો વિષે પ્રશ્નો ઉઠવા લાગ્યા. પોપની સામે ઝઘડાથી ઉત્પન્ન થયેલો ઉચ્છૃંખલ જુસ્સો અને પ્રોટેસ્ટંટ પંથે લોક સમૂહને વિચારવા સોંપેલા અગત્યના પ્રશ્નો—આ બંનેથી લોકોનાં મન પોતાની સત્તા વધારવા તરફ દોરાયાં. વળી લોકપ્રિયતા સંપાદન કરવા માટે મથતાં અનેક તડને લીધે, તથા રાજા પ્રજા વચ્ચે વારંવાર થતા મતભેદને લીધે આ વિષયપર સંપૂર્ણ ચર્ચા થવા પામી. તેને પરિણામે અનેક પ્રકારના અભિપ્રાય ઉત્પન્ન થયા; અને દરેક શાખાના અભિપ્રાય તેની પરિસ્થિતિ પ્રમાણે અથવા બીજા શબ્દોમાં, તેના સ્વાર્થથી ઉત્પન્ન થતા પૂર્વ વલણ પ્રમાણે નક્કી થયા.

રોમ સંસ્થાનો ઇટલીય પક્ષ જે પોપના વિચારોના દર્પણ રૂપ છે, તેનાથી જો આપણે સિંહાવલોકન શરૂ કરીએ, તો આપણને બે બાબતો નજરે પડે છે. પ્રથમ તો સંખ્યાબંધ રાજાઓએ પોપના અંકુશથી મુક્ત થવા માટે પ્રોટેસ્ટંટ મત સ્વીકાર્યો હતો; અને બીજું ઘણાક દેશોમાં વસ્તીનો મોટો ભાગ કેથોલિક હોવાથી તેઓ પોતાના પ્રોટેસ્ટંટ હાકેમો સામે થઈ શકે તેમ હતું. આ કારણોને લીધે ઉક્ત શાખાનું મુખ્ય શિક્ષણ પાખંડી રાજાને પદભ્રષ્ટ કરવાની પોપની સત્તા, તથા તેવા રાજા સામે થવાનો લોકોનો હક—એ બે વિષયો પર હતું.

ઇટલીય પક્ષના સૌથી ઉત્સાહી અને બાહોશ ધુરંધરો જેઝિવટ પંથવાળા હતા. તેઓના સિદ્ધાંતો બીજા ધર્માચાર્યો કરતાં એટલા બધા હદ ઓળંગી ગયા કે તેમનો જુદોજ વર્ગ ગણી શકાય. તે સમયે આ સંપ્રદાયમાં અજબ તરેહની સ્થિતિસ્થાપક (દેશકાલાનુસારી) બુદ્ધિ અને સંસારનું ઊંડું જ્ઞાન એટલે બધે દરજ્જે પહોંચ્યાં હતાં કે તે વડે તેઓ તરત સમજી ગયા કે હવેની કટોકટીમાં પ્રારંભ ગુરૂઓના દાખલા પ્રમાણે ચાલવાથી કાંઈ ફાયદો નથી; તેમંજ રાજાઓની બેહદ વધી ગયેલી સત્તા હરેક રીતે ઓછી

કરવી આવશ્યક છે. લોકોનું ભવિષ્ય બહુ ઉજળું બેસવાનું છે, એવું તેમના સિવાય કોઈ પણ બીજા કેથોલિકો જોઇ શકયા નહીં; તેઓએ એવા ખંતપૂર્વક શ્રમ લીધો છે કે સ્વતંત્રતાનો દિવસ વહેલો આણવાનું કાયમનું માન તેમને ઘટે છે. તદ્દન નિર્ભય કાર્યાકાર્યવિવેકની પદ્ધતિથી, ધર્મ સંસ્થાની ખાસ હદમાં ન હોય તેવી બાબતોમાં પોતાની વિચાર શક્તિનો બેધડક ઉપયોગ કરીને, તથા સૂક્ષ્મ તાર્કિકોનાં કેટલાંક સૂત્રોનો ચતુરાઇથી ઉપયોગ તથા વિસ્તાર કરીને તેઓ ભૂતકાળનાં બંધનોમાંથી મુક્ત થયા, અને જ્યાં જ્યાં તેમની વગ ફાવતી, ત્યાં ત્યાં તેઓ ઉદાર નીતિની વૃદ્ધિ કરતા. ઈંગ્લાંડના પહેલા જેમ્સ રાજાએ રાજાના દેવાંશીપણા વિષે પુસ્તક છપાવ્યું હતું, તેની વિરૂદ્ધ સ્વરેઝે એક પુસ્તક લખ્યું; તેમાં તે જણાવે છે કે આ પ્રશ્ન ધર્મ ગ્રંથથી કે પ્રારંભ ગુરૂઓથી નક્કી થઇ શકે તેમ નથી. પણ એકંદર રીતે સૂક્ષ્મ તાર્કિકો પાછલા મતમાં હતા, અને પોપોએ રાજા ઉપર પોતાની સત્તા છે એવું ઘણીવાર જાહેર કર્યું હતું, માટે ઇટિલીય પક્ષના નિયમો પ્રમાણે આ બાબત નિર્ણય થઇ ચૂકયો ગણાય. તેણે 'આદિ સમાજ સંકેત' ( Social contract )નું ઘણી નિપુણતાથી અને વજનપૂર્વક પ્રતિપાદન કર્યું, અને પ્રજા કરતાં રાજાને તદ્દન ઉતરતી પાયરીપર મૂકયો, તથા પોપને સર્વોપરિ ઠરાવ્યો.

પણ જેઝિવટો ધર્મના લાભ સારૂ, અથવા પ્રોટેસ્ટંટ દેશોમાં અથવા ધર્માધિકારીઓના આશ્રય તળે ઉદાર નીતિની હિમાયત કરતા, એમ ધારવું ભૂલભરેલું છે. વારંવાર કેથોલિક પ્રજાઓની અંદર પણ તેઓ પોતાનાં ઉદ્દામ સ્વરૂપ પકડી રાખતા, અને બહુ નવાઇ જેવું તો એ છે કે તે જમાનાનાં કેટલાંક બુદ્ધિ સ્વાતંત્ર્યવાળાં મગજ આપણે તે પંથમાં દેખીએ છીએ. આપણે જોઈ ગયા તેમ આવાં મગજનાં બે મુખ્ય લક્ષણો એ છે કે મતાંધ ધર્મસૂત્રોને બદલે નૈસર્ગિક ધર્મના સામાન્ય સિદ્ધાંતો માટે શોખ ધરાવવો, અને મતાંધ સૂત્રોને જેમ બને તેમ નૈસર્ગિક ધર્મને અનુકૂળ બનાવવાં. આ બંને લક્ષણોનાં કેટલાંક સરસ ઉદાહરણ આપણે જેઝિવટોમાં જોઇએ છીએ. 'રાજા અને રાજ્યસંસ્થા' વિષે મેરિઆનાનું પ્રસિદ્ધ પુસ્તક આપણને ઉક્ત સત્યોના દાખલા પૂરા પાડશે.

લઇએ, ત્યારે આ પ્રશ્ન વિષે મત આપતાં જરા પણ સંકોચ રહેશે નહીં: સામાન્ય શબ્દોમાં રાજહત્યાનો ઘોર અપરાધ તરીકે તિરસ્કાર કરવામાં આવે છે, કેમકે ઘણાખરા કિસ્સામાં તે તેવોજ અપરાધ હોય છે; અને અપવાદ રૂપ ગણાતા તદ્દન જુજ કિસ્સામાં પણ તાત્કાલિક ફાયદામાંથી તેના દાખલાની જે જે ખોટી અસર થાય તે બાદ કરવી જોઇએ.

રાજનીતિના પ્રશ્નોપર ઉપરની દલીલો આપણને અત્યારે ન્યાયસર ભાસે છે; પણ અસલના વખતમાં તો લોકોનાં મન ધાર્મિક વાદવિવાદથી ઘડાતાં હતાં, અને તેને પરિણામે સામાન્ય નિયમોપરથી શુષ્ક તર્કની મદદ વડે તમામ નિર્ણયો બંધાતા હતા. તેથી ઉપર કહી તેવી દલીલોની તદ્દન ઉપેક્ષા થતી; અને યૂરોપમાં ઉદારનીતિના પુનરૂજ્જીવનમાં રાજહત્યાનો સવાલ બહુજ અગ્રસ્થાન ધરાવતો હતો. મેરિઆનાનો ગ્રંથ છપાયા પહેલાં ત્રણ નામાંકિત જેઝિવટોએ તેનું પ્રતિપાદન કરેલું હતું. વળી આ દોષ માત્ર કેથોલિકોનેજ શિર છે, એમ પણ નથી. સ્કોટલાંડમાં વડા ધર્માધ્યક્ષ બીટનનું અને ફ્રાન્સમાં ગાઇઝના ઉમરાવનું ખૂન સારા સારા પ્રોટેસ્ટંટોને શિર છે; તેમજ તેઓના તરફથી ઘણાં રાજદ્રોહી લખાણો બહાર પડતાં, અને તેમાં રાજહત્યા વિષે લગભગ પ્રશંસા થયેલી તરી આવતી હતી.

તોપણ રાજહત્યાના મુખ્ય હિમાયતીઓ જેઝિવટો હતા, તેમાં જરા પણ શંકા નથી, અને તેમ હોવાનું કારણ શોધી કહાડવું અઘરૂં નથી. અસલના વખતમાં નાસ્તિકોના અગણિત સમૂહોની અંદર જેઝિવટો ગણાગાંઠયા હતા, અને તેમની જોડે સતત યુદ્ધ ચલાવી રહ્યા હતા; તેથી તેમની માનસિક શક્તિઓ પૂરેપૂરી કસાતી હતી, અને જે અભિપ્રાયને બળે એકજ મનુષ્ય આત્મનિષ્ઠાવડે આખી પ્રજાનાં નસીબ ઝુલાવી શકે, તેને પૂરેપૂરૂં ઉત્તેજન આપવામાં તેમનો દરેક હેતુ સમાયેલો હતો.

મેરિઆનાનું પુસ્તક જેઝિવટ સિદ્ધાંતોની હદ બહાર જાય છે તે ખરૂં છે. તેનું તમામ શિક્ષણ દ્રઢતા ભર્યું છે, અને રાજકીય હકો વિષે તે વજનપૂર્વક અને વિસ્તારથી લખે છે. જેમ તે પોતાના ધર્મના લાભની ઉપે-

ક્ષા કરતો નથી, તેમ લોકોના ફાયદા ઢાંકી દેવા અથવા બાતલ કરવા પણ તે ઇચ્છિતો નથી; અને જેટલા અંકુશ તે પાખંડની સામે મુકે છે, તેટલા જ જોર જુલમની સામે પણ તે લાવે છે. જોકે જુલમી રાજાને મારી નાંખવાનો તેનો સિદ્ધાંત હદ બહાર ગયેલો, અતિશયોક્તિ ભરેલો અને ભયંકર છે, પણ તે તેના જ સંપ્રદાયના કેટલાક સામાન્ય સિદ્ધાંતો પરથી કહાડેલો વિચારશૂન્ય નિર્ણય હતો; અને તે સિદ્ધાંતો પ્રજાકીય સ્વાતંત્ર્યના તથા બુદ્ધિ સ્વાતંત્ર્યના ઇતિહાસમાં અત્યંત અગત્યના છે. આ પંથનાં તમામ લખાણોમાં રાજાની સત્તા ઓછી કરી લોકોની સત્તા વધારવાની એકસરખી ઇચ્છા, તથા અધિકારને બદલે વિવેક શક્તિના સિદ્ધાંતપર રાજ્યપદ્ધતિ રચવાનો એક સરખો નિશ્ચય, તેમજ જાણ્યે અજાણ્યે ધર્મની હદ ઓળંગતા નિયમોના ઉચ્ચારણનું એક સરખું વલણ—આપણે જોઇએ છીએ.

આ પંથના લગભગ તમામ લેખકોએ 'આદિ સમાજ સંકેત' જાહેર કર્યો, અને તે આગળ જતાં યૂરોપની સ્વતંત્રતાનો પાયો થઇ પડયો. તેમના શિક્ષણની અસર રાજકીય વિચારોપર ગંભીર અને કાયમને માટે થઈ.

હવે કેથોલિક ધર્મની જેઝિવટ શાખા છોડીને આપણે ફ્રેંચ શાખા તરફ નજર કરીએ, તો બંનેનો મુકાબલો ઘણો અચંબો ઉપજાવે છે. અહીં આપણે નવીન સ્વાર્થ, અને તેને પરિણામે નવીન સિદ્ધાંતો જોઈએ છીએ. ફ્રેંચ ધર્મસંસ્થાની તથા તેની સાથે જોડાએલ સલ્તનતની મોટી સત્તાથી ધર્માધ્યક્ષોમાં પોપ જોડેના વ્યવહારમાં ઘણી સ્વતંત્રતાનું વલણ આવ્યું હતું અને બંનેના ઐક્યમાં પરસ્પર લાભ રહેલો હતો પણ આવું ઐક્ય સફળ થવા માટે સાધારણ ધર્માધ્યક્ષની પંક્તિમાં પોપને ઉતારી પાડવાની તથા રાજાને ઇશ્વરના અનંતર પ્રતિનિધિ તરીકે ઉચ્ચ સ્થાન આપવાની જરૂર હતી. આવી રીતે કરવાથી ધર્માધ્યક્ષો પોપની સત્તામાંથી છૂટયા, અને બહિષ્કારનાં માઠાં ફળ રાજાને ચાખવાં પડતાં બંધ થયાં. મધ્યયુગમાં રાજાને પદભ્રષ્ટ કરવાની સત્તા એ ઉદાર રાજનીતિનું કેંદ્ર હતું, અને પોપ પાસેથી જેટલી સત્તા છીનવી લેવામાં આવતી, તે સઘળી રાજાને મળતી હોવાથી ફ્રેંચ ધર્મ શિક્ષણ હમેશાં લોક સ્વાતંત્ર્યનું શત્રુ બની રહ્યું. વળી પોપ જેવા

એક વિદેશી ધર્માચાર્ય ફ્રેંચ રાજનીતિમાં હાથ ઘાલે તે દેશાભિમાની ફ્રેંચ લોકોને ગમતું નહીં, તેથી અત્યારે તથા આગળ ઉપર ફ્રાન્સની તવારીખમાં દેશાભિમાને લોક સ્વાતંત્ર્યના શત્રુની ગરજ સારી. ટુંકામાં લોક સ્વાતંત્ર્ય સંબંધે ફ્રેંચ પક્ષનું તાત્પર્ય આવુ હતું:—' ઇશ્વરના સીધા ને અવ્યવહિત ફરમાનથી રાજા તેની ગાદી ભોગવે છે, માટે તે અન્વયે તેની વ્યવહારી સત્તામાં તે પોપથી તેમજ લોક ઇચ્છાથી તદ્દન સ્વતંત્ર છે. જે જે પોપે રાજાને પદભ્રષ્ટ કરવાના હકનો દાવો કે અમલ કર્યો છે, તે દરેકે પોતાની યોગ્ય સત્તાનું ઉલ્લંઘન કર્યું છે, અને અધિકાર વિના રાજ્યાપહરણનો ગુન્હો કર્યો છે. જે જે રૈયતે રાજાની અથવા તેના અધિકારીઓની વિરૂદ્ધ પોતાનો હાથ ઉપાડયો છે, તે દરેકે ઘોર પાપ કર્યું છે. પ્રજાનું કર્તવ્ય માત્ર હુકમ માનવામાં રહેલું છે, અને રાજાના ગમે તેવા જુલમ કે અન્યાયથી પણ પ્રજા આ ફરજથી મુક્ત થઈ શકતી નથી માટે જો રાજ્યકર્ત્તાઓ વરૂ જેવા હોય, તો ખ્રિસ્તિ રૈયતે મેંઢા જેવા થવું. '

કેથોલિક ધર્મની જુદી જુદી શાખાઓનું આવું શિક્ષણ હતું. હવે પ્રોટેસ્ટંટ ધર્મ તરફ નજર કરતાં પ્રથમ આપણને માલુમ પડે છે કે ધર્મક્રાંતિ એજ અધિકારીઓ તરફથી લોકોની ન્યાય શક્તિને અરજરૂપે હોઇ, એક પ્રકારનું ધાર્મિક બંડ હતું, તેથી કરીને આજ્ઞાભંગના વલણને ઉત્તેજન મળ્યું. વળી ઘણી ખરી નવી શાખાઓએ પ્રજાસત્તાકરૂપ ધારણ કર્યું, તેથી તે ઉત્તેજનમાં વધારો થયો. ખ્રિસ્તિ ધર્મની શરૂઆતમાં દેવળનો કારભાર ચલાવવામાં અધિકાર અને સ્વાતંત્ર્ય બંનેનો યોગ થયો હતો; તે એવી રીતે કે ધર્માધ્યક્ષનો અધિકાર સર્વોપરિ ગણાતો, તથા ધર્માધ્યક્ષને પોતાને સર્વાનુમતે ચૂંટવામાં આવતા. પણ કાળક્રમે સત્તાનું સમાકર્ષણ થવાથી આ સમતોલપણું નાશ પામ્યું, અને ધર્મસંસ્થાએ પ્રજાસત્તાક રૂપ છોડી રાજ્યસત્તાના જેવું રૂપ ધારણ કર્યું. પછી પ્રોટેસ્ટંટ શાખામાં તેનાં મૂળ અંગો સજીવન થયાં, પણ તે એવી રીતે થયાં કે તેમનુ અસલ રૂપ ફરી ગયું. કારણ કે લોકમતાનુસાર ચૂંટણી તથા ધર્માધ્યક્ષનો દૈવાંશી અધિકાર એ બંને અસલ એકજ યોજનાનાં ક્ષતિપૂરક ( compensatory ) અંગો હતાં. તે ધર્મક્રાંતિથી

જુદાં પડીને પરસ્પર વિરોધી બન્યાં. કૅલ્વિન મતનાં દેવળોએ એક નિયમ સાચવ્યો, અને ઇંગ્લાંડનાંએ બીજો નિયમ ગ્રહણ કર્યો.

હવે એ દેખીતું છે કે જ્યારે ધર્મ વ્યવસ્થાને અત્યંત પ્રજાસત્તાક બનાવવામાં આવે છે, ત્યારે રાજ્ય વ્યવસ્થાના સંબંધમાં પણ લોકોને તેવું વલણ થાય છે. ધર્મના કારભારમાં જો તેઓ રાજ્યસત્તાને બરાબર દાબમાં રાખતાં, સર્વોપરિ સત્તા જેમ બને તેમ લોક સમુદાયમાં વહેંચી નાંખતાં, અને લોક સમુદાયની ઇચ્છાને જ અધિકારનું મૂળ ગણતાં. જો તેઓ ટેવાયેલા હશે, તો રાજ્યપદ્ધતિમાં એકજ મનુષ્યના હાથમાં બધી સત્તા રહેલી જોઇ, તથા તેમાંથી તમામ લોક બળને કાળજી પૂર્વક દૂર કરેલું જોઇ તેઓ પોતાનો અસંતોષ જાહેર કર્યા વિના ભાગ્યે જ તેની સત્તાને તાબે થશે. માટે અતિ-સુધારક શાખામાં પ્રજાસત્તાક રાજ્યનું સ્વાભાવિક વલણ રહેલું છે, પણ ધર્માધ્યક્ષ રાજ્ય ( episcopacy ) માં અધિકારનું પ્રાધાન્ય હોવાથી તેમાં નિરંકુશ રાજ્યનું વલણ છે. કેટલાક ખાસ સંજોગોથી આ વલણોમાં જરા ફેરફાર થાય છે, પણ તેથી તે તદ્દન બદલાઈ જતાં નથી. વખતે બને વલણ નિયંત્રિત રાજ્યમાં પ્રેમથી એકત્ર વસે છે; પણ તેમાંએ અતિ સુધારક પંથવાળા પ્રજાસત્તાક પક્ષ તરફ વળશે, અને ધર્માધ્યક્ષ સત્તાનુયાયીઓ સ્વતંત્ર રાજ્યપક્ષમાં ભળશે.

હવે જુદી જુદી શાખાઓ જુના અને નવા કરારને જેટલે દરજ્જે માને છે, તે પ્રમાણમાં એક નવું વલણ જન્મ પામે છે. શરૂઆતમાં લોક સ્વાતંત્ર્યના પ્રોટેસ્ટંટ હિમાયતીઓ જુના કરાર પરથી પોતાના રાજકીય સિદ્ધાંતો લેતા હતા; અને નિરંકુશ રાજ્યના હિમાયતીઓ નવા કરારમાંથી પોતાના સિદ્ધાંત કહાડતા. યાહુદી ઇતિહાસમાં વારંવાર થયેલા બળવા ઉપર પહેલો વર્ગ ધ્યાન આપતો; પણ બીજો વર્ગ સંત પોલે શીખવેલી અત્યંત તાબેદારી વિષે લક્ષ આપતો. માટે જ્યારે ન્યાયાન્યાયના તમામ નિયમો ધર્મ પરથી લેવામાં આવતા, અને જ્યારે સાંપ્રદાયિક શિક્ષણ તથા ધર્મ સત્તાનો ઇન્કાર થવાથી ધર્મ સંબંધી મુશ્કેલીઓનું નિવારણ કરનાર એક બાઇબલ

માત્ર રહ્યું, ત્યારે અમુક શાખાનું રાજકીય વલણ નક્કી કરતી વખતે તેઓ કયા કરારને વધારે માન આપે છે, તે જોવાની જરૂર હતી.

પ્રોટેસ્ટંટ ધર્મથી રાજકીય છૂટ જલદી વધશે એવું જણાવા લાગ્યું. હસ અને વિક્લિફ કહેતા કે રાજાના ઘોર પાપવડે તેનો હક ગાદી પરથી ઉઠી જાય છે. આ કારણસર કેથોલિકો તેમના પર આરોપ મુકતા હતા. વળી વિક્લિફ દૃઢતાથી જણાવતો કે ગુલામગિરી ખ્રિસ્તિ ધર્મથી વિરૂદ્ધ છે. લ્યૂથરને કૅલ્વિન આ વિષય પર બહુ દોલાયમાન થતા હતા, અને બંનેના અનુયાયીઓ ધર્મગ્રંથોમાંથી પોત પોતાના પુરાવા રજુ કરતા. પણ છેવટે કૅલ્વિન પ્રજાસત્તાક રાજ્ય તરફ વળ્યો, અને લ્યૂથર ગામડીઆઓના વિગ્રહથી બહુ ઉશ્કેરાઈ ગયેલો હોઈ સ્વતંત્ર રાજ્યસત્તાના પક્ષમાં ભળ્યો. ઝિવંગ્લિઅસે આ બાબતપર ઝાઝી ચર્ચા કર્યા વિના પોતાના દેશીઓના ઉદાર સિદ્ધાંતો સ્વીકાર્યા, અને બહાદૂરીથી રણજંગમાં મૃત્યુ પામ્યો. અલ્રિચ વૉનહીન મનુષ્યોને માનસિક તથા રાજકીય બંને જુલમમાંથી મુક્ત કરવાનું કહેતો. પણ જે દેશમાં પ્રોટેસ્ટંટ શાખાએ અત્યંત ઉદાર સ્વરૂપ પકડયું, તે સ્કૉટલાંડ હતો. અને તેના વલણનો મુખ્ય પ્રતિનિધિ નૉક્ષ હતો.

એક મહાન્ લેખક સ્કૉટલાંડના ધર્મ સુધારાનાં કારણો ઘણી નિપુણતાથી વર્ણવતાં જણાવે છે કે તે સિદ્ધ થયા પહેલાં ઘણા વખત સુધી એક તરફ ઉમરાવ પક્ષ અને બીજી તરફ રાજાઓ અને કેથોલિક પાદરીઓ વચ્ચે સખત ઝઘડા ચાલતા હતા. તેમાં છેવટે ઉમરાવપક્ષનો વિજય થયો, અને કેથોલિક સંસ્થા પડી ભાંગી. પછી જે નવો પાદરી વર્ગ ઉભો થયો તે રાજાઓની તદ્દન વિરૂદ્ધ હોવાથી પ્રથમથી જ રાજદ્રોહને ઉત્તેજન આપનારો હતો. રાજ્ય તરફથી તેમનો તિરસ્કાર થયો, અને ઉમરાવો જોડે તેમણે કજીઆ કર્યા, તેથી તેમણે લોકોનો આશ્રય પકડયો, અને આવી રીતે તેઓ લોક સત્તાના બહાદૂર ને ઉત્સાહી ધુરંધરો થયા.

રાજ્ય સત્તા ઉપર સખત આક્ષેપ કરવામાં નૉક્ષે જે અભિપ્રાયોનો સંગ્રહ કર્યો હતો, અને જેનું પ્રતિપાદન તે મુખ્યત્વે ધર્મના લાભને અર્થે કરતો હતો, તેને થોડા વખતમાં બુકૅનને એક નાના સંવાદમાં પદ્ધતિસર અને

વ્યવહાર રૂપમાં બહાર પાડયા. તેમાં દર્શાવેલા નિયમો ઘણા જ સ્પષ્ટ અને નિર્ણીત છે. તે કેવળ વિચાર શક્તિ પરથી બાંધેલા છે, અને દરેક પ્રકારનાં જુલમ સામે એક સરખી રીતે લાગુ પાડેલા છે. તેની દલીલ ' આદિ સમાજ સંકેત ' પર રચાયેલી છે. ' કુદરતે મનુષ્યોને સમાજમાં રહેવા સરજેલાં છે; તેઓએ પોતામાં અંતઃકલહ અટકાવવા માટે રાજા બનાવ્યા; અને રાજાઓની સત્તાને નિયમમાં રાખવા માટે કાયદા બાંધ્યા; રાજ્ય સત્તાનું મૂળ પ્રજા હોવાથી તે રાજાના કરતાં મોટી છે, માટે તે રાજાઓનો ન્યાય કરી શકે; પરસ્પર વિરોધ થતાં રાજાને નિયમમાં રાખવા માટે કાયદા બાંધેલા હોવાથી તેનો અર્થ કરવાને લોકો મુખત્યાર છે, રાજા નથી.

આ નાનું ચોપાનીયું તે જમાનાના વલણને તથા ખાસ કરીને સ્કૉચ લોકોના વલણને રૂચતું હોવાથી તેની અસર બહુ ભારે થઇ. તે વડે બુકેનને સ્વાતંત્ર્યના ઇતિહાસમાં નવોજ યુગ વર્તાવ્યો. અલબત્ત તેણે જે સિદ્ધાંતોને પદ્ધતિસર ગોઠવ્યા, તે તેના દેશના લોકોમાં ક્યારના પ્રસરેલા હતા. ઇ. સ. ૧૫૭૧ માં સ્કૉચ પ્રતિનિધિ મંડળને ઇલિઝાબેથ રાણીએ સ્કોટલાંડની રાણીને પદભ્રષ્ટ કરવાનાં કારણો સંબંધે કેટલાક પ્રશ્ન પુછ્યા, ત્યારે તરત જ તેમણે ઉત્તરમાં રાજા કરતાં પ્રજાની શ્રેષ્ઠતા સંબંધે લાંબું ભાષણ કર્યું, જેથી તે બહુ ગુસ્સે થઇ. વળી આજ સિદ્ધાંતો સરકારી ધર્મબાહ્ય અંગ્રેજોમાં પણ સાધારણ થઇ પડયા હતા.

ઇંગ્લાંડ તેનાં રાજધર્મ બાહ્ય દેવળોને તથા સ્કોટલાંડનાં દેવળોને કેટલું આભારી છે તેની ગણના કરવી મુશ્કેલ છે. સુખ દુઃખના દિવસોમાં, જુલમ, કૃતઘ્નતા તથા ભયંકર આફતોની અંદર, સદાચારથી કેવળ ભ્રષ્ટ થયેલ જમાનામાં, અને જ્યારે પરધર્માશ્રય લેવાંમાં જરા પણ કલંક ગણાતું ન હતું તેવા સમયની અંદર આ દેવળો ઇંગ્લાંડની સ્વતંત્રતાના વાવટાને નિમકહલાલીથી તથા નિર્ભયતાથી વળગી રહ્યાં. ઇંગ્લાંડના મોટા બળવાનાં કારણો મુખ્યત્વે સાંસારિક હતાં એ જેટલે અંશે ખરૂં છે, તેટલેજ અંશે એ પણ ખરૂં છે કે તેનો વિજય મુખ્યત્વે ધર્મથી ઉશ્કેરાયેલા સ્કૉચ લોકોની મદદથી, તથા અંગ્રેજ પાદરીઓએ લશ્કરમાં પ્રેરેલાં શૌર્યથી અને પ્યુરિટન પંથનાં ઉત્તમ

લખાણોથી જાગેલા ઉત્સાહના વલણથી થઇ શક્યો છે. ચાર્લ્સના જુલમથી અથવા જેમ્સની દાંભિક ધર્મક્ષાંતિના વચનથી તેઓ ડગ્યા નહીં. તેમની મદદ વિના ઈંગ્લાંડ કદાચ રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરી શક્યું હોત, પણ તેની ફતેહ માં કેટલાં વર્ષોનો વિલંબ થયો હોત, અથવા બંને વચ્ચે તકરારથી કેવી કેવી આફ્તો નડી હોત, તે કહી શકાય તેવું નથી. ઇંગ્લાંડમાં ધર્મ અને સ્વતંત્રતાનો વિશ્લેષ ન થયો તેને વાસ્તે આપણે પ્યુરિટન પંથના આભારી છીએ. તેના ભાગ્યનાં તમામ દશાચક્રોમાં આ બંને તત્વોનો સંયોગ પ્રત્યક્ષ દેખાતો હતો—જો કે રાજસંમત ધર્મ તે બંનેને અવશ્ય વિસંવાદી ગણતો હતો.

ઈંગ્લાંડનો રાજધર્મ ખરેખર પ્યુરિટન પંથથી કેવળ ઉલટો હતો. પ્રથમ તો રાજદરબારી ખટપટથી તેનો જન્મ થયો, પછી ' ધર્મસંસ્થા રાજ્યસંસ્થાની તાબેદાર છે ' એવો ઇરેસ્ટસમત તેનાં અંગોમાં વ્યાપી ગયો અને રોમ સંસ્થાના જેવું જ ધર્મ સ્વાતંત્ર્ય ભોગવવા તેણે ઇચ્છા કરી; તેથી ઈંગ્લાંડનો રાજધર્મ પહેલેથી જ ઘણો ખુશામતિઓ અને જુલમનું સરસ હથિઆર બન્યો. સાંસારિક અધિકાર અને દમદમાની મદદથી યૂરોપમાં પોપ સંપ્રદાય જે સ્થિતિ ભોગવતો હતો, તે પોતે ઈંગ્લાંડમાં મેળવવાના અભિલાષથી હરેક પ્રસંગે તે રાજ્યસત્તાની સોડમાં પેસતો હતો. બીજા કોઇ પણ પંથે આમ એક સરખી રીતે પોતાના દેશના સ્વાતંત્ર્યનું ગળું કાપ્યું નથી, અથવા તેને પગ નીચે છુંદી નાંખ્યું નથી. ધર્મક્રાન્તિ પછી ઈંગ્લાંડની સ્વતંત્રતા જે જે અગ્નિદિવ્યમાંથી પસાર થઇ છે, તે દરેકની વખતે તે હમેશાં જુલમના પક્ષમાં બેસી જતો રાજ્ય બંધારણ તોડવાના દરેક પ્રયત્નને તે વખાણતો, અને સ્વાતન્ત્ર્યના ધર્મવીરોની કબરોપર અનંત નરકની ભયંકર સજા તે આક્ષેપતો હતો. ગમે તેવા ઘોર જુલમ માટે, અથવા કાયદાના છચોક ભંગ માટે પણ રાજાની સામે થવું વાજબી નથી એવો તેનો નિરંતર બોધ હતો. પ્રજાના હક સંબંધી જે નિયમો પર નિયંત્રિત રાજ્ય બંધાયેલું છે, તે તમામ જુઠા છે, અને સામા થવાના જે જે પ્રયત્નોથી નિયંત્રિત રાજ્યની પ્રાપ્તિ થાય છે તે સર્વ મોટાં પાપ છે, એવું તેનું નિરંતર સજ્જડ શિક્ષણ હતું.

અંગ્રેજી રાજ્ય બંધારણના ઇતિહાસના તમામ અણીના પ્રસંગોએ ૧૫૦

વર્ષ સુધી અંગ્રેજ પાદરીઓના મોટા સમૂહે આવું શિક્ષણ સતત ચાલુ રાખ્યું. જ્યારે પહેલા ચાર્લ્સે સ્વતંત્ર રાજા થવાનો પ્રયત્ન કર્યો, ત્યારે ઇંગ્લાંડના રાજધર્મે તેને વારંવાર ઉમંગ ભર્યો ટેકો આપ્યો. રાજ્યપ્રત્યર્પણ પછી ચોતરફ પ્રસરેલા દુરાચારના સમયમાં જ્યારે લોકમત તમામ ઉદાર અભિપ્રાયોથી પ્રતિકૂળ થયો, અને રાજભક્તિના સોગન લેવામાં પણ નિરંકુશ રાજ્યનાં સૂત્રો દાખલ થયાં, ત્યારે ઇંગ્લાંડનો રાજધર્મ જે આ પ્રવાહને દોરનાર હતો, તેણે ખ્રિસ્તિ ધર્મને એબ લગાડનાર દુરાચરણી રાજકચેરી સાથે નિકટનો સંબંધ બાંધ્યો, અને પોતાની આસપાસ પ્રસરેલી ભ્રષ્ટતાને શાપ આપવાને બદલે હૅમ્પડન અને મિલ્ટનનાં સૂત્રોને શાપ દેવામાં પોતાનો ઉત્સાહ વૃથા ગુમાવ્યો. છેવટે જેમ્સે તેની સર્વોપરિ સત્તામાં ખલેલ પહોંચાડી, ત્યારે જ ફક્ત તેણે અલ્પ પણ સ્મરણીય કાળ માટે રાજ્ય વિરોધ સ્વીકાર્યો, અને ઇંગ્લાંડના ઇતિહાસમાં જેની નામના રહી ગઇ છે, એવો બનાવ આણવામાં સહાય કરી. પણ વિલ્યમ ગાદીપર બેઠો કે તરત જ તેની નીતિ બદલાઇ ગઇ, દૃઢ સ્થપાયેલા નિયમિ સ્વાતંત્ર્યને ઉંધું વાળવા માટે તેણે બહુ બહુ પ્રયત્નો કર્યા; અને ઇંગ્લાંડના ઉદ્ધારકનીજ સામે ૯૦ ટકા પાદરીઓ હતા એમ ઉત્ક્રાંતિનો મહાન ઇતિહાસકાર લખે છે. વળી એન રાણીના વખતમાં થયેલા પ્રતિઘાતની અંદર, અથવા ત્રીજા જ્યોર્જની કારકીર્દીમાં ઉત્પન્ન થયેલા તેથી પણ ખરાબ પ્રતિઘાતની અંદર તેઓએ રાજાનોજ પક્ષ પકડી રાખ્યો. પહેલા અરસામાં પાદરીઓ સ્વતંત્રતાને ધિક્કારતા હોવાથી નાસ્તિક બૉલિંગબ્રોકના અનુયાયીઓ થયા; બીજામાં તેઓ અમેરિકા અને ફ્રાન્સ જોડેના અનિષ્ટ વિગ્રહોને ઉત્તેજન આપનારા થયા. પહેલેથી છેલ્લે સુધી તેમનું વર્તન એક સરખું હતું, અને લોક સ્વાતંત્ર્યનો જેટલો વિજય થયો, તેટલો જ તેમનો પરાભવ થયો.

આ વિષય પરત્વે ઇંગ્લાંડના ધર્માચાર્યો સાધારણ રીતે એકમત હતા, પણ હૂકર નામનો એક મહાન્ પ્રોટેસ્ટંટ આચાર્ય તેમનાથી જુદો પડતો હતો. ઇંગ્લાંડના ગ્રંથકારોમાં તે સૌથી મોટો નથી, પણ સૌથી વધારે ભવ્ય છે. તેના ઉત્તમ વક્તૃત્વ માટે જેટલો તે પંકાયેલો હતો, તેટલો જ તે કુદ-

રતી હકના નિયમોનો ઉત્કર્ષ કરવાના વલણ માટે તથા ધર્મ સંસ્થાને રાજ્યથી સ્વતંત્ર કરવાની ઇચ્છા માટે પ્રસિદ્ધ હતો. રાજ્યસત્તાના સ્વરૂપ વિષેની ચર્ચાઓમાં તે આ બંને લક્ષણો સ્પષ્ટ દર્શાવે છે. રાજ્યની ખરી ઉત્પત્તિ અને કર્તવ્યોનું નિરૂપણ કરતાં તે પ્રારંભગુરૂઓના મતનો અથવા બાઇબલનાં સૂત્રોનો ભાગ્યે જ આધાર આપે છે, પણ પોતાની જ વિચાર શક્તિપરથી તે સિદ્ધાંતો ઘડી કાઢે છે, અને તેમાં પ્રાચીન તત્ત્વચિંતકોની મદદ લે છે. તેનો સિદ્ધાંત ઘણોખરો બુકેનનના જેવો છે. લોકો એકઠા મળીને સમાજમાં રહેતાં શીખ્યા, તેથી તેમના બંદોબસ્તને માટે રાજાઓની ઉત્પત્તિ થઈ. પ્રથમ રાજાની સત્તા નિરંકુશ હતી, પણ તરતજ લોકોએ જોયું કે એક માણસની મરજીને તાબે રહેવાથી તમામ મનુષ્યોને દુઃખ થાય છે, તેથી તેઓએ કાયદા બાંધ્યા, જે વડે સૌ પોતપોતાની ફરજ સમજી શકે. રાજાને તેની સત્તા મૂળ લોકો પાસેથી મળેલી હોવાથી તે ઓછી પવિત્ર છે એમ કાંઇ સમજવું નહીં, કારણ કે મનુષ્યોએ જેને આવી સત્તા બક્ષેલી છે, તે પણ ઇશ્વરી હકથી તે ધારણ કરે છે, એમ હૂકરનો મત હતો. વળી રાજા પણ આ કાયદાને આધીન છે, અને કાયદા ઘડવાની સત્તા સમગ્ર લોક પાસે રહેતી હોવાથી તેમની મરજી વિરૂદ્ધ કાયદા ઘડવાનો યત્ન રાજા કરે તો તે જુલમી ગણાય. ખરૂં જોતાં આવા કાયદા વ્યર્થ છે.

આ ઉપરથી આપણે કુદરતી રીતે એવું અનુમાન કરીએ કે હૂકર પણ બુકેનનના જેવા જ નિર્ણયપર આવ્યો હશે, અને રાજ્ય ફેરવી નાંખવા માટે લોકોની મરજી એજ પૂરતું કારણ છે એમ તેણે પ્રતિપાદન કર્યું હશે. પણ બહુ નવાઈ જેવું છે કે આ મહાન લેખક જે વર્તમાન ઉદાર નીતિના મુખ્ય સિદ્ધાંતો ઘણીજ સ્પષ્ટ રીતે દર્શાવે છે, અને જે પોતાના વર્ગનાં વલણો-માંથી ઘણે દરજ્જે મુક્ત થયો હતો, તથા જે સ્વતંત્રતાનું સ્પષ્ટ અને દૃઢ રીતે પ્રતિપાદન કરનારો લેખક ગણાતો હતો—તેણેજ આ નિર્ણય દર્શાવતાં છેવટ લગી ડર ખાધો, માટે આ હકીકત પરથી ધર્માચાર્યોનો તમામ વર્ગ કેવું વલણ ધરાવતો હતો, તે જણાઈ આવે છે.

હૂકરને માટે લોક ઉંડું અને વાજબી માન ધરાવતો હતો, અને તેના

લગભગ તમામ સિદ્ધાંતો ગ્રહણ કરે છે, પણ હૂકરે તેમાં કોઇ કોઈ વખત ફેરફાર કરીને પોતાનું શિક્ષણ નિર્માલ્ય કરી દીધું હતું, તેવું તે બિલકુલ કરતો નથી. તે કહે છે કે તમામ રાજ્ય સત્તા લોકોના ફાયદા માટે લોકોની જ આપેલી બક્ષિસ છે; માટે લોકોના ફાયદા વિરૂદ્ધ જે કાંઇ ધારા હોય, તે ન્યાયસર નથી, અને તેમના હિતને વાસ્તે રાજ્ય સત્તામાં જે કાંઇ ફેરફાર કરવા પડે તે સર્વ ઉચિત છે. પ્રજા પોતાના રાજાને આપે તેટલીજ તેની અંગત સત્તા ગણાય, અને તેમાં વધારો ઘટાડો કરવો હોય તે પ્રજા કરી શકે. લોકોની મંજુરી સિવાય તેમના ઉપર કર નાંખવા તે માત્ર લુંટારાપણું છે. કાયદા બાંધવા માટે જેમને લોકોએ નીમેલા હોય, તેઓ પોતાની સત્તા બીજાને આપી શકે નહીં; તેમજ નિર્ણીત કાયદા વગર તેઓએ રાજ્ય ચલાવવું નહીં. વળી લોકો પાસેથી રાજ્ય સત્તાનો પ્રથમ ઉદ્‌ભવ થતો હોવાથી લોકો પોતાની ઇચ્છામાં આવે ત્યારે તે પાછી ખેંચી શકે. આ વિચારો ઘણી બાહોશ્-તાથી તથા અનુકૂળ સંજોગોમાં દર્શાવેલા હોવાથી તેમનો સહેલાઇથી વિજય થયો, અને ઉત્ક્રાંતિ સમયે તેને અનુસરીને રાજ્ય બંધારણ ઘડવામાં આવ્યું.

આ પણ એક જાણવા જેવી બીના છે કે ઈંગ્લાંડ અને ફ્રાન્સની બંને પ્રજાઓએ મનુષ્ય જાતિના રાજકીય ઉત્કર્ષ માટે ખરેખર સૌથી વિશેષ પ્રયત્નો કર્યા છે, છતાં તેમની ધર્મસંસ્થાઓ સ્વતંત્રતા સામે કટ્ટી શત્રુતા ધરાવતી હતી.

પ્રોટેસ્ટંટ દેશ ઇંગ્લાંડમાં રાજ્યસત્તા ઇશ્વરી મટી સાંસારિક બની, અને પ્રજાની સ્વતંત્રતા વધી; એ બંને પ્રવૃત્તિઓ આપણે જોઇ ગયા. હવે રોમન કેથોલિક દેશ ફ્રાન્સમાં આ દ્વિગુણ પ્રવૃત્તિ શી રીતે જામી તે જોવું બાકી રહે છે.

ઈંગ્લાંડમાં જે કાર્ય પ્યુરિટન શાખા બજાવતી હતી, તે ફ્રાન્સમાં સ્વાભાવિક રીતે પ્રોટેસ્ટંટ શાખાને બજાવવાનું હતું. તેઓની સંખ્યા થોડી હતી, તથા તેમનાપર જુલમ ગુજરતો હતો. તેથી તેઓમાં સ્વતંત્રતાનું વલણ પેદા થયું. વળી સામાન્ય લોકમતમાં તેમની અસર પ્રસરી વળે, એટલી પૂરતી સંખ્યા તો તેમની હતી જ. પણ કમનસીબે જ્યારે જ્યારે તેમના હાથમાં

સત્તા આવતી, ત્યારે તેઓ અતિશય ઉદ્ધત બની જુલમ કરવા સજ્જ, તેથી કરીને સ્વતંત્રતાના હિમાયતી થવાને તેઓ નાલાયક નીવડ્યા. તેમજ તેઓની સંખ્યા થોડી હોવાથી તથા ધાર્મિક યુદ્ધોના કાળમાં ધર્મનેજ તેઓ અનુસરતા હોવાથી તેઓનું વલણ પ્રજા વિરૂદ્ધ માલમ પડતું હતું. જ્યારે જ્યારે સાંપ્રદાયિક લાગણીનું પ્રબળ હોય છે, ત્યારે તે સ્વદેશાભિમાનની લાગણીને પાછી હઠાવે છે. જુદા જુદા ધર્મના મનુષ્યો વચ્ચે જે અંતર પડે છે, તે એકજ દેશનાં બાળકો તરીકે થતા આકર્ષણના કરતાં વધારે બળવાન હોય છે. 'માણસનો ખરો દેશ તેની જન્મભૂમિ નથી, પણ ધર્મ ભૂમિ છે.' એ સૂત્રાનુસાર વર્તન થવાથી રાજદ્રોહ કરવામાં કાંઇ ખોટું જણાતું નહીં.

ફ્રાન્સના પ્રોટેસ્ટંટ પક્ષના રાજકીય શિક્ષણમાં બે જુદી જુદી પ્રવૃત્તીઓ નજરે પડે છે જ્યારે જ્યારે પોપ અથવા ઇટલીય પક્ષના ધર્માચાર્યો રાજાને પદભ્રષ્ટ કરવાની સત્તાનો દાવો કરતા, ત્યારે પ્રોટેસ્ટંટો રાજાના હિમાયતી બની તેમની પ્રીતિ સંપાદન કરવા યત્ન કરતા હતા. જો તેમનાં કેટલાંક લખાણોની ભાષા પરથી તેમના અભિપ્રાય વિષે અટકળ બાંધીએ, તો એમજ લાગશે કે નિરંકુશ રાજ્યની હિમાયત કરવામાં તેઓ અંગ્રેજ પાદરીઓથી ઉતરે તેવા ન હતા. પણ આવું અનુમાન કરીએ તો તેમને અન્યાય થયો ગણાય, કેમકે જોર જુલમ સામે ટક્કર લેવામાં તેમના જેટલી બહાદુરી બીજા કોઇ લોકોએ ભાગ્યેજ દર્શાવી હશે, અને થોડાએક અપવાદ સિવાય તેમનાં ધર્મસૂત્રો તથા રાજનીતિનાં સૂત્રો સ્વતંત્રતાનાં પોષક હતાં.

સમાઇ જતું હતું; અને તેનાથી જુદા પ્રકારની મહત્તા ભાગ્યે જ ખ્યાલમાં ઉતરી શકે તેમ હતું. પ્રાચીન વીરોનાં નામ તો પરિચિત હતાં, તથા તેમના મૂળ ગ્રંથો કોઇ કોઇ વખતે વંચાતા હતા, પણ તે મનને નિઃસત્વ જણાતા. એ યુગોની વચ્ચે અંતર પડી ગયું હતું, તેનું કારણ કાંઇ એવું નહોતું કે પ્રાચીન પુરૂષો ખ્રિસ્તિ નહીં હોવાથી જુના મત પ્રમાણે તેઓ નરકમાં જવાને સરજાયેલા હતા; અથવા તો તેમનું શૌર્ય જુદી દિશામાં વળ્યું હતું, તેથી તેમની કદર પિછાનવામાં ન આવતી, એવું પણ કારણ હતું નહીં. ખરૂં કારણ એ હતું કે તેઓના વર્તનનું ધોરણ જુદુંજ હતું. આપણે ઉપર જણાવી ગયા છીએ કે મનુષ્ય ગૌરવનું ભાન અને પાપનું ભાન એ બે પરસ્પર વિરૂદ્ધ વિચારો છે, અને જગતના ઇતિહાસમાં તે દરેકના ઉપર તદન જુદા જુદા પ્રકારનાં નીતિનાં ધોરણો રચાયાં છે. મનુષ્ય ગૌરવનું ભાન એ એક મગરૂર, ઉચ્ચગામી વલણ છે; તે દરેક બંધનને તોડી નાંખવા મથે છે; પોતાના હકનું પ્રતિપાદન કરવા તે અધીરૂં હોય છે; જરા પણ અપમાનનો તરત પ્રતિકાર કરે છે; તથા તે હમેશાં આત્મશ્રદ્ધાપૂર્ણ, ગર્વયુક્ત અને ઉચ્ચાભિલાષી હોય છે. હવે પાપના ભાનથી પરાધીનતા અને કાંઇક બીકણતા આવે છે; તે હમેશાં નીચું જુએ છે; પ્રમાણનું કાંઇ પણ અવલમ્બન મળતાં તરત આતુરતાથી તેને પકડી લે છે; અને આત્મશ્રદ્ધાની ઊંડી ખામીને લીધે કોઈ દુરાગ્રહી સંપ્રદાય તરફ પોતાની નમ્રતા દાખવવા બહુ આતુરતાથી યત્ન કરે છે. પહેલું ભાન હમેશાં રાજકીય સ્વાતંત્ર્યનું પૂર્વગામી તથા નિમિત્ત કારણ છે; જ્યારે બીજું ધાર્મિક ફેરફારનું મુખ્ય કારણ છે. પાપના ભાનથી જ અસલના કેથોલિક સંતો અતિશય દેહદમન, સ્વાત્માર્પણ અને નમ્રતાનું આચરણ કરતા હતા, અને તેથીજ લ્યૂથરનું મન વિહ્વળ થયું, અને તેને એમ જ ઠસી ગયું કે સારાં પોતાનાં કર્યો અથવા પોપની સ્વર્ગની ચિઠ્ઠીઓ પણ મહા પ્રભુના ક્રોધથી મારૂં રક્ષણ કરવા અસમર્થ છે

હવે તેથી ઉલટું જ્યારે જ્યારે મોટા રાજ્ય પરિવર્તનો થયેલાં છે, ત્યારે હમેશાં તેનાં પૂર્વવર્તી કારણો તરીકે ઉત્કટ આત્મશ્રદ્ધા અને દર્પ માલમ

રહેલી હોવાથી રાજસત્તા ઐહિક બની. એકજ લડાઇથી, એકાદ નવી સંધિથી, રાજ્યનીતિમાં ફેરફાર થવાથી અથવા ભવિષ્યના વિજયની આશાથી અમુક ધર્મસંસ્થાના તમામ શિક્ષણનો રંગ બદલાઇ જતો.

આ સિવાય સ્વતંત્રતાના પવનમાં વૃદ્ધિ કરનાર એક બીજી બાબત હતી. આ સમયનાં લખાણોમાં વારંવાર જે નામ આવે છે, તે પ્રાચીનકાળના મહાન્ વીરોનાં છે. ભલે આપણે મેરિઆનાનાં કે હૂકરનાં, અથવા ' જુલમ વિરૂદ્ધ પ્રતિપાદન 'ના અજ્ઞાત લેખકનાં પુસ્તકો તપાસતા હોઈએ. પણ તેમાં મુખ્યત્વે પ્રાચીન તત્ત્વવેત્તાઓ પરથી લીધેલાં સત્તાનાં મૂળ સંબંધી લખાણો અવશ્ય નજરે પડવાનાં. આ પ્રાચીન ગ્રંથોની સ્વતંત્રતા પર જે મુખ્ય અસર થઈ, તે યૂરોપીય ઉત્સાહને અમુક રસ્તે વાળવાની હતી. જેમણે ગ્રીક શિલ્પિઓના ઉત્તમ નમુના જોયા હશે, તેમાંના ઘણાકને સૌંદર્યનું નવીન રૂપ તાદૃશ થયું હશે. આવું ભાન ઉત્પન્ન કરવું તે બુદ્ધિનાં મહાન્ કાર્યોનું ફળ છે. જે મૂર્તિને ઘણીવાર આપણે નિરાશાથી અથવા નિઃસ્પૃહતાથી કે મંદ ઔત્સુક્યથી નિહાળી હોય છે, તે એક દિવસ આપણી દૃષ્ટિએ નવીન રૂપ ધારણ કરતી દેખાય છે. તેમ થવાનું કારણ એવું નથી કે અગાઉ આપણે નહીં જોયેલાં કેટલાંક લક્ષણ તેમાં મળી આવ્યાં છે, અથવા શબ્દથી જણાવી શકાય કે દલીલથી સમર્થન થઇ શકે એવા કેટલાએક ચોક્કસ વિચારો તેમાં નવા મળી આવ્યા છે એવું પણ નથી. પણ અગાઉ ગુપ્ત રહેલા સૌંદર્યનું તે નિઃશબ્દ પ્રત્યક્ષીકરણ છે; ભવ્યતાનો નવો ખ્યાલ ઉદય પામે છે, અથવા સૌંદર્ય પ્રેક્ષક એક નવીન જ ઈંદ્રિય જન્મ પામેલી હોય એવું લાગે છે; ચિંતનવિષયક પદાર્થની ઉચ્ચ સપાટીપર આપણી તોલન શક્તિ જઇ પહોંચે છે; તેની મૂર્તિમાં તે એકતા પામે છે; અને તેની શક્તિવડે ભેદાઇ તેના ઝણકારા અનુભવવા તે યોગ્ય બને છે.

યૂરોપમાં સાહિત્યના પુનરૂજ્જીવનને પરિણામે કાંઇક આવા પ્રકારનો બનાવ બન્યો. મધ્ય યુગમાં ધર્મસંસ્થાનું સર્વોપરિપણું એટલું બધું ઉત્કટ હતું, કે નૈતિક ભવ્યતાનું સઘળું માપ ધાર્મિક ગ્રંથોપરથી બંધાએલું હતું. સંતોની ધીરતા, તેમનું સ્વાત્માર્પણ, નમ્રતા અને કષ્ટ—આ સર્વમાં પૂર્ણતાનું લક્ષ્ય

સમાઇ જતું હતું; અને તેનાથી જુ ા પ્રકારની મહત્તા ભાગ્યે જ ખ્યાલમાં ઉતરી શકે તેમ હતું. પ્રાચીન વીરોનાં નામ તો પરિચિત હતાં, તથા તેમના મૂળ ગ્રંથો કોઇ કોઇ વખતે વંચાતા હતા, પણ તે મનને નિઃસત્વ જણાતા. એ યુગોની વચ્ચે અંતર પડી ગયું હતું, તેનું કારણ કાંઇ એવું નહોતું કે પ્રાચીન પુરૂષો ખ્રિસ્તિ નહીં હોવાથી જુના મત પ્રમાણે તેઓ નરકમાં જવાને સરજાયેલા હતા; અથવા તો તેમનું શૌર્ય જુદી દિશામાં વળ્યું હતું, તેથી તેમની કદર પિછાનવામાં ન આવતી, એવું પણ કારણ હતું નહીં. ખરૂં કારણ એ હતું કે તેઓના વર્તનનું ધોરણ જુદુંજ હતું. આપણે ઉપર જણાવી ગયા છીએ કે મનુષ્ય ગૌરવનું ભાન અને પાપનું ભાન એ બે પરસ્પર વિરૂદ્ધ વિચારો છે, અને જગતના ઇતિહાસમાં તે દરેકના ઉપર તદન જુદા જુદા પ્રકારનાં નીતિનાં ધોરણો રચાયાં છે. મનુષ્ય ગૌરવનું ભાન એ એક મગરૂર, ઉચ્ચગામી વલણ છે; તે દરેક બંધનને તોડી નાંખવા મથે છે; પોતાના હકનું પ્રતિપાદન કરવા તે અધીરૂં હોય છે; જરા પણ અપમાનનો તરત પ્રતિકાર કરે છે; તથા તે હમેશાં આત્મશ્રદ્ધાપૂર્ણ, ગર્વયુકત અને ઉચ્ચાભિલાપી હોય છે. હમે પાપના ભાનથી પરાધીનતા અને કાંઇક બીકણતા આવે છે; તે હમેશાં નીચું જુએ છે; પ્રમાણનું કાંઇ પણ અવલંબન મળતાં તરત આતુરતાથી તેને પકડી લે છે; અને આત્મશ્રદ્ધાની ઊંડી ખામીને લીધે કોઈ દુરાગ્રહી સંપ્રદાય તજે પોતાની નમ્રતા ઢાંકવા બહુ આતુરતાથી યત્ન કરે છે. પહેલું ભાન હમેશાં રાજકીય સ્વાતંત્રનું પૂર્વગામી તથા નિમિત્ત કારણ છે; જ્યારે બીજું ધાર્મિક ફેરફારનું મુખ્ય કારણ છે. પાપના ભાનથી જ અસલના કેથોલિક સંતો અતિશય દેહદમન, સ્વાત્માર્પણ અને નમ્રતાનું આચરણ કરતા હતા, અને તેથીજ ચ્યૂચરનું મન વિહ્વળ થયું, અને તેને એમ જ ઠસી ગયું કે મારાં પોતાનાં કર્યો અથવા પોપની સ્વર્ગની ચિઠ્ઠીઓ પણ મહા પ્રભુના ક્રોધથી મારૂં રક્ષણ કરવા અસમર્થ છે

હવે તેથી ઉલટું જ્યારે જ્યારે મોટાં રાજ્ય પરિવર્તનો થયેલાં છે, ત્યારે હમેશાં તેનાં પૂર્વવર્તી કારણો તરીકે ઉત્કટ આત્મશ્રદ્ધા અને દર્પ માલમ

પડે છે; અને તે તત્વ ચિંતનમાં, લૌકિક સાહિત્યમાં તથા ધર્મમાં દૃષ્ટિગોચર થાય છે. જ્યારે ધાર્મિક પ્રવૃત્તિ સ્વાતંત્ર્યના ઝઘડામાં મિશ્ર થયેલી હોય છે, ત્યારે તેમાં પણ ઉક્ત વલણ પ્રવેશ પામે છે. સત્તરમી સદીના પ્યુરિટન પંથમાં પાપના ભાન કરતાં હક્કનું ભાન વિશેષ હતું, અને આત્મ ક્ષુદ્રતાને બદલે વહેમની સામે ભયંકર ઝઘડો ચાલતો હતો.

પ્રાચીન કાળમાં મનુષ્ય ગૌરવનું ભાન નીતિનું મુખ્ય પ્રવર્તક હતું, અને મધ્ય યુગમાં પાપનું ભાન હતું. હવે જો કે આ બેમાંની એકાદ લાગણીથી પણ પ્રેરાઇને વીર પુરૂષોએ મહાન્ કાર્યો કરેલાં છે, પણ સમાજના હિતની ખાતર આ બંનેનું સંમેલન થાય તેજ વાજબી છે. કેમકે પહેલીથી વીર રસ અને બીજીથી ધાર્મિક સદ્‌ગુણો પોષાય છે. પહેલી દેશભક્તને લાયક ગુણો પેદા કરે છે, અને બીજી સંત પુરૂષને લાયક ગુણોને જન્મ આપે છે. મધ્ય યુગમાં સંત પુરૂષ એજ વર્તનનો આદર્શ હતો, માટે વીર પુરૂષનું જીવન અનુકરણીય ગણાતું નહીં. ક્રૂશના યોદ્ધામાં તેની કાંઇક છાયા હતી ખરી, પણ તેનું પરાક્રમ સર્વ વહેમ વશ અને તેનું જીવન કેવળ તપશ્ચર્યાને રૂપે હતું. જ્યાં સુધી સાહિત્યનું પુનરૂજ્જીવન બહોળો વિકાસ પામ્યું નહીં, ત્યાં સુધી વીરનો આદર્શલોકોનાં મગજમાં તદાકાર થયેલ ન હતો. તે થયા પછી જ ધાર્મિક આદર્શ પહેલવહેલો બદલાવા લાગ્યો, નવું ધોરણ અને નવા ઉચ્ચાભિલાષ દેખાવા માંડ્યા, અને લોકોના ઉત્સાહને નવો માર્ગ સૂઝવાથી રાજકીય સ્વતંત્રતાની પ્રાપ્તિ થઇ; અને એક વખત તે જન્મ પામી, એટલે તેના મૂલભૂત ઉત્સાહની અભિવૃદ્ધિ થતી ગઇ.

રાજકીય સ્વતંત્રતા માટે આ ઉત્કટ અભિલાષનું ઉત્તમ ઉદાહરણ આપણને ' સ્વયંગૃહીત દાસત્વ ' નામના પુસ્તકમાં મળી આવે છે. તેનો કર્તા સાહિત્ય ક્ષેત્રમાં ઘણો પરિશ્રમ કરનાર હતો. રાજ્યોની મૂળ સ્થાપના કેવી રીતે થઇ તે તપાસવાને, અથવા પ્રતિપક્ષી ધર્માચાર્યો વચ્ચે નિર્ણય લાવવાને તે કદી થોભતો નથી; પણ અંતઃકરણને સુગમ વાત તરીકે એકદમ માની જ લે છે કે આખી પ્રજાનું હિત એક મનુષ્યની આપખુદી ઉપર આધાર રાખે છે તે ગેરવાજબી છે, અને પ્રાચીન વીર પુરૂષોનું અનુકરણ

કરવું આપણને ઘટે છે: તે કહે છે કે ' મિલ્ટીએડિસ, લિઓનિડાસ અને થેમિસ્ટૉક્લિસનાં યુદ્ધો વિષે વિચાર કરો. બે હજાર વર્ષ પછી પણ લોકોનાં મગજમાં તે એટલાં તાજાં છે કે જાણે ગઇ કાલેજ બન્યાં હોયની. આમ હોવાનું કારણ એ છે કે તેને માત્ર ગ્રીસ દેશની ફતેહ તરીકે સમજવાનાં નથી, પણ સ્વતંત્રતાની ફતેહ તરીકે ગણવાનાં છે...........મનુષ્યો બીજી સઘળી વસ્તુ મેળવવાને પરિશ્રમ લે છે, પણ સ્વતંત્રતા તરફ તેઓ કેવળ બેદરકાર રહે છે. જ્યાં સ્વતંત્રતા નથી ત્યાં દરેક અનિષ્ટ પરિણામ આવે છે, અને દરેક સુખની મોહક શક્તિ ચાલી જાય છે. '

સાહિત્યના ઇતિહાસમાં આ પુસ્તક તેની ભાષાના અનુપમ સૌંદર્યને માટે હમેશાં અગ્રસ્થાન ભોગવશે, અને બુદ્ધિ સ્વાતંત્ર્યના ઇતિહાસમાં તે પ્રાચીન લેખકોના સ્વાતંત્ર્ય પોષક, ઐહિક વલણનું ઉત્તમ ઉદાહરણ ગણાશે.

અત્યાર સુધી ધર્મનું દાસત્વ કરનારી રાજનીતિ ઉપર દર્શાવેલાં કારણોને લીધે ધર્મ વિગ્રહો દરમ્યાન બંધન મુક્ત થઇ, અને સ્વાતંત્ર્ય સ્પૃહા વધતી ગઇ. પણ તેને માટે જે સિદ્ધાંતો આગ્રહપૂર્વક દર્શાવવામાં આવ્યા, તેનું સિંહાવલોકન કરતા પહેલાં લોકોનાં હૃદયને સ્વાતંત્ર્ય માટે કેળવનારાં કારણોનું દિગ્દર્શન કરી જવાની જરૂર છે, કેમકે તેવી તૈયારી વિના ગમે તેવા સિદ્ધાંતો અથવા ગમે તેવું વીરત્વ નિરર્થક થયાં હોત.

આમાંનું પહેલું કારણ દોલતનો વધારો હતું. નાના જનસમૂહોની ખાસ સંજોગોમાં ગમે તેવી હકીકત હોય, પણ એટલું તો એક સામાન્ય નિયમ તરીકે નક્કી છે કે દેશની દોલતમાં પુષ્કળ વધારો થયા વગર મોટા જનસમૂહો રાજકીય સ્વતંત્રતા ભોગવી શકતા નથી. સંસ્કૃતિને, આરંભે જ્યારે મૂડી બહુ જુજ હોય છે, અને સંચા તથા વ્યાપારની ખામીને લીધે જ્યારે મહેનતનાં ફળ બહુ કમતી હોય છે, ત્યારે જન સમુદાયમાં હરકોઈ રૂપમ દાસત્વ તો રહેવાનું જ. પોતાની અત્યંત કંગાલ દશાને લીધે તેઓ થોડા શ્રીમતોને પરાધીન થઈ રહે છે; રોજી એટલી ઘટી જાય છે કે તેમને પેટ પૂરું ખાવાનું માંડ મળે છે; આવી રીતે સામાજિક પ્રગતિ તદન અશક્ય બને છે.

અફલાતૂન ( aristotle ) કહેતો કે 'હથોડો અને શાળ પોતાની જ મેળે ચાલ્યા કરે, તો ગુલામગિરીની જરૂર રહેશે નહીં.' આશરત હાલમાં સંચા કામની શોધને લધે અક્ષરશઃ ખરી પડવાથી ધારેલું પરિણામ આવ્યું છે. ખરાબમાં ખરાબ અને હલકા પ્રકારની મહેનત સંચાથી બનતી હોવાને લીધે માલની પેદાશમાં તથા મૂડીમાં જબરો વધારો થયો છે, અને પ્રગતિનો માર્ગ સરળ થવાથી, મધ્યમ વર્ગ ઉત્પન્ન થયો છે. વ્યાપારને લીધે આ વર્ગ વધારે વધારે વૃદ્ધિ પામતો જાય છે, તેમજ દેશના જુદા જુદા વિભાગને જોડી દેનારૂં ઐક્યનું બંધન પણ વ્યાપારથી મજબુત થતું જાય છે. દ્રવ્યને ફરતું રાખવાના જે રસ્તા થાય છે, તે જ રસ્તા વિચારો ફેલાવનારી પ્રણાલિકાઓ થઇ પડે છે, અને તેથી કરીને સ્વતંત્રતાની કારણભૂત પ્રવૃત્તિઓને અવકાશ મળે છે

સ્વતંત્રતાનું બીજું મોટું કારણ જ્ઞાનનો પ્રસાર હતું. બાઇબલના બહોળા પ્રસાર વિના પ્રોટેસ્ટંટ ધર્મ અશક્ય હતો, અને બાઇબલનો પ્રસાર કાગળ અને છાપવાની કળા એ બેના શોધ વગર અશક્ય હતો. જ્યાં સુધી ચોપડીઓ બનાવવાનું સાધન એટલું બધું મોંઘું હતું કે નવા ચર્મપત્રપર લખવાને માટે હજારો જુના લેખોનો ભોગ આપવો પડતો, અને આ ચર્મપત્ર ઉપર લખવાનો માત્ર એકજ રસ્તો અત્યંત શ્રમ ભરેલી પ્રતિલેખની પદ્ધતિમાં રહેલો હતો, ત્યાં સુધી પુસ્તકો તથા તે વાંચવાનું જ્ઞાન બહુ જુજ લોકોમાં હોય, તે બનવા જોગ છે. જ્યારે આવા સંજોગોમાં કોઇ આધ્યાત્મિક ધર્મ હયાતી ભોગવતો હોય છે, ત્યારે તે માત્ર થોડા પુરૂષોમાં હોય છે, અને જનસમુદાય પર તેની કાંઇ અસર થઇ શકતી નથી. વળી અજ્ઞાનમાં ડુબેલી પ્રજાની અંદર સ્વાતંત્ર્ય પ્રેમ અથવા સ્વરાજ્યની શક્તિ હોઇ શકતી નથી. પ્રાચીનકાળમાં રાજકીય સ્વાતંત્ર્ય માત્ર આથેન્સ અને રોમ જેવાં પાટનગરમાં આવી રહેલું હતું, કેમકે ત્યાં સામાજીક જીવન, કળાશાસ્ત્ર તથા મોટાં શહેરોમાં એકત્ર થતા માનસિક પ્રવૃત્તિઓ વડે લોકો ઘણીજ ઉન્નત દશાએ પહોંચ્યા હતા મધ્ય યુગમાં ધર્માચાર્યોથી જન્મ પામેલી અનેક પ્રશંસનીય સંસ્થાઓ વડે ગુલામગિરીનું કરડું સ્વરૂપ મૃદુતા ધારણ કરતું હતું; પણ સ્વ-

રાજ્યનાં મૂળ તત્ત્વો તો અત્યંત નાના દેશોમાં જ રહી શકે તેમ હતું કેમકે તેમાં મુખ્ય દરબારનાં તમામ કાર્યો સર્વ લોકોની નજરે બનતાં. તે સિવાય અન્ય દેશોમાં સ્વાતંત્ર્યનો મુખ્ય વિચાર પરદેશી રાજ્યની ધુંસરીથી મુક્ત રહેવામાં આવી જતો હતો. લોક સમુદાયમાં તદન ધીમે ધીમે અને ઘણા શ્રમને અંતે જ્યારે જ્ઞાન પ્રવેશ પામ્યું, ત્યારે જ ૧૮ મા સૈકાના જેવી સ્વતંત્રતા ઉત્પન્ન થઇ શકી. ગ્રીક અને મૂર વ્યાપારીઓએ પૂર્વ દેશોમાંથી રૂના કાગળ દાખલ કર્યા; દશમા સૈકાની આખરે ચીથરંનાં કાગળની શોધ થઇ; અભ્યાસ કરવાનાં મુખ્ય સ્થાન ધર્મ મંદિરો હતાં, તેને બદલે મહા પાઠશાળાઓ દાખલ થવાથી કેળવણીનો વિસ્તાર વધ્યો; આધુનિક ભાષાઓ ધીમે ધીમે બનવા લાગી; ૧૫ મા સૈકાની મધ્યમાં છાપવાની કળા હાથ લાગી; ધર્મક્રાંતિને લીધે અનેક વાદવિવાદના વિષયો તરફ લોકોનું ધ્યાન ખેંચાયું; છાપવામાં સુધારા વધારા થવાથી પુસ્તકો સોંઘાં થતાં ગયાં; મૃત ભાષામાં કેળવણી અપાતી બંધ પડી. લેખન શૈલીનું અને દલીલોનું રૂપ સાદું થઈ જવાથી ક્ષુદ્ર વર્ગો સુધી જ્ઞાન પહોંચી ગયું; ધાર્મિક પ્રણાલીઓને બદલે રાજકીય પ્રણાલીઓમાં જ્ઞાનને લઇ જનારી અનાસ્થાની પ્રવૃત્તિ ઇત્યાદિ અનેક કારણો ઉત્પન્ન થયા પછીજ રાજ્યનું મહા પરિવર્તન થઇ શક્યું. જ્યારે જ્ઞાન એટલું બધું સાધારણ થઇ પડે છે કે લોક સમૂહનો મોટો ભાગ રાજ્ય વ્યવસ્થામાં વારંવાર ઉમંગ ભેર ધ્યાન આપવા માંડે છે, ત્યારે એમ સમજવું કે હવે રાજ્ય બંધારણની સીમા વિસ્તૃત કરવાનો સમય આવી પહોંચ્યો છે.

સ્વતંત્રતાનો પોષક ત્રીજો મહાન્ ફેરફાર યુદ્ધ કળાના ઇતિહાસમાંથી જડે છે. સંસ્કૃતિની શરૂઆતમાં કીર્તિનાં સાધનોમાં ધર્મથી બીજે નંબરે વીરકર્મો છે. જે વર્ગો યુદ્ધમાં નામના મેળવે છે, તે અત્યંત માનનું પાત્ર થાય છે. બંદૂકના દારૂની શોધ પહેલાં પાયદળના સિપાઇ કરતાં ઘોડેસ્વાર ચડીઆતો હોવાથી લડાઇનો તમામ બોજો હયદળ પર હતો. આ ઘોડેસ્વારો તમામ ઉમરાવ વર્ગના હતા, કેમકે પ્રથમ તો સરંજામનું ભારે ખર્ચ પૈસાદાર વર્ગથી જ ઉપડી શકે તેમ હતું, અને બીજું, સાધારણ લોકોને તેમાં દાખલ થતા અટકાવવાના ખાસ કાયદા હતા. અગ્ન્યસ્ત્રોમાં કાંઇક સુધારો

થયા પછી દારૂની શોધને લીધે ઘોડેસ્વારોની કીંમત ઘટવા લાગી. હવેથી તે લોકો પાયદળને હરાવશે જ એવું નક્કી રહ્યું નહીં. યુદ્ધ વેળા તેની જ શક્તિ ઉપર આધાર રખાતો બંધ પડયો. છેવટે વૉબને કરેલી ભાલાંવાળી બંદૂકોની શોધથી પાયદળની સરસાઇ સંપૂર્ણ વધી, યુદ્ધ કળામાં તદન ફેરફાર થઇ ગયો, અને આવી રીતે ઉત્સાહની દિશા બદલાઇ.

હવે લોક સ્વાતંત્ર્યનું છેલ્લું કારણ જેને વિષે હું અહીં કહેવા ઇચ્છું છું, તે અર્થશાસ્ત્રથી થયેલી શોધ પર આધાર રાખે છે. રાજસત્તા ઉપર બરાબર દેખરેખ રાખ્યા વગર લોક સ્વાતંત્ર્ય દુર્લભ છે; અથવા બીજા શબ્દોમાં કહીએ તો ઘણે ભાગે આવા પ્રકારનો દાબ રાખવો, તેનું નામ જ લોક સ્વાતંત્ર્ય. આ વિષયે ધર્મક્રાંતિ પછી બે જુદાં જુદાં રૂપ ધર્યાં છે. પહેલું વિચાર શક્તિના ફેલાવ વડે મુખ્યત્વે થયું, અને તે ધર્મ ક્રાંતિની કુતેહને રૂપે હતું; જેથી કરીને ધાર્મિક અભિપ્રાયોનું વિશાળ ક્ષેત્ર રાજસત્તા પાસેથી ચાલ્યું ગયું. બીજું અનિયંત્રિત વ્યાપારના રૂપમાં અર્થશાસ્ત્રનું પરિણામ હતું, અને તે વડે વ્યાપારનાં કામમાં સરકાર વચ્ચે પડવાથી કેવાં અનિષ્ટ ફળ આવે છે, તે પ્રત્યક્ષ થયું.

ખ્રિસ્તિ ધર્મની સ્થાપના પછી સ્વતંત્રતાના ઇતિહાસનું સ્થૂલ અવલોકન કરતાં આપણને માલમ પડશે કે ઝગડાનું પ્રથમ કારણ પોતાની સ્વતંત્રતા મેળવવાનું હતું, અને તે આગળ જતાં રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનું થયું. પ્રારંભ દશામાં કેથોલિક ધર્મ પ્રગતિનું ખાસ સાધન હતું. ગુલામગિરીમાંથી ભૂમિ દાસત્વ (Serfdom) અપાવવામાં અને તેવા દાસત્વમાંથી સ્વતંત્રતા પ્રાપ્ત કરાવવામાં કેથોલિક સંસ્થા ઉત્સાહ ભેર પ્રયત્ન કરી રહી હતી. રાજકીય ઉન્નતિના પ્રારંભકાળ માટે પણ તેમજ કહી શકાય. જ્યાં સુધી સમાજની સ્થિતિ એવી હતી કે બહોળી રાજકીય સ્વતંત્રતા અશક્ય હતી, અને જ્યાં સુધી લોકોનો હેતુ સ્વતંત્રતા મેળવવાનો નહીં, પણ દાસત્વ ઓછું કરવાનો હતો, ત્યાં સુધી ધર્મસંસ્થા લોકોની જબરી હિમાયત કરતી

રૈયત વચ્ચે સમતોલ થયેલી સત્તા વડે, તેના ઉપદેશ પ્રમાણે જુના રિવાજ માનનીય ગણાતા હોવાથી કેટલાક અલિખિત ધારા એવા બંધાઈ ગયા કે તેની સત્તા જાહેર કાયદાના જેવી જ ગણાવા લાગી તે વડે, રાજસત્તા ધર્મ સત્તાને પરવશ હતી તે વડે, તથા ધર્માચાર્યો પાસે બહિષ્કાર અને પદભ્રંશ કરવાના હક હતા તે વડે રાજસત્તાના જુલમનું દબાણ બહુ ઓછું થયું હતું. પણ કેટલાક સમય પછી દાસત્વ ઓછું કરવાનું ધર્મસંસ્થાનું સાધન સમાજની માનસિક પ્રગતિને લીધે નાશ પામવાથી, તથા સ્વતંત્રતા માટે લોકોની માગણી તેના મૂળ ઉપદેશથી એટલી બધી આગળ વધી ગઇ કે પોતાની સ્થિતિ હવે કેમ જાળવવી તે વિષે તેને કાંઇ રસ્તો સુઝયો નહીં. પોપના તિરસ્કારનો ભય હવે કોઇને રહ્યો ન હતો, તેથી તેને એક રાજકીય બળ તરીકે ભાગ્યે જ ગણી શકાય. વળી મધ્ય યુગના સમાજના ગુંચવાડા ભરેલા નિયમો તથા પ્રતિ નિયમો ( Counterchecks ) સર્વ નષ્ટ થયા હતા. બીજી તરફથી ઘણા જ બહોળા અર્થમાં રાજકીય સ્વાતંત્ર્યનો ઝઘડો—એટલે લોકોની મરજીને રાજસત્તાનો પાયો બનાવવાની ઇચ્છા - તથા પ્રજાની ઇચ્છા વિરૂદ્ધ વર્તનારા રાજ્યને બદલી નાંખવાનો પ્રજાને હક છે એવી ખાત્રી-આવું વર્તમાન રાજ્યતંત્રનું મુખ્ય લક્ષણ છે. અનુભવથી આપણે જાણી શક્યા છીએ કે જ્યાં જ્યાં માનસિક જીવન અવિચ્છિન્ન ને પ્રબળ હોય છે, ત્યાં અવશ્ય, રાજકીય ખળભળાટ થશે, અને તેને પરિણામે જે પ્રવૃત્તિ જાગશે, તેનો હેતુ સર્વદા રાજાનો ઇશ્વરી હક રદ કરવાનો, તથા પ્રજાની ઇચ્છાને રાજ્ય સત્તાનો પાયો બનાવવાનો હશે ધર્મક્રાંતિ પછી આ દિશામાં પ્રવાહ નિરંતર વહ્યા કરે છે, પણ વેસ્ટફેલિઆના તહ પછી તે ઝપાટાબંધ વધતો ગયો છે, કેમકે તે બનાવ પછી કોઇ પણ ધર્મ સંપ્રદાયને રાજ્યમાં સર્વોપરિ બનાવવાની ઇચ્છા કદી પણ રાજ્યતંત્રીઓનાં મગજમાં વસી નથી. આ નવા પવનની સાથે કેથોલિક ધર્મ કદી પણ એકમત થઈ શકે તેવો સંભવ નથી. તેમ કરવું એ તેની બુદ્ધિથી પરંપરાના શિક્ષણથી અને સંપ્રદાયથી વિરૂદ્ધ છે. લૌકિક પ્રવૃત્તિના નેતા થવાની કેથોલિક ધર્મમાં કુદરતી રીતે અયોગ્યતા હતી. તેમાં ૧૮ મા સૈકા દરમ્યાન તેની નૈતિક તથા માનસિક અવગતિ વડે વધુ

ઉમેરો થયો હતો. ૧૭ મા સૈકાના તમામ ફ્રેંચ સાક્ષરો તેની તરફ હતો, પણ ૧૮ મા સૈકાના તમામ વિદ્વાનો તેનાથી વિરુદ્ધ હતા. માટે પ્રગતિમાન જમાનામાં હરેક પાછાં પગલાં ભરનારી સંસ્થાની પેઠે તેણે રાજસત્તાનો આશ્રય પકડ્યો, અને દરેક પ્રસંગે તે ધર્મક્રાંતિની કટ્ટા વેરણ થઇ પડી.

આમ કેથોલિક ધર્મ જુલમગાર થવાથી તથા પ્રોટેસ્ટંટ ધર્મ ફ્રાન્સમાં નિર્વીર્ય હોવાથી લૌકિક પ્રવૃત્તિને દોરવાનું કાર્ય સ્વાભાવિક રીતે નાસ્તિક પક્ષને હાથ આવ્યું. સદરહુ પ્રવૃત્તિની શરૂઆતમાં જ્યારે ધર્મ યુદ્ધોમાંથી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને યત્ન થતા હતા, ત્યારે આપક્ષ તટસ્થ રહ્યો હતો, પણ ૧૮ મા સૈકામાં તેની સ્થિતિ તથા સંજોગો બદલાઇ ગયા હતા, અને રૂસો તથા તેના શાગિર્દોનાં લખાણો ફ્રાન્સના મહાન્ રાજ્ય પરિવર્તનના વિજય ઘોષ તરીકે ગર્જના કરવા લાગ્યાં, જેથી કરીને ત્યાંની રાજ્ય પદ્ધતિ છિન્ન ભિન્ન થઇ, અને જેની અસરના ભણકારા સંસ્કૃતિના છેવટના સીમાડા સુધી હજી પણ વાગ્યા કરે છે.

રૂસોના સિદ્ધાન્તોની પ્રબળ અસરનાં ખરાં કારણ તે વખતની સામાજીક સ્થિતિમાં આપણને નજરે પડે છે. અગાઉ તે સિદ્ધાન્તો ખાસ રાજકીય જરૂરીઆતો માટે અગર એકદ દેશ કે જ્ઞાતિને માટે આમળ ધરવામાં આવતા, પણ હવે તો ૧૮ મા સૈકામાં પહેલી જ વખત તે સિદ્ધાન્તો જન સમાજમાં પ્રવેશ પામ્યા, તેથી તેઓએ ઉંડો ક્ષોભ મચાવ્યો, અને સર્વ દિશામાં એટલી બધી ઉથલપાથલ કરી મૂકી કે તેને ધર્મક્રાંતિ જોડે સરખાવીએ તો કાંઇ ખોટું નથી. આ મહાન પ્રવૃત્તિની હકીકત આયર્લાંડની દંત કથાઓમાં વર્ણવેલા જાદુઇ કુવા જેવી છે. એક મોટા ભવ્ય શહેરની વચમાં અનેક સૈકા લગી તે અંધકારમાં ઢંકાયેલો પડી રહ્યો હતો; છેવટે કોઈ પ્રમાદી મનુષ્યે તેને ઢાંકનારૂં દ્વાર ખોલી નાંખ્યું, અને તેનાં અગાધ જળ ઉપર પ્રભાતનાં કિરણો ઝળક્યાં; એટલે તરતજ તેનાં જળ ઉંચે ચડવા લાગ્યાં; તેના તમામ બંધ તુટી ગયા; તેની આસપાસનું શહેર જળમય થઇ ગયું; અને તેનાં અનિવાર્ય મોજાં આકાશ તરફ ઘોર ગાન કરતાં ભૂતકાળનાં મંદિરો અને મહેલો પર સર્વ દિશામાં ફરી વળ્યાં.

આ નવીન પ્રવૃત્તિમાં સૌથી વધારે જાણવા જેવું એ છે કે ઘણા દેશોમાં બહુ અદ્ભુત રીતે તેણે લગભગ એક ધર્મ સંપ્રદાયના જેટલી જ મહત્તા સંપાદન કરી છે—એટલે કે એક ભાવના તરફ અનેક વિશાળ જનસમૂહોને નિષ્કામ ઉત્સાહ વડે સંયુક્ત કીધા છે, અને વીરોને છાજે તેવા સદ્‌ગુણોને જન્મ આપ્યો છે. હમેશાં સ્વાત્માર્પણનો પવન કઇ દિશામાં વાય છે તે જાણવું અતિ અગત્યનું છે, કેમકે તેના બળ ઉપર જમાનાની નૈતિક ઉન્નતિ આધાર રાખે છે, અને તેની દિશા ઉપર દુનિઆના ધર્મ સંબંધી ભવિષ્યનો આધાર છે. એક વખત તેજ સ્વાત્માર્પણના પવનથી યૂરોપના મોટા મોટા લડવૈયા ઠેઠ જેરૂસલેમના ગઢ સુધી તમામ વસ્તુ ખેદાન મેદાન કરવા, તથા કતલ કરેલાં હજારો મનુષ્યોનાં લોહીથી પેલેસ્ટાઇનનાં મેદાનો રેલાવવા, અને અત્યંત કષ્ટો વેઠીને જાત્રાળુની પૂજાર્થે થોડાંક પવિત્ર સ્મારકો લઇ જવાના કાર્યમાં પ્રેરાતા હતા. એક વખત તેને લીધે ધર્મ યુદ્ધો વડે આખા યૂરોપમાં સંક્ષોભ ફેલાઇ રહ્યો હતો, તમામ શાંતિનાં કાર્યો અટકી પડયાં હતાં, અને માત્ર એક ધર્મસંસ્થાની અગર એકાદ સંપ્રદાયની ઉન્નતિને અર્થે તમામ સાંસારિક લાભનો ભોગ અપાતો હતો. એક વખત આ પવન હજારો લોકોને ઘરબાર તજાવી ધર્મ મઠમાં એકાંત જીવન ગાળવા પ્રેરતો હતો, તથા તેમનાં શરીરને કષ્ટ આપી લાગણીઓને જડ કરી દેવા લલચાવતો હતો. ટાઢ તડકો સહન કરવાનું તથા રાખોડી રંગનાં શણનાં જાડાં કપડાં પહેરવાનું તેઓ પસંદ કરતા હતા, જેથી તેમને પરલોકમાં બદલો મળે. આ સર્વ હવે ચાલ્યું ગયું છે. ક્રૂશના યોદ્ધાની તલવાર લાંબો વખત થયાં ખંડિત થઇ ગઇ છે, અને તેનાં પરાક્રમોની ભાવના માત્ર કવિઓની કવિતામાં અને નવલકથાકારોની કથાઓમાં દેખાય છે. મઠનું જીવન અને તેને ઉત્પન્ન કરનારા વિચારો જમાનાના વધતા જતા પ્રકાશ આગળ એકદમ ઝાંખા પડતા જાય છે. બ્રહ્મચર્ય, સ્વયંગૃહીત નિર્ધનતા અને દેહદમન—આ ત્રણ સંત પુરૂષનાં ખાસ લક્ષણ તરીકે, તથા મોક્ષની પ્રાપ્તિ કરાવનાર સ્વાત્માર્પણના આવિર્ભાવ તરીકે ગણાતાં હતાં, તે સઘળાંમાં હવે કાંઇ દમ રહ્યો નથી. અલબત્ત, હજુ સ્વાત્માર્પણનો પવન હયાત છે ખરો, પણ તે જુદાં

જ ક્ષેત્રોમાં વાયે છે—તમામ ધર્મોમાં અને ખાસ રાજ્યતંત્રના વિષયમાં રહેલાં સામાન્ય પ્રીતિભાવની ઊર્મિઓમાંથી ઉછળતા નિઃસીમ મનુષ્ય પ્રેમમાં તે સંક્રાંત થયેલ છે. ચાલુ સૈકાનું ઉત્સાહક્ષેત્ર ધર્મ નથી, પણ સ્વાતંત્ર્ય છે. જે પુરૂષો એક સમયમાં નામાંકિત સાધુઓ થયા હોત, તેજ અત્યારે રાજ્યતંત્રમાં મોટા ફેરફાર કરાવનાર થયા છે; કેમકે તેમનું વીરત્વ અને તેમની નિઃસ્વાર્થતા તો અગાઉના જેવાં જ કાયમ છે, પણ તે ગુણો કઈ દિશામાં પ્રકટ થશે, તે તેમના જમાનાના દબાણથી નક્કી થાય છે.

હાલમાં પ્રજાપ્રભુત્વનું લક્ષ્ય પ્રવર્તે છે; તેની પ્રબળ અસરનું પૃથક્કરણ કરીએ, તો બે વિભાગ થઈ શકશે. પ્રજાકીય હકોના નિયમ પ્રમાણે યૂરોપનો નકશો ફરી ગોઠવવાનું કાર્ય અને દરેક રાજ્યના વહીવટમાં લોકસત્તા ખૂબ ફેલાવવાનું કાર્ય. પ્રજાકીય હકો સંબંધી વર્તમાન સિદ્ધાંત **બહોળો ફેલાય તે ૧૯મા સૈકા સુધી** અશક્ય હતું, કારણ કે પ્રથમ તો બહોળા વિસ્તારમાં કેળવણીનો પ્રસાર થયા પછી જ પ્રજાકીય ભાવનામાં યોગ્ય બળ, એકાગ્રતા અને બુદ્ધિનો પ્રવેશ થાય છે, અને બીજું સહજ મનુષ્યસ્વાર્થ તેને મોટા વિઘ્ન રૂપ હતો. એક બીજી પ્રજાઓના સ્વાર્થ પરસ્પર વિરૂદ્ધ છે, માટે એક પ્રજા બીજીને નુકસાન કરવાથીજ તેટલા પ્રમાણમાં વધારે દ્રવ્યવાન થઈ શકે, અને તેટલા સારૂ બીજા દેશો જીતવા એજ પ્રગતિનો મુખ્ય રસ્તો છે—એવા એવા ખોટા વિચારો દીર્ઘકાળ સુધી સર્વત્ર પ્રસરેલા હતા. પણ ૧૮ મા તથા ૧૯ મા સૈકામાં અર્થશાસ્ત્રના ઉદય વડે તે વિચારો નાશ પામતા જાય છે, અને આ દિશામાં એટલું બધું કાર્ય થઈ ચૂક્યું છે કે એક દિવસ એવો આવશે કે જમીન લોભની રાજનીતિ અસંભવિત ગણાશે એમ કહીએ તો તે ગેરવાજબી નથી. આ ઉપરાંત મોટાં સામ્રાજ્યોને પોતાનાં સંસ્થાનો અથવા જીતેલા દેશો જોડે અગાઉ વ્યાપારના ખાસ લાભ હતા, તે હવે સ્વતંત્ર વ્યાપારના ફેલાવાથી બંધ થયા છે; તેને પરિણામે તે રાજ્યોના વિભાગ પડી જવાનું વલણ ઉત્પન્ન થયું છે. વળી રેલગાડીથી તથા વધતા જતા જ્ઞાનથી પ્રજા પ્રજાઓ વચ્ચેની વિરૂદ્ધતા મંદ થતી જાય છે; અને એક ભાષા, એક જાતિ તથા એક જ સ્થળમાં [ ] વડે પ્રજાઓ-

માં રાજકીય ઐક્ય ઉભું થવાનો માર્ગ સરળ કરી આપે છે. આ સર્વેનું પરિણામ એ થાય છે કે લોકોની ઈચ્છા પ્રમાણે દેશની હદ બાંધવામાં અગાઉના જેટલા સ્વાર્થી હેતુઓ આડે આવતા નથી. તેથી કરીને ખાસ ફાયદો છે કે ઈંદ્રિયોના જુસ્સાપર સ્વાર્થનો વિજય થાય છે, એટલું જ નહીં, પણ તેજ જુસ્સા સ્વાર્થને વશ બની રહે છે. જો આપણે યૂરોપીય વિગ્રહોનાં કારણ બારીકીથી તપાસીશું, તો જણાશે કે ૧૦૦૦ વર્ષમાં થયેલા મોટા વિગ્રહોના ત્રણ ભાગ કરી શકાયઃ—(૧) ધાર્મિક માન્યતામાં પરસ્પર વિરૂદ્ધતાથી થયેલા; (૨) અર્થશાસ્ત્ર સંબંધે જુદા વિચારોથી થયેલા; (૩) રાજાના ઈશ્વરી હક વિરૂદ્ધ પ્રજાના હકની માગણીને લીધે થયેલા. પ્રથમ વિભાગ પર તો જ્ઞાનનો ચોકસ વિજય થયો છે, અને બીજા ઉપર પણ લગભગ ચોકસ જેવો થયો છે, એમ કહી શકાય. ત્રીજા સંબંધી કહેતાં પ્રજાની લાગણી વિરૂદ્ધ બનતાં રાજકીય ઐક્યોનો સંભવ રહેશે કે નહીં, તે ભવિષ્યમાં જોવાનું બાકી રહે છે. પણ એટલું તો ખરૂં છે કે સંધિઓનું તથા પ્રજા પ્રજા વચ્ચેના કરારનું બળ યૂરોપને દોરનારા નિયમો તરીકે કાયમને માટે ઘણું જ ઘટી ગયું છે.

આ વિષય પરત્વે ગમે તે વિચારો ચાલતા હોય, પણ એટલું તો સત્ય છે કે યૂરોપમાં આ પ્રવૃત્તિ મોટું નૈતિક બળ ગણાવા લાગી છે, અને તેમાં પ્રાચીન તથા અર્વાચીન બંને સંસ્કૃતિઓનું મિશ્રણ થયેલું નજરે પડે છે. તેના પ્રતાપે દેશાભિમાન અસલના જેટલું જ ઉત્કટ થયું છે, અને આધુનિક સમાજનાં અનેક સહકારી બળોને લીધે પોતાનું પોતાપણું ખોયા વગર તેની કૂપમંડૂકતા નાશ પામી છે, અને વિશ્વ સૌભ્રાત્રની લાગણીમાં તેનું યોગ્ય સંમેલન થયું છે. મોટાં જનમંડળો વચ્ચે આજના જેવો પ્રેમભાવ અગાઉ ભાગ્યે જ વર્ત્યો હશે. અથવા હાલની પેઠે ઉત્સાહનું ઝરણું કદી પણ આટલા વિશાળ ક્ષેત્રમાં વહ્યું નહીં હોય.

આવી રીતે એક બીજી પ્રજાઓ વચ્ચે વધતી જતી સુલેહ ઉપરાંત દરેક પ્રજાના પોતાના રાજ્ય બંધારણમાં તથા સામાજીક જીવનમાં પણ આ પ્રબળ અસર નજરે પડે છે. પ્રજા પ્રભુત્વના રાજકીય લાભ વર્ણવવાનો આ

પ્રસંગ નથી. પણ આટલું કહેવામાં તો કોઇ વાંધો લઇ શકે તેમ નથી કે હાલના સમયમાં ગરીબ વર્ગોના લાભમાં કેટલા બધા અનુકૂળ ધારા ઘડાયા છે, તેમની જરૂરીઆતો તરફ લાગણી તથા માન કેટલે બધે દરજ્જે દર્શાવાય છે, તેમજ જુદા જુદા વર્ગો વચ્ચે રહેલું અંતર કેટલી બધી ઝડપથી ઘટતું જાય છે, અને રાજકીય સમાનતા તથા વિસ્તૃત અનુકંપા ઉપર રચાયેલી ઐક્યની પ્રવૃત્તિ દિનપ્રતિદિન કેટલી વધતી જાય છે, તે વિષે કાંઇ પણ સંદેહ રહ્યો નથી.



# પ્રકરણ ૬.



## બુદ્ધિ સ્વાતંત્ર્યનો ઔદ્યોગિક ઇતિહાસ.

જ્ઞાનના ઇતિહાસથી અગત્યતામાં બીજે નંબરે મહેનતનો ઈતિહાસ છે. જે પ્રમાણમાં ઉદ્યોગની કીંમત અંકાય છે, જે નિયમો વડે તેનું પાલન થાય છે, અને જે દિશામાં તે વહન કરે છે, તે પ્રમાણમાં પ્રજાઓની ભૌતિક સમૃદ્ધિ નકી થાય છે, એટલું જ નહીં, પણ તે ઉપરથી વર્તનનું અમુક ધોરણ બંધાય છે, અને તેને પરિણામે લોકોના અભિપ્રાયમાં ફેરફાર થાય છે.

ખ્રિસ્તિ ધર્મના ઉદયકાળે વિશીર્ણ થવા માંડલી જુની સંસ્કૃતિને ઉદ્યોગના દૃષ્ટિ બિન્દુથી તપાસીએ તો તેનો મુખ્ય આધાર ગુલામગિરીપર હતો જણાય છે. જ્યારે કોઇ ઉંચી સ્થિતિએ ચડેલા જનસમાજની અંદર આ રિવાજ હયાતી ભોગવે છે, ત્યારે સમસ્ત પ્રજાના વર્તન પર તેની એવી અસર થાય છે કે વિકાસના સામાન્ય નિયમો ઉલટાઇ જાય છે. કેમકે મહેનત કરવામાં હલકાપનો વિચાર ભળેલો હોવાથી તમામ વર્ગોમાં તે અપ્રિય થઈ પડે છે, અને થોડા મનુષ્યોના હાથમાં એકદમ દ્રવ્યનો સંગ્રહ થાય છે. જ્યાં ગુલામગિરી હોય છે, ત્યાં મધ્ય વર્ગ હોતો નથી, તેથી કારીગિરી કે વ્યાપારનું સાહસ કોઇ કરતું નથી. ગુલામોના માલિક પાસે એકદમ દ્રવ્ય સંગ્રહ કરવાનાં સાધનો છે, પણ સ્વતંત્ર આદમી જેની પાસે ગુલામો હોતા નથી, તે ઉદ્યોગના લગભગ હરેક માર્ગથી બાતલ થયેલો હઈ તેમજ મહેનત કરવામાં હલકાઈ છે એમ સમજતો હોવાથી નીતિભ્રષ્ટ થશે અને ગરીબ સ્થિતિમાં આવી પડશે. વળી આવી પ્રજામાં મજબૂત લડાયક વલણની ઉત્પત્તિ થશે, કેમકે લોકોને પોતાનો ઉત્સાહ વાપરવાનો બીજો માર્ગ નથી, અને આવી દશામાં લૂટફાટ એ દ્રવ્ય પ્રાપ્તિનો મુખ્ય રસ્તો હોય છે. આ સ્થિતિનાં પરિ-

આમ કેટલીક રીતે ઘણાં આકર્ષક લાગશે. ઉંચા પ્રકારનો લડાયક ઉત્સાહ પેદા થવાથી ગુલામોવાળી પ્રજા આસપાસની વ્યાપારી પ્રજાઓ જોડે ઝઘડામાં વિજયવન્ત નીવડશે. તેમાં ઘણા વીર પુરૂષો જન્મ પામશે, અને વીર રસનાં અનેક ઉત્તમ દૃષ્ટાંત પૂરાં પાડશે. આમ છતાં વિજયનો પ્રથમ ઉત્સાહ મંદ પડશે કે તરત જ આવી સંસ્કૃતિનું પોકળ ખુલ્લું દેખાઇ આવશે સ્વતંત્ર પ્રજામાં તો દ્રવ્યની સમૃદ્ધિ થવાથી મધ્યમ વર્ગોનું બળ વધે છે. અને વ્યાપારી સાહસને નવું ઉત્તેજન મળે છે, પણ ગુલામવાળી પ્રજામાં તો તેથી કેવળ મોજ શોખ અને દુર્ગુણની વૃદ્ધિ થાય છે; અને સંખ્યાબંધ આદમીઓને દુનિઆમાં કોઈ હક જ નથી એવી માન્યતાથી, તથા તેની જોડે લડાયક વલણ પ્રચલિત હોવાથી ઘણા ભયંકર પ્રકારના દુર્ગુણો ઉત્પન્ન થશે.

કદાચ એમ બની શકે કે બીજાં પ્રવર્તનોને લીધે આવી ચાલચલણમાં કંઈ સુધારો થાય, અને તેથી કેટલેક અંશે પડતી થતી અટકે, પણ જ્યાં સુધી ગુલામનો ધંધો મુખ્ય હશે, ત્યાં સુધી ઉપર દર્શાવેલાં પરિણામો અવશ્ય ચાલુ રહેશે. પ્રાચીન સંસ્કૃતિમાં તે પૂરેપૂરાં વૃદ્ધિ પામ્યાં હતાં, તેથી કરીને પહેલેથીજ ગ્રીસ અને રોમમાં વ્યાપાર તથા હાથ મહેનતને વાસ્તે લોકોમાં ઘણોજ અણગમો થયો હતો, અને મોટા વિદ્વાનો પણ તેજ અભિપ્રાય દર્શાવતા હતા. પ્લેટો કહેતો કે વ્યાપારીનો ધંધો સ્વતંત્ર મનુષ્યને હલકો પાડે છે, માટે તે કરનારને ગુન્હેગાર ગણવો જોઇએ. અફલાતૂન પોતે મધ્યમ વર્ગના હકનો મોટો હિમાયતી હોવા છતાં કહેતો કે સંપૂર્ણ ( મનો ) રાજ્યમા કોઇ પણ શહેરીએ હુન્નરનું કામ કરવું નહીં. ખેતી એ માત્ર એકજ માન ભરેલી મહેનત ગણાતી હતી; અને પ્રથમ જ્યારે પ્રજાની વૃત્તિ તથા રહેણી સાદી હતી, તથા ગુલામો અને મોજશોખથી તે અજાણ હતી ત્યાં સુધી તો લોકોના શાંત ઉત્સાહના નિર્ગમનને માટે તે પૂરતું દ્વાર હતું. પણ જ્યારે વસ્તીમાં તથા દોલતમાં વધારો થયો, અને ઘણા વિજયોને લીધે ગુલામોની સંખ્યા વધી ગઇ, ત્યારે બધા લોકો શહેરોમાં ભરાયા અને ખેતી સુદ્ધાંત તમામ પ્રકારના ઉદ્યોગો ગુલામોને સોંપી દેવામાં આવ્યા.

તેઓ અણગમાથી જુએ છે, અને તેઓનું શ્રેષ્ઠતાનું ધોરણ માણસના પોતાના ગુણ પ્રમાણે હોતું નથી.

ઉપરની દલીલો વાચકના મગજમાં ઉતારવા જો હું ભાગ્યશાળી થયો હઇશ, તો ધર્મના ઇતિહાસપર અસર કરવામાં ઉદ્યોગની કેટલી બધી અગત્ય છે, તે જણાશે. આપણે જોઈ ગયા કે મોટા ધાર્મિક ફેરફાર થવા માટે દલીલોની કાંઈ જરૂર નથી, પણ તે દલીલો સ્વીકારવાનું વલણ પહેલેથી ઉત્પન્ન થયું હોવું જોઇએ. અથવા બીજા શબ્દોમાં જણાવતાં લાગણીઓ તથા એક પક્ષી વલણમાં ફેરફાર થયો હોવો જોઇએ. વળી આપણે જોઇ ગયા છીએ કે ૧૪ મા સૈકામાં જે ઉદ્યોગનું વલણ ઉત્પન્ન થયું, તેવડે આવો ફેરફાર થવા પામ્યો. તે થવાના ત્રણ પ્રકાર હતા. જે સમાજમાં સાધારણ વર્ગો ધર્માચાર્યોની આગળ રાંકડા બની નમન કરતા હતા, તેમાં ઉત્પન્ન થઇ તે વળણે વખત જતાં પાદરીઓએ દૂષિત ગણેલા વ્યાજના ધંધાને વધાર્યો, અને માનને યોગ્ય સ્થિતિમાં મૂક્યો. બીજું, જે લોકોમાં ધાર્મિક અક્ષમા રાખવાની ફરજ એક પ્રત્યક્ષ પ્રમાણ રૂપ ગણાતી હતી, તેમાં તે ઉત્પન્ન થયું, અને છેવટે જુદા જુદા ધર્મના માણસોને સુલેહ ભરેલા વ્યવહારમાં જોડી દઇ ક્ષમાવૃત્તિ પેદા કરી; તથા જે લોકોને તેમના ધર્મની ખાતર ત્રાસ અપાતો, તેઓના વ્યાપારી ગુણોને લીધે તેમના વિષે માનની લાગણી ઉપજાવી; તથા લોકોનાં મન શાસ્ત્રીય સિદ્ધાંતોને બદલે વ્યવહાર તરફ લગાડ્યાં, અને પરસ્પર એવા સ્વાર્થ ઉભા કર્યા કે જુલમ કરવાથી પોતાને જ નુકસાન થાય. છેવટે ધર્મનું કેન્દ્ર ગણાતા મઠવાસના લક્ષ્ય તરફ લોકો તિરસ્કાર દૃષ્ટિથી જોવા લાગ્યા. આ બધી રીતે ઉદ્યોગનું વલણ ધર્મક્રાંતિનો માર્ગ સરળ કરતું જતું હતું, અને તે સર્વ પ્રકારે બુદ્ધિ સ્વાતંત્ર્યના વલણ જોડે એકતા ધરાવતું હતું.

વ્યાપારી સાહસ પોતાની જોડે આ બધાં માનસિક પરિણામો લઇને યૂરોપમાં એકદમ પથરાયું. નૌકા વ્યવહાર સંબંધી દેશદેશમાં કાયદા ઘડાયા. હોકાયંત્રની શોધથી લાંબી દરિયાઇ સફરો કરવામાં જોખમ ઓછું થયું, અને બાલ્ટિકથી ભૂમધ્ય સમુદ્ર સુધી દરેક દરિઆ કિનારો બંદરોથી ઉભરાવા લાગ્યો.

અત્યાર સુધી આપણે જે ઔદ્યોગિક પ્રવૃત્તિ તપાસીએ છીએ, તેને

રૂપના પ્રમાણમાં પ્રજાના શોખ બદલાતા જાય છે, અને તેને પરિણામે જાહેર તમાશામાં પણ ફેરફાર થાય છે. દાખલા તરીકે આગળના વખતમાં માણસોની તથા જનાવરોની લડાઈના તમાશા થતા, તેને બદલે હવે નાટકો થાય છે. આવી રીતે રમત ગમતનો ઇતિહાસ અગત્યનો છે. કારણ કે તે સુધારાના ઇતિહાસનું પ્રતિબિંબ છે. બીજી બાબતોની પેઠે આ બાબતમાં પણ ગ્રીસ અને રોમની પ્રજામાં બહુ તફાવત દેખાય છે. ગ્રીક લોકો મલ્લયુદ્ધોના તમાશા તરફ બહુ અરૂચિ બતાવતા હતા, પણ નાટકો તરફ તેમને બહુ પ્રીતિ હતી. તેને તેમણે પૂર્ણકળાએ પહોંચાડયું, અને તેવડે તેમને ઘણી માનસિક કેળવણી મળતી. તેથી ઉલટું રોમન લોકો તમામ બાબતને લડાઈના દૃષ્ટિબિંદુથી જોતા હઈ દેવોની પૂજાનાં અંગ સિવાય તમામ નાટકીય પ્રયોગો તેમણે બંધ કર્યાં હતા. નાટકના ખેલાડીઓને લોકમત નિંદ્ય ગણતો હતો, અને તેને પરિણામે તેઓ ખરેખર તેવા થઈ ગયા. સલ્તનતના વખતમાં નાટકો છેવટે ઘણાં લોકપ્રિય થયાં, પણ સલ્તનતનો સુધારો ઘણોજ ભ્રષ્ટ હતો, અને તે ભ્રષ્ટતાની છાપ નાટકો ઉપર પૂરેપૂરી પડી. સેનેકા, પ્લૉટસ અને ટેરન્સની કલમથી અંધકારમાં પ્રતિભાનાં થોડાં કિરણ ઝળક્યાં, પણ ગ્રીસના જેવા નાટકકાર રોમ કદી પેદા કરી શક્યું નહીં. વખત જતાં ખેલાડીઓની સ્થિતિ એટલી બધી અધમતાને પામી કે તે લોકોને બીજો કોઈ પણ ધંધો કરવાની મના થઈ. કલ્પનામાં પણ ન ઉતરે એવી છચોક ભ્રષ્ટતા દેખાવા લાગી, અને કોઈ કોઈ વખત સ્ત્રીઓને રંગભૂમિપર નગ્ન દશામાં લાવવામાં આવતી હતી. આ સિવાય વિચારોના એક પ્રકારના વિચિત્ર સંમેલનથી નાટકશાળાને હજુ પણ ધર્મ ક્રિયાઓ જોડે ગાઢ સંબંધ હતો. વારંવાર મંદિરોમાં તેની ધૂમ મચતી, અને દેવતાનાં પરાક્રમો ભજવવામાં આવતાં.

આવી સંસ્થા વિરૂદ્ધ શરૂઆતના ખ્રિસ્તિ લેખકોએ પોતાના વક્તૃત્વના ઉદ્‌ગાર કહાડયા હોય તેમાં જરા પણ નવાઈ જેવું નથી. તેઓ તેને દુરાચારની શાળા અને મૂર્તિપૂજાનું કેન્દ્ર ગણતા. વળી તેમના ઉદ્‌ગારોમાં ઘણે અંશે વૈરાગ્ય ભરેલો હતો, કેમકે મોજમજાને તેઓ બુરી ચીજ માનતા

ખ્રિસ્તિ ધર્મની શરૂઆતના ઇતિહાસમાં જાહેર ગમતોની સ્થિતિ ઘણી

જ અગસની છે. એક તરફથી ખ્રિસ્તિઓ તેને સખત રીતે ધિક્કારતા, તેથી તેઓ લોકોના વૈરભાવનું પાત્ર થઇ પડયા. સાધારણ રીતે અનેક દેવપૂજકો હંમેશ બીજાના ધર્મ તરફ ક્ષમાશીલ હોય છે, છતાં તેઓએ જ આવા કારણસર ખ્રિસ્તિઓને બહુ દુઃખ દીધું. બીજી તરફથી જ્યારે ખ્રિસ્તિ ધર્મનો પૂર્ણ વિજય થયો, જ્યારે મૂર્તિપૂજકોના ધર્મનો માનસિક અને નૈતિક પાયો પૂરેપૂરો ખવાઇ ગયો, અને જ્યારે જીતથી ફુલાયેલો ખ્રિસ્તિ ધર્મ પોતાને દુઃખ દેનાર શત્રુના જેવો જ જુલમ ગુજારવા લાગ્યો, ત્યારે નાટકશાળા અને સરકસ એ બે જગાઓ મરવા પડેલા જુના ધર્મના અવશેષ કિલ્લા રહ્યા; અને જે લોકોએ એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના પોતાનાં મંદિરોનું ઉચ્છેદન થતાં જોયું હતું, તથા પોતાના યજ્ઞો બંધ કરવામાં આવ્યા તે જેમણે મુંગે મોઢે સહન કર્યું હતું, તેજ લોકો પોતાની રમત ગમતોને હાનિ પહોંચતાં હથિઆર લેવાને સજ્જ થઇ ગયા. આમ જ્યારે પાદરીઓ લોકોની રમતો બંધ કરી શક્યા નહીં, ત્યારે તેઓએ પવિત્ર દિવસોની અંદર તેને બંધ રખાવવામાં પોતાનું સઘળું સામર્થ્ય વાપર્યું. મિલન શહેરમાં રવિવારે થતા તમાશા સંત એમ્બ્રોઝે બંધ કરાવ્યા, અને તે કાયદો છેવટે આખા રાજ્યને માટે થયો.

• થોડા વખત પછી રોમમાં નાટકશાળા સુસ્ત થઇ ગઇ અને આખરે તેનું અવસાન આવ્યું. આ અવસાનનું કારણ કાંઇક દરજ્જે પાદરીઓનો ચાલુ વિરોધ હતો. કેમકે તે લોકોનું જોર મધ્ય યુગમાં એટલું બધું હતું કે તેમના ફિટકાર આગળ કોઇ પણ સંસ્થા ટકી શકે નહીં. પણ મુખ્ય કારણ તો જંગલી લોકોનાં ધાડાં આવ્યાં તે હતું; તેથી કરીને જુની સંસ્કૃતિ પડી ભાંગી, અને જુના શોખ નાશ પામ્યા. નાટકશાળાનો મોહ જતો રહ્યો. અને લોકોના વિનોદોએ લડાયક સ્વરૂપ પકડયું. લડાઇઓ અને તેની નકલો, શોરબકોર ભરેલી ઉજાણીઓ, શિકાર, ક્રૂશ યુદ્ધો પછી દાખલ થયેલો જુગાર-ઇત્યાદિથી ઉપલા વર્ગના લોકો આનંદ મેળવવા લાગ્યા; અને ગરીબ લોકો રીંછ લડાવવામાં, સાંઢમારીમાં, મેળા, નાચ, ભટકતા ગવૈયાઓ, ખોટાં યુદ્ધો અને જંગલી વિનોદોમાં ભાગ લેવા લાગ્યા.

સાહિત્યના પુનરૂજ્જીવન કાલે ઉપર કહી તેવી જાહેર ગમતોની સ્થિતિ

હતી. પણ હવે ખ્રિસ્તિ ધર્મ ઉપર જબરી અસર કરે તેવો ગંભીર ફેરફાર દૃષ્ટિગોચર થવા લાગ્યો હતો. તે ફેરફાર છેવટે તો સંસ્કૃતિના વધારાથી થયો પણ પ્રથમ તો ધર્મસંસ્થા તરફથી તેને ઉત્તેજન મળ્યું. નાટકશાળાનું પુનરૂજ્જીવન ખરેખર ધાર્મિક નાટકો વડે થયું. અસલના વખતથી જ લોકોમાં પોતાની શ્રદ્ધાનાં પાત્રોને નાટકરૂપે ભજવવાનો રિવાજ હોય એવું લાગે છે. બાઇબલપરથી પહેલ વહેલું બનેલું નાટક મુસા પેગંબર વિષે હતું. અને તે બીજા સૈકાના એક યાહુદીએ રચેલું હતું. ધીમે ધીમે તહેવારોને લગતી ખ્રિસ્તિ ધર્મ ક્રિયાઓ નાટક રૂપે ભજવવામાં આવી, અને સાધુઓ તથા પરિવ્રાજીકાઓ ક્રમે ક્રમે મઠ વાસનો કંટાળા ભરેલો વખત આવા ખાનગી ખેલ વડે ગુજારવા લાગ્યાં. અતિશય કંટાળા ભરેલી મઠની જીંદગીમાં આવા વિનોદ હર્ષથી સ્વીકારવામાં આવ્યા. તેમની સામે ઘણી ટીકા થયા કરતી, છતાં ઠેઠ ૧૮ મા સૈકા લગણ તે કોઇ કોઇ મઠમાં થતા હતા. પ્રથમ ગૂઢ ધાર્મિક નાટકોથી લોકોમાં ઘણો ત્રાસ ફેલાતો હતો. નરકમાં બળતા અગ્નિના ભડકા, તથા ધૂમાડા અને સેતાનનું બીહામણું સ્વરૂપ દર્શાવવામાં આવતું, અને બળતા અપરાધીઓની ચીસોથી કાન બહેર મારી જતા. પણ હવેથી તો સેતાનને વિદૂષકનો પાઠ ( part ) ભજવવાનું કામ સોંપવામાં આવ્યું. તેના દેખાવથી લોકો હસવા અને બુમો પાડવા લાગતા, આખા નાટકમાં તે લોકપ્રિય પાત્ર થઇ પડ્યો, અને તેની ચાલ ચલણની રૂએ તેને કોઇપણ જાતની મર્યાદા સાચવવી પડતી નહીં. આવી રીતે ખ્રિસ્તિ ધર્મના એક મહા ગંભીર સિદ્ધાન્તને લોકોએ હસવામાં ટાળી નાંખ્યો, અને ધર્મગુરૂઓના તમામ શિક્ષણની તેઓ ઉડામણી કરવા લાગ્યા.

આ ગ્રામ્ય અભિનય વડે કેથોલિક ધર્મનાં બંધનો કેટલે દરજ્જે તુટી ગયાં અને ધર્મક્રાંતિનો માર્ગ કેટલો બધો સરળ થયો, તે કહેવું ખરેખર મુશ્કેલ છે. ઘણા જુના વખતથી 'મૂર્ખાઓની મિજબાની' અને 'ગધેડાઓની ગોઠ' વગેરે વિચિત્ર ખેલોવડે દેવળોમાં બીભત્સ નાચ, ધર્મ ગુરૂઓની ચેષ્ટા, અને ઇસુના છેલ્લા ભોજનનું અનુકરણ ઇત્યાદિ દાખલ થઈ ચૂક્યાં હતાં, અને ૧૪ મા તથા ૧૫ મા સૈકામાં ગૂઢ નાટકોથી પણ તેવો જ પવન ચોતરફ ફે-

લાગ્યો હતો. વળી તેમની લોકપ્રિયતાનો ખરો સંબંધ ધનસંપત્તિ જોડે હતો, અને તે સંપત્તિ પ્રસ્તુત ઔદ્યોગિક વૃદ્ધિનું પરિણામ હતું. નાટકો જેવા માનસિક વિનોદ તથા કલ્પનાને જાગ્રત કરનારા તમાશા તરફ અત્યંત દર્શાવાતો પ્રેમ બતાવી આપે છે કે લોકોનાં મન હવે ગ્રામ્ય, સાદી, લડાયક, કલાહીન, કલ્પના શૂન્ય, તથા જંગલી અવસ્થાની સૂચક રસ વૃત્તિથી વિરક્ત થઈ સંસ્કૃતિની વૈભવ યુક્ત, સુધરેલી અને વિચાર શીલ રસવૃત્તિમાં સંક્રાન્ત થતાં હતાં. તે પ્રાથમિક નાટકો જો કે ગ્રામ્ય અને ભ્રષ્ટ હતાં, તોપણ તેમાંથી આપણને નવી સંસ્કૃતિ તરફ ફાંફાં મારતા જનસમાજનું આબેહુબ ચિત્ર મળી આવે છે, અને તે ધર્મસંસ્થામાં જન્મ પામેલાં છતાં તેના બંધનથી છૂટી વ્યાવહારિક બનવા યત્ન કરતાં હતાં, એમ જણાઈ આવે છે.

પ્રથમ ફેરફાર ઇટલી અને ફ્રાન્સમાં થયા. જે દેશો તે વખતે દ્રવ્ય સંપત્તિમાં ભરપૂર હતા, તેમાં નાટકનો શોખ સ્વાભાવિક રીતે વિશેષ વૃદ્ધિ પામ્યો હતો, અને ધાર્મિક નાટકો અત્યંત લોકપ્રિય થઈ પડયાં હતાં. એક આધુનિક ઇટલીય પુસ્તકોનો સંગ્રહ કરનાર અત્યારે પણ આવી જાતની જુદી-જુદી ૧૦૦ ચોપડીઓ એકઠી કરવા શક્તિમાન થયો છે. ત્યારપછી ધીમે ધીમે હાસ્યરસ પ્રધાન નાટકોને અગ્રસ્થાન મળ્યું, અને બીજાં બધાં નાટકોનો દરજ્જો તેની આગળ ઘટી ગયો. પ્રસંગોપાત કોલેજોમાં લૅટિન નાટકો વિદ્યાર્થીઓ ભજવતા હતા; અને આગળ જતાં આ વિષય જેઝ્યુઇટ પંથમાં ઘણો પ્રિય થઈ પડયો છે.

નવીન પ્રવૃત્તિનું આ પહેલું પગથીયું હતું. બીજામાં વધારે ઉંચા પ્રકારનાં સાંસારિક નાટકો ઉત્પન્ન થયાં, જેથી ધાર્મિક નાટકો તદ્દન બંધ પડયાં. તેમની ઉત્પત્તિ પણ મુખ્યત્વે ફ્લૉરેન્સની વ્યાપારી સંસ્કૃતિમાં થઇ, પણ ઇટલીના ધર્માચાર્યો પોતે તેના ઉત્સાહી સહાયકો હતા, તે યાદ રાખવા જેવું છે. આ આશ્રયનું સ્વાભાવિક પરિણામ એ થયું કે ઇટલીય નાટકશાળા તેની શરૂઆતના વખતમાં ધર્મસંસ્થાની વિરૂદ્ધ ન હતી, અને આ બાબતમાં ફ્રાન્સની નાટકશાળાથી તે તદ્દન જુદી પડે છે.

નાટક શાળાના આ પુનર્જીવનનું એક અગત્યનું પરિણામ એ થયું કે

સંગીત શાસ્ત્ર ધર્મના દાસત્વમાંથી કાંઇક અંશે છુટ્યું. જે ઉત્તમ કળાને ગ્રીક લોકો શરીર તથા મન ઉપર અસર કરનારી એક મહાન શક્તિ માનતા હતા, તે સૈંકડો વર્ષો થયાં ધર્મ સંસ્થાના હાથ તળે હતી. સારામાં સારૂં સંગીત તમામ ધાર્મિક હતું, અને સંગીતના ઇતિહાસમાં બધાં મોટાં નામ ધર્માચાર્યોનાં જ છે. પણ ૧૬૦૦ માં ગદ્ય સંગીત (recitative) ની શોધથી સંપૂર્ણ સંગીત નાટકો (opera) ભજવવાનું શરૂ થયું, તેથી તરત સંગીત નાટકો પેદા થયાં, અને સંગીતની લગામ ધર્મસંસ્થાના હાથમાંથી જતી રહી, અને ચાલતી રસવૃત્તિમાં ઊંડો ફેરફાર થયો. હવેથી સંત સિસીલિઆનો તારો અસ્ત થયો, અને એપોલો (ગ્રીક સૂર્યદેવ) નો તારો ફરી ચળકવા લાગ્યો. આ વખતથી ઉત્તમોત્તમ ગાયકો ધર્મ મંદિર તજી નાટકશાળામાં આવવા લાગ્યા. ઇંગ્લાંડમાં છદ્મવેશ (mask) નામનાં સંગીત નાટકોથી બેન્જોન્સનનાં અને મિલ્ટનનાં કેટલાંએક ઉત્કૃષ્ટ કાવ્યોનો જન્મ થયો.

બીજી એક આડકતરી રીતે રંગભૂમિપર ધર્મસંસ્થાની અસર થઇ, પણ તે ઉપરના જેટલી પ્રત્યક્ષ નથી. સ્થાપત્યની પ્રાચીન અને ગૉથિક શૈલીનુ તારતમ્ય ગમે તે હોય, પણ એક રીતે તો અંતર સૂચવવામાં ગૉથિક શૈલી વધારે ચડીઆતી હતી. એટલે તે રસજ્ઞતાપર અસર કરતી એટલું જ નહીં, પણ નેત્રભ્રાંતિનાં તમામ સાધનોનો ચતુરાઇથી ઉપયોગ કરી કલ્પના ઉપર પણ પ્રબળ અસર કરતી. ગ્રીક મંદિર કદાચ પ્રેક્ષકની રસજ્ઞતાને સંતોષે, પણ હૃદયમાં તેથી ઊંડી લાગણીનો ઝણકાર થતો નહીં, અથવા નેત્ર ભ્રાંતિ થતી નહીં, કે અનંતતાનો કાંઇ ખ્યાલ સૂચવી શકાતો નહીં. આંખ તથા મન તરત તેનાં પ્રમાણ ગ્રહી શકતાં, અને તેની ભવ્યતાનો સંપૂર્ણ સાક્ષાત્કાર થતો.

પણ ગૉથિક શૈલીના દેવળ તરફ નજર કરતાં તેના ઘુમટ પાછળ ઘુમટની વિશાળ પંક્તિથી તથા ચિત્રેલી બારીઓના અંધકારમાં ચળકતી સૈંકડો બત્તીઓથી સ્પષ્ટ ભાસતા ઉંચા યજ્ઞ કુંડને લીધે કાંઇ ઓર અસર થવા પામે છે; તેમજ ભવ્ય યજ્ઞવેદીના ચિત્ર કામની અંદર અથવા મરિયમના દેવળના અસ્પષ્ટ ભાસતા સ્તંભોના અપરિમિત અંતરમાં પાછળને પાછળ દૃષ્ટિ અટ-સાન પામે છે. ત્યાં દૃશ્ય વસ્તુઓ કલ્પનાને અદૃશ્યનો આભાસ કરાવે છે.

પરિમિતતાનું ભાન જતું રહે છે, તથા મન ઉપર ભવ્યતાની અને વિશાળતાની સજ્જડ ભ્રાંતિ બેસે છે.

આવી રીતે જેમ ખ્રિસ્તિ સ્થાપત્ય અંતર ( distance ) ની ભ્રાંતિ ઉપજાવવામાં પ્રાચીન ( classic ) સ્થાપત્યથી ચડીઆતું છે, તેમ પ્રાચીન નાટકશાળાને મુકાબલે અર્વાચીન સરસ છે. આધુનિક નાટકશાળાનો મુખ્ય નિયમ એવો છે કે રંગભૂમિની પહોળાઇ કરતાં ઊંડાઇ બમણી રાખવી; જ્યારે પ્રાચીન રંગભૂમિમાં ઊંડાઇ કરતાં પહોળાઇ પાંચ છ ગણી હતી. અત્યારે પડદો પડ્યા પછી આગળ જેટલી જગો રહે છે, તેટલી માત્ર પ્રાચીન રંગ ભૂમિની ઊંડાઇ વાસ્તે બસ હતી.

પોપ લીઓ અને તેના સમકાલીન પુરૂષોએ નાટકો તરફ જે પ્રીતિ દર્શાવી, તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. તેમના જમાનાના ધર્માચાર્યોમાં ઉગ્ર ધાર્મિક સિદ્ધાંતો પ્રચલિત ન હતા. તેમનાં જીવન કલા અને કવિતાનાં એક દીર્ઘસ્વપ્નમય હતાં. ગ્રીક પ્રતિભાનાં ઉત્તમ પુસ્તકોના સતત અધ્યયનવડે તેમની કલ્પના શક્તિ ઘડાઇને પરિપક્વ થયેલી હતી, તેનો નવો રંગ તેઓના ધંધાપર બેઠો, અને દરેક ધર્મકાર્યને શણગારવામાં તેઓ પ્રાચીન સૌંદર્યનો છૂટથી ઉપયોગ કરવા લાગ્યા. ઇટલી, ફ્રાન્સ અને સ્પેનમાં નાટકો માટે એકદમ ઉત્પન્ન થયેલા માનસિક જુસ્સાને આવા પુરૂષો દાબી દે તેવો જરા પણ સંભવ ન હતો.

પણ જ્યારે લ્યૂથરનો ઉપદેશ યૂરોપમાં ગર્જવા લાગ્યો, ત્યારે રોમ સંસ્થામાં નવો ઉન્માદ પેઠો. બુદ્ધિબળવાળા અને કલા પરીક્ષકોને બદલે સંત જીવનવાળા પણ જુલમી પુરૂષો પેદા થયા, અને ધર્મસંસ્થા તથા નાટકશાળા વચ્ચે ભયંકર યુદ્ધ મચ્યું. તે લગભગ ૧૮ મા સૈકાના અંત લગી ચાલ્યું, અને તેમાં છેવટે નાટકશાળાનો સંપૂર્ણ વિજય થયો.

આ વિષયપર ધર્મસંસ્થાનો સિદ્ધાંત સ્પષ્ટ અને ચોક્સ હતો. નાટકશાળાઓ ખુલ્લા શબ્દોમાં ધિક્કારવામાં આવતી, અને નાટકનો ધંધો કરનારા તમામ અનંત નરકમાં ગરકાવ થશે એમ માનવામાં આવતું. માટે જો તે લોકો પોતાના ધંધાનો ત્યાગ કર્યા પહેલાં મરી જાય, તો હમેશને માટે નર-

કમાં જતા જે લોકો શોકનાં વાદળાં વિખેરી નાંખવામાં, અને થાકી ગયેલા મનને વિશ્રાંતિ આપવામાં પોતાની જીંદગી ગાળતા, તેમના શિરપર ધર્મ સંસ્થાએ આવી શિક્ષા ઠોકેલી હતી. આવા સિદ્ધાંતથી તેણે કેટલાં બધાં હૃદયોને દુઃખી કર્યાં હશે, અથવા કેટલાં બધાં ઉમદા વર્તનોને દુર્ગુણમાં ડુબાવ્યાં હશે, તે કોઇથી કહી શકાય તેવું નથી. આવા શિક્ષણનું સ્વાભાવિક ફળ એ થયું કે જ્યારે કોઇ ખેલાડી મરી જતો, ત્યારે તેને દાટવા માટે ખ્રિસ્તિ ક્રિયા થતી નહીં, અને તેને દાટવો ને કુતરાને દાટવો તે સરખું જ ગણાતું.

૧૭ મા તથા ૧૮ મા સૈકાના આચાર્યો નાટકશાળા પ્રત્યે જે બેહદ ઇર્ષ્યા દર્શાવતા, તે આધુનિક રોમન કેથોલિક દેશો સાથે સંબંધ ધરાવતા માણસને ખ્યાલમા આવવી પણ કઠિન છે. આવા તિરસ્કારને લીધે કેટલા એક કલમબાજ લેખકો નાટકો લખતા બંધ પડી ગયા. વળી બાપડા ખેલાડીઓને લગ્નના પવિત્ર સંસ્કારની પણ મના હતી. તેથી તેઓને રાખેલી સ્ત્રીઓ જોડે સંસાર ચલાવવો પડતો. ઇ. સ. ૧૭૬૧ માં એક વકીલે આ મના સંબંધી પોકાર ઉઠાવ્યો, અને તેની ઘણી નિંદા કરી, તથા નાટકના ધંધાના બચાવમાં એક પુસ્તક લખ્યું. માટે ફાંસી દેનાર ભંગીને હાથે તેનું પુસ્તક બાળી દેવામાં આવ્યું, અને તેની સનદ છીનવી લેવામાં આવી.

આમ છતાં નાટકનો ધંધો મક્કમ પગલે આગળ વધતો ગયો, અને ધર્મસંસ્થાએ પોતાનો ખુલ્લો વિરોધ પૂરેપૂરો કાયમ રાખ્યો; માટે જેટલા પ્રમાણમાં નાટકની ફતેહ થઇ, તેટલા પ્રમાણમાં ધર્મની હાર થઇ, એમ સમજવું. ફ્રાન્સમાં કાયદો ખેલાડીઓને નીચ ગણતો હતો, અને કોઇ પણ પ્રકારના જાહેર માન અને ધંધાથી તેમને બાતલ કરતો હતો, તથા ઠેઠ ૧૮ મા સૈકા સુધી કોઇ પણ સરકારી અમલદારને નાટક જોવાની મના હતી; આમ છતાં નાટકશાળા અત્યંત લોક પ્રિય થતી ગઇ. ઇટલીના લોકો હમેશાં આનંદથી નાટકશાળામાં ટોળા બંધ એકઠા થતા. રોમના લોકોને પણ તેને માટે એવો તીવ્ર શોખ થયો હતો કે પોપોને પોતાની હઠ છોડી દેવી પડી. ૧૪ મા બેનિડિક્ટે પ્રથમ અમુક તહેવારોમાં નાટકો જોવાની છુટ આપી, પણ ધીમે ધીમે તે આખા વરસમાં લેવામાં આવી, અને લોકોની ઇચ્છાને માન

તથા સરકારની નજર સોનાની ખાણો શોધવામાં લાગી, તેથી તમામ ઉદ્યોગો પડી ભાંગ્યા. બીજું, ગુંચવાડા ભરેલાં વ્યાપારી બંધનો અને ઈજારા લાગુ પાડવાથી સંસ્થાનોની દુર્દશા આવી. આ સંસ્થાનો ખાસ માતૃભૂમિના જ લાભને અર્થે વસાવવામાં આવ્યાં હતાં; પણ છેવટે અતિશય ત્રાસથી તેઓને માતૃભૂમિ સામે બળવો કરવો પડ્યો, અને તેમાં ફતેહ પામ્યાં. છેવટે, સ્પેનમાં હદ ઉપરાંત સોનું દાખલ થયું, તેનું કુદરતી પરિણામ એ થયું કે સ્પેનની આર્થિક દશામાં લોકોએ કદી નહીં ધારેલો ગોટાળો થયો; કારણ કે સોનાની કિંમત પણ બીજી તમામ ચીજોની પેઠે આમદ અને ખપતના કાયદાપર આધાર રાખે છે. વળી આ ધાતુને લેવડદેવડના સામાન્ય સાધન તરીકે સ્વીકારેલી હોવાથી તેની કીંમતમાં એકાએક ફેરફાર થાય, તે ઘણું જોખમ ભરેલું છે; આમ છતાં ઉપરના કાયદાના બંધનથી તે જરા પણ મુક્ત નથી. જ્યારે તે બહુ વધી પડે છે, ત્યારે તેની કીંમત એટલે બીજી ચીજો ખરીદવાની તેની શક્તિ ઘટી જાય છે; અથવા બીજા શબ્દોમાં, બીજી તમામ વસ્તુઓની કીંમત ચડી જાય છે. તેથી કરીને જે ગોટાળો ને અવિશ્વાસ પેદા થાય છે, તે જન સમાજને મોટી આફત રૂપ છે; અને જે વર્ગોનો આધાર ચોક્સ કમાણી ઉપર રહેલો હોય છે, તેમને ગંભીર નુકસાન પહોંચે છે. અમેરિકાની શોધ પછી સ્પેનમાં જે સોનાની નદીઓ વહી, તેવડે આ સર્વ અનિષ્ટ ફળ પૂરેપૂરાં થયાં. વળી તે જમાનાના ભૂલ ભરેલા આર્થિક વિચારોથી સોનાના વધારાને લીધે થવો જોઈતો ફાયદો મુદ્દલે થયો નહીં. અમેરિકાથી આવેલ સોનાવડે જો તે લોકોએ બીજા દેશોના ઉદ્યોગો બહોળે હાથે ખરીદી લીધા હોત, તો વસ્તુઓના ભાવમાં એકાએક થયેલા ફેરફારનું ક્ષણિક નુકસાન અટકાવી શકાત, તથા પ્રજાકીય ઉદ્યોગની કાયમની હાનિનો કંઈક અંશે બદલો વળી જાત. પણ આમ કરવા સારૂ સોનું દેશાવર મોકલવું પડે, અને તેમ કરવાની સખત મના હતી. કુદરતી વસ્તુસ્થિતિને કોઈ અટકાવી શકતું નથી, એ નિયમ ખરો હોવાથી છેવટે સોનું બહાર તો ગયું, પણ તે એવી રીતે કે દેશને તેમાં જરા પણ લાભ ન હતો. પાંચમા ચાર્લ્સ તથા બીજા ફિલિપે તે લડાઈઓ લડવામાં વાપર્યું; પણ લડાઈઓ હમેશાં ઉદ્યોગની શત્રુ

કરતાં એમ જણાતું હતું કે અનંતકાળ સુધી સ્પેનની જાહોજલાલી ટકશે, અને રોમન કેથોલિક લોકો સૌથી વધારે ધનવાન થશે; તેથી કરીને તેમનામાં વ્યાપારી ગુણો આવશે, અને તેમનું ધાર્મિક ઝનૂન ઓછું થશે.

પણ આમાંનું એકે પરિણામ આવ્યું નહીં. જો કે સ્પેનના કેથોલિકો થોડાં વર્ષ પર્યન્ત વ્યાપારના અધ્યક્ષ રહ્યા, અને તેમની ઉન્નતિની અસર હજુ છેક ચાલી ગઇ નથી, તોપણ એકદમ સ્પેનની સમૃદ્ધિ ઘટવા લાગી. જે વખતે સ્પેન અગણિત દોલતના રાજમાર્ગપર જઇ પહોંચેલો લાગતો હતો, તેજ વખતે તે અત્યંત કંગાળ અવસ્થામાં ડુબી ગયો; તેની કીર્તિ ઝાંખી થઇ ગઇ; તેની સત્તા પડી ભાંગી, અને અવશેષ માત્ર તેનું ઝનૂન રહ્યું.

આ દેખીતા વિરોધનાં કેટલાંક કારણો છે. મારા ધારવા પ્રમાણે પહેલું કારણ સ્પેનના ધારામાં મુખ્ય ગણાતા ભૂલ ભરેલા આર્થિક સિદ્ધાંતમાં રહેલું છે. આ સિદ્ધાંતનું નામ યૂરોપમાં 'વ્યાપારી (mercantile system) પદ્ધતિ' એવું હતું. તેને સહેલી ભાષામાં સમજાવીએ તો દેશની સઘળી દોલત સોના રૂપામાં જ છે એમ મનાતું હતું. માટે કોઇ દેશમાં બીજી ગમે તેટલી મિલ્કત વધે, પણ તેવડે સોના રૂપામાં ઘટાડો થતો હોય તો તે દેશ દરિદ્ર છે એમ સમજવું. માટે જો પોતાની દોલત વધારવાના હેતુથી કેટલાક દેશો અરસ્પરસ માલની લેવડ દેવડ કરતા હોય, તો તો દરેકે એવા હેતુથી વ્યાપાર ચલાવવો કે પોતાના દેશમાં વધારે સોનું રૂપું આવે—એટલે કે, જેટલો કાચો માલ દેશાવર જાય, તે આયાત કરતાં વધારે હોવો જોઇએ. પણ એક દેશની નિકાસ કરતાં આયાત ઘટે, તો સામા દેશની આયાત અવશ્ય વધે ટલે તેને જરૂર નુકસાન થવું જોઇએ. આમ એકને જેટલો ફાયદો થાય, તેટલું સામાને નુકસાન; અને જે દેશ 'વ્યાપારનો શેષ' પોતાના તરફ વાળી ન શકે તેને આ સઘળો વ્યવહાર નુકસાનકારક હોવો જોઇએ. વળી એવું પણ સમજવામાં આવતું કે સોના રૂપાની આયાત કે નિકાસ જોડે સરખાવતાં દેશી પેદાશની અગત્ય તદ્દન ગૌણ છે.

આવા સિદ્ધાંતોને લીધે સ્પેનના લોકોએ ત્રણ અગત્યનાં કાર્ય માથે લીધાં, જેવડે તેમના દેશની જલદીથી પડતી આવી. પ્રથમ તો તમામ પ્રજાની

તથા સરકારની નજર સોનાની ખાણો શોધવામાં લાગી, તેથી તમામ ઉદ્યોગો પડી ભાંગ્યા. બીજું, ગુંચવાડા ભરેલાં વ્યાપારી બંધનો અને ઈજારા લાગુ પાડવાથી સંસ્થાનોની દુર્દશા આવી. આ સંસ્થાનો ખાસ માતૃભૂમિના જ લાભને અર્થે વસાવવામાં આવ્યાં હતાં; પણ છેવટે અતિશય ત્રાસથી તેઓને માતૃભૂમિ સામે બળવો કરવો પડયો, અને તેમાં ફતેહ પામ્યાં. છેવટે, સ્પેનમાં હદ ઉપરાંત સોનું દાખલ થયું, તેનું કુદરતી પરિણામ એ થયું કે સ્પેનની આર્થિક દશામાં લોકોએ કદી નહીં ધારેલો ગોટાળો થયો; કારણ કે સોનાની કિંમત પણ બીજી તમામ ચીજોની પેઠે આમદ અને ખપતના કાયદાપર આધાર રાખે છે. વળી આ ધાતુને લેવડ દેવડના સામાન્ય સાધન તરીકે સ્વીકારેલી હોવાથી તેની કીંમતમાં એકાએક ફેરફાર થાય, તે ઘણું જોખમ ભરેલું છે; આમ છતાં ઉપરના કાયદાના બંધનથી તે જરા પણ મુક્ત નથી. જ્યારે તે બહુ વધી પડે છે, ત્યારે તેની કીંમત એટલે બીજી ચીજો ખરીદવાની તેની શકિત ઘટી જાય છે; અથવા બીજા શબ્દોમાં, બીજી તમામ વસ્તુઓની કીંમત ચડી જાય છે. તેથી કરીને જે ગોટાળો ને અવિશ્વાસ પેદા થાય છે, તે જન સમાજને મોટી આફત રૂપ છે; અને જે વર્ગોનો આધાર ચોકસ કમાણી ઉપર રહેલો હોય છે, તેમને ગંભીર નુકસાન પહોંચે છે. અમેરિકાની શોધ પછી સ્પેનમાં જે સોનાની નદીઓ વહી, તેવડે આ સર્વ અનિષ્ટ ફળ પૂરેપૂરાં થયાં. વળી તે જમાનાના ભૂલ ભરેલા આર્થિક વિચારોથી સોનાના વધારાને લીધે થવો જોઇતો ફાયદો મુદ્દલે થયો નહીં. અમેરિકાથી આવેલ સોનાવડે જો તે લોકોએ બીજા દેશોના ઉદ્યાગો બહોળે હાથે ખરીદી લીધા હોત, તો વસ્તુઓના ભાવમાં એકાએક થયેલા ફેરફારનું ક્ષણિક નુકસાન અટકાવી શકાત, તથા પ્રજાકીય ઉદ્યોગની કાયમની હાનિનો કંઇક અંશે બદલો વળી જાત. પણ આમ કરવા સારૂ સોનું દેશાવર મોકલવું પડે, અને તેમ કરવાની સખત મના હતી. કુદરતી વસ્તુસ્થિતિને કોઈ અટકાવી શકતું નથી, એ નિયમ ખરો હોવાથી છેવટે સોનું બહાર તો ગયું, પણ તે એવી રીતે કે દેશને તેમાં જરા પણ લાભ ન હતો. પાંચમા ચાર્લ્સ તથા બીજા ફિલિપે તે લડાઈઓ લડવામાં વાપર્યું; પણ લડાઈઓ હમેશાં ઉદ્યોગની શત્રુ

હોય છે. સોનું બહાર મોકલવાનો બીજો માર્ગ ફક્ત કાયદાના ભંગથી હતો. થોડાં વરસ પછી આ રાજનીતિનાં ફળ પરિપક્વ થયાં. કારીગિરી સર્વ મરી ગઈ. ભાવ અતિશય ચડી ગયા. દરેક દ્રવ્ય સંબંધી વ્યવહારમાં ગરબડને અવિશ્વાસ પેઠાં.

મહાન કેથોલિક રાજ્યની ભૌતિક સમૃદ્ધિ આમાં શા માટે ક્ષણિક નીવડી, તથા ઝનૂનને દાબી દેનારૂં ઉદ્યોગનું વલણ શા માટે ફાવ્યું નહીં, તે ઉપર જણાવેલાં આર્થિક કારણો વડે સ્પષ્ટ થશે. આ છેલ્લી બાબતનો વિશેષ ખુલાસો કરવા સારૂ આપણે સ્પેનના ધર્મે ઉભી કરેલી સામાજીક અને ધાર્મિક સંસ્થાઓનો વિચાર કરીએ. સંખ્યામાં તથા દ્રવ્યમાં મઠ એટલા બધા વધી ગયા હતા કે હજારો લોકો આળસુ જીવન ગાળતા, તથા લાખો રૂપિઆ નકામા પડ્યા રહેતા; વળી ઉદ્યોગ કરવામાં હીનતા રહેલી છે, એવી સમજણ લોકોમાં ઘર ઘાલી બેસતી. જે માનસિક વલણને લીધે સંખ્યાબંધ લોકો તપનું તથા ગરીબાઇનું કંટાળા ભરેલું જીવન ગાળે છે, તે ઉદ્યોગના ઉત્સાહ ભરેલા વલણથી એટલું બધું વિરૂદ્ધ છે કે બંને એક સાથે કદી સંભવે જ નહીં. આ ઉપરાંત ધાર્મિક જન સમાજને તથા અમીરાતને પરસ્પર ઠીક ફાવે છે, તેથી અમીરાતની વૃદ્ધિ થઇ. ઇટલીના અસલના વ્યાપારી અમીરોની જગોએ લડાઇખોર આળસુ અમીરો પેદા થયા. તેથી શારીરિક મહેનતને કલંકિત ગણવામાં આવી, અને ગુલામગિરી સજીવન થવાથી તેવા વિચારોમાં ઉમેરો થયો.

સરકારે એક વખત આવો વ્યાપાર ચલાવ્યો, અને તેને ઉત્તેજન આપ્યું, એટલે તેને ફેલાવો થતાં કાંઇ વાર લાગી નહીં. તેનો ઇજારો બેલજીઅન લોકોને દેવામાં આવ્યો, અને તેમણે તે જીનોઆના લોકોને વેચી દીધો. પણ વેનિસ, બાર્સીલોના અને ઇંગ્લાંડના વ્યાપારી લોકો સૌ તેમાં જલદી જલદી ભાગ લેવા મંડ્યા. જૉન હૉકિન્સ કરીને કોઇ અંગ્રેજ પહેલો વહેલો આફ્રિકાને કિનારે ચડાઇ લઇ ગયો. આવો દુષ્ટ વ્યાપાર ગેરવાજબી છે, એવું ભાગ્યે જ કોઇ ખ્રિસ્તિ પ્રજા માનતી હતી. ખ્રિસ્તિ દુનિઆની સામાન્ય લાગણી પ્રમાણે ખ્રિસ્તિઓમાં અને બીજા લોકોમાં એટલો બધો

તફાવત મનો કે બંનેને એક સરખા (સ્વતંત્રતાના) નિયમ લાગુ પાડવા, તેમાં દેખીતો વિરોધ લાગતો હતો. સીધી લોકોને આ જગતમાં જેમ વધારે દુઃખ અપાય, તેમ પરલોકમાં તેમનું વધારે શ્રેય થશે, એવું મનાતું હતું. આવી રીતે ગુલામગિરીના રિવાજથી સ્પેનના લોકોની ચાલચલણપર બહુ માઠી અસર થઇ.

આ ઉપરાંત સ્પેનના લોકોએ જે મોટાં ધર્માંધ કૃત્યો કીધાં, તેની માઠી અસર તે દેશના ઉદ્યોગપર પૂરેપૂરી થઇ. 'ઉદ્યોગને ઝનૂન બંને પરસ્પર કટ્ટા શત્રુ છે,' એ સત્યનો કડવો અનુભવ આ લોકોને જેવો થયો, તેવો બીજી કોઇ પ્રજાને ભાગ્યે જ થયો હશે. ચાર વખત સ્પેનની પ્રજાએ પોતાનો ઉત્સાહ ધર્મની વૃદ્ધિને અર્થે વાપર્યો, અને તે દરેક પ્રસંગે તેની સંપત્તિને એવો ધક્કો લાગ્યો કે ફરીથી તે કદી ઉભી જ થઇ શકી નહીં. પ્રથમ યાહુદીઓને દેશવટો આપ્યો, તેથી પૈસાની લેવડ દેવડ કરનારા તથા સૌથી મોટા સાહસિક વ્યાપારીઓને તેઓ ખોઇ બેઠા. બીજું મૂર લોકોને હાંકી મૂકવાથી તેમના ઉત્તમ ખેડુતો ગયા. વિશાળ મેદાનોમાં લૂટારા સિવાય બીજી વસ્તી રહી નહીં અને સૌથી અગત્યના કેટલાક રોજગાર હમેશને વાસ્તે નાશ પામ્યા. ત્રીજું, કેપના રસ્તાની તથા અમેરિકાની શોધ પછી પ્રાપ્ત થયેલું દરિયાઇ સામ્રાજ્ય તથા તેને અંગે મળેલી વ્યાપારની કુલસત્તા તેમણે અજીતનૌકાની મૂર્ખાઈ ભરેલી ચડાઈ વડે ગુમાવ્યાં. તેણે ગુમાવેલું નૌકા બળ ઇંગ્લાંડ અને હૉલાંડ એ બે પ્રોટેસ્ટંટ પ્રજાઓ વચ્ચે વહેંચાઈ ગયું. ચોથું, હૉલાંડમાં તેણે જે જુલમ ગુજાર્યો, તેને લીધે ત્યાંની પ્રજામાં એવું ઝનૂન ભરાયું કે તેનાં લશ્કરો હારી બેઠાં, તેનો મરતબો ચાલ્યો ગયો, અને તેની જગો તેને વ્યાપારી બુદ્ધિમાં તથા બાહુ બળમાં ટક્કર મારે એવી પ્રોટેસ્ટંટ પ્રજાએ લીધી.

આવી રીતે સ્પેનની પડતીથી જગતને કેવળ ફાયદો થયો છે. ભલે આપણે નવી દુનિઆમાં કે હૉલાંડમાં અથવા ઇટલીનાં રળીઆમણાં નગરો જે તેણે પોતાની સત્તાના બળે ચગદી નાંખ્યાં—ત્યાં જે જે સ્થળે નજર કરીએ ત્યાં સર્વત્ર સ્પેનના સામ્રાજ્યના ઇતિહાસને પાને પાને અંધ મૂર્ખતા, બેશરમ સ્વાર્થ, વિનાશકારી જુલમ અને ઘોર નિર્દયતા પ્રત્યક્ષ થાય છે. તેની ચડ-

તીના દિવસોમાં તેણે જે જુલમ કર્યો છે, તેની આગળ રોમન બાદશાહોના જુલમ કાંઈ હિસાબમાં જ નથી. તેની સત્તા જો ચાલુ રહી હોત, તો યૂરોપીય પ્રગતિ ઘણી જ પાછી હઠત. પણ સારે નસીબે ઈશ્વરની પૂર્ણતા જેમ જડ કુદરતમાં વસેલી છે, તેમ ઇતિહાસમાં પણ તે દેખાય છે, અને તેના નિયમોનું ઉલ્લંઘન કરનારને સખત નશિયત આપી તે દરેક વિઘ્નનો નાશ કરે છે, તથા જેઓ પ્રગતિનો નિરોધ કરવા ઈચ્છે છે, તેમને ગભરાટમાં નાંખી અનેક સાધનોના એકત્ર સંયોગવડે પોતે રચેલીયોજનાઓને અમલમાં લાવેછે.

સ્પેનના ઉદ્યોગ સંબંધી ઉપરનું વિવેચન સમાપ્ત કરતા પહેલાં આ વખતે યૂરોપમાં જે ગરમ પાન દાખલ થયાં, તે તરફ લક્ષ આપવાની જરૂર જરૂર છે; કેમકે તેથી યૂરોપના સામાજીક જીવનમાં ઘણો સુધારો થયો. ૧૬ મા સૈકાના મધ્યમાં સ્પેનિશ લોકોએ મેક્સિકોથી કોકો દાખલ કર્યો. ત્યાર પછી આશરે ૫૦ વર્ષે ચીન અને જાપાનથી ચા દાખલ થયો. ૧૭ મા સૈકાના મધ્યમાં તુર્કસ્તાનથી કૉફી આવવા લાગ્યો. ફ્રાન્સમાં પહેલી કૉફીની દુકાન ૧૬૬૪ માં માર્સેલ્સમાં ખોલવામાં આવી. તે પછી થોડે વર્ષે ચોથા મહમ્મદના એલચી સુલેમાન આગાએ પારિસમાં ઉચ્ચ વર્ગોમાં કૉફી પાનનો પ્રચાર કર્યો. અને ૧૬૭૨ માં પાસ્કલ નામના આર્મીનિઆ વાસીએ તે શહેરમાં પહેલી કાફીની દુકાન ખોલી. તેનું અનુકરણ કરનારા તરત ઘણા લોકો નીકળ્યા અને આ નવા પાનથી ફ્રાન્સમાં સર્વત્ર પ્રસરેલા મદ્યપાનને તરત ગંભીર ધક્કો લાગ્યો. આવાં કૉફી ગૃહોથી ૧૮ મા સૈકાનાં શિષ્ટ મંડળો (clubs) ની શરૂઆત થઈ. જનસમાજમાં તે અગત્યનાં કેન્દ્ર થઈ પડયાં, અને તેમને લીધે પ્રજાની રીતભાતમાં નવું જ સ્વરૂપ આવ્યું. જો કે એક વખત ફ્રાન્સ કરતાં ઇંગ્લાંડમાં તેમની સંખ્યા વિશેષ હતી, તથા સાહિત્યના સુવર્ણ યુગ જોડે તેઓનો સંબંધ હતો, પણ ઇંગ્લાંડમાં તે કાયમને માટે રહ્યાં

ચિમાં સુધારો થયો, અને લોકોનું વર્તન કોમળ તથા સંસ્કૃત બન્યું, માટે વ્યાપારનાં નૈતિક અને માનસિક પરિણામો તપાસતી વખતે ગરમ પાન તરફ ક્ષણભર દૃષ્ટિ નાંખવી ઘટે છે.

સ્પેનનું સામ્રાજ્ય નષ્ટ થતાં બંને પંથોના વ્યાપાર સંબંધી ઝઘડાનો અંત આવ્યો. દીર્ઘકાળ પર્યન્ત વ્યાપારની લગામ ઇંગ્લાંડ અને હોલાંડ પાસે રહી; અને તે પછી જો કેથોલિક પ્રજાઓ વ્યાપારમાં આગળ પડતી થઈ હોય, તો જ્યારે તેમનો ધાર્મિક ઉત્સાહ મંદ પડી ગયો, તથા તેમની રાજનીતિ વ્યાવહારિક બની, ત્યારે જ તેમ થઈ શક્યું છે. પ્રોટેસ્ટંટ દેશો સાધારણ રીતે વ્યાપારમાં ચડીઆતા હોવાનાં કારણો વારંવાર આપણે ઉપર સમજાવી ગયા છીએ. મઠો કહાડી નાંખ્યા, ભિક્ષાવૃત્તિ ઓછી કરી, તથા કેવળ તપોવૃત્તિના નિયમપર નહીં રચાયેલાં મંદિરો ઉભાં થયાં, તે સર્વથી પ્રગતિને ઉત્તેજન મળ્યું પણ પ્રગતિનું મુખ્ય કારણ તો ધર્મક્રાંતિથી પેદા થયેલો માનસિક જુસ્સો હતો, અને તે વિચારના તથા કાર્યના દરેક ક્ષેત્રમાં દેખાવા લાગ્યો.

૧૭ મા સૈકા પછી ઉદ્યોગના ઈતિહાસમાં પ્રોટેસ્ટંટ તથા કેથોલિક પંથના વિરોધી સ્વાર્થ બહુ સમાયેલા નથી, પણ ધર્મ પ્રગતિના આદર્શરૂપે એક જુદા જ પ્રકારનો વિરોધ ઘણા વખત સુધી નજરે પડે છે. તે વિરોધ શહેર અને ગામડાંની વચ્ચેનો, અથવા ઉદ્યોગ અને ખેતીની વચ્ચેનો છે. આ એમાંના કયા ધંધાથી મનુષ્ય જાતને સુખ અને નીતિ વધારેમાં વધારે પ્રાપ્ત થાય છે, તે પ્રશ્ન હમેશાં વાંધા ભરેલો રહેશે; પણ એટલું તો નિર્વિવાદ છે કે ધર્મમાં તથા રાજ્યતંત્રમાં તે દરેકથી કેવળ ભિન્ન ભિન્ન પ્રકારનાં માનસિક વલણો ઉત્પન્ન થાય છે. ગ્રામનિવાસ હમેશાં સ્થાયીપણા, નિશ્ચળપણા અને પાછળ પગલાંનો પ્રતિનિધિ છે; નગરવાસ હમેશાં પ્રગતિ, નવીનતા અને ઉત્ક્રાંતિનો પ્રતિનિધિ છે. કદાચ ગામડાંના લોકો બહુ દુર્ગુણી હોય પણ દુર્ગુણ છતાં તેઓ ઘણા વહેમી, બીજે સ્થળે નાશ પામેલા ધાર્મિક રિવાજોને વળગી રહેનારા, તથા વિવેક શક્તિથી પરાઙ્મુખ હોય એવાં ધાર્મિક સ્વરૂપો તરફ ચોંટેલો હોય છે. હાકણો, પરીઓ, વારસામાં ઉતરેલા શાપ,

ભાવિસૂચક સ્વપ્નો, જાદુઈ સામર્થ્ય, સારા નરસા દિવસો, સ્થળો અથવા બનાવો સંબંધી તમામ પુરાતન વિચારો હજુ પણ ગામડાંના લોકોમાં નજરે પડે છે; અને ત્યાંના ભણેલા લોકોનાં મન પણ પશ્ચાદ્દષ્ટિવાળાં હોય છે, તથા નવીનતાથી તદ્દન વિરૂદ્ધ હોય છે.

હવે મોટાં શહેરો તથા ખાસ કરીને ઉદ્યોગવાળાં શહેરોનું સાધારણ સ્વરૂપ તેથી તદ્દન જુદા જ પ્રકારનું હોય છે. ભૂતકાળની છાયા તેમનાં મગજમાં કેવળ ઝાંખી પડે છે. નવીનતાને વધાવી લેવામાં આવે છે, અને પ્રગતિનો માર્ગ ઉત્કંઠાભેર ઝીલવામાં આવે છે. ત્યાં સંદિગ્ધ પુરાણી કથાઓ પર સખત વિવેચન થાય છે, જુના સિદ્ધાંતોને છિન્ન ભિન્ન કરી પોતપોતાની વિચાર શક્તિની કસોટી પર ચ્હડાવી નવું રૂપ આપવામાં આવે છે. આ સિવાય ઉદ્યોગને વ્યાપાર જોડે નિકટ સંબંધ છે, અને વ્યાપારની માનસિક અગત્ય કેવડી મોટી છે, તે ઉપર જણાવાઈ ગયું છે. આવી રીતે ખેતી તથા ઉદ્યોગનાં પરિણામો ભિન્ન હોવાથી બંનેના ઓછાવત્તા વિકાસનું નિરૂપણ કરવાની જરૂર છે, માટે પ્રથમ તે વિષય પરત્વે આર્થિકમત કેટલે સુધી આગળ વધ્યો છે, તેનું જરા અવલોકન કરીએ.

૧૮ મા સૈકામાં ખરા અર્થશાસ્ત્રના ઉદય પહેલાં વ્યાપાર સંબંધે યૂરોપમાં બે મત પ્રચલિત હતા. બંને પક્ષવાળા પૈસાને જ ખરૂં દ્રવ્ય માનતા હતા. પણ પહેલા મત પ્રમાણે વ્યાપાર એ જ પૈસો પ્રાપ્ત કરવાનું ખરૂં સાધન હોવાથી બીજા તમામ ધંધા નિરર્થક છે; અને વ્યાપારની ખરી રીત એ છે કે આયાત કરતાં નિકાસ વધારે હોવી જોઇએ. પહેલો પણ ઉદ્યોગને અપાતું ઉત્તેજન બંધ કરી ખેતીપર સમગ્ર ધ્યાન રોકવાની તરફેણમાં હતો. બીજાનો વૃદ્ધિ કરવાનો હતો. ૧૬ મા સૈકા પહેલાં યૂરોપમાં પહેલી શાખાના વિચાર ચાલતા હતા. રાજ્યતંત્રીઓ દરેક પ્રજાને સ્વાશ્રયી બનાવવા મથતા હતા, અને વ્યાપાર જેવા અનિશ્ચિત ધંધામાં મૂડી રોકવાની વિરૂદ્ધ તમામ લોકો હતા, તે એટલે સુધી કે છેવટે વધારે બદલો મેળવવાને અર્થે પણ પ્રથમ દેશમાંથી સોનું રૂપું બહાર મોકલવું પડે, તેમાં તેઓ ખુશી ન હતા. વળી તે સમયનું જીવન તદ્દન સાદું અને ગ્રામ્ય હોવાથી ઉંચી બનાવટના માલનો ઝાઝો ખપ

ન હતો; તેમજ વ્યાજના ધંધા સંબંધે ખોટા વિચારો ચાલતા હઈ ઔદ્યોગિક સાહસને જબરો ધક્કો લાગ્યો. વળી વ્યવહારનાં અપૂર્ણ સાધનો, ખેતી માટે સાધુઓનો ઉમંગ, સંસ્કૃતિની પ્રારંભ દશામાં ખેતીની સરળતાને લીધે તે ધંધામાં રહેલી ખાસ અનુકૂળતા, તથા પ્રાચીન લોકોનું ખેતી વિષે બહુમાન ઇત્યાદિ સર્વ કારણોને લીધે બધો પ્રવાહ ખેતીની દિશામાં વળ્યો. તેથી લગભગ સર્વ દેશોમાં ખેતીનો ધંધો પ્રબળ હતો, અને તેની છાયા ઘણે ભાગે મધ્ય યુગના વહેમો પર પડી, તેથી તે વૃદ્ધિ પામી ચાલુ રહ્યા હતા.

પણ જ્યારે અમેરિકામાં સોનાની જબરી શોધ થવાથી તે મેળવવાની ઉત્કંઠા દરેક પ્રજામાં થઇ, ત્યારે ઉદ્યોગ પણ પોતાનું જુનું સ્વરૂપ બદલી મોટા પાયાપર આવવા લાગ્યો અને સ્પેન સિવાયના તમામ દેશોમાં તે જલદી આગળ વધ્યો. તેથી રાજ્યતંત્રીઓના વિચારમાં તે સંબંધે ફેરફાર થવા લાગ્યા. ઉદ્યોગ અનિષ્ટ છે એમ છેલ્લી વખત યુક્તિ પૂર્વક કહેનાર સલી નામે પ્રધાન હતો તેથી ઉલટા પક્ષનો મોટો પ્રતિનિધિ કૉલબર્ટ હતો. તે કહેતો કે વિદેશી સોનાને ખેંચી લાવનાર લોહચુંબક ઉદ્યોગ છે. તેણે ઉદ્યોગને હાનિકારક હોય એવા ઘણા વેરા માફ કર્યા, જ્યાં જ્યાં કારીગરોને નુકસાન થતું હોય, ત્યાં તેમનો બચાવ કર્યો, અને ઉદ્યોગની વૃદ્ધિ માટે યથાશક્તિ પ્રયાસ કર્યો.

છેવટે આદમ સ્મિથ દેખાયો. તેણે કારીગિરીને જે કાંઇ હાનિકારક હતું, તે સર્વ દૂર કર્યું એટલું જ નહીં, પણ તેની પ્રગતિ માટે તમામ રીતે અનુકૂળતાનો માર્ગ સુદૃઢ કરી આપવામાં પોતાનું અનુપમ યુક્તિ ચાતુર્ય પ્રકટાવ્યું. મહેનત એજ વસ્તુઓની કીંમતનું મૂળ છે; તથા પૈસો તો વ્યાપારની અનેક ચીજોમાંની એક સાધારણ ચીજ છે; અને તેને લેવડ દેવડના એક સાધન તરીકે માત્ર પસંદ કરવામાં આવેલ છે; તથા વિદેશી માલ છેવટે દેશની પેદાશવડે જ ખરીદવો પડે છે—ઇત્યાદિ આર્થિક સિદ્ધાંતોનું તેણે યોગ્ય સ્થાપન કર્યું. વળી ઘણી જ સ્પષ્ટ દલીલો વડે તેણે મૂડીનો ઉપયોગ, કરકસર અને ઉદ્યોગના સંયોગવડે તેનું ઉત્પન્ન થવું, તથા કારીગિરી અને મહેનતના વિભાગ વડે મૂડીની વૃદ્ધિ માટે થતી સરળતા—વગેરે સાબિત કરી આપી તેણે એ અર્થ સાર્યો. ઉદ્યોગનાં કામ નકામાં અથવા નુકસાનકારક છે એવો વિચાર

દૂર કર્યો, અને તેમની વૃદ્ધિના ખરા નિયમો દર્શાવ્યા. એક પછી એક જમાનામાં અને લગભગ વર્ષોવર્ષ તેણે બતાવેલા નિયમો યૂરોપની રાજનીતિમાં વધારે ને વધારે ઊંડા પેઠા છે, અને ધીમે ધીમે ઉદ્યોગનાં કામો જુનાં બંધનોથી મુક્ત થવાથી વિશેષ ફેલાવો પામેછે, અને તેમના ફેલાવાથી ઉત્પન્ન થતી વિચાર સરણિ પણ વધારે મહત્તા પામે છે.

ઉદ્યોગ વિષે આમ ધીમે ધીમે પણ દઢ પગલે આર્થિક વિચારો બદલાતા ગયા, તેથી ઉદ્યોગમાં ખૂબ વૃદ્ધિ થઈ, પણ તેમ થવામાં તે ઉપરાંત બીજાં બે સહાયભૂત કારણો માલમ પડે છે.

પહેલું ધીરધારની પદ્ધતિ હતું. આ પદ્ધતિથી જન સમાજની ચાલ ચલણમાં જબરૂં નૈતિક બળ રેડાયું છે; તેમજ જુદી જુદી પ્રજાઓ વચ્ચે સુલેહ જાળવવાનું મોટું સાધન થઈ પડયું છે. (તેમ જ લડાઈનું પણ પ્રબળ સાધન છે!) આ રિવાજ યાહુદી તથા ઇટલીય લોકોમાં ચાલતો હતો, પણ ૧૬૦૦ માં આમ્સ્ટરડામમાં પેઢી સ્થપાઈ ત્યાં લગી તે પાકા પાયાપર મુકાયેલો કહેવાય નહીં. તે સ્થાપવાનો તાત્કાલિક ઉદ્દેશ એવો હતો કે દેશમાં ફરતી મૂડી વધારી ઉદ્યોગને ઉત્તેજન આપવું. તે કાર્ય ઘણે દરજ્જે સફળ થયુંછે.

ઉદ્યોગની વૃદ્ધિનું બીજું કારણ યંત્ર કળામાં એકાએક થયેલો વધારો છે. અલબત્ત યંત્રકળાની શરૂઆત તો જ્યારે મનુષ્યો તદ્દન અણઘડ હથિઆર વડે જમીન ખોદતાં શીખ્યાં, ત્યારથી જ થઈ કહેવાય, પણ તેનાં વધારે ગુંચવણીવાળાં ઉંચા પ્રકારનાં કાર્યો તો વર્તમાન સંસ્કૃતિથી જ જન્મેલાં ગણાય; અને તે કાર્યો પણ કારણ પર ફરીને જબરી અસર કરે છે. યૂરોપમાં મધ્ય યુગમાં શોધવામાં આવેલું, અથવા દાખલ થયેલું સૌથી ઉપયોગી યંત્ર પવન ચક્કી હતું. તેને લીધે ખેતીમાં ઠીક સુધારો થયો. ૧૫ મા સૈકામાં છાપવાનું યંત્ર દાખલ થવાથી યૂરોપની માનસિક દશા બદલાઇ ગઇ. ૧૯ મા સૈકામાં વૉટ, આર્કરાઈટ ને સ્ટીવન્સનના સંચાઓ, તથા નાનાં નાનાં અનેક યંત્રોથી ઉદ્યોગ અને વ્યાપારમાં એટલો બધો વધારો થયો છે કે જગતના ઇતિહાસમાં તેના જેવો બીજો દાખલો મળતો નથી. વધારે પેદા કરવાની શક્તિથી દોલ-

તમાં વધારો થાય છે, અને એક વિભાગમાં વધેલી મૂડી બીજાની ખીલવણીને અર્થે વપરાવા લાગે છે.

યૂરોપીય ઉદ્યોગનાં ક્રમવાર દશાંતરોથી ધાર્મિક માન્યતાના ઇતિહાસપર કેવી અસર થઇ, તે તપાસતાં આપણે પ્રસંગોપાત અર્થશાસ્ત્રનાં જુદાં જુદાં અંગો તથા ઔદ્યોગિક પ્રગતિનાં રૂપાંતરો વચ્ચે રહેલા સંબંધ વિષે ઉપર વિવેચન કરી ગયા છીએ, હવે અર્થશાસ્ત્રથી ધર્મપર શી અસર થઈ, તે સામાન્ય દૃષ્ટિથી તપાસવાનું બાકી રહે છે; કેમકે બીજાં બધાં શાસ્ત્રો કરતાં અર્થશાસ્ત્રવડે જન સમાજના શારીરિક બંધારણનું આપણને વધારે ભાન થયું છે. ભલે ઘણા ખરા અર્થ શાસ્ત્રીઓ અને ખાસ કરીને ઇંગ્લાંડવાળા દ્રવ્યનો વિષય કેવળ અલગ ગણે, પણ તે સામાજીક અને નૈતિક વિષયો જોડે કેટલો બધો સંબદ્ધ છે, તેપર આદમસ્મિથ તથા માલ્થસે ઘણું અજવાળું પાડ્યું છે.

અર્થશાસ્ત્રનું પહેલું અગત્યનું પરિણામ છેલ્લા પ્રકરણમાં આપણે કાંઇક સૂચવી ગયા છીએ. તે વિશ્વ સુલેહ ( universal peace ) ના મહાન્ ખ્યાલનો સાક્ષાત્કાર કરાવવા વિષે છે. ધર્મ ગુરૂઓના હાથમાં તે ખ્યાલનાં દશાંતરોનો ઇતિહાસ ઘણો શોકજનક છે. જો કે વિશ્વ સુલેહ એ ખ્રિસ્તિધર્મનો એક મુખ્ય ઉદ્દેશ છે, એવો પ્રથમ ઉદ્‌ઘોષ કરવામાં આવ્યો હતો, અને જો કે ખ્રિસ્તિ ઉપદેશકોએ લગભગ ૩૦૦ વર્ષ સુધી તેની હિમાયત કરવામાં અથાક ઉત્સાહ અને અજાયબ જેવું શૌર્ય દાખવ્યું, પણ મજબુત ધાર્મિક બંધારણના વિચારો આગળ નીતિ વિષયક ઐક્યનો ઉત્કૃષ્ટ વિચાર ધીમે ધીમે ઝાંખો થઇ ગયો, અને ત્યાર પછી અનેક સૈકા લગી ધર્મગુરૂઓ લડાઇ બંધ કરાવવાને બદલે તે જગવનારા અગ્રેસરો બન્યા. અરે, તેઓ એવું શીખવતા કે લડાઇના પરિણામનો આધાર કુદરતી કારણો પર રહેતો નથી, પણ દૈવી સહાયપર રહે છે; આથી કરીને ઉલટું તેઓએ લડાઇને પવિત્રતાનું રૂપ આપ્યું !

આવી રીતે યૂરોપમાં શાંતિ જાળવવા માટે ધર્મસંપ્રદાયો તદ્દન અશક્ત છે, એમ ઘણા સૈકાના અનુભવથી સાબિત થઇ ચૂક્યું, એટલે ૧૮ મા સૈકામાં એક એવી શાખા ઉભી થઈ કે જેણે શુદ્ધ માનસિક ઉપાયવડે આ શાંતિની

સ્થાપન કરવા પ્રયાસ કર્યો. આ શાખા ફ્રેંચ તત્વજ્ઞોની હતી. તેમણે પ્રજામાં લડાયક વલણ ઉત્પન્ન કરવા કરતાં માનસિક વ્યાપૃતિને તથા રાજકીય સિદ્ધાંતોને અગ્ર સ્થાન આપ્યું.

હું ધારૂં છું કે ફ્રેંચ તત્વજ્ઞોના આ લક્ષ્ય તરફ જગતને લઇ જવાનું વલણ સંસ્કૃતિમાં રહેલું છે. એમ કહેવામાં પણ ખોટું નથી કે મનની ખીલવણી વધવાથી લડાયક વૃતિ ઓછી થાય છે, અને સિદ્ધાન્તોના તથા માનસિક વલણોનો ઐક્યથી ઉત્પન્ન થતું પરસ્પર આકર્ષણ ધીમે ધીમે કૃત્રિમ રાજકીય ઐક્યોનું સ્થાન લેતું જાય છે. છતાં એ પણ ચોક્કસ છે કે વિરોધી આવેશોને શમાવી દેવા માટે એકલી માનસિક ભ્રાતૃભાવની લાગણી બહુ નબળી છે. અને તેની જગોએ વધારે ચિરસ્થાયી તથા વધારે મજબુત ઐક્યનો બંધ પૂરો પાડવાનું કાર્ય અર્થ શાસ્ત્રને માટે નિર્માયેલું હતું.

આ બંધ કેળવાયેલા સ્વાર્થ રૂપી છે. ઉપર જણાવી ગયા છીએ તેમ અસલના વખતમાં પ્રજાઓના સ્વાર્થ પરસ્પર વિરૂદ્ધ છે એવી માન્યતા હતી. એકની પાસે જેટલી દોલત વધે તેટલી જ બીજી પાસેથી ઘટવી જોઇએ; અને તમામ વ્યાપાર એક પ્રકારનું ત્રાજવું છે, જેમાં એક પલ્લામાંથી લઇએ, તેટલું બીજામાં ઉમેરાય. એક પ્રજાની સંપત્તિને જેટલી હાનિ પહોંચાડીએ તેટલો બીજી પ્રજાઓને લાભ થાય, કેમકે આખી દુનિઆની દોલત વહેંચી ખાનાર પ્રજાઓમાંથી એક ઓછી થઈ. ભલે ધર્મસંસ્થા વચ્ચે પડીને પોકારે કે બીજાઓના દુઃખમાં મનુષ્યોએ રાજી થવું ન જોઇએ, અને તેમણે ઉચ્ચતર હેતુઓવડે સ્વાર્થને દાબી દેવા જોઇએ. પણ જેટલે અંશે દરેક પ્રજા પોતાનો સ્વાર્થ જુએ, તેટલે અંશે તે પોતાના પડોશીની વિરૂદ્ધ હતી, અને સારામાં સારા યુગમાં પણ મોટા જનસમૂહો અવશ્ય સ્વાર્થના નિયમોને અનુસરે છે. બીજી પ્રજાઓ કરતાં પોતે વ્યાપારમાં ઉંચું પદ પામવું એવી ઇચ્છાથી જે જે યુદ્ધો થયાં, તે ઉપરાંત પ્રજા પ્રજા વચ્ચે નિરંતર લાગતા વિરોધથી ઉત્પન્ન થયેલો તિરસ્કાર ધુંધવાયા કરતો હતો, અને જરા સરખો મતભેદ થતાં તેમાંથી પ્રચંડ ઝાળ ઉઠતી હતી.

આ મહાન્ અગ્નિને હોલવવા માટે અર્થ શાસ્ત્ર રૂપી એક જ ઉપાય છે. પ્રથમ તો તે આપણને બતાવે છે કે એક વ્યાપારી પ્રજા બીજી પ્રજાને નુકસાન કરવાથી સમૃદ્ધિમાન્ થઇ શકે એ વિચાર જ તદન ખોટો છે. વળી તે બતાવે છે કે જેવી રીતે એક વ્યાપારીનો કાયમનો લાભ તેનાં ગ્રાહકોની દિનપ્રતિદિન ચડતીમાં રહેલો છે, તેવી જ રીતે એક પ્રજાનો લાભ પણ તેની ગ્રાહક પ્રજાઓ નિરંતર ધનાઢ્ય રહે તેમાં જ છે. વળી તે બતાવે છે કે જગતનાં જુદાં જુદાં બઝારો એવાં તો ઓતપ્રોત થયેલાં છે કે એકને ગંભીર નુકસાન પહોંચે તો તેનાં ફળ તરત બીજાં તમામ બઝારોમાં જણાયા વિના રહેશે નહીં; અને યૂરોપની વર્તમાન સ્થિતિમાં વ્યાપારના બંધ એટલા બધા અસંખ્ય છે, અને પ્રજાઓના સ્વાર્થ એટલા બધા સંકળાયેલા છે કે લડાઇથી ખરેખર જીતનાર પક્ષને પણ એકંદરે હાનિ જ છે. અર્થશાસ્ત્રના ક્રમે ક્રમે થયેલા પ્રત્યેક વિકાસથી આ સત્યો વધારે વધારે સ્પષ્ટ થતાં ગયાં છે, અને તેમના ફેલાવના પ્રમાણમાં લડાઈ તરફ અણગમો, તથા નિરૂપાયે કદાચ તે સળગે તો લડવા ઉતરેલી બે જ પ્રજાઓથી આગળ નહીં ફેલાવા દેવાની ઇચ્છા, તથા તે સળગાવનારા પ્રતિ ઇર્ષ્યા દુનિઆમાં આપણને નજરે પડે છે. માટે દરેક નવું નવું વ્યાપારી સાહસ સુલેહનું વધારાનું જામીન છે. વળી સુલેહનો પક્ષ દૃઢતર કરનારી બીજી બે પ્રવૃત્તિઓ છે. તેમાંની પહેલી રાજનીતિના પાયા તરીકે 'સૌ પ્રજાના હક સમાન છે' એવું સૂત્ર માન્ય થવા વિષે છે; અને બીજી યુદ્ધની કીર્તિ માટે માન ઓછું કરનારી માનસિક પ્રવૃત્તિઓની વૃદ્ધિ છે. જન સમાજને આવી સ્થિતિએ પહોંચતાં અલબત્ત ઘણાં વર્ષ લાગશે, અને તેમ કરવામાં ઘણાં સંકટો વેઠવાં પડશે. પણ જેમ જેમ સંસ્કૃતિ વધતી જશે, તેમ તેમ સુલેહનો પક્ષ બળવત્તર થશે. સ્વતંત્રતા, ઉદ્યોગને સુલેહ એ ત્રણે આધુનિક જન સમૂહોમાં મજબુત રીતે સંકળાયેલાં છે, અને તેમની છેવટની ફતેહનો આધાર જે પ્રવૃત્તિ પર રહેલો છે, તે પ્રવૃત્તિને કદાચ ક્ષણભર પાછી હડસેલી શકાય, પણ તેનો સતત પ્રવાહ અટકાવવો, તે તદન અશક્ય છે.

વળી આ પણ લક્ષમાં રાખવા જેવું છે કે જે પ્રજાઓ ઔદ્યોગિક

સાહસમાં સૌથી વધારે ભાગ લે છે, તે સૌથી વિશેષ ધનાઢ્ય તથા શાંત હોય છે; અને લડાઈના વખતમાં પણ તેઓ જ સૌથી વધારે સત્તા મેળવી શકે છે. પ્રાચીન અને અર્વાચીન જન સમાજ વચ્ચે આ મોટો તફાવત છે, અને આદમસ્મિથ ઘણી સૂક્ષ્મ દૃષ્ટિથી તે જોઈ શક્યો છે. અસલ લડાઈનો આધાર માત્ર બાહુબળ પર રહેલો હતો, તેથી કોઈ એક ધનાઢ્ય પ્રજાની લડાઈ સંબંધી દશા ઘણી પ્રતિકૂળ હતી. દોલતથી તેનું વર્તન નિર્વીર્ય બનેલું હતું, તથા તેને લીધે પડોશી પ્રજાઓની લોભવૃત્તિ જાગ્રત થતી હતી; અને આ નુકસાનના પ્રમાણમાં દોલતથી કાંઈ પૂરતો ફાયદો નહતો. આજ કારણથી કાર્થેજ, કોરિન્થ અને ટાયર જેવાં વ્યાપારનાં માતબર સ્થળો નાશ પામ્યાં. પણ હાલ તો દારૂ ગોળાની શોધથી તથા લડાઈનાં યંત્રોની ઉંચા પ્રકારની યોજનાથી લડાઇનો મુખ્ય આધાર યાંત્રિક કૌશલ્ય તથા ધનસંપત્તિ ઉપર રહેલો છે. માટે જે લોકોને સુલેહ જાળવવાથી વિશેષ લાભ છે, તેમના જ હાથમાં વિશેષ સત્તા રહેલી હઈ લડાઇઓની સંખ્યામાં ઘટાડો થશે.

વળી જુદી જુદી પ્રજાઓને સામાન્ય લાભના બંધ વડે જેમ અર્થશાસ્ત્ર જોડે છે, તેમ એક જ પ્રજાના જુદા જુદા વર્ગોને પણ તે જોડે છે. ખરેખર જો પ્રજા પ્રભુત્વને મહા અનર્થકારી થતાં અટવાવવું હોય, તો અર્થ શાસ્ત્રના સિદ્ધાંતોનો તમામ લોકોમાં બહોળો ફેલાવો કરવો જોઇએ. કારણ કે જ્યારે ગરીબ લોકોના સમૂહ અજ્ઞાનની તંદ્રામાંથી જાગે છે, અને સામાજીક પંક્તિઓમાં પોતાની વાસ્તવિક સ્થિતિ બરાબર સમજવા લાગે છે, ત્યારે સંપત્તિ તેઓને નિયમ બાહ્ય તથા અન્યાય યુક્ત લાગશે. 'બધાં મનુષ્યો જન્મથી જ સ્વતંત્ર તથા સમાન છે' એ સૂત્ર તેઓ શીખશે, એટલે તરત જ કહેશે કે દુનિઆમાં જે દોલત છે, તેના ઉપર પણ તમામ લોકોને એક સરખો જ હક છે. આવા પ્રકારની ગેરસમજથી થતાં મોટાં અનિષ્ટ અટકાવવાનો માત્ર એક જ ખરો ઉપાય અર્થશાસ્ત્ર છે. કેટલાએક ધારે છે તેમ તે કેવળ અનિર્વેદવાદ (optimism) અથવા કેવળ ભવિતવ્યતા વાદ શીખવતું નથી. તેના પ્રચારથી ઘણી રીતે દ્રવ્યનો ઉપયોગ નવી દિશાઓમાં થશે, તથા જે ખર્ચો કરવામાં ઘણા કાળથી આબરૂ મનાતી આવે છે, તે જન

સમાજને નિરૂપયોગી અથવા હાનિકારક છે, એમ જ્યારે સૌ આર્થિક દૃષ્ટિએ કબુલ કરશે, ત્યારે તેવાં ખર્ચ કમી થશે. વળી ધનાઢ્ય અને નિર્ધન લોકોના પરસ્પર સ્વાર્થ એવી રીતે સમાન છે કે મજુરોની મજુરી તથા તેમના શેઠનો નફો બંને એક સાથે ચડ ઉતર થાય–એવું કાંઈ અર્થ શાસ્ત્ર કહેતું નથી, કેમકે ખરી હકીકત તો તેથી ઉલટી છે. વળી પ્રજાની અંદર દોલતની વહેંચણીમાં સરકારનો હાથ તદ્દન નિષ્ફળ છે, એમ પણ તે શીખવતું નથી, કેમકે વારસાના કાયદાથી તથા કર લેવાની રીતિથી આ બાબતમાં જબરી અસર થાય છે. પણ આટલું તો ચોક્કસ રીતે અર્થશાસ્ત્ર સિદ્ધ કરે છે કે મજુરીના દરનું પ્રમાણ જન સમાજમાં ફરતી કુલ મૂડી તથા મજુરોની કુલ સંખ્યા ઉપર આધાર રાખે છે. $\left[\text{દર}=\frac{\text{કુલ મૂડી}}{\text{કુલ સંખ્યા}}\right]$ આમ હોવાથી મજુરોના દરમાયા કાયમને માટે વધારવાને જો સરકાર સીધી રીતે મહેનત કરશે, તો છેવટે મજુર વર્ગને જ મોટું નુકસાન થશે. અર્થશાસ્ત્ર સિદ્ધ કરે છે કે દેશમાં વસ્તીના વધારા કરતાં જો મૂડીનો વધારો જાસ્તી ન થતો હોય, તો મજુરોની આબાદી થશે નહીં. એટલા વાસ્તે એક તરફથી મજુરોએ બહુ પ્રજા વધારતાં સાવધ રહેવું, અને બીજી તરફથી પેદાશને સંપૂર્ણ ઉત્તેજન આપવું, એટલે કે મૂડીવાળા લોકોને સંપૂર્ણ રક્ષણ આપવું; કેમકે પોતે જે એકઠું કરે છે, તે સર્વ પોતાની જ પાસે રહેશે એવી તે લોકોને જો ખાત્રી ન હોય, તો કાંતો તેઓ મૂડી એકઠી જ કરશે નહીં, અથવા તો તેને દાટી રાખી અનુત્પાદક બનાવશે. ટુંકામાં અર્થશાસ્ત્ર ખુલ્લી રીતે જણાવે છે કે જો ધનાઢ્યોની મિલ્કત જપ્ત કરી ગરીબોમાં વહેંચી દઇએ, તો છેવટે તે કુલ ગરીબોના જ ઉપર મોટી આફત રૂપ થશે.

અર્થ શાસ્ત્રની કળાના પ્રત્યેક વિકાસથી દિવસે દિવસે સ્પષ્ટ થતું જાય છે કે દરેક પ્રજાના લાભ બીજી પ્રજાઓની સંપત્તિ વધે તેમાં જ રહેલા છે. આ સત્યની નીતિ વિષયક અસર જનમંડળપર બહુ ભારે થશે, કેમકે સૌ સૌના સ્વાર્થ અરસપરસ ગુંથાયેલા છે, એવી સમજણ ઉત્પન્ન થતાં કલહનાં બીજ ધીમે ધીમે નાબુદ થશે. વળી મનુષ્ય સ્વભાવ જ એવો છે કે ઘણા

લોકો એકઠા મળીને અમુક કામ કરતા હોય છે, ત્યારે તેમનામાં મિત્રભાવની ઊંડી લાગણી જન્મ પામે છે. સામાન્ય ઉદ્દેશો તથા આશાઓ વડે તેઓમાં બંધુભાવ જાગ્રત થાય છે. દરેક માણસ પારકાના ભલા તરફ નજર રાખીને કામ કરવાને ટેવાય છે, અને સ્વાર્થના ઐક્યમાં પ્રીતિની ઐક્યની વિશુદ્ધિ ભળે છે. આવી રીતે ઉત્પન્ન થયેલી લાગણી ખરેખર નીતિની છે. ભલે તે ઉત્સાહ જનક કારણોથી ઉત્પન્ન થતી લાગણીના જેટલી બળવાન્ ન હોય, પણ તેના કરતાં તે વધારે સાધારણ, વધારે એકરૂપ અને એકંદરે મનુષ્ય જાતિને ઓછી લાભદાયક નથી.

તપોવૃત્તિ અને ઉદ્યોગ વૃત્તિ એ બે લક્ષ્યોમાં દુનિઆની ઘણી ખરી પ્રજાઓ વહેંચાયેલી છે. તે દરેક વડે નાના પ્રકારનાં નૈતિક તથા માનસિક પરિણામો ઉત્પન્ન થાય છે, માટે તેઓનો ઇતિહાસ માનસિક પ્રગતિના લગભગ દરેક અંગને સ્પર્શે છે. પહેલા લક્ષ્યનું રહસ્ય આત્મદમનમાં રહેલું છે. અને બીજાનું વિકાસમાં રહેલું છે. પહેલું લક્ષ્ય તૃષ્ણાને દાબી દેવા ઇચ્છે છે; અને બીજું તૃષ્ણાની વૃદ્ધિ કરવા ઉત્સુક છે. પહેલું એમ ધારે છે કે સર્વ સુખનું મૂળ મન છે, માટે તે મેળવવા પરબાર્યું મનને જ વશ કરવા મથે છે; ત્યારે બીજું પરિસ્થિતિને સુધારવા તત્પર છે. પહેલું લક્ષ્ય કલ્પનાને સતેજ કરી અત્યંત ભક્તિમાન્ મનુષ્યો પેદા કરે છે; અને બીજું જનમંડળનાં સંયુક્ત કાર્યોને નિયમસર બનાવી ઉચ્ચતમ સામાજીક દશા લાવે છે. પહેલું એશિયા તથા મિસરની સંસ્કૃતિને ઘણું અનુકૂળ જણાયું છે, પણ બીજું યૂરોપીય સંસ્કૃતિને લાભકારક નીવડ્યું છે.

ચોથા સૈકામાં મઠવાસની પદ્ધતિ ખ્રિસ્તિ સમાજમાં પેઠી, ત્યારથી ઠેઠ ૧૫ મા સૈકા સુધી તપોવૃત્તિનો સિદ્ધાન્ત સર્વત્ર બલિષ્ઠ હતો. ફક્ત ૧૮ મા સૈકામાં સાધુઓ વિરૂદ્ધ કંઇક વિરોધ ઉત્પન્ન થયેલો, તે સિવાય આ દીર્ઘકાળ પર્યન્ત તપોવૃત્તિનું ધોરણ એટલું પ્રબળ હતું કે બીજાં તમામ પ્રકારનાં શૌર્ય તેમાં ગરકાવ થઈ તેની જોડે એકરૂપ બની જતાં.

ઉપરના દીર્ઘ સમયને છેલ્લાં ત્રણસો વર્ષ જોડે સરખાવીએ તો વિરોધ ઘણો જ દેખીતો છે. પહેલાં તપોવૃત્તિ એ નીતિ ગૌરવનું ઉચ્ચતમ શિખર

દર્શાવતી હતી, અને જેમ જેમ જનમંડળમાં તે વૃત્તિ સાકાર થતી ગઇ,તેમ તેમ મઠની સંખ્યામાં વધારો થયો. અત્યારે ઉલટું સુધારાની જેમ જેમ વૃદ્ધિ થાય છે, તેમ તેમ મઠો બંધ કરવામાં આવે છે, અને પ્રજા જેમ જેમ આગળ પગલાં ભરતી જાય છે, તેમ તેમ મઠજીવન અવશ્ય નિરર્થક મનાતું જાય છે. તપોવૃત્તિની વિરૂદ્ધ પહેલો પોકાર ઉઠાવનાર પ્રોટેસ્ટંટ ધર્મ હતો; પણ ૧૬ મા સૈકામાં મઠની મિલ્કત પડાવી લેવાનું જે ભયંકર ગણાતું કૃત્ય તેણે આરંભ્યું, તેનું ધીમે ધીમે દરેક કેથોલિક દેશમાં પણ અનુકરણ થયું છે. જ્યારે ફ્રાન્સે કેથોલિક ધર્મ તજ્યો, ત્યારે તેણે, તથા આસ્ટ્રિઆ અને સ્પેને આ માર્ગ લીધો છે. આસ્ટ્રિઆના બીજા જોસફે ૧૮૪ મઠ બંધ કરી ૨૦ લાખ ફ્લૉરિન જેટલી મિલ્કત જપ્ત કીધી. યૂરોપમાં ૧૮૩૦ થી ૧૮૩૫ ની અંદર કુલ ૩૦૦૯ મઠ બંધ થયા, ૧૮૪૧ માં પોલાંડમાં ૧૮૭ મઠ બંધ પડ્યા. આ સર્વ કૃત્યો તથા હાલના ઇટલીમાં થયેલાં તેવાં જ કૃત્યો ઘણે ભાગે સાધુઓની કાંઇ બદચાલથી થયેલાં નથી, પણ મઠ જીવન કેવળ ક્ષુદ્ર ને નિરર્થક છે, એમ સમજીને લોકોની સંમતિથી જ તે કહાડી નાંખવામાં આવેલા હતા.

આ ઔદ્યોગિક સંસ્કૃતિનું માનસિક આવિષ્કરણ અર્થશાસ્ત્ર છે; અને એમ કહેવામાં બહુ અતિશયોક્તિ નથી કે તે શાસ્ત્ર માનુષી પ્રગતિનો સંપૂર્ણ સિદ્ધાંત આપણને આપે છે; અને આ સિદ્ધાંત તપોવૃત્તિના જુના સિદ્ધાંતથીં તદન વિરૂદ્ધ છે.

આ નવા સિદ્ધાંત પ્રમાણે તમામ માનસિક તથા સામાજીક વિકાસનું મૂળ દ્રવ્ય છે; કેમકે સૌને પેટ વાસ્તે મહેનત કરવી પડતી હોય એવી જંગલી અવસ્થામાં પ્રગતિ થવી અશક્ય છે. માટે દ્રવ્યનો સંગ્રહ સંસ્કૃતિનું પહેલું પગથીયું છે, અને તે સંગ્રહનો આધાર જરૂરીઆતોની વૃદ્ધિ થવા પર છે. જ્યારે અમુક દેશના લોકો માત્ર પ્રાણયાત્રા વડે જ સંતોષ માની રહેતા હોય, ત્યારે તેઓ બને તેટલી ઓછી મહેનત કરશે. પોતાની સ્થિતિ સુધારવાને તેઓ દૃઢ અને ચાલુ પ્રયત્નો કરશે નહીં, અને સંતતિનો વધારો કરવા સામે જરા પણ પ્રતિબંધ રાખશે નહીં. આવી રીતે તેમના ગુજરાનનાં

સાધનો કરતાં પ્રજામાં વિશેષ વૃદ્ધિ થવાથી ઘણાં ભયંકર પરિણામ આવશે. આવા લોકોને તેમની જંગલી દશામાંથી મુક્ત કરવાનો પહેલો ઉપાય તેમની પોતાની વર્તમાન સ્થિતિથી અસંતુષ્ટ બનાવવાનો છે. જ્યારે તેમની જરૂરીઆતોનું ધોરણ ઉંચું થશે, ત્યારે કેટલાએક શારીરિક વૈભવને તેઓ જરૂરના ગણતાં શીખશે, તેથી તરત જ કરકસરની અને આત્મ સંયમની ટેવો તેમનામાં ઉત્પન્ન થશે, અને ભૌતિક પ્રગતિનો આરંભ થશે. પણ ફક્ત આ ઉપાયો વડે માણસો પોતાની તૃષ્ણા પૂરી કરે તે અસંભવિત છે. તૃષ્ણાઓનું ક્ષિતિજ હમેશાં આગળ ને આગળ જતું જાય છે. એક ઇચ્છા તૃપ્ત થતાં બીજી અનેક ઉત્પન્ન થાય છે, તેથી નવા પ્રયત્નો કરવા પડે છે, અને એવી રીતે સામાજીક પ્રગતિ ચાલુ રહે છે. દોલતના વધારાથી ઉત્પન્ન થતા મોજ શોખના વાતાવરણમાં સંસ્કારવાળી અભિરૂચિ, સૌંદર્યનું ભાન તથા માનસિક ઉચ્ચાભિલાષો દેખાય છે. જે શક્તિઓ પહેલાં મંદ પડી હતી, તે હવે જાગ્રત થાય છે, મનુષ્યના ઉત્સાહને નવા નવા માર્ગ સૂઝે છે, અને ધનવડે ઉત્પન્ન થતી દરેક નવી ઇચ્છા પૂરી પાડનારા માણસો પણ ધનની તૃષ્ણાથી જ પ્રેરાય છે. તેથી ઘણે ભાગે કળા અને સાહિત્ય, વિજ્ઞાનશાસ્ત્ર તથા સુધરેલા જમાનાની અનેક વસ્તુઓ, અને મનુષ્ય જાતનાં દુઃખ ઓછાં કરી સુખમાં વૃદ્ધિ કરનારી દરેક શોધખોળ જન્મ પામે છે. વળી જે નિયમને અનુસરીને સુધારો ઉદય પામે છે, તેના જ વડે સ્વતંત્રતા પણ ઉદય પામે છે, અને પ્રજાની નીતિને સુવ્યવસ્થિત બનાવી ટકાવી રાખે છે. દોલત વધવાથી ગરીબ વર્ગોની મજુરી માટે વધારે માગણી થાયછે, તેથી તેઓને વધારે રોજી મળેછે, અને એકજ માલિકના પરાધીન દાસત્વમાંથી તેઓ છૂટે છે. અર્થશાસ્ત્રના તિરસ્કારવડે ગુલામગિરી બંધ પડી જાય છે. શારીરિક શ્રમમાં રહેલું કલંક દૂર થાય છે, લડાઇને કેવળ મૂર્ખતા સમજી બંધ કરવામાં આવે છે, તથા નિરંકુશ રાજ્ય એ મિલ્કતના હક ઉપર હલ્લો કરવા બરોબર ગણાવાથી તે પણ બંધ પાડવામાં આવે છે. ઔદ્યોગિક વ્યાપૃતિની અસરથી મનોવૃત્તિઓ નરમ પડે છે, અસલી લડાયક ટેવો નિર્મૂળ થાય છે, અને કાયદા તરફ માન પેદા થાય છે, તથા પારકાના સ્વાર્થનો વિચાર અને શાંતિ ભર્યું ઉમંગી

વર્ત્તન પેદા થાય છે. પ્રમાણિકતાની કીંમત તથા ઉડાઉપણાનો ભય સમજાવા લાગે છે. ઓછા આવેશવાળા, પણ વધારે શાંતિ ભરેલા વિનોદો માટે શોખ ઉત્પન્ન થાય છે; અને શ્રેષ્ટતાના ધોરણમાં ઉપયોગિતાના માપવડે સુધારો થવાથી અગાઉ અજ્ઞાન જન્ય અનેક કલ્પિત સદ્દગુણો તથા દુર્ગુણો ગુપચુપ રીતે ચાલ્યા જાય છે.

આ અથવા આના જેવી કંઈક પ્રગતિની યોજનાતું અર્થશાસ્ત્ર આપણને દર્શન કરાવે છે. ઘણા ખરા નીતિ શાસ્ત્રીઓની યોજનાઓથી તે જુદા જ પ્રકારની છે, કેમકે તેની ફતેહનો આધાર મનુષ્ય પ્રકૃતિમાં કોઈ મોટો ફેરફાર થવા પર રહેલો નથી, તેમજ અનેક ઉત્સાહ ભરી, પણ અલ્પાયુષી અને સંકુચિત ચળવળના ઉપર પણ તેનો આધાર નથી; પણ કેવળ જ્ઞાનના પ્રસાર ઉપર છે. મનુષ્ય પ્રકૃતિને તેની તમામ અપૂર્ણતા સહિત ધ્યાનમાં લેતાં જણાય છે કે વિશુદ્ધ સ્વાર્થની અસર પ્રથમ લોકોની કૃતિ ઉપર અને પછી વર્તનપર થવાથી સંસ્કૃતિની ઇમારત સારી રીતે બાંધી શકાય છે, અને જો તે પાયો જતો રહે, તો તમામ ધૂળધાણી થઈ જાય. મનુષ્યોની સ્પર્ધા, ઇર્ષ્યા, વિરૂદ્ધ ઊર્મિઓ, અને ગાઢ તૃષ્ણાઓ—એ સર્વ જીવન નિર્વાહમાં ઉપયોગિ છે, અને તેઓની ક્રીડા તથા આઘાતમાંથી માનુષી પ્રગતિના પ્રત્યેક વિકાસ નીકળતા જાય છે. માટે જ્યારે કોઈ તપસ્વી કહે છે કે દુનિઆ કેવળ પાપી છે, તેથી મનુષ્યોએ પોતાની બધી સહજ મનોવૃત્તિઓ દાબી દેવી જોઇએ, તેની શક્તિઓનો વિકાસ બંધ પાડવો જોઇએ, તેની સર્વંગામી રસજ્ઞતા નિર્મૂળ કરવી જોઇએ, તથા તેની પ્રકૃતિનો પ્રવાહ તથા આ વેગ અટકાવવો જોઇએ—ઇત્યાદિ પ્રયત્નો જ્યારે તે કરે છે, ત્યારે તે સંસ્કૃતિના મૂળમાં જ કુહાડા મારે છે. આજ કારણને લીધે જ્યારે જ્યારે તપોવૃત્તિનું પ્રાધાન્ય હતું, ત્યારે સર્વત્ર શૂન્યતા અને મંદતા નજરે પડતી હતી; પણ જ્યારે તેવી વૃત્તિની વિરૂદ્ધ પ્રાચીન ગ્રીસમાં અને આધુનિક યૂરોપમાં વલણ થયું, ત્યારે જ સંસ્કૃતિ પરાકાષ્ટાએ પહોંચી.

આ બંને યુગમાં તપોવૃત્તિથી વિરૂદ્ધ ભાવ શી રીતે પેદા થયો, તે જાણવા જેવું છે. પહેલાંમાં તે સંપૂર્ણ વિકાસના સુયોગના ભાનથી તથા કલા-

છે, તેમાંનો એક જણાવે છે કે આર્થિક અને ધાર્મિક પ્રગતિના નિયમો સમાન છે, કેમકે બંનેનો ઉદ્દેશ અમુક કાર્યની ખાતર સ્વાર્થ ત્યાગ કરવામાં રહેલો છે.

આમ છતાં ઉપયોગિતાવાદનાં નુકસાન સ્પષ્ટ છે, અને તે જ ઘણે ભાગે બુદ્ધિસ્વાતંત્ર્ય વાદમાં પણ નુકસાન ગણાય. વિચાર શક્તિ ઉપયોગિતાથી વધારે ઉંચી દૃષ્ટિ કરી શકતી નથી. જ્યારે કાંઈ પૂરતો બદલો મળવાનો હોય, ત્યારે જ સુખનો ત્યાગ કરવો, અથવા દુઃખ વહોરી લેવું, તે હેતુ વાદની નજરમાં ઉચિત લાગે છે. જ્યારે કાંઇ પણ ભવિષ્યના બદલાની આશા ન હોય, ત્યારે પણ સત્યની ખાતર સત્ય બોલવું, અથવા તેની ખાતર દેહાર્પણ કરવું તે હેતુવાદની નજરમાં કેવળ મૂર્ખાઇ લાગે છે. શુદ્ધ નિષ્કામતાનો ખ્યાલ ફક્ત આપણને ધર્મની કે નીતિની લાગણીથી જ આવી શકે છે. આ લાગણી ખરેખર આપણામાં વસેલો દૈવી અંશ છે, ઈશ્વરી મૂર્તિની તે છાપ છે, અને દરેક વીર કર્મનું તે મૂળ છે. જ્યાં તેનો વિકાસ થયેલો હોતો નથી, ત્યાં સંસ્કૃતિ ગમે તેટલી ઉંચી સપાટીપર હોય, છતાં તેને લૂલી અને છિન્નભિન્ન સમજવી.

અત્યાર સુધી આપણે અનેક પરિવર્તનો તપાસી ગયા, પણ તેમાંનાં બે માનુષી વીરભાવને ખાસ પુષ્ટિકારક છે. ધર્મભ્રાંતિને અપરાધ ગણવાનો અસલી ધાર્મિક સિદ્ધાંત હવે નીકળી ગયો છે, અને તેને સ્થાને 'સત્યની ખાતર' એવો દાર્શનિક વિચાર આવ્યો છે, તેમાં દેખીતો લાભ છે; અને રાજ્યતંત્રમાં બુદ્ધિસ્વાતંત્ર્યનું વલણ દાખલ થવાથી થયેલી રાજકીય ચળવળને લીધે આત્માર્પણના કેટલા એક અતિ ઉત્તમ દાખલા બન્યા છે, અને હજુ બનતા જાય છે. પણ એકંદર વિચાર કરતાં આ પ્રવૃત્તિ સામાન્ય રીતે ઉત્સાહ વર્ધક નથી, અને તેનાં પરિણામ અત્યારે વિચાર ક્ષેત્રમાં તથા કાર્યક્ષેત્રમાં દેખાવા લાગ્યાં છે. અસલના કરતાં આપણે એકંદર ઘણી રીતે ચડીઆતા છીએ, છતાં આપણા જમાનામાં સ્વાત્માર્પણ ઓછું દેખાય છે, અને કાલ્પનિક અથવા ધાર્મિક ઊર્મિઓ આપણામાં ઉછળતી જણાતી નથી. રાજનિષ્ઠાનું જુનું વલણ પડી ભાંગ્યું છે, તપોવૃત્તિનો નાશ થયો છે, અને ઔદાર્યનું ક્ષેત્ર ટુંકું થઈ ગયું છે—આ સર્વ વધી ગયેલી ભૌતિક સંસ્કૃતિનાં ફળ

છે–અને તેમને લીધે વર્તમાન સમયમાં ધનની તૃષ્ણા વધી પડી છે, તથા દાનશીલતા અને વીરભાવનો નાશ થયો છે. નિર્વિકાર સંસ્કૃતિ તો તે કહેવાય, જેમાં મોટા જન સમૂહો દેશકાલાનુસાર વર્તીને છેવટે પોતાના નેતાઓપર અંકુશ મુકી શકે છે, તથા જોડે જોડે પ્રતિભાશાલી મહા પુરૂષો જન સમૂહોપર અસરકરીને તેમને ઉચ્ચતર પંક્તિએ ચડાવે છે,અને તેમનામાં વધારે ઉંચા હેતુઓ અથવા વધારે વિસ્તૃત સિદ્ધાન્તો લાવે છે, અને સામાન્ય પ્રવાહની દિશા જો કે તેઓ તદન ફેરવી શકતા નથી, પણ તેમાં યોગ્ય સુધારા કરી શકે છે. પણ ચાલુ જમાનામાં તેવા પુરૂષોની કાંઈ અસર થતી નથી. વળી આવે સમયે ઐન્દ્રિય પ્રાધાન્ય વાદ તથા દેહાત્મ વાદ શ્રેષ્ઠ દરજ્જો ભોગવે છે, તથા હેતુઓનું ધોરણ ઘણું નીચું હોવાથી અને શૌર્ય તથા શુદ્ધ ઉત્સાહના અભાવથી કેવળ નિષ્કામ વિચારો સુધી લોકો પહોંચી શકતા નથી. જીવનનાં પ્રત્યક્ષ કારણો વિષે આપણે હજુ તદન અજ્ઞાન છીએ, તેમજ જડ ચૈતન્યનાં સ્વરૂપ તથા સીમા વિષે કશું પણ જાણતા નથી; માટે આપણે બ્રહ્મવાદ સ્વીકારવો જોઇએ. દેહાત્મવાદ અથવા બ્રહ્મવાદનો પ્રચાર એ અમુક જમાનાની નૈતિક દશાના સૂચક તરીકે બહુ અગત્યનો છે. વર્તમાન સમયમાં દેહાત્મવાદ તરફ એટલું બધું વલણ છે કે તે સર્વને પ્રત્યક્ષ હોવું જોઇએ. વિલાયતમાં અનુભવ ( મૂલક વિજ્ઞાન ) વાદ જેને હ્યુમે હદ ઉપરાંત સ્થાન આપ્યું છે, અને સ્પેન્સર જેવો યૂરોપનો અગ્રગણ્ય દાર્શનિક જેનો પ્રતિનિધિ છે, તે એકદમ પ્રમાણભૂત ગણાવા લાગ્યો છે; અને વિચાર ક્ષેત્રમાં તેણે લગભગ પ્રથમ પદ મેળવ્યું છે. ફ્રાન્સમાં બ્રહ્મવાદ સામે થયેલા પ્રતિઘાત, અને ખુલ્લા રીતે કોમ્ટે, રેનન તથા ટેનનાં લખાણોમાં દેખાઈ આવતી દેહાત્મવાદ વિષે પ્રવૃત્તિ–૧૮ મા સૈકા કરતાં ૧૯ મા સૈકામાં કાંઇ ઓછાં બળવાન નહતાં. તેમ જ દીર્ઘકાળ પર્યંત અધ્યાત્મ વિદ્યાનં કેન્દ્ર ગણાતો જર્મની પણ શોપનહોર તથા બુકનરની આગેવાની તળે તે જ દિશામાં દઢ પગલે પ્રયાણ કરી રહ્યો છે.

બુદ્ધિ સ્વાતંત્ર્યના બીજી સર્વ રીતે ઉજળા ચિત્રમાં ઉપર કહેલ દુઃખ એક લાંછન છે. જાદુ સંબંધી માન્યતાનો નાશ, ધાર્મિક જુલમોનો નાશ,

સેંકડો વર્ષ લગી મનુષ્ય કલ્પનાને ખરાબ કરી તેમનાં વર્તનને દુષ્ટ બનાવનારા પારલૌકિક સજાના વિચારોનો નાશ, દુઃખથી રીબાતી પ્રજાઓનો છૂટકારો, પ્રજાની માનસિક પ્રગતિને અટકાવનારી ધર્મ ભ્રાંતિની ખાતર થતી સજાનો નાશ, તથા ભાૈતિક સમૃદ્ધિને અટકાવનારી તપોવૃત્તિનો નાશ—આ સર્વ સુધારાની મોટી ફતેહો તરીકે ગણી શકાય. પણ જ્યારે અગાઉના જમાનામાં લોકો જેને સત્ય માનતા તેની ખાતર ગમે તેટલા ભાૈતિક અને માનસિક લાભ છોડી દેતા, એ જ્યારે પાછા ફરીને નિહાળીએ છીએ, અને ભવિષ્યના બદલા માટે તેમને કેવી દૃઢ શ્રદ્ધા હતી, તે યાદ કરીએ છીએ, ત્યારે આપણને એમ કહ્યા વગર ચાલતું નથી કે આપણી પ્રગતિમાં આપણે કાંઈક ગુમાવ્યું છે.



છે—અને તેમને લીધે વર્તમાન સમયમાં ધનની તૃષ્ણા વધી પડી છે, તથા દાનશીલતા અને વીરભાવનો નાશ થયો છે. નિર્વિકાર સંસ્કૃતિ તો તે કહેવાય, જેમાં મોટા જન સમૂહો દેશકાલાનુસાર વર્તીને છેવટે પોતાના નેતાઓપર અંકુશ મુકી શકે છે, તથા જોડે જોડે પ્રતિભાશાલી મહા પુરૂષો જન સમૂહોપર અસરકરીને તેમને ઉચ્ચતર પંક્તિએ ચડાવે છે,અને તેમનામાં વધારે ઉંચા હેતુઓ અથવા વધારે વિસ્તૃત સિદ્ધાન્તો લાવે છે, અને સામાન્ય પ્રવાહની દિશા જો કે તેઓ તદન ફેરવી શકતા નથી, પણ તેમાં યોગ્ય સુધારા કરી શકે છે. પણ ચાલુ જમાનામાં તેવા પુરૂષોની કાંઈ અસર થતી નથી. વળી આવે સમયે ઐન્દ્રિય પ્રાધાન્ય વાદ તથા દેહાત્મ વાદ શ્રેષ્ઠ દરજ્જો ભોગવે છે, તથા હેતુઓનું ધોરણ ઘણું નીચું હોવાથી અને શૌર્ય તથા શુદ્ધ ઉત્સાહના અભાવથી કેવળ નિષ્કામ વિચારો સુધી લોકો પહોંચી શકતા નથી. જીવનનાં પ્રત્યક્ષ કારણો વિષે આપણે હજુ તદન અજ્ઞાન છીએ, તેમજ જડ ચૈતન્યનાં સ્વરૂપ તથા સીમા વિષે કશું પણ જાણતા નથી; માટે આપણે બ્રહ્મવાદ સ્વીકારવો જોઇએ. દેહાત્મવાદ અથવા બ્રહ્મવાદનો પ્રચાર એ અમુક જમાનાની નૈતિક દશાના સૂચક તરીકે બહુ અગત્યનો છે. વર્તમાન સમયમાં દેહાત્મવાદ તરફ એટલું બધું વલણ છે કે તે સર્વને પ્રત્યક્ષ હોવું જોઇએ. વિલાયતમાં અનુભવ ( મૂલક વિજ્ઞાન ) વાદ જેને હ્યુમે હદ ઉપરાંત સ્થાન આપ્યું છે, અને સ્પેન્સર જેવો યૂરોપનો અગ્રગણ્ય દાર્શનિક જેનો પ્રતિનિધિ છે, તે એકદમ પ્રમાણભૂત ગણાવા લાગ્યો છે; અને વિચાર ક્ષેત્રમાં તેણે લગભગ પ્રથમ પદ મેળવ્યું છે. ફ્રાન્સમાં બ્રહ્મવાદ સામે થયેલો પ્રતિઘાત, અને ખુલ્લા રીતે કોમ્ટે, રેનન તથા ટેનનાં લખાણોમાં દેખાઈ આવતી દેહાત્મવાદ વિષે પ્રવૃત્તિ—૧૮ મા સૈકા કરતાં ૧૯ મા સૈકામાં કાંઇ ઓછાં બળવાન નહતાં. તેમ જ દીર્ઘકાળ પર્યંત અધ્યાત્મ વિદ્યાનું કેન્દ્ર ગણાતો જર્મની પણ શૉપનહોર તથા બુકનરની આગેવાની તળે તે જ દિશામાં દૃઢ પગલે પ્રયાણ કરી રહ્યો છે.

બુદ્ધિ સ્વાતંત્ર્યના બીજી સર્વ રીતે ઉજળા ચિત્રમાં ઉપર કહેલું ફક્ત એક લાંછન છે. જાદુ સંબંધી માન્યતાનો નાશ, ધાર્મિક જુલમનો નાશ,

સેંકડો વર્ષ લગી મનુષ્ય કલ્પનાને ખરાબ કરી તેમનાં વર્તનને દુષ્ટ બનાવનારા પારલૌકિક સજાના વિચારોનો નાશ, દુઃખથી રીબાતી પ્રજાઓનો છૂટકારો, પ્રજાની માનસિક પ્રગતિને અટકાવનારી ધર્મ ભ્રાંતિની ખાતર થતી સજાનો નાશ, તથા ભૌતિક સમૃદ્ધિને અટકાવનારી તપોવૃત્તિનો નાશ–આ સર્વ સુધારાની મોટી ફતેહો તરીકે ગણી શકાય. પણ જ્યારે અગાઉના જમાનામાં લોકો જેને સત્ય માનતા તેની ખાતર ગમે તેટલા ભૌતિક અને માનસિક લાભ છોડી દેતા, એ જ્યારે પાછા ફરીને નિહાળીએ છીએ, અને ભવિષ્યના બદલા માટે તેમને કેવી દૃઢ શ્રદ્ધા હતી, તે યાદ કરીએ છીએ, ત્યારે આપણને એમ કહ્યા વગર ચાલતું નથી કે આપણી પ્રગતિમાં આપણે કાંઈક ગુમાવ્યું છે.



## પ્રકરણ ૭ મું.

## ઉપસંહાર.

### હિંદુસ્તાનમાં વર્તમાન બુદ્ધિસ્વાતંત્ર્યનો ઉદય.

યૂરોપમાં છેલ્લાં ૩૦૦ વર્ષોમાં બુદ્ધિ સ્વાતંત્ર્યનો ઉદય શી રીતે અને કઈ કઈ દિશાઓમાં થયો, તેનું આપણે ઉપર ઘણા વિસ્તાર પૂર્વક અવલોકન કર્યું. હવે હિંદુસ્તાનમાં તેવી જ પ્રગતિનું સ્વરૂપ, પ્રાચીન કાળમાં તેણે વખતોવખત પ્રકટેલી કળાઓ, તેમનો પાછળથી થયેલો તિરોભાવ, અને પુનઃ પાશ્ચાત્ય સંસર્ગના તથા નવા યુગના બળે થવા માંડેલો તેનો નવીન વિકાસ—આ સર્વનું યૂરોપીય પ્રગતિને મુકાબલે અહીં કંઈક નિરૂપણ કરવું આવશ્યક છે.

તત્ત્વદૃષ્ટિથી વિચાર કરતાં યૂરોપ–અમેરિકા કરતાં પણ હિંદુસ્તાનમાં બુદ્ધિ સ્વાતંત્ર્યના પ્રસારને માટે ઘણો જ વધારે અવકાશ છે; કારણ કે તે દેશોમાં તો એમ મનાતું હતું, અને હજુ પણ કેટલેક સ્થળે મનાય છે કે બુદ્ધિ સ્વાતંત્ર્ય એ સનાતન ધર્મનો કટ્ટો શત્રુ છે. હજુ પણ ઘણાક પાદરીઓ બુદ્ધિ સ્વાતંત્ર્યનું માત્ર નામ લેતાં ચમકે છે, અને તે દાબી દેવાને માટે મંડળો ઉભાં કરે છે. પણ તત્ત્વદૃષ્ટિથી જોતાં આ દેશમાં તેવું કાંઇ જ નથી, ખરેખર આર્યાવર્તમાં હજારો વર્ષ થયાં જેવી ધર્મક્ષાંતિ ચાલી આવે છે તેવી અન્ય દેશોમાં સ્વપ્ને પણ મળવી મુસ્કેલ છે, હિંદુસ્તાનમાં ઘણા પુરાતન કાળથી અનેક ધર્મો તથા અનેક નીતિદર્શનો ઉદય પામ્યાં છે, છતાં તેઓએ યૂરોપીય ધર્મના જેવી પરસ્પર ક્રૂરતા કદી દાખવી નથી. ઉલટું, મુસલમાન, પારસી, યાહુદી અને ખ્રિસ્તિ ધર્મોનો પણ આર્યાવર્તે પોતામાં તાળ બદ્ધ સમાવેશ કરી, ક્રમેક્રમે તે ધર્મોનું અનિષ્ટ ઝનૂન પીગળાવી નાંખ્યું છે. ઈ. સ. છઠ્ઠા સૈકામાં અથવા કદાચ તેથી પણ પહેલાં સાંખ્ય, જૈન, બૌદ્ધ

વગેરે નિરીશ્વરવાદી દર્શનો સ્થપાઇ ચૂક્યાં હતાં, છતાં તેમના અનુયાયીઓ અંગર ધર્માચાર્યોએ જોર જુલમથી સ્વમત સ્થાપન કરવાનું ઉચિત ગણ્યું નથી. આમ હોવાનું કારણ એવું છે કે હિંદુસ્તાનમાં જન્મ પામેલા તમામ ધર્મોએ કર્માનુસાર સ્વર્ગ નરક માનેલ છે. અમારા જ ધર્મવાળાઓને માટે પ્રભુએ સ્વર્ગ નિર્મેલું છે, અને બાકીની તમામ દુનિયા નિરંતર નરક વાસ ભોગવશે, એવું આ ધર્મોએ કદી પણ પ્રતિપાદન કર્યું નથી. આમ હોવાથી હિંદના દરેક ધર્મવાળા પ્રાકૃત જનો પણ સમજે છે કે "જે કોઇ નીતિમય આચરણ કરશે, તેને સ્વર્ગ પ્રાપ્તિ થશે, ભલે પછી તે અન્યધર્મી હોય." ખ્રિસ્તિ ધર્મમાં આ સૂત્રનો સ્વીકાર થવા માટે બે હજાર વર્ષ ગયાં, છતાં હજુ ધર્માચાર્યો અથવા તેમના ચુસ્ત અનુયાયીઓ તેનો બિલકુલ અંગીકાર કરતા નથી. તેથી જ કરીને તેમાં જુલમ થવાનો અવકાશ છે. વર્તમાન સમયમાં યૂરોપની માત્ર સાંસારિક અને માનસિક ઉન્નતિને લીધે હવે તેમ થઇ શકતું નથી, પણ કેટલીક ધર્મ ચુસ્ત શાખાઓ પોતાના હાથમાં રાજ્ય સત્તા આવે તો તેમ કરવાને તૈયાર છે; જ્યારે હિંદમાં અનેક ધર્મો ચાલવા છતાં રાજ્ય સત્તાનો બિલકુલ ઉપયોગ કર્યા વિના પરસ્પર ક્ષમા શીલતા રહેલી નજરે પડે છે. આથી જ કરીને આપણા દેશમાં અનેક નવા વિચારવાળા

અલબત આથી કરીને શિષ્ટ વર્ગની માનસિક તથા આધ્યાત્મિક સ્થિતિ ઘણી ઉન્નત થઇ તે ખરૂં, પણ આગળ કહેવામાં આવશે તેમ ઉંચી કેળવણીના અભાવે સામાન્ય જન સમુદાય તો અનાર્ય ક્રિયાઓ તથા વહેમોને જલદી વશ થયો. લગભગ અથર્વ વેદના સમયથી ભૂત, પ્રેત, મંત્રવિદ્યા વગેરે વહેમો શરૂ થયા, અને પાશુપત, શાક્ત, માર્ગી વગેરે પંથોની અંદર તે વૃદ્ધિ પામ્યા અમુક વૃક્ષમાં કે અમુક નિર્જન સ્થાનમાં ભૂત પ્રેત પિશાચાદિનો નિવાસ છે, એવી માન્યતા જે અત્યારે હિંદુસ્તાનમાં ઘણી જ પ્રચલિત છે. તેની શરૂઆત ઘણું કરીને અનાર્ય પ્રજાના સંસર્ગથી થયેલી હોય એમ મનાય છે. આવી જાતના સંસ્કાર બાલ્યાવસ્થામાં પડી ગયેલા હોવાથી નબળા મગજનાં ઘણાં સ્ત્રી પુરૂષો યુવાવસ્થામાં અનેક વિલક્ષણ પ્રસંગોમાં તેના ભોગ થઇ પડે છે અથવા ઉન્મત્ત બની ઘણી માઠી સ્થિતિ ભોગવે છે. આ વહેમ વિશેષે કરીને નીચલા વર્ગોમાં અને ગામડાંમાં હયાતી ભોગવતો હોવાથી યૂરોપની પેઠે તે કદી ઉગ્ર રૂપ ધારણ કરી શકતો નથી; કેમકે તેમ થવા માટે તો સમાજના અગ્રગણ્ય પુરૂષો તેને વજન આપે તો જ તે ત્રાસકારક નીવડે; વળી ઉપર જણાવ્યા પ્રમાણે હિંદુ ધર્મનો મૂળ પાયો બુદ્ધિ સ્વાતંત્ર્યનાં પોષક દર્શનશાસ્ત્રોપર રચાયેલો હોઇ ભૂત અગર ડાકિની સંબંધી પ્રશ્નોને વિદ્વાન લોકો બિલકુલ પ્રાધાન્ય આપતા નથી; તેથી કરીને હિંદુ ધર્મમાં અન્ય ધર્મોની પેઠે જુલમ થવાનો અવકાશ નથી. હિંદના જાદુગરો કે મંત્રશાસ્ત્રીઓની સ્થિતિ ખ્રિસ્તિ ધર્મ પહેલાં રોમના જાદુગરોના જેવી છે, એટલે કે મંત્ર, જપ વગેરે ક્રિયાઓ નિર્દોષ છે, અને તે કરવી તે ધર્મનું એક અંગ છે, એવી સાધારણ લોક માન્યતા છે. અલબત, આથી કરીને કદાચ એમ કહેવામાં આવે કે ધર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ–એટલે નિર્ગુણ પરમાત્માની ઉપાસના–સુધી લોકો પહોંચી શકતા નથી. તે ભલે, પણ ખ્રિસ્તિ સમાજમાં ૧૫૦૦ વર્ષો લગી જે હડ હડતો ત્રાસ ધર્મસંસ્થાએ પોતે જ પ્રવર્તાવ્યો–તેવી અધમ સ્થિતિ તો હિંદમાં કદી થઇ નથી, તે ચોક્કસ છે. હવે આટલી બધી બેહદ ધર્મ ક્ષમા હોવાનું કારણ ( મી લેકીના કહેવા મુજબ ) એમ સમજો કે અનેક દેવપૂજન છે; તોપણ એક સુલતાનના જેવા ઉગ્ર અને ઇર્ષ્યાખોર લા-

પ્રારંભ પણ બુદ્ધની મૂર્તિઓવડે થયેલો ગણવામાં આવે છે. જો કે વૈદિક તથા પૌરાણિક ધર્મોને સગુણ પૂજા જોડે મુસલમાન, ઇસાઇ વગેરે ઇતર ધર્મોની પેઠે કટ્ટો વિરોધ નથી, પણ લગભગ મનુના વખત સુધી નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાજ મુખ્ય હતી, અને મંદિરો તથા પૂજારીઓની સંખ્યા ઘણીજ કમ હતી. પણ જ્યારથી બુદ્ધની મૂર્તિઓ બહુ લોકપ્રિય થવા લાગી, ત્યારથી બ્રાહ્મણો પણ મૂર્તિપૂજા પર વિશેષ લક્ષ આપવા લાગ્યા; કારણ કે જે દેશમાં મધ્યમ તથા કનિષ્ઠ વર્ગોને ઉંચા જ્ઞાનનો લાભ આપવામાં આવતો નથી, ત્યાં લૌકિક ભાવનાઓ બહુ સ્થૂલ હોવાને પરિણામે મૂર્તિપૂજા જલદી પ્રવેશ પામે છે.

આજથી લગભગ ૨૨૦૦ વર્ષ પહેલાં હિંદુ સમાજની આવી સ્થિતિ થવા લાગી. બ્રાહ્મણ સિવાય ઇતર વર્ગોને માટે ઉંચી કેળવણીની જરૂર નથી, તેમજ શૂદ્રો તથા સ્ત્રીઓ તેને વાસ્તે અધિકારી નથી, એવી ખોટી સમજ સ્વાર્થ પરાયણ પુરોહિત વર્ગે ફેલાવી દીધી. લડાયક, વ્યાપારી અગર કારીગર વર્ગોના વંશ પરંપરા ચાલતા આવેલા ધંધામાં ઉંચા પ્રકારના જ્ઞાનની બિલકુલ જરૂર નથી, એવી સામાજીક અલ્પ દૃષ્ટિથી હિંદુસ્તાનની રાજકીય, આર્થિક અને નૈતિક અવનતિનું બીજ રોપાયું. હિંદના કારીગર વર્ગોને ઉંચી કેળવણી આપવાનો રિવાજ જો અસલથી ચાલુ હોત, તો યૂરોપના કરતાં ઘણા સૈકા વહેલી સાયન્સની અનેક ઉપયોગિ શોધ થઈ શકી હોત પણ કમનસીબે અન્ય વર્ગોને માટે વિદ્યાભ્યાસનું દ્વાર બંધ કરવામાં આવ્યું, અને બ્રાહ્મણો પણ વૈજ્ઞાનિક વિષયોનો અભ્યાસ છોડી દઈ માત્ર તત્ત્વજ્ઞાનના તથા સાહિત્યના વિષયોમાં ધ્યાન રોકવા લાગ્યા. પ્રાચીનકાળમાં ચરક અને સુશ્રુત જેવા શસ્ત્ર વૈદ્યો, મય અને વિશ્વકર્મા જેવા શિલ્પિઓ, પરશુરામ અને દ્રોણ જેવા યોદ્ધાઓ બ્રાહ્મણો હોવા છતાં વ્યાવહારિક કાર્યોમાં કુશળ હતા. સિદ્ધ-નાગાર્જુનના જેવા ૨૭ પ્રખ્યાત રસાયનશાસ્ત્રીઓનાં નામ આપણને ૧૬ મા સૈકામાં લખાયેલા રસરત્ન સમુચ્ચયપરથી મળી આવે છે, જેને વિષે ડૉકટર પ્રફુલ્લચંદ્રરાય પોતે હાલમાંજ બહાર પાડેલા હિંદુ રસાયનના ઇતિહાસમાં ઘણી તારીફ કરતાં

યજ્ઞયાગથી તૃપ્ત થયેલા બ્રાહ્મણ વર્ગ બીજા ત્રણ અજ્ઞાન વર્ગોપરથી પોતાનો કાબુ તજી શકે તેમ નહોતું. તેથી કરીને સમય જતાં ઈસુખ્રિસ્ત પહેલાં છઠ્ઠા સૈકામાં બુદ્ધ અને જૈન ધર્મોનો ઉદય થયો. તેમણે જ્ઞાતિઓના પરસ્પર ભેદ તથા યજ્ઞોની વિરૂદ્ધ ઉપદેશ આપી બુદ્ધિ સ્વાતંત્ર્યનો દીપ ફરી પ્રકટાવ્યો, મહારાજા પ્રિયદર્શી અશોકની કારકીર્દીમાં બુદ્ધ ધર્મ તે રાજધર્મ થયો, અને તેનો જયઘોષ ચોમેર સંભળાવા લાગ્યો. પશ્ચિમમાં ગિરનાર સુધી તેનાં શાસન પત્રો શિલાલેખ રૂપે કોતરાયાં. સિંહલદ્વીપ, બાલિ, જાવા, કેમ્બોડિયા વગેરે દૂર દેશોમાં બુદ્ધ આચાર્યોએ અનેક જુલમ સહન કરીને તથા અસંખ્ય સંકટો વેઠીને સુધારાનાં બીજ ફેલાવ્યાં, અને તક્ષશિલા, દાપુંગ, વિદર્ભ, ઉદન્તપુરી અને વિક્રમશિલા વગેરે સ્થળોમાં હજારો વિદ્યાર્થીઓને ભણાવવા માટે કોલેજો અને યુનિવર્સિટીઓ સ્થાપી. લગભગ દશ સૈકા પછી બુદ્ધ મઠોમાં સડો પેઠો, ત્યારે શંકરાચાર્યે પુનઃ અદ્વૈત મતના સ્થાપનવડે તેને તેની જન્મભૂમિમાંથી બહાર હાંકી કહાડયો; પણ હિન્દને તથા મનુષ્ય જાતિને બુદ્ધ ધર્મે કરેલી સેવા કાંઇ નાની સુની નથી. ભૂત દયા અને ભ્રાતૃભાવના ઉદાર સિદ્ધાન્તો તેણે એવી સરસ રીતે ફેલાવ્યા કે યૂરોપની પેઠે ગુલામગિરીનો રિવાજ હિંદમાં કદી જન્મ પામી શકયો નહીં તેમજ અતિશય માંસાહારનો પ્રચાર થયો નહીં. દાન કરવાની પદ્ધતિમાં તેથી મોટો સુધારો થયો. દાન માત્ર બ્રાહ્મણોનેજ નહીં, પણ તમામ અનાથ, અપંગ, કંગાળ લોકોને પ્રેમથી આપવાનો રિવાજ વધારે વિસ્તૃત થયો. વળી દરદીઓ વાસ્તે જાહેર દવાખાનાં, નિરાશ્રિત ગૃહો, તથા ઢોરોને વાસ્તે પાંજરાપોળ વગેરે સ્થળો ઉભાં થયાં. કાળે કરીને બુદ્ધ ધર્મની સ્પર્ધા કરનારા અનેક વૈદિક પંથ ઉભા થયા અને ઉપાસકો અગાઉના જેવા ઉત્સાહી તથા સદાચરણી રહ્યા નહીં, ત્યારે હિંદમાંથી તે અદૃશ્ય થયો, છતાં હિંદુ ધર્મપર તેણે કરેલી અસર અદ્યાપિ દૃષ્ટિગોચર થાય છે.

ભારતીય સ્થાપત્યનો ઇતિહાસ જેમ સાંચિ વગેરે સ્થળોના ભવ્ય બુદ્ધ વિહારો અને સ્તૂપોથી શરૂ થાય છે, તેમ હિંદમાં મૂર્તિપૂજાનો

વાઈ રહ્યો, તથા ધર્માચાર્યો અને સંસારીઓ વચ્ચે પરસ્પર વિરોધ પેદા થયો નહિ.

આવા વિરોધી ધર્મોને લીધે વૈદિક ધર્મમાં પણ ઘણા સુધારા વધારા થયા, અને તેની શરૂઆત લગભગ ઈ. સ. ના છઠ્ઠાથી આઠમા સૈકાની અંદર થયેલી માનવામાં આવે છે. આ વખતે બુદ્ધિ સ્વાતંત્ર્યના આવિર્ભાવ તરીકે હિંદુ ધર્મની જે જે શાખાઓ ઉભી થઇ, તેમાં મુખ્યત્વે શિવ અને વિષ્ણુ પૂજાનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો હતાં. શૈવમતનો પ્રસાર આઠમા સૈકામાં કુમારિલ ભટ્ટ અને તેના પ્રસિદ્ધ શિષ્ય શંકરાચાર્યે કર્યો. શંકરાચાર્યે સ્માર્ત શાખા સ્થાપી અને નીચલા વર્ગોમાં શિવપૂજાને લોકપ્રિય નાવી. મ્હીસુરમાં શૃંગેરી મઠથી કમાઉન પ્રાંતમાં બદ્રિનાથ સુધી તેણે મઠ સ્થાપ્યા, અને આજે પણ તેની જાતના મલબારના નંબુરી બ્રાહ્મણો બદ્રિનાથમાં પૂજારીઓ છે. તેના ઉપદેશથી મુખ્યત્વે ઉત્તર હિંદમાં બુદ્ધ ધર્મ પડી ભાંગ્યો.

શૈવ અને બૌદ્ધના પરસ્પર ઝઘડાથી સન્યાસી વર્ગ ઉભો થયો, તેમજ શૈવ અને ઉત્તર હિંદના ભગત લોકોની સ્પર્ધાને લીધે જોગી વર્ગ થયો, એવું મનાય છે. આ સિવાય અઘોરી વર્ગ જે કાદવ અને મુડદાં ખાય છે તે, ઉર્ધ્વબાહુ, આકાશમુખી, તથા ખોપરીનો પ્યાલા તરીકે ઉપયોગ કરનાર કાપાલિક વર્ગ, ઈત્યાદિ વર્ગો પણ સ્થળે સ્થળે ઉત્પન્ન થયા છે.

દક્ષિણ હિંદમાં સ્માર્ત અને લિંગાયત એ બે શૈવ શાખાઓ છે. સ્માર્ત શાખા બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ એ ત્રણેને પરમાત્માનાં સ્વરૂપો માનીને તેમની સરખી પૂજા કરે છે. આ શાખા ઉત્તરના બ્રાહ્મણો કરતાં વધારે સનાતન છે એમ કહી શકાય; કારણ કે, દક્ષિણના બ્રાહ્મણો ને ક્ષત્રિયો તથા બૌદ્ધો જોડે ઝઘડા કરવા પડયા નથી, તેમજ પ્રારંભના મુસલમાની ઝનૂનથી તેઓ તદ્દન મુક્ત રહેલા હતા.

બીજાપુરનો બાસવ (સં–વૃષભ=નન્દી) નામે બ્રાહ્મણ જે કલ્યાણીના રાજા બિજ્જલનો (ઇ. સ. ૧૧૪૫–૧૧૬૭) પ્રધાન હતો, તેણે લિંગાયત શાખા સ્થાપી. આ લોકો શિવલિંગ અને નંદીની પૂજા કરે છે, અને

જણાવે છે કે હિંદુઓ અને બૌદ્ધો લગભગ ૧૫ મા ૧૬ મા સૈકા પર્યંત રસાયન શાસ્ત્રમાં યૂરોપના કરતાં આગળ વધેલા હતા.

આમ છતાં સાક્ષર વર્ગ એકંદરે નિવૃત્તિ પ્રિય હતો, તેથી તેમણે ક્રમેક્રમે બધી હાથ મહેનત નિરક્ષર કારીગર વર્ગોને સોંપી દીધી, તેથી કરીને તેમની નવીન ઉત્પાદક શક્તિનો લાભ દેશને મળી શકયો નહી. વળી આથી કરીને સર્વ પ્રકારની અંગ મહેનત તરફ ઉચ્ચ વર્ગોમાં એક જાતનો અણગમો પેદા થયો, જે હજુ પણ સ્થળે સ્થળે નજરે પડે છે, અને જેનાં પરિણામ દેશના ઉદ્યોગને થોડાં હાનિકારક નીવડયાં નથી. ટુંકામાં કહેતાં આ વીસમી સદીમાં પણ પ્રવૃત્તિ માર્ગ કરતાં નિવૃત્તિ માર્ગ બહેતર છે, એવો ઉપદેશ આપતાં ધર્મગુરૂઓ બંધ પડયા નથી, અને તેથી કરીને જુજ અપવાદ સિવાય હજુ પણ હિંદનો પ્રજાવર્ગ એકંદરે નિવૃત્તિ પરાયણ વિશેષ જોવામાં આવે છે; માટે આ ભાવના બદલાતાં સુધા હિંદની ભૌતિક ઉન્નતિની આશા રાખવી વૃથા છે.

વિદ્યા, તપ વગેરેને માટે ઇતર વર્ગોને અધિકાર નથી, એમ કહેનારા બ્રાહ્મણ વર્ગની સ્વાર્થ પરાયણતાને લીધે બુદ્ધમત ઉપરાંત બીજો વિરોધી મત જૈન સંપ્રદાયનો હતો. તેનો સ્થાપનાર વર્ધમાન નામે ક્ષત્રિય હતો; પાછળથી તેણે મહાવીર અથવા જીન ( એટલે વિજયી ) એવું નામ ધારણ કર્યું. તેનો સમય પણ લગભગ બુદ્ધના જેટલોજ, એટલે ઇ. સ. પૂર્વે ૫૯૯ થી ૫૨૭ સુધી હતો. પહેલી જૈન સભા પાટલિપુત્રમાં ઇ. સ. પૂર્વે ૩૧૦ માં થઇ, ત્યારે ધર્મ ગ્રંથો ઘડાયા, અને દિગંબર અને શ્વેતાંબર એવા બે વિભાગ જે આગળ જતાં બસો વર્ષ પછી પડયા, તેનો પાયો નંખાયો. મધ્યકાળમાં જૈનધર્મે ઘણી રાજ્યકીય સત્તા મેળવી, અને ગુજરાત, મારવાડ, તથા કોરેમંડળમાં તે રાજધર્મ થયો. ઘણા જૈનોએ મંત્રિપદ પ્રાપ્ત કર્યું, અને આબુ તથા ગિરનાર ઉપર સુંદર દેવાલય બંધાવ્યાં.

જૈનધર્મનું ભવિષ્ય બુદ્ધના જેવું થયું નહીં, તેનું કારણ મુખ્યત્વે એ છે કે તેમાં સંઘની અંદર સાધુઓ અને સાધ્વીઓ ઉપરાંત સંસારી પુરૂષો તથા સ્ત્રીઓને પણ દાખલ કરવામાં આવે છે. આથી કરીને ઉત્સાહ જળ-

વાઈ રહ્યો, તથા ધર્માચાર્યો અને સંસારીઓ વચ્ચે પરસ્પર વિરોધ પેદા થયો નહિ.

આવા વિરોધી ધર્મોને લીધે વૈદિક ધર્મમાં પણ ઘણા સુધારા વધારા થયા, અને તેની શરૂઆત લગભગ ઈ. સ. ના છઠ્ઠાથી આઠમા સૈકાની અંદર થયેલી માનવામાં આવે છે. આ વખતે બુદ્ધિ સ્વાતંત્ર્યના આવિર્ભાવ તરીકે હિંદુ ધર્મની જે જે શાખાઓ ઉભી થઇ, તેમાં મુખ્યત્વે શિવ અને વિષ્ણુ પૂજાનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો હતાં. શૈવમતનો પ્રસાર આઠમા સૈકામાં કુમારિલ ભટ્ટ અને તેના પ્રસિદ્ધ શિષ્ય શંકરાચાર્યે કર્યો. શંકરાચાર્યે સ્માર્ત શાખા સ્થાપી અને નીચલા વર્ગોમાં શિવપૂજાને લોકપ્રિય નાવી. મ્હીસુરમાં શૃંગેરી મઠથી કમાઉન પ્રાંતમાં બદ્રિનાથ સુધી તેણે મઠ સ્થાપ્યા, અને આજે પણ તેની જાતના મલબારના નંબુરી બ્રાહ્મણો બદ્રિનાથમાં પૂજારીઓ છે. તેના ઉપદેશથી મુખ્યત્વે ઉત્તર હિંદમાં બુદ્ધ ધર્મ પડી ભાંગ્યો.

શૈવ અને બૌદ્ધના પરસ્પર ઝઘડાથી સન્યાસી વર્ગ ઉભો થયો, તેમજ શૈવ અને ઉત્તર હિંદના ભગત લોકોની સ્પર્ધાને લીધે જોગી વર્ગ થયો, એવું મનાય છે. આ સિવાય અઘોરી વર્ગ જે કાદવ અને મુડદાં ખાય છે તે, ઉર્ધ્વબાહુ, આકાશમુખી, તથા ખોપરીનો પ્યાલા તરીકે ઉપયોગ કરનાર કાપાલિક વર્ગ, ઈત્યાદિ વર્ગો પણ સ્થળે સ્થળે ઉત્પન્ન થયા છે.

દક્ષિણ હિંદમાં સ્માર્ત અને લિંગાયત એ બે શૈવ શાખાઓ છે. સ્માર્ત શાખા બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ એ ત્રણેને પરમાત્માનાં સ્વરૂપો માનીને તેમની સરખી પૂજા કરે છે. આ શાખા ઉત્તરના બ્રાહ્મણો કરતાં વધારે સનાતન છે એમ કહી શકાય; કારણ કે, દક્ષિણના બ્રાહ્મણો ને ક્ષત્રિયો તથા બૌદ્ધો જોડે ઝઘડા કરવા પડ્યા નથી, તેમજ પ્રારંભના મુસલમાની ઝનૂનથી તેઓ તદ્દન મુક્ત રહેલા હતા.

બીજાપુરનો બાસવ ( સં—વૃષભ=નન્દી ) નામે બ્રાહ્મણ જે કલ્યાણીના રાજા બિજ્જલનો ( ઇ. સ. ૧૧૪૫—૧૧૬૭ ) પ્રધાન હતો, તેણે લિંગાયત શાખા સ્થાપી. આ લોકો શિવલિંગ અને નંદીની પૂજા કરે છે, અને

પુનર્જન્મને માનતા નથી. બાળલગ્ન પ્રતિબંધ, પુનર્લગ્નની છૂટ તથા એક જ્ઞાતિ તેમણે પ્રથમ દાખલ કર્યાં, પણ ઈ. સ. ૧૭ મા સૈકાની આખરથી ફરી જુના વિચારનું પ્રાબલ્ય થતું જાય છે.

વૈષ્ણવ સુધારકોમાં રામાનુજ, કબીર, ચૈતન્ય અને વલ્લભાચાર્ય મુખ્ય હતા. શંકરાચાર્યથી વિરૂદ્ધ રામાનુજનું એમ માનવું હતું કે, જીવ અને ઈશ્વર જુદા છે, અને તેનું પ્રતિપાદન તેણે શ્રી ભાષ્યમાં ઘણા વિસ્તારથી કરેલું છે. તેની પછી પાંચમા પુરૂષ રામાનંદે ૧૪ મા સૈકામાં ઉત્તર હિંદુસ્તાનમાં વૈષ્ણવ ધર્મ ફેલાવ્યો, અને હલકી જ્ઞાતિના શિષ્યોને દાખલ કરવાનો નવો રિવાજ દાખલ કર્યો.

તેના ૧૨ શિષ્યોમાં કબીરની હકીકત જાણવા જેવી છે, કેમ કે આગળ જતાં તેના ઉપદેશથી શિખ ધર્મનો પાયો નંખાયો. તેનો મુખ્ય ઉદ્દેશ હિંદુ અને ઇસ્લામીઓ વચ્ચે ઐક્ય કરાવવાનો હતો. તે કહેતો કે અલ્લી અગર રામ, એ માત્ર એકજ ઈશ્વરનાં જુદાં જુદાં નામો છે. વળી જ્ઞાતિમાં, દરજ્જામાં, કે ધર્મમાં જે ભિન્નતા દેખાય છે, તે તથા આ મર્ત્યજીવનના ફેરફારો અને પ્રસંગો, જે નજરે પડે છે, તે સર્વ માયા અગર ભ્રમ છે. મંત્રો અને યજ્ઞોથી સુખનો માર્ગ પ્રાપ્ત થતો નથી, પણ ઈશ્વર ભક્તિ અને ધ્યાનથી સહજ પ્રાપ્ત થાય છે. એવું કહેવાય છે કે તેના મૃત્યુ પછી તેના હિંદુ અને મુસલમાન શિષ્યો તેના શબને માટે તકરાર કરવા લાગ્યા, પણ ઉપરની ચાદર ખસેડી જોતાં માત્ર પુષ્પનો ઢગલો તેમણે દીઠો; તેમાંથી અર્ધ પુષ્પો હિંદુઓએ બનારસમાં લઇ જઇને બાળ્યાં, અને મુસલમાનોએ બાકીનાં અર્ધ ગોરખપૂર પાસે દફનાવ્યાં। કબીરે માંસ, મદ્ય અને મૂર્તિપૂજાનો નિષેધ કર્યો; પણ કબીર પંથીઓમાં હાલ તે પ્રમાણે વર્તન થતું લાગતું નથી, અને મૂર્તિ પૂજાનો પ્રચાર વધતો જાય છે. પણ ધર્મ સુધારક કરતાં એક લેખક તરીકે કબીર વધારે પ્રખ્યાત છે, અને તેના દુહા તથા

અને ઓરિસ્સામાં માથે ( ૧૮૪૫-૧૫૨૭ ) લીધું. મુસલમાનો સુદ્ધાંત તમામ લોકો તેના શિષ્યો થઇ શકતા. યજ્ઞોમાં પશુ હોમ, માંસ, અને મદિરા વિરુદ્ધ તેણે સખત ઉપદેશ કર્યો, અને ઇશ્વરભક્તિનું મુખ્ય અંગ સંકીર્તન છે, એમ શીખવ્યું. માત્ર બ્રાહ્મણો જ ગોસાઈ થઈ શકે એવો કાંઈ નિયમ નથી, તેથી બીજી હલકી જ્ઞાતિમાંથી ગોસાંઇઓ થયા છે.

વલ્લભ સંપ્રદાયમાં શૃંગારનો ભાગ વિશેષ હોવાથી તેમાં પાછળના સમયમાં ઘણી અનીતિ થઈ છે, અને ૧૮૬૨ ના મહારાજ લાઇબલ કેસ દરમ્યાન તે વિષે ઘણું અજવાળું પડવાથી હાલના પાશ્ચાત્ય કેળવણી પામેલા યુવાન વર્ગે તેમાં સુધારો કરવાનું આરંભ્યુ છે, તથા વૈષ્ણવ પરિષદો વગેરે ઉત્સાહભેર ભરવી શરૂ કીધી છે.

ગુરૂ નાનકે ( ૧૪૬૯-૧૫૩૮ ) પંજાબમાં શિખ ધર્મ સ્થાપ્યો, અને ગુરૂ ગોવિંદસિંહે ધર્મ સંસ્થામાંથી તેને રાજ્યકીય સંસ્થા બનાવી; ( ૧૬૭૫-૧૭૦૮ ). શિખ ધર્મ એક ઇશ્વરને માને છે, તથા અન્ય દેવોની પૂજાને ધિક્કારે છે. મૂર્તિપૂજા, યાત્રાઓ, શકુન, મંત્ર જંત્ર તથા ડાકિની વિદ્યાનો તે નિષેધ કરે છે. તેમજ જન્મ મરણ વખતે સંસ્કારની જરૂર નથી એમ કહે છે. એક સામાજીક સંસ્થા તરીકે તે જ્ઞાતિ ભેદને તથા બ્રાહ્મણોની શ્રેષ્ઠતાને સ્વીકારતો નથી. પાછળના સમયમાં કેટલાક શિખ લોકો બ્રાહ્મણોને ગોર પદવી આપવા લાગ્યા, તથા હરદ્વાર વગેરે સ્થળે યાત્રાએ જવા લાગ્યા; પણ હાલમાં સનાતન પક્ષ બળવાન થતો જાય છે, અને તેમના આચાર્યો આવા વલણની વિરૂદ્ધ ઉપદેશ કરવા લાગ્યા છે, તથા **ગ્રંથ સાહેબ**ના નિયમો બરાબર પાળવાનો આગ્રહ કરે છે.

શાક્ત સંપ્રદાય આશરે પાંચમા સૈકામાં પૂર્વ બંગાળ તથા આસામમાં ઉત્પન્ન થયો, અથવા તો તેના સિદ્ધાંતો તે દેશોમાં મુખ્યત્વે ફેલાયા, એમ ધારવામાં આવે છે. તેઓ દુર્ગા, કાળી, પાર્વતી વગેરે રૂપે પ્રકૃતિની પૂજા કરે છે. તંત્રોમાં લોહીનાં બળિદાન વગેરે આપવાનું જણાવેલું હોઇ આ પંથમાં

અનાચાર દાખલ થવાથી માર્ગી જેવા સાધુઓ પણ વખતે નજરે પડે છે. પણ હાલમાં આવા ઉપાસકોની સંખ્યા ઘટવા લાગી છે.

વૈષ્ણવ પંથમાં કબીરના સુધારાની અસર હજુ પણ નાબુદ થઇ નથી. દાખલા તરીકે છેક ઇ. સ. ૧૮૧૮ માં જન્મેલા આગ્રાના ખત્રી શિવદયાળ સિંહે રાધા સ્વામીનો પંથ સ્થાપ્યો; તેમજ કાશીના બ્રાહ્મણ સહજાનંદે કાઠિયાવાડ અને ગુજરાતમાં સ્વામીનારાયણનો પંથ સ્થાપી લુહાર, મોચી, કડિઆ, સુતાર વગેરે કનિષ્ઠ વર્ગોને પ્રભુની ભક્તિનો માર્ગ દર્શાવ્યો.

વળી કેટલાએક સુધારાનું સ્વરૂપ ધાર્મિક હોવાને બદલે સામાજીક હતું. હલકા વર્ગો જ્ઞાતિબંધનનો અનાદર કરી અધ્યાત્મવિદ્યાનો માર્ગ શોધવા લાગ્યા; રામાનંદના શિષ્યોમાં નામદેવ ભાવસાર હતો, સેન હજામ હતો, કબીર વણકર હતો, અને નાભાજી પણ તેવીજ જ્ઞાતિથી ઉતરેલો હતો.

આવી જાતની એક મુખ્ય સંસ્થા સતનામી કરીને હતી. અયોધ્યાના જગજીવનદાસ નામે રજપૂતે ૧૭ મા સૈકાના પ્રારંભમાં તે સ્થાપી, અને ૧૮ મા સૈકાને આરંભે ચમાર ધાશીદાસે પોતાની જ્ઞાતિમાં તેનો પ્રસાર કર્યો. તેના સાત મુખ્ય સિદ્ધાંતો છે. મધ, અમુક વનસ્પતિ તથા મૂર્તિપૂજાનો નિષેધ, ગાયોને હળમાં જોડવાના જુના ગોંડ રિવાજનો પ્રતિબંધ, બપોર પછી બળદ પાસે કામ નહીં કરાવવું, ઈત્યાદિ. આ પંથના સિદ્ધાંતો પ્રથમ ઘણા સરળ અને શુદ્ધ હતા, પણ ગોંડ લોકોમાં તેવી વિશુદ્ધિએ પહોંચવાની યોગ્યતા ન હતી, તેથી કરીને હાલમાં આ સંસ્થાની ક્રિયાઓ ભ્રષ્ટ અને પતિત સ્થિતિમાં આવેલી દેખાય છે.

હિંદુ ધર્મને સુધારવા માટે ૧૯ મા સૈકામાં કેળવાયેલા વર્ગો તરફથી કેટલાએક નવા પંથ થયેલા છે. તેમાં પહેલો બ્રહ્મસમાજ છે. મુંબાઈ તથા ગુજરાતમાં તેને પ્રાર્થનાસમાજ કહેવામાં આવે છે. તે ઈશ્વરૈક્યવાદને માને છે. તેના સ્થાપનાર મહાન સુધારક રામમોહનરાય (૧૭૭૪–

૧૮૩૩) હતા. દેવેન્દ્રનાથ ટાગોર, કેશવચંદ્રસેન, પ્રતાપચંદ્ર મોઝમદાર વગેરે તેના અનુયાયીઓ હતા. હાલમાં તેના ત્રણ વિભાગ પડી ગયા છે. આદિ સમાજ હિંદુ ક્રિયાઓ કરે છે, અને ઉપનિષદ્ વગેરેને જ અનુસરે છે, પણ કુરાન કે બાઇબલનો આધાર લેતા નથી, તેમજ ભિન્ન ભિન્ન જ્ઞાતિઓ વચ્ચે લગ્ન કરતો નથી. બીજો નવો બિધાન સમાજ છે. તેનો સ્થાપનાર કેશવચંદ્ર સેન હતો. તે હિંદુ, ખ્રિસ્તિ, બુદ્ધ કે ઇસ્લામ, તમામ ધર્મ ગ્રંથોનો આધાર લે છે. ત્રીજો સાધારણ બ્રહ્મસમાજ સૌથી આગળ વધીને તમામ જ્ઞાતિબંધનો તોડી નાંખે છે, તથા સ્ત્રીઓને પડદામાં રાખવાનું બંધ કરી જુદી જુદી જ્ઞાતિઓ વચ્ચે લગ્ન કરાવે છે.

હાલના સમયમાં ઉત્પન્ન થયેલો બીજો પંથ આર્યસમાજ છે. કાઠિયાવાડના દયાનંદ સરસ્વતીએ તે વાયવ્ય પ્રાંતોમાં સ્થાપ્યો છે. વેદ સિવાય બીજા ગ્રંથો તેમને પ્રમાણ નથી. તેઓ શુદ્ધ એકેશ્વરવાદનું પ્રતિપાદન કરે છે, મૂર્તિ પૂજાનું ખંડન કરે છે, અને હિંદુઓની સામાજીક સ્થિતિ સુધારવાને તથા આર્યોના અસલ રિવાજ પ્રમાણે બાળકોને કેળવણી આપવાનો પ્રયાસ કરે છે, અને તેવા હેતુથી હરદ્વારમાં ગુરૂકુળ જેવા આશ્રમો તથા જાલંધરમાં કન્યા મહાવિદ્યાલય વગેરે સ્થાપે છે. ગોવધ અટકાવવાનો તેના સ્થાપનારનો એક મુખ્ય ઉદ્દેશ હતો. હાલમાં માંસાહાર વિષે મતભેદ થતાં સમાજના બે વિભાગ પડી ગયા છે.

હિંદના ઘણા ભાગોમાં ભીલ, કોળી, ગોંડ, સંતાલ વગેરે અનાર્ય લોકો કોલેરા, શીતળા, મરકી વગેરેના અધિષ્ઠાતા દેવોને માનનારા છે; તેમની સંખ્યા કુલ ૮૫ લાખ છે, અને તેમના ધર્મનું નામ animism એટલે સર્વસંજીવવાદ ઠરાવવામાં આવ્યું છે, કેમ કે તેઓ નદી, પર્વત, વૃક્ષો વગેરે તમામ પદાર્થોમાં કોઈ દેવ અગર પિશાચ વસેલો છે, એમ માને છે.

આ સર્વ ઉપરાંત હિંદમાં મુસલમાન, પારસી યાહુદી અને ખ્રિસ્તિ ધર્મોનો સમાવેશ થાય છે. પણ તે સર્વની ઉત્પત્તિ બાહ્ય દેશોમાં થયેલી

હોવાથી હિંદના વર્તમાન બુદ્ધિસ્વાતંત્ર્યના નિરૂપણમાં તેમને વિષે ખાસ જુદી ચર્ચા કરવાની જરૂર નથી; કેમકે એક તો તે તે ધર્મોનાં ઉત્પત્તિસ્થાનમાં જે જે અર્વાચીન સુધારા થશે, તેમની અસર હિંદમાં પણ વહેલી મોડી થવી જોઇએ. તેમજ ખુદ હિંદમાં વર્તમાન પ્રગતિની જે જે અસરો હિંદુ ધર્મનાં અનેક તડો પર થવી સંભવે છે, તે સર્વ બાહ્ય ધર્મો ઉપર પણ એક અથવા બીજા રૂપમાં થશે, એમ ધારવામાં આવે છે.

ઉત્તર હિંદમાં મુસલમાનોમાં ધર્મ સુધારણા ઘણી થવા લાગી છે. યુવાનોને કેળવણી આપવાનું, ધર્મ ગ્રંથોના તરજુમા પ્રાંતિક ભાષાઓમાં કરાવી તેમનો પ્રસાર કરવાનું તથા ધાર્મિક ઝનૂન છોડી દઈ પાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્રનું અધ્યયન કરવાનું કામ તેમણે બહુ સારી રીતે આરંભ્યું છે; અને આવા સ્તુત્ય પ્રયત્નોનું ઉત્તમ દૃષ્ટાંત અલિગઢમાં સ્થપાયેલી ‘ઍંગ્લો ઓરિએન્ટલ’ કોલેજ છે.

પાશ્ચાત્ય સંસર્ગનો સર્વથી વધારે અને તાત્કાલિક લાભ લેનાર વ્યાપાર દક્ષ પારસી કોમ છે. તેઓ જરથુસ્ત્રના અનુયાયીઓ છે, અને ઇ. સ. ૭૧૭ માં અરબ્બી મુસલમાનોના ધાર્મિક ત્રાસથી નાસી સંજાનમાં આવ્યા. હાલમાં તેમની સંખ્યા લગભગ ૯૪૦૦૦ છે. તેમાંથી ૭૦૦ સિવાય બાકીના સર્વ મુંબાઇ ઇલાકામાં છે. તેમણે હિંદુ રાજ્યમાં ઘણાક હિંદુ રિવાજો લીધેલાં છે. પણ હાલમાં બ્રિટિશ અમલ થયા પછી હિંદની બીજી કોઇ પણ કોમના કરતાં તેમણે સામાજીક સ્થિતિમાં વધારે સુધારો કર્યો છે; સ્ત્રી વર્ગની ખરે-ખરી ઉન્નતિ કરનારી તે પહેલીજ કોમ છે; અને રાજ્યકીય, આર્થિક, ઔદ્યોગિક તથા સાહિત્ય વગેરે દરેક વિષયમાં તેઓ નવીન બુદ્ધિ સ્વાતંત્ર્ય-નો લાભ લેનારા છે.

મુંબાઈમાં કોલાબા તથા મલબારમાં કોચિન એ બે સ્થળો યાહુદીઓનાં મુખ્ય મથક છે. તેમની સંખ્યા ૧૮૦૦૦ ની છે. તેઓનું દેશી લોકો સાથે

સંમિશ્રણ થઈ જવાથી "ગૌર અને શ્યામ" એવા બે વર્ગ પડ્યા છે. તેઓ ઈ. સ. ના પહેલા તથા છઠ્ઠા સૈકામાં આવેલા મનાય છે.

હિંદુસ્તાનમાં ખ્રિસ્તિઓની સંખ્યા હાલ ત્રીશ લાખ છે, અને પાદરીઓના સખત પરિશ્રમથી તે વધતી જાય છે. છેલ્લાં ત્રીશ વર્ષમાં તે બમણી થઈ છે. યુરોપીઅન અને યુરેઝિયન વસ્તી બાદ કરતાં દેશી ખ્રિસ્તિઓની સંખ્યા ૨૫ લાખથી વધારે છે. તેમાં લગભગ ૩/૪ માત્ર મદ્રાસ ઇલાકામાંજ છે, કારણ કે શૂદ્ર વર્ગોનો ત્યાં અત્યંત તિરસ્કાર થતો હોવાથી તેઓ ખ્રિસ્તિ થઇ પોતાની સ્થિતિ સુધારી આત્મગૌરવ મેળવવાનું વધારે પસંદ કરે છે. ઘણા ખરા ખ્રિસ્તિઓ હલકા વર્ગોમાંથી આવેલા હોઇ તેમની સ્થિતિ ઘણી ગરીબ છે, તોપણ તે સુધારવાને તેઓ સતત યત્ન કર્યા કરે છે

આ તમામ ધર્મો વચ્ચે પરસ્પર સુલેહ કરાવી પ્રેમ જગવવાના ઉમદા હેતુથી વિદુષી બાઈ ઍની બીસંટે 'થીયૉસોફી' અગર બ્રહ્મવિદ્યાની સંસ્થાઓ હિંદનાં લગભગ દરેક પાટ નગરમાં સ્થાપી ખાસ હિંદુઓની ધર્મ વૃત્તિને સતેજ બનાવવા માટે બનારસમાં સેન્ટ્રલ હિંદુ કોલેજ તથા તેને અંગે ઘણીક નિશાળો સ્થાપી છે. હિંદના પ્રાચીન મહર્ષિઓની ઉચ્ચ ભાવનાઓ જે હાલ નિર્વીર્ય થયેલી દેખાય છે, તેમને ફરી બલવતી કરી હિંદુ ધર્મનું પુનરુજ્જીવન કરવાનું કાર્ય ઘણું પ્રશંસનીય છે; પણ તેની જોડે આત્મરહસ્ય વિદ્યા, ભૂત પ્રેતાદિનો સંબંધ વગેરે નહીં સાબિત થઇ શકે તેવી બાબતો મળેલી હોવાથી મી. લેકીની યૂરોપીય બુદ્ધિસ્વાતંત્ર્યની વ્યાખ્યાથી તે ઉલટી દિશામાં છે, એમ બુદ્ધિસ્વાતંત્ર્યના ઉપાસકોનું ધારવું છે.

ખરેખર જો આ ધોરણ ઉપરથી, એટલે ભૂત પ્રેતાદિ રહસ્ય વિદ્યાના પ્રચાર પરથી હિંદમાં વર્તમાન બુદ્ધિસ્વાતંત્ર્યના ઉદય વિષે મત બાંધવામાં આવે, તો તેવો ઉદય ઘણોજ થોડો થયેલ છે, એમ માનવાને આપણને પૂરતું કારણ મળશે. હિંદુસ્તાનની કુલ વસ્તીનો લગભગ ૮૦ ટકા જેટલો

ભાગ ગામડામાં રહેતો હોવાથી આવા પ્રકારના વહેમોને આધીન છે, એટલુંજ નહીં. પણ શહેરોના રહેવાસીઓ પણ મોટે ભાગે વહેમની જાળમાંથી હજુ મુક્ત થવા પામ્યા નથી. માત્ર લખતા વાંચવા જેટલી નામની કેળવણી લેનારા પુરૂષો સેંકડે દશ છે, અને સ્ત્રીઓ હજારે સાત છે, તો પછી ઉંચી કેળવણી લેનારાની સંખ્યા તો કાંઇજ હિસાબમાં નથી. વળી એક ગ્રંથકારે જણાવ્યું છે તેમ માત્ર પુસ્તકોના અભ્યાસથી વર્તન ઉપર ઝાઝી અસર થઈ શકતી નથી, પણ આસપાસના સંજોગો વડે જ થાય છે. માટે તેવા સંજોગોનો જ્યાં સુધી પૂરેપૂરો ઉદય થયો નથી, ત્યાં સુધી બી. એ. જેટલી અથવા તેથી પણ વધારે ઉંચી કેળવણી પામેલા માણસોનાં મન દૈવી ચમત્કારો, ભૂતપ્રેતાદિ વિષે માન્યતા, વગેરે બાબતોમાં શંકાશીલ રહે, તે બનવા જોગ છે.

હવે બુદ્ધિસ્વાતંત્ર્યને પોષનારા આવા સંજોગો કળાશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર, રાજ્યનીતિશાસ્ત્ર તથા અર્થશાસ્ત્રની ખીલવણીપર આધાર રાખેછે. યૂરોપમાં પંદરમા સૈકામાં પ્રાચીન ગ્રીક સાહિત્ય તથા ગ્રીક કળાશાસ્ત્રનુ પુનર્જીવન થતાં બુદ્ધિસ્વાતંત્ર્યનો નવો યુગ બેઠો. તેમજ હિંદુસ્તાનમાં પણ યૂરોપીયસાહિત્ય અને યૂરોપીય વિજ્ઞાનનો અભ્યાસ શરૂ થયો, ત્યારથી વર્તમાન બુદ્ધિસ્વાતંત્ર્યનો યુગ બેઠો, એમ કહી શકાય. ભારતીય પ્રાચીન શાસ્ત્રોનું સંશોધન, અને યૂયોપીય અર્વાચીન શાસ્ત્રોનો સમાગમ—એ બંને હલેસાંવડે આપણું બુદ્ધિસ્વાતંત્ર્યનું નાવ યૂરોપના કરતાં પણ વિશેષ પ્રગતિ ઘણી વધારે ઝડપથી કરી શકે તેવા અનુકૂળ સંજોગો આપણી આસપાસ આવી મળ્યાછે. બ્રિટિશ સામ્રાજ્ય તળે કોઈ અપૂર્વ સુલેહ જામીછે, એટલુંજ નહીં, પણ પ્રાચીન વસ્તુઓના સંશોધન તથા રક્ષણને માટે તેના તરફથી અનેક વિવિધ પ્રયત્નો કરવામાં આવે—

સંબંધી લખાણો પરથી જાણીએ છીએ કે 'અમુક ગુણોને માટે હિંદની પ્રાચીન ઇમારતો તદ્દન અનુપમ છે; બીજે કોઈ સ્થળે નહીં મળે તેવા પ્રકારનું કલ્પના બાહુલ્ય, અપરિમિત શ્રમ તથા સાંગોપાંગ રચના-વગેરે ગુણોનાં હિંદનાં પુરાણાં સ્થળોમાં ભંડાર ભર્યા છે.' દાખલા તરીકે રાજ-ગૃહ અથવા બુદ્ધ ગયા નજીક જરાસંધની બેઠક, ભોપાળ રાજ્યમાં સાંચી કાનાખેડાનો તથા બુદ્ધની મહાયાન શાખાવાળો અમરાવતીનો સ્તૂપ, અશોક મહારાજાના પૌત્ર દશરથે ઇ. સ. ૨૧૫ માં કરાવેલાં ગુહામંદિરો, અજંટા, ઇલોરા અને કાર્લીની સુપ્રસિદ્ધ ભવ્ય કરીગિરીના નમૂનથી ભરેલી વિશાળ ગુફાઓ, જૈન શૈલીનાં, આબુ, નાગડા, ગિરનાર શત્રુંજય વગેરે સ્થળો પરનાં મંદિરો, ઓરિસ્સામાં આવેલ ભુવનેશ્વરનાં મંદિરો, તથા 'આખી દુનિયામાં કદનો વિચાર કરતાં બાહ્યપરિષ્કારને વાસ્તે સર્વોત્તમ મનાયેલું નવગ્રહવાળું કર્નાટકનું દેવાલય-ઇત્યાદિ અસંખ્ય સ્થળો પ્રાચીન અને મધ્યકાલીન ભારત વર્ષનાં સ્થાપત્ય, શિલ્પ અને ચિત્ર કામના ઉત્કૃષ્ટ વિકાસની સાક્ષી પૂરે છે. આઇનિ અકબરીમાં અબુલ ફઝલ જણાવે છે કે 'મહારાજા અકબરના ઉદાર આશ્રયને લીધે જગત્પ્રસિદ્ધ ઇટલીય ચિતારાઓને ટક્કર મારે તેવા ૧૦૦ થી પણ વધારે ચિતારા ઉત્પન્ન થયા છે, અને સાધારણ પંક્તિના તો બેસુમાર છે; હિંદુઓનું ચિત્રકામ તથા રંગપૂર્તિ આપણી કલ્પનાથી ઉપરવટ જાય છે, અને આખી દુનિયામાં તેઓના બરોબરીઆ કોઈ નથી.'

આ સઘળું છતાં અકબર સરખા મહા પુરૂષના ઉદાર પ્રયત્નોથી પણ હિંદમાં સ્વતંત્ર ચિત્રકળાની કે શિલ્પવિદ્યાની શાખા સ્થપાઇ નહીં, તે બતાવી આપે છે કે અર્વાચીન યુગના હિંદુઓ ફારસી તથા યૂરોપીય શૈલીનું અનુકરણ કરવામાં ઘણા બાહોશ હતા, પણ તેઓમાં કોઇ સ્વતંત્ર શાખા જન્મી શકી નહીં, અને આજે પણ હિંદના વતનીઓ-ઉચ્ચ કેળવણી પામેલા વર્ગ સુદ્ધાંત-એકંદર સૌંદર્ય વિવેકની બુદ્ધિમાં બહુ પાછળ છે, એમ કહીએ તો જરા પણ ખોટું નથી. આપણી પ્રજામાં રસવૃત્તિ બહુજ થોડી

કેળવાયેલી છે, તેનો એક સરસ દાખલો એ છે કે આપણા શ્રીમંતોને ઉમરાવો બહુ ખર્ચ કરતાં છતાં પોતાનાં ગૃહોને તથા દિવાનખાનાંને એવી કઢંગી રીતે શણગારે છે કે તે જોતાં ઉચ્ચરસવૃત્તિવાળા વિદેશી ગૃહસ્થોને હસવું આવે છે! સુભાગ્યે હાલમાં સર જમશેદજી જીજીભાઇ સ્કૂલ ઑફ્ આર્ટ, વડોદરાનું કલાભુવન, મદ્રાસ, કલકત્તા, લાહોર વગેરેની તેવીજ સંસ્થાઓ આ દિશામાં યથાશક્તિ પ્રયાસ કરી રહી છે, અને રાજા રવિવર્મા જેવા નિર્માણ દક્ષ ચિત્રકારો ઉત્પન્ન થવા લાગ્યા છે, તે ઉપરથી આપણે આશા રાખીશું કે ભવિષ્યમાં હિંદમાં રૅફેલ અને માઇકેલ એન્જેલો જેવા ચિત્રકારો તથા વિશ્વકર્મા, નળ અને મયાસુર જેવા માત્ર કાલ્પનિક ગણાતા નહીં, પણ ખરેખરા શિલ્પીઓ ફરી જન્મ પામશે!

સાહિત્ય ક્ષેત્રમાં છેલ્લી પચ્ચીશી દરમ્યાન દેશી ભાષાઓ તરફ કેળવણી પામેલા વર્ગોની બેદરકારી દૂર થતી જોઇએ છીએ, અને બંગીય સાહિત્ય પરિષદ્, મરાઠી સાક્ષર સંમેલન, ગુજરાતી સાહિત્ય પરિષદ્ તથા નાગરી પ્રચારિણી સભા—ઇત્યાદિ સંસ્થાઓ પ્રતિદિન ઉત્કર્ષ પામતી જાય છે, અને પૂર્વમાં બંકીમ તો પશ્ચિમમાં ગોવર્ધનરામ જેવા નવલકથાકારો અને માઇકેલ તથા કલાપી જેવા નવા યુગના કવિઓ ઉત્પન્ન થવા લાગ્યા છે. પણ પ્રજા વર્ગમાં એકંદરે પ્રતિભાશક્તિની ખામી છે, એમ કબુલ કર્યા વગર ચાલતું નથી.

નાટકોની સ્થિતિ ઘણી ક્ષુદ્ર છે, કારણ કે સાધારણ જનસમુદાયમાં સૌંદર્ય વિવેકની ખામી છે, અને શિષ્ટ વર્ગના પ્રેક્ષકોમાં પણ સ્થૂલ વાસનાઓ વિશેષ અંશે હઇ નાટક મંડળીઓમાં જમાનાને અનુસાર સુધારો થતો નથી. વળી સ્ત્રી વર્ગ તરફ જ્યાં લગી પ્રજામાં માનભરી વૃત્તિ પેદા નહીં થાય, ત્યાં લગી નાટકનાં સ્ત્રી પાત્રો નિંદ્ય સ્થિતિ ભોગવતાં રહેશે, અને યૂરોપના જેવા ઉત્તમ ખેલાડીઓ ઉત્પન્ન થઇ શકશે નહીં.

સંગીતનો તો તમામ ઉચ્ચ કુટુંબોએ પોતાનાં ગૃહોમાંથી બહિષ્કાર

કરેલો હોવાથી તે માત્ર વારાંગનાઓને આજીવિકાનું સાધન થઈ પડયું છે, એ ઘણી શોચનીય સ્થિતિ છે. દક્ષિણ હિંદની તામિલ તથા તેલંગી પ્રજાઓમાં છેક આવી સ્થિતિ નથી.

હવે બુદ્ધિસ્વાતંત્ર્યને ખીલવનારા સંજોગોમાં કળા અને સાહિત્યથી બીજે નંબરે વિજ્ઞાનશાસ્ત્ર છે.

પ્રથમ દૃષ્ટિએ જોતાં બહુ નવાઇ જેવું લાગે છે કે આખી દુનિયાને દશાંશ રીતિ તથા ગણિતના આંકડા શીખવનાર તથા શેતરંજ જેવી બુદ્ધિબળની રમત શોધી કહાડનાર પ્રજા હાલના વિજ્ઞાન શાસ્ત્રમાં ઘણીજ પછાત રહી ગઈ હોય. જે પ્રજામાં ન્યૂટન અને ગેલિલિઓના જન્મ પહેલાં સુમારે એક હજાર વર્ષ અગાઉ આર્યભટે પૃથ્વીની ધરીની આસપાસ તેના દૈનિક ગતિનું પ્રતિપાદન કરેલું છે, તથા સૂર્ય ચદ્રનાં ગ્રહણનાં ખરાં કારણો શોધી કહાડયાં છે, અને જેમાં વરાહમિહિર બ્રહ્મગુપ્ત અને ભાસ્કરાચાર્ય જેવા ખગોળવેત્તાઓ તથા ગણિત શાસ્ત્રીઓ ઉત્પન્ન થયા છે, તે જ પ્રજાના વારસોએ અત્યારે વિજ્ઞાનશાસ્ત્રના દરેક વિભાગમાં ઘણાજ પાછળ હોય તે બહુ અજાયબ જેવું પણ વાસ્તવિક છે.

ખગોળ વિદ્યાની પડતી થઇ; અને ફલિત જ્યોતિષ પ્રબળ થયું, ત્યારથી વૈજ્ઞાનિક શોધનાં દ્વાર બંધ થયાં.

વૈદ્યોએ વહાડકાપનું કામ ઘણું ખરૂં છોડી દેવા હિંદમાંથી શારીર શાસ્ત્રનો લોપ થયો.

હાથ મહેનતનું કામ હલકું ગણાવાથી બ્રાહ્મણોએ તે સર્વ અભણ કારીગરોને સોંપી દીધું. આ બિચારા લોકો ઘણી ચતુરાઇથી પોતાનો વંશ પરંપરા ધંધો શીખી જતા, પણ નવીન ઉત્પાદક શક્તિ બહોળી કેળવણી વગર પ્રાપ્ત થવી મુસ્કેલ છે, માટે તેઓને યૂરોપી કારીગરોના જેવાં યંત્રો બના-

વવાનું, અથવા વરાળ વીજળી કે ગ્યાસને ઉપયોગમાં લેવાનું સુઝયું નહીં. યૂરોપમાં ૧૯ મા સૈકામાં જે મિલો ઉભી થઇ છે, તેણે આપણા વ્યાપારને તથા આપણી હાથની કારીગિરીને હંફાવી દીધાં છે, અને દિવસે દિવસે આપણે વ્યાપાર તથા ઉદ્યોગના પ્રત્યેક વિભાગમાં પાછા હઠતા જઇએ છીએ.

પણ છેલ્લાં ૨૫ વર્ષ દરમ્યાન આપણે પણ યૂરોપીય ઉદ્યોગોનું અનુકરણ કાંઇક દરજ્જે કરવામાં ફતેહમંદ થયા છીએ, અને મુંબાઇ, અમદાવાદ વગેરે શહેરો મિલના ઉદ્યોગનાં કેન્દ્રસ્થાન થઇ પડયાં છે, તથા બીજાં ઘણાં ખરાં શહેરોમાં થોડી ઘણી મિલો સ્વદેશી હિલચાલ દરમ્યાન ઉભી થઈ છે. આ ઉપરાંત વિજ્ઞાન શાસ્ત્રના અભ્યાસ માટે યૂરોપ, અમેરિકા તથા જાપાન જનારા યુવાનોની સંખ્યા પ્રતિવર્ષ વધતી જાય છે. મી. તાતાની ઉદાર બક્ષિસથી તથા હિંદી સરકારની સહાનુભૂતથી કાવેરી નદીના ધાટપર બેંગલોરમાં અને મૈસુર સરકારની કીમતી મદદ અને સહાનુભૂતિથી વૈજ્ઞાનિક શોધખોળને માટે સંસ્થા સ્થપાઈ ચૂકી છે, તેમજ મુંબાઇમાં પ્રોફેસર ગજ્જર અને કલકત્તામાં પ્રો. બોઝ જેવા કુશળ વૈજ્ઞાનિકો એજ દિશામાં ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે—તે સર્વ હિંદની પ્રજામાં બુદ્ધિસ્વાતંત્ર્યને ખીલવનારાં આશાજનક ચિન્હો છે.

રાજ્યનીતિ શાસ્ત્રમાં આપણે પાશ્ચાત્ય પ્રજાઓની પંક્તિમાં ગણાવા લાયક થઇએ, તેને વાસ્તે ઉત્તમમાં ઉત્તમ સંજોગ છેલ્લાં ૧૫૦ વર્ષ થયાં હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યની સ્થાપના છે. આ સામ્રાજ્યથી વ્યક્તિમાત્રને તથા સમગ્ર દેશને થયેલા ફાયદાનું વર્ણન કરવાને બદલે એટલું જ જણાવવું બસ છે કે હિંદમાં મહાભારતના કાળથી આજસુધી અનેક રાજ્યો થઈ ગયાં છે પણ તેમાં કોઇએ કાયમને માટે વ્યક્તિ સ્વાતંત્ર્ય તથા પ્રજામતને કેળવવાનો ખરેખરો યત્ન કીધો હોય, તો તે માત્ર બ્રિટિશ સલ્તનત છે. તેને પગલે ચાલીને દેશી રાજ્યો પણ અસલથી ચાલતી આવેલી પોતાની નિરંકુશ

સત્તામાં ઘટાડો કરી લોકમતને કેળવવા તથા તેને વિશેષ માન આપવા લાગ્યા છે. લૉર્ડ મોરલીના સુધારા તથા મહારાજા ગાયકવાડે તેજ દિશામાં આરંભેલું કાર્ય–એ બંને પ્રકારની પ્રગતિમાન રાજ્ય સંસ્થાનાં ઉત્તમ ઉદાહરણો છે. કમનસીબે હજુ હિંદનો મોટો પ્રજાવર્ગ દેશ કલ્યાણ અગર રાજ્ય ભક્તિના પ્રશ્નો તરફ ઉદાસીન વૃત્તિવાળો જણાય છે. અને અલ્પદૃષ્ટિથી કૂપ મંડુકની પેઠે પોતાના નાના મંડળમાં માત્ર સામાજીક, ધાર્મિક વગેરે પ્રશ્નો વિષે વધારે જાગ્રત રહે છે.

આ સર્વ મન્દતાનું ખરૂં ઔષધ યોગ્ય કેળવણી અને અનુકૂળ પરિસ્થિતિ છે.

પણ પ્રથમ યોગ્ય કેળવણી વગર પરિસ્થિતિની અનુકૂળતા સમજવા જેટલી પણ કદર હોતી નથી, તો પછી તેનો લાભ લેવાનું શી રીતે બની શકે?

દાખલા તરીકે, આ શાંતિના સમયમાં શહેરોની બહાર રહેવું તદ્દન સલામતી ભરેલું હોવા છતાં આપણા શ્રીમંત લોકો પોતાનાં બચ્ચાંની તંદુરસ્તીની ખાતર પણ યૂરોપીઅન લોકોની પેઠે છુટાં છુટાં મકાનો બાંધી બાગ બગીચાવડે તેમને સુશોભિત બનાવી શહેરોની ગીચ વસ્તીના કઠિન થઈ પડેલા પ્રશ્નનું નિરાકરણ કરવામાં થોડે અંશે પણ સહાયભૂત થતા નથી તે કેટલું ખેદકારક છે!

માટે કેળવણીને ફરજીઆત કરવાના સવાલ તરફ કેટલોક સમય થયાં પ્રજાના આગેવાનોનું તથા સરકારનું ધ્યાન ખેંચાયું છે.

તેને પરિણામે જ્યારે આપણા ખેડુતો પરસ્પર સહાયક મંડળો નીમી લેણદાર સાહુકારોના પંજામાંથી મુક્ત થશે, અને પશ્ચિમના ખેડુતોની માફક બુદ્ધિપૂર્વક યંત્રોની મદદ વડે, સુધરેલી રીતિ મુજબ ખેતી કરવા લાગશે ત્યારે હિંદુસ્તાનમાંથી દુકાળનો ભય ઓછો થશે.

અને મધ્યમ વર્ગના ગૃહસ્થો તથા જમીનદારો પોતાની દોલત ઘરેણાં ગાંઠાંમાં નકામી રોકવાને બદલે અથવા ત્રણ ટકાથી બેંકોમાં નિરર્થક પડી

રાખવા કરતાં જ્યારે વધારે સાહસિક બની વિદેશી હુન્નર ઉદ્યોગોને આ દેશમાં ખીલવવા તત્પર થશે, ત્યારે કારીગર વર્ગોમાં કોઇ અપૂર્વ સાહસ વૃત્તિ જાગશે, અને તેને પરિણામે હિંદની ભૌતિક તથા માનસિક પ્રગતિ વહેલી થશે.

આવી રીતે ખરા આર્થિક સિદ્ધાંતો સમજાવાંથી ધર્મ ગુરૂઓ તથા આચાર્યો પણ નિરક્ષર મટી વિદ્યોપજીવી બનશે, અને સંસારનું મિથ્યાપણું એક અવાજે ગાયા કરવાને સ્થાને સંસારમાં સ્વર્ગનું સુખ શી રીતે આણવું, અને વિસ્તૃત ઔદાર્યના તથા ભ્રાતૃભાવના સિદ્ધાંતો હિંદની અનેકરંગી પ્રજામાં શી રીતે ફેલાવવા, ઇત્યાદિ પ્રવૃત્તિના સદુપદેશવડે હિંદની સૈકડો વર્ષો થયાં ખોટા નિવૃત્તિ માર્ગમાં ડુબેલી પ્રજાનો ઉદ્ધાર કરશે

અને તેવા સદુદપદેશવડે સ્વાત્માર્પણ, તપોવૃત્તિ, દાનશીલતા, રાજનિષ્ઠા વગેરે પ્રાચીન આર્યજનોના સદ્ગુણોનો અર્વાચીન આર્યાવર્તમાંથી યૂરોપ-અમેરિકાની પેઠે કેવળ ભૌતિક સંસ્કૃતિના એક દેશીય વધારાથી ભ્રંશ ન થવા પામે, એવી પ્રાર્થના સહિત આ ગ્રંથની સમાપ્તિ કરવામાં આવે છે.





# ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાં મળતાં પુસ્તકોની યાદી.

૧ અકબરચરિત્ર—કર્ત્તા રા સા મહીપતરામ રૂપરામ નિલકંઠ સી. આ. ઇ. મુંબઇ ઇલાકાના કેળવણી ખાતા તરફથી, લાઇબ્રેરી અને ઇનામ માટે મંજુર. આવૃત્તિ છઠ્ઠી પૃ. ૧૯૨ કીંમત આઠ આના.

૨ આલફ્રેડ ( મહાન્ )નું જીવનચરિત્ર.—ઇંગ્લાંડના એંગ્લો સેક્ષન રાજ્યોને એકત્ર કરનાર અને ઇંગ્લાંડપર હલ્લો કરનાર ડેન લોકોને હંફાવનાર. તૈયાર કરનાર ચુનીલાલ બાપુજી મોદી ઇનામ માટે મંજુર. આવૃત્તિ પાંચમી પૃ. ૭૬ કીંમત પાંચ આના.

૩ ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર—સુપ્રસિદ્ધ બંગાળી સુધારકનું જીવનચરિત્ર બંગાળી પરથી અનુવાદ કરનાર કૃપાશંકર દોલતરામ ( રૂશિયા રાજા રામ મોહનરાય વગેરે ગ્રંથોના લેખક ) પુસ્તક સરળ અને સાદી ભાષામાં લખાયું છે પૃ. ૨૧૦ કીંમત નવ આના

૪ ઉદ્યોગી પુરૂષો—દુનિયાના જાણીતા મહાન પુરૂષોનાં સંક્ષિપ્ત જીવન વૃતાંત લેખક નારાયણ હેમચંદ્ર પૃ. ૯૦ કીંમત ચાર આના.

૫ એલ્ફિન્સ્ટન—( માઉન્ટ સ્ટુઅર્ટ ) મુંબઇના માજી ગવર્નર સાહેબનું જીવનચરિત્ર. રૂલર્સ ઑફ ઇંડિયા માળામાંનું ભાષાંતર કર્તા ચુનીલાલ માણેકલાલ ગાંધી બી. એ. એલ. એલ. બી. ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર પૃ. ૨૬૦ કીંમત બાર આના.

૬ કુમારી કાર્પેન્ટરનું ચરિત્ર—જન સેવામાં પોતાનું જીવન અર્પણ કરનાર ઇંગ્રેજ બાઇનું રસિક અને બોધદાયી જીવનચરિત્ર. લેખક દેવરામ શિવરામ ત્રિવેદી પૃ. ૧૪૪ કીંમત ત્રણ આના.

૭ જાવજી દાદાજી ચોધરીનુ ચરિત્ર—મુંબઇના નિર્ણયસાગર પ્રેસના માલેકનું ચરિત્ર એમાં જાવજી શેઠ ગરીબાઇમાંથી તવંગર શી રીતે થયા અને આટલી ખ્યાતિ પ્રાપ્ત કરી તેનું સુંદર વર્ણન છે. લેખક છગનલાલ વિદ્યારામ રાવળ પૃ. ૪ કીંમત બે આના

૮ ડીમોસ્થનીસનુંચરિત્ર—ગ્રીસના મહાન વકતા કે જેનાં ભાષણો દુનિયામાં વકૃત્વના આદર્શ રૂપ ગણાય છે તેનું ચરિત્ર મરાઠી ઉપરથી ભાષાંતર કર-

૯ ધાર્મિક પુરૂષો—હિન્દુસ્તાનના પ્રસિદ્ધ આચાર્યો અને સાધુ સંતોનો સંક્ષિપ્ત જીવન વૃતાંત લેખક નારાયણ હેમચંદ્ર વિષય "નાનક, કબીર, કુકુગુરૂ, બિલ્વમંગળ, લાલાચાર્ય, હરિદાસ, ચૈતન્ય રઘુનાથ સનાતન ગોસ્વામી પરમહંસ રામકૃષ્ણ તુકારામ." પૃ. ૯૬. કીંમત ચાર આના.

૧૦ નામાંકિત નારીઓ—યુરોપની પ્રસિદ્ધ સ્ત્રીઓનાં જીવન ચરિત્ર ઇંગ્રેજીપરથી રચનાર બહેનો વિષય. મહારાણી વિકટોરીયા, લેડી જેન ગ્રે. રૂશિયાની કેથેરાઇન શહેનશાહબાનુ જોસફાઇન, મેરિયા થેરીસા, મેરી ઍનટોઇનેટ વગેરે. પૃ. ૧૧૨. કીંમત છ આના.

૧૧ પ્રેસિડન્ટ લિંકનનું ચરિત્ર—અમેરિકાના પ્રજા સત્તાક મંડળના પ્રેસિડન્ટનું બોધદાયી ચરિત્ર લેખક સુપ્રસિદ્ધ સાક્ષર મણિશંકર રત્નજી ભટ્ટ બી. એ. સ્વર્ગ અને નર્કના કર્ત્તા ભાવનગર રાજ્યના કેળવણી ખાતાના ડીરેકટર (પ્રો. બળવંતરાવ–ક–ઠાકોરે તેનો ઐતહાસિક ઉપોદ્દ્ઘાત લખ્યો છે.) પૃ. ૨૦૪ કીંમત બાર આના.

૧૨ પાર્વતી કુંવરચરિત્ર—ગુજરાતના મહાન્ સુધારક રા. સા. મહીપતરામભાઇ નાં પત્નીનું સુબોધજીવન વૃત્તાંત લેખક સુપ્રસિદ્ધ કવિ ગણપતરામ રાજારામ ભટ્ટ. લઘુભારત અને પ્રતાપ નાટકના કર્તા. આ પુસ્તક હરિફાઇના ઇનામના નિબંધોથી પસંદ કરીને છપાવવામાં આવ્યું છે, ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર આવૃતિ બીજી પૃ. ૬૦ કીંમત ત્રણ આના.

૧૩ ફાર્બસ જીવનચરિત્ર અને ફાર્બસ વિરહ—રાસમાળાના લેખક, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સ્થાપનાર. કર્તા સુપ્રસિદ્ધ વિદ્વાન સાક્ષર મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી. ફારબસ સાહેબનું નામ સમસ્ત ગુજરાતી ભાષા બોલનારી અમલમાં જાણીતું છે. ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર પૃ. ૮૦. કીંમત છ આના.

૧૪ ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર—ઇંગ્લાંડના મહાન્ તત્વચિંતક અને ઇલીઝાબેથ રાણીના ચાન્સેલર–સુપ્રસિદ્ધ વિદ્વાન બેકનનું વૃતાંત ઇંગ્રેજી પરથી. લખનાર મોતીલાલ છોટાલાલ દેસાઈ બી. એ. એલ. એલ. બી. લાઇબ્રેરી માટે મંજુર પૃ. ૩૯૩ કીંમત સવા રૂપિયો.

૧૫ બેન્જામીન્ ફ્રાંકલિનનું ચરિત્ર—અમેરિકાના મહાન્ પુરૂષનું વૃત્તાંત અનુક્રમણિકા પ્ર. ૧ લું. બાળપણ. પ્ર ૨ જું છાપખાનામાં શાર્ગિદ. પ્ર. ૩ જું પલાયન. પ્ર. ૪ થું. ફ્લાડેલ્ફિયાથી લંડન. પ્ર. ૫ મું લંડનમાં. પ્ર. ૬ ઠું ફિલાડેલ્ફિયામાં. પ્ર. ૭ મું. " જન્ટો " મંડળી. પ્ર. ૮ મું. ફ્રાંકલિન અને મેરિડીથની પેઢી. પ્ર. ૯ મું લગ્ન તથા પુસ્તકાલયની સ્થાપના. પ્ર. ૧૦ મું. અધિપતી અને " ગરીબ રીચર્ડનું " પચાંગ. પ્ર. ૧૧ મું. જાત કેળવણી પ્ર. ૧૨ મું. લોક હિતેચ્છુ શહેરી, પ્રકરણ ૧૩ મું. વીજળી સંબંધી શોધો વગેરે. ૩૪ પ્રકરણો ઇનામ લાઇબ્રેરી માટે મંજુર આવૃતિ ૨ જી. પૃ. ૩૫૨ કીંમત એક રૂપિયો.

૧૬ બોધક ચરિત્ર—સદાચારણી પુરૂષોનાં વૃત્તાંતો. ચરિત્રશાળી પિંગાળ, ચાર્લસ ડોમેટ, મૂળરાજ વગેરે, વગેરેનાં ચરિત્રો. લેખક નારાયણ હેમચંદ્ર પૃ. ૨૪૦ કીંમત ચાર આના.

૧૭ મિસ ફ્લોરન્સ નાઇટીગેલ.—દુઃખી માણસનું દુઃખ નિવારનાર અને દર્દી માંદા મનુષ્યોની સારવાર માટે જાણીતી વિદુષી બાઇનું જન્મ વૃત્તાંત. પુસ્તક બહુ રસિક અને સુંદર ભાષામાં. ગુજરાતનાં પ્રથમ સ્ત્રી ગ્રેજ્યુએટ સૌ. શારદા મહેતા. બી. એ. એ લખ્યું છે. ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર. પૃ. ૧૦૪ કીંમત ચાર આના.

૧૮ રણજીતસિંહ—પંજાબના સિંહનું ચરિત્ર. ( રૂલર્સ ઓફ ઈંડિયા સિરિઝનું ભાષાંતર ) કર્તા ડાહ્યાભાઇ પી. દેરાસરી. બાર૦ એટ૦ લો. સરલ પદાર્થ વિજ્ઞાન, ખુલ ખુલ્ર, વનસ્પતી શાસ્ત્ર વગેરેના લેખક. ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર. આવૃત્તિ બીજી. પૃ. ૨૪૦ કીંમત બાના.

* * *

બાકીનાં પુસ્તકોની યાદી માટે લખો—

આસિ. સેક્રેટરી ગુ. વ. સોસાઇટી,

ભદ્ર—અમદાવાદ.

---

